# કાવ્યશાસ્ત્ર.



છપાવી પ્રસિદ્ધ કરનાર,


રાજકવિ નથુરામ સુંદરજી શુક્લ,

વાંકાનેર નિવાસી.







સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦




મૂલ્ય. રૂા. ૫-૦-૦

પોસ્ટેજ જુદું.

સાહિત્ય વિલાસી, શ્રીમંત વાંસદાનરેશ
મહારાઉલ શ્રી ઇન્દ્રસિંહજી પ્રતાપસિંહજી.



જન્મ. તા. ૧૬-૨-૧૮૮૮

રાજ્યાભિષેક. તા. ૧૧-૧૧-૧૯૧૧

આનંદ પ્રીન્ટીંગ પ્રેસ—ભાવનગર.



# અર્પણ પત્રિકા.

અખંડ પ્રૌઢપ્રતાપ નેકનામદાર ખુ. મહારાજા
શ્રી ૧૦૮ ઇન્દ્રસિંહજી બહાદુર.
સ્વ. વાંસદા.

કૃપાસિન્ધુ!

આપ નામદાર શ્રીની પોતાને ત્યાં કલાકોવિદોને આમંત્રણ
આપી સાહિત્ય સંગીતાદિની તૃષાને તૃપ્ત કરવાની
વૃત્તિને અંગે થએલ મ્હારા આપ ના. શ્રી સાથેના
અલ્પ સહવાસથી ઉદ્ભવેલ અભિલાષાને
આ કાવ્યશાસ્ત્રરૂપી સાહિત્યસુધા-
સિન્ધુ અર્પણ કરી મ્હારી
જાતને કૃતકૃત્ય
માનું
છું.

લી૦ ભવદીય,
રાજકવિ નથુરામ સુંદરજી.




પ્રિય પાઠકગણ !

શ્રીમાન મહામહોપાધ્યાય શાસ્ત્રીવર્ય હાથીભાઈ હરિશંકરના હસ્તથી લખાએલી પ્રસ્તાવના જ્યાં હોય ત્યાં મારે વિશેષ નિવેદન કરવા જેવું કંઇ રહેતું નથી. છતાં મારે જણાવવું જોઈએ કે આ પુસ્તક લખતી વખતે મેં મારો સ્વતંત્ર અભિપ્રાય ક્યાંઇ પણ દર્શાવ્યો નથી. કાવ્યના સામાન્ય લક્ષણથી આરંભીને અલંકાર પ્રકરણ સુધી સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રાચીન આચાર્યો અને અર્વાચીન લેખકોના મતો દર્શાવેલા છે.

ગૂર્જર ભાષામાં સાહિત્યનો વિષય ઘણોજ અલ્પ હોવાથી સંસ્કૃત ભાષામાં શું શું અને કેવા કેવા સૂક્ષ્મ ભેદો રહેલા છે તે દર્શાવવા યત્ન કર્યો છે, જેમ નાયક નાયિકાઓના ભેદો રસમંજરી વગેરે ગ્રન્થોમાં છે તે કરતાં વૃજભાષાના કવિઓએ વિસ્તારથી અને સૂક્ષ્મતર દર્શાવ્યા છે તે સર્વ આ પુસ્તકમાં મારાથી બન્યા તેટલા ઉધ્ધૃત કર્યા છે. એ ભેદો જોકે અમુક ભેદોમાં અંતર્ભૂત થાય તેવા છે, તોપણ આપણા ગૂર્જર વાચકોને કંઇક નવિનતા જેવું દેખાશે ખરૂં. અને એમ પણ ભાન થશે કે વૃજભાષાના કવિઓએ ગૂર્જર ભાષાના કવિઓ કરતાં સાહિત્યમાં કંઈક વિશેષ ભાગ લીધો છે.

અલંકારના વિષયમાં શ્રી જશવંત જશોભૂષણકારના લક્ષણો પ્રથમ ટાંકયા છે. એ ગ્રન્થકર્તાનો નામમાંજ લક્ષણ હોવું જોઇએ એવો દઢ નિશ્ચય છે. એ નિશ્ચય સત્ય છે કે અસત્ય છે એ કહેવા હું માગતો નથી. પણ આ એક નવિન વિષય વાંચવાથી સાહિત્યપ્રેમીઓને પોતાની તુલનાશક્તિને અજમાવવા સમય મળશે આમ ધારી લખેલ છે.

શ્રી " જશવંત જશોભૂષણ " ના કર્તા કેટલાએક અલંકારો પ્રાચીન સંસ્કૃત ગ્રન્થોમાં નહિ એવા પોતાની કલ્પનાથી જ લખતાં

જણાવે છે કે જેમાં ચમત્કાર ઉત્પન્ન થાય તેવી રચનાને અલંકાર નામ આપી કવિઓ નવા અલંકારો બનાવી શકે છે.

આ સિવાય એ મહાશય એમ પણ માને છે કે ઘણા આચાર્યોએ અલંકારના લક્ષણ બાંધવામાં અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ આદિ દોષ રાખેલા છે એથી તેઓ જગો જગો ઉપર પ્રાચીન આચાર્યોના લક્ષણ ઉદાહરણોનું ખંડન કરે છે, આ વિષયની સાથે મારે કંઈ સંબંધ નહી હોવાથી તેવાં ખંડનમંડનનો ત્યાગ કરી ભિન્ન ભિન્ન આચાર્યોનાં લક્ષણોજ ઉધ્ધૃત કર્યાં છે કે જેથી વાચકવૃન્દને ભિન્ન ભિન્ન આચાર્યોના અભિપ્રાયો જાણવામાં આવે.

આપણા ચાલતા અલંકારના ગ્રંથોમાં નામોનો અકારાદિ ક્રમ રાખવામાં આવ્યો નથી. માત્ર જશવંતજશોભૂષણકારેંજ અકારાદિ ક્રમ રાખ્યો છે. મેં પણ એક નૂતન ક્રમ હોઇ તેજ પ્રમાણે રાખેલ છે.

પ્રાધાન્ય અલંકાર અને અંતર્ભૂત અલંકારના વિષયમાં જેટલું બન્યું તેટલું વિસ્તારથી લખેલ છે. તેમાં કંઇ બાકી રહી જતું હોય તો સાહિત્યપ્રેમી સાક્ષરો શોધી લેશે એવી મને આશા છે.

सहृदयाः कविगुम्फनिकासु ये
कतिपयास्त इमे न विशृङ्खलाः
रसमयीषु लतास्विव षट्पदा,
हृदयसारजुषो न मुखस्पृशः ।

જેમ ભ્રમર રસવાળી લતાના અન્ય ભાગને મુખ સ્પર્શ નહિ કરતાં માત્ર આન્તરિક ( સાર ) મકરન્દનેજ ગ્રહણ કરે છે તેમ જે કેટલાક સહૃદય પુરૂષો હોય છે તેજ કવિકૃત નિબંધને વિષે દોષ તરફ દૃષ્ટિ નહિ કરતાં માત્ર ગુણનુંજ ગ્રહણ કરે છે.

લી. ભવદીય,
રાજકવિ નથુરામ સુંદરજી.
ગ્રન્થકર્તા.

## ગ્રંથ કર્ત્તા.



રાજકવિ નથુરામ સુંદરજી તથા તેમના પુત્ર ઉત્તમરામ.




યદ્યપિ 'કાવ્યશાસ્ત્ર' એ શબ્દ અભિનવ જેવો લાગે છે કારણ કે સંસ્કૃત ભાષાના પ્રાચીન વિદ્વાનોએ આ વિષયને સાહિત્યશાસ્ત્ર કહી ઓળખાવ્યો છે; તથાપિ આજકાલ સાહિત્ય શબ્દાર્થની મર્યાદા ઘણીજ વધારી મૂકવામાં આવી છે. અને કેવલ ગુજરાતી ભાષા જાણનારને સાહિત્ય શબ્દ વાઙ્મય માત્રનો બોધક થઈ પડે એવા ભયથી પ્રકૃત ગ્રન્થના લખનાર કવિએ આ પુસ્તકની 'કાવ્યશાસ્ત્ર' એ સંજ્ઞા પસંદ કરી છે તે ઉચિત છે. પ્રાચીન સાહિત્યાચાર્યોમાં-ના કલિકાલ સર્વજ્ઞ કહ્યા હેમચન્દ્રસૂરિએ સ્વકૃત સાહિત્ય નિબંધનું 'કાવ્યાનુ-શાસન' એવું નામ રાખ્યું છે તે અનુસાર આ ગ્રન્થની 'કાવ્યશાસ્ત્ર' એ સંજ્ઞા બરાબર બંધબેસતી છે. વ્યાકરણ મહાભાષ્યકાર પતંજલિમુનિ 'अथ शब्दानु-शासनम्' આવા આરંભના પ્રતિજ્ઞા વાક્યમાં 'શબ્દાનુશાસન' શબ્દથી શબ્દ-શાસ્ત્રનો નિર્દેશ કરે છે. તેમ આ પણ કાવ્યાનુશાસન શાસ્ત્રનો 'કાવ્યશાસ્ત્ર' એ ઉચિતાર્થ બોધક છે. काव्यं शास्तीति काव्यशास्त्रम् અર્થાત્ કાવ્યશબ્દાર્થની મર્યાદામાં આવી જતું કાવ્યલક્ષણ તદંગ, તત્પ્રકાર, તદ્ગુણ દોષ, તદલંકારાદિક તમામ અર્થનું શિક્ષણ આપનાર નિબંધને 'કાવ્યશાસ્ત્ર' એ નામ આપવું એ સર્વથા યોગ્યજ છે.

સાહિત્યશાસ્ત્રના ઇતિહાસનો વિચાર કરીએ તો વેદમાં ઉપમા આદિક અલંકારો ઉપલબ્ધ થાય છે તેથી સૃષ્ટિ સાથેજ એ અનાદિ વિદ્યા સમજાય છે. આદિ કાવ્ય રામાયણમાં અલંકાર તથા ગુણ વગેરેનાં ઉદાહરણો પુષ્કળ ઉપલબ્ધ થાય છે એટલે રામાયણ સમયે એ વિદ્યાનાં લક્ષણોની અસ્તિતા ઉદ્ભવી હોય એમ અનુમાન કરી શકાય. રામાયણના કાળનો વિચાર કરતાં ચોવીશમા ત્રેતાયુગમાં રામાવતાર થવાનું પદ્મ પુરાણમાં લખે છે એ હિસાબે હાલ અઠ્યાવીશમો કલિયુગ ચાલે છે એટલે આશરે એક કરોડ છઉતેર લાખ વર્ષ થવા જાય છે. યદ્યપિ અર્વાચીન પુરા તત્ત્વવેત્તા (Modern autiquarian) રામાયણ માટે ગમે તે કલ્પના કરે પણ પુરાણ લેખને આધારે ઉપરનો અંદા-

જ અયોગ્ય નથી. માન્ય તિલક મહાશયે 'ઓરિયન્' નામના નિબંધમાં વિષુવસંપાત્ મૃગશીર્ષમાં હતો ત્યારે વેદ લખાયાનું માની આઠ હજાર વર્ષ ઉપર વેદકાલ નિર્ણય લખ્યો છે પણ એવીજ રીતે કેટલીવાર વિષુવસંપાતનાં આવર્તન થયાં હશે એ ખ્યાલ કરાય તો વેદની અનાદિતાસિદ્ધિમાં શંકા ન કરાય.

આદિ કાવ્ય વાલ્મીકિ રામાયણ રસ, અલંકાર, ગુણ, રીતિ, વગેરે કાવ્યાંગોથી પૂર્ણ હોઈ સાહિત્યનો અપૂર્વ આદર્શ થવા યોગ્ય છે અને અપૂર્વ આદર્શ રૂપ જ છે. કાવ્યનું પરિશીલન કરતાં વર્ણ્યમાન રસાસ્વાદનથી તત્તદ્આકારે વાંચનારના હૃદયની દ્રુતિ થાય એજ તે કવિનું રસવર્ણના સામર્થ્ય કહેવાય છે. રસ જો કે સ્થાયિ ભાવ સ્વરૂપજ ગણાય છે પણ તેના આલંબન ઉદ્દીપન આદિ વિભાવોની વિચિત્રતાને લીધે તે તે રસના આસ્વાદન પ્રકાર તથા તજ્જન્ય હૃદયદ્રુતિ પણ વિવિધ રૂપની હોઈ શકે છે. આ વિવિધતાને અવલંબી એકજ રસ પરત્વે અનેક કવિઓની વર્ણનશૈલીઓ લોકોને રસાસ્વાદન કરાવવામાં સાફલ્ય સંપાદન કરી શકે છે.

એક એવો સામાન્ય માન્ય સિદ્ધાન્ત છે કે પ્રથમ લક્ષ્ય વસ્તુની ખ્યાતી અને પછી લક્ષણ વિક્રિયાની વિશ્રુત્તિ: એટલે રામાયણાદિ કાવ્યના અસ્તિત્વ પછી સાહિત્યશાસ્ત્રો રચાયાં એમ માનવું કેટલેક અંશે સહેતુક છે. યદ્યપિ અગ્નિપુરાણ વગેરેમાં રસ અલંકાર વગેરેની ચર્ચા છે તેથી પુરાણકાલમાં સાહિત્યશાસ્ત્રની સત્તા પ્રતીત થાય છે. તથાપિ સાહિત્યશાસ્ત્ર સંજ્ઞાને લાયક ગ્રન્થોનો ખાસ ઉત્પત્તિકાલ નિર્ણીત કરવાને કંઈ વિશેષ ઉંડાણમાં જવાની જરૂર જણાય છે.

સાહિત્યશાસ્ત્રના હાલમાં જે ગ્રન્થો ઉપલબ્ધ છે તેઓમાં દરેક શૈલીબદ્ધ વિચાર દર્શાવનાર કાવ્યપ્રકાશ ગ્રન્થ છે. પણ પ્રાચીનતામાં દણ્ડી કવિનો કાવ્યાદર્શ ગ્રન્થ પહેલું સ્થાન રોકનારો છે. તેના વિચારો પ્રાય: અનુચ્છિષ્ટ હોવાથી તેને સાહિત્યશાસ્ત્રનો સ્થાપક અથવા ઉપષ્ટંભક કહી શકાય છે. કારણકે સાહિત્યના ઘણા વિષયોમાં દણ્ડિ કવિની સ્વપ્રજ્ઞા (Originality) પ્રતીત થાય છે.

ચન્દ્રાલોક નામક લક્ષણોદાહરણાત્મક મૂલ કારિકાની કુવલયાનંદ નામની સોદાહરણ વૃત્તિ લખનાર પરમપૂજ્ય અપ્પય્ય દીક્ષિતે એકસો (प्रेयो रसवद् ઇત્યાદિ અધિક ગણ્યા છે તો પણ 'इत्थंशतमलङ्कारा' એ ઉપસંહારને અનુરોધે એકસો) અલંકારો માન્યા તેના કરતાં પ્રાચીન કાવ્યપ્રકાશકારે ૬૯ અલંકારો ગણ્યા છે અને તદપેક્ષયા પ્રાચીનતર ગણાતા દંડિકવિએ માત્ર ૩૪ અલંકારમાં

જ બધો સમાવેશ કર્યો છે. અર્થાત્ પ્રાચીન વિચારોના વિશેષ પરિશીલનથી અલંકારાદિકનો ઉત્તરોત્તર અધિક વિકાસ થયો એમ માની શકાય. યદ્યપિ પ્રાચીન ગ્રન્થોમાં આપેલા વિષયોની પર્યાપ્તવ્યાપ્તિના ( All ombraiug naturo ) ને લીધે અર્વાચીન પરિગણિત પ્રકારોનો પણ તેમાં સમાવેશ થઈ શકે છે. અર્થાત્ પ્રાચીનની કોઈ પ્રકારે અર્વાચીનના કરતાં ન્યૂનતા નથી માનવાની તથાપિ પૃથક્ નામ આપ્યાં એટલે પૃથક્ લક્ષણ લખવાં પડ્યાં. કિન્તુ મૂલ વિચાર કરતાં પ્રાચીનોક્ત અલંકારોમાં અભિનવ માનેલા અલંકારોનો અંતર્ભાવ થઈ શકે છે. આજ અભિપ્રાયથી—

**उपमाऽतिशयोक्तिश्च प्रधानालङ्कृतिद्वयम् ।**
**तन्मूला एव सर्वेऽन्ये कोऽलङ्कारोऽनयाविना ॥**

ઉપમા તથા અતિશયોક્તિ આ બે અલંકારો પ્રધાન છે. ઘણે ભાગે તન્મૂલકજ બીજા અલંકારો છે. કારણકે એ બેના વિના કયો અલંકાર છે? આવી રીતે પ્રાચીનોએ અલંકારનાં બે મોટાં મથાળામાં અલંકારોની વહેંચણી કરી છે. જેવા કે કેટલાએક તુલ્યયોગિતા, પ્રતિવસ્તૂપમા ઈત્યાદિક ઉપમામૂલક અને કેટલાએક વિભાવના, અપ્રસ્તુત પ્રશંસા વગેરે અતિશયોક્તિમૂલક અલંકારો માનેલા છે. જો કે સ્વભાવોક્તિ ( जाति ) વગેરે બે ચાર અલંકારો ઉપરનાં બેમાંના એક હેડમાં સમાવેશ ન થઈ શકે તેવા પણ છે. તો પણ ઘણે ભાગે ઉપરનાં બે મથકમાં ઘણાખરા અંતર્ગત થઈ શકે છે. પછી વાગ્વિલાસની અનંતતાને લીધે અર્વાચીન કવિઓની વિચારની વિવિધતા જેમ જેમ વધતી ગઈ તેમ તેમ અભિનવ કલ્પનાઓનાં જુદાં જુદાં અર્થાનુકૂલ નામ અપાતાં ગયાં અને તેનાં લક્ષણો પણ બંધાતાં ગયાં. હજી પણ કલ્પનાને માટે મેદાન મોકળું જ છે. પણ તે કલ્પના શાસ્ત્રાનુસારિણી હોવી જોઈએ.

ગુજરાતી ભાષામાં સાહિત્યશાસ્ત્રના લક્ષણગ્રન્થની અછત સર્વવિદિત છે, જેને લીધે ગુજરાતી ભાષાના કવિઓ ‘ મારો જીવ ચકો ચકડોળે ’ જેવી કવિતાઓ તો પુષ્કળ લખી રહ્યા છે અને લક્ષણ પ્રમાણાદિકના અજ્ઞાનને લીધે સહૃદયજનોને ચમત્કારજનક થાય તેવી કવિતાઓ બહુજ વિરલ લખાય છે. આ ખામી આ કાવ્યશાસ્ત્રના નિર્માણથી કેટલેક અંશે દૂર થશે, એમ ભવિષ્યત્ કાળમાં આશા રાખી શકાય છે.

ગુજરાતી ભાષામાં લખાએલાં સારાં કાવ્યોને વાંચીને તેમના ચમત્કાર-

જનક અર્થનું આસ્વાદન કરવાની યોગ્યતા સાહિત્યશાસ્ત્રનાં જ્ઞાનથી રહિત જનોમાં આવતી નથી. અને તેથીજ આવાં શાસ્ત્રો ગુજરાતી ભાષા જાણનારને એક વરપ્રદાન તુલ્ય પ્રયોજનનું સાધક બનવા યોગ્ય છે.

આ કાલમાં ગ્રન્થકાર બનવાની લાલસાવાળો જનસમુદાય મ્હોટા પ્રમાણમાં આગળ આવતો જણાય છે. ચાર છ પાનાનું મરજીમાં આવે તેવું કંઈ લખાણ કરીને તે છપાવી લોકોમાં વહેંચવામાં આવે છે, જેનુ પરિણામ તો વખતે એવું આવે છે કે લોકોના મુખથી પ્રશંસા સાંભળવાની આશા તેવા ગ્રન્થકારોને નિંદા સાંભળીને પૂરી કરવી પડે છે અને વળી છાપખાનાના બીલના પૈસા ભરતી વખતે મોઢામાં ઇંદ્રિયવનો ( અંદરજવનો ) સ્વાદ અનુભવવો પડે છે. આવા ઉતાવળા લોકોને આવા કાવ્યશાસ્ત્ર જેવા ગ્રન્થો 'કવિતા શું ? અને લોકવૃત્તિનું આરાધન કરવાનો પ્રકાર કયો ?' એ સમજાવી તેઓને અયથાર્થ વિવૃત્તિના શ્રમથી તથા વ્યર્થ ખર્ચથી બચાવશે અને ઈશ્વરદત્ત પ્રતિભાશાલી પુરૂષોને જનમનોરંજક નિર્માણ કરવામાં માર્ગદર્શક બની જગતમાં ઉત્તમ કાવ્યોની પ્રવૃત્તિને જાગૃત કરવા સમર્થ થશે.

આ 'કાવ્યશાસ્ત્રના પ્રણેતાએ કાવ્યાદર્શ, કાવ્યપ્રકાશ, સાહિત્યદર્પણ, કુવલયાનંદ, સરસ્વતી-કંઠાભરણ વગેરે સંસ્કૃત સાહિત્ય ગ્રન્થોનો આ નિબંધ લખવામાં આશ્રય લીધો જણાય છે જેથી વાંચનારને જૂદા જૂદા સાહિત્યવિદ્ પુરૂષોના વિચારોની વિવિધતા સમજવાને ઘણોજ ઉપયોગી ચર્ચાનો ખોરાક મળી શકે તેમ છે તથાપિ નિર્ણીતાર્થ સમજાવવાને કવિએ પ્રાયઃ ઘણેખરે ઠેકાણે કાવ્યપ્રકાશ અને કુવલયાનંદનું વિશેષ અવલમ્બન કરેલ છે જે સર્વથા ઉચિતજ છે. વળી ઘણો અંશ મારવાડ 'જોધપુરના જશવંતજશોભૂષણ' ગ્રન્થમાંથી લીધેલો પ્રતીત થાય છે. જો કે રસનિરૂપણ તથા કાવ્યના ગુણદોષનાં લક્ષણોદાહરણ વગેરે પ્રસંગોમાં એને માટે વચનીયતા નથી પરંતુ એ ગ્રન્થ ( જશવંતજશોભૂષણ ) ના મુખ પૃષ્ટ ઉપર આપેલા:—

" भोज समय निकसी नहि. भरतादिककी भूल ।
सो निकसी जसवँत समय भये भाग्य अनुकूल ॥

જે ભરતાદિકની ભૂલ ભોજ જેવાના સમયમાં ન નીકળી તે આજે જસવંત સમયમાં નીકળી એથી ભાગ્ય અનુકૂલ થયું" ( કોનું ? ) આ દુહાને આગળ ધરી અલંકારનાં નામનેજ લક્ષણરૂપ માની લક્ષણશાસ્ત્રને પુનરૂક્તની પંક્તિમાં

બેસાડવાનો જે યત્ન કર્યો છે અને એ નડિયાદ જશવંતજશોભૂષણકારનો જે અનુવાદ કર્યો છે તે સર્વથા શાસ્ત્રીય મર્યાદાહીન હોઈ કવિ સંપ્રદાયમાં અનાદરણીય છે.

આન્વીક્ષિકીના આચાર્ય ન્યાયસૂત્રકાર ગૌતમે ' लक्षण प्रमाणाभ्यां वस्तुसिद्धिः ' આવો રાજમાર્ગ તુલ્ય નિર્દેશ કરી લક્ષણ તથા પ્રમાણ એ બન્નેને વસ્તુસિદ્ધિનાં મુખ્ય કારણો ગણાવ્યાં છે. ' त्रिविधा शास्त्रस्य प्रवृत्तिरुद्देशो लक्षणं परीक्षा च । तत्र नाम मात्रेण वस्तु सङ्कीर्तनमुद्देशः । असाधारण धर्मेण निरूपणं लक्षणम् । इदमित्थं घटते नवेति विचारः परीक्षणम् । આ પ્રમાણે ત્રણ પ્રકારની શાસ્ત્ર પ્રવૃત્તિમાં નામનો ઉદ્દેશરૂપે ઉલ્લેખ કરી તેનાથી ભિન્ન અસાધારણ ધર્મ નિરૂપણરૂપ લક્ષણને પૃથક્ ગણી નામ તથા લક્ષણની એકતા માનનારની ભ્રાન્તિ નિર્મૂલ કરવા પ્રયત્નો કરેલા છે.

' કોઈ પણ વસ્તુનું નામ એ તેનું લક્ષણ છે ' એમ કહેવું એ, કોઈ પણ સહૃદયના કાન ન સાંભળી શકે તેવું વચન છે. એ જશવંતજશોભૂષણકારે ' યોગરૂઢ ' શબ્દનું નિરૂપણ કરીને જાણે કંઈ અપૂર્વ વસ્તુ હાથમાં આવી ગઈ હોય તેમ માની યોગરૂઢ પદથી નિર્વાહ કરી લક્ષણ વાક્યને પુનરુક્ત દોષ સ્થાન્ આપવા હિમ્મત કરી છે તે કેવલ તેનું અહંકારાંડવ છે. યોગરૂઢ પદાર્થ બોધને માટે શક્તિ સહ લક્ષણાધીન છે એ વાત તેઓને કર્ણગોચરજ થઇ જણાતી નથી. કવિ સંપ્રદાયાદ્રૃત ' પરિકર ' આદિક શબ્દો સાંભળનાર કોઈ સંસ્કૃતજ્ઞ હોય તો કંઈ ' સામાન ' અથવા પાસે રહેનાર નોકર વર્ગ જેવો અર્થ બોધ થશે પણ તેને અલંકાર તરીકે સમજાવવા માટે—

अलङ्कारः परिकरः साभिप्राये विशेषणे ॥

આવા લક્ષણવાક્યની આવશ્યકતા છે એ વાતને વધારે વિવેચનની જરૂર નથી. છતાં એ જશવંતજશોભૂષણકારે લક્ષણનું પ્રત્યાખ્યાન કરવા જે આડંબર દેખાડ્યો છે તે તેઓનું સાહસ માત્રજ છે. જેમ ' ધ્વનિ ' શબ્દનો અર્થ વર્ણાત્મક અથવા નાદાત્મક અવાજ થશે પણ કવિજનોએ પરિભાષિત उत्तमकाव्यना બોધકરૂપે ધ્વનિ શબ્દને સમજાવવા માટે મમ્મટાચાર્ય જેવાઓએ કથિત—

' इदमुत्तममतिशयिनि व्यङ्ग्ये वाच्याद् ध्वनिर्बुधैः कथितः । વાચ્યાર્થની અપેક્ષાએ , વ્યંગ્યાર્થ , અતિશય ચમત્કારજનક હોય ત્યારે તે ઉત્તમ કાવ્યને

સાહિત્યવેત્તાઓ ધ્વનિ નામથી નિર્દેશે છે ' આવું લક્ષણ વાક્ય અવશ્ય અપેક્ષિત છે. આવું લક્ષણ ન જાણનારાના કર્ણગોચર થતાં—

" रसध्वनेरध्वनि ये चरन्ति साहित्यवैचित्र्यरहस्यलुब्धाः

तेऽस्मत्प्रबन्धानवधारयन्तु कुर्वन्तु शेषाः शुकवाक्यपाठम् ॥

" જે પુરુષો રસધ્વનિના માર્ગમાં નિરન્તર વિહાર કરનારા છે અને જેઓ સાહિત્યની વિચિત્રતાના રહસ્ય જાણવાના લોભી છે તેઓ અમારા ગ્રન્થોને વાંચી વિચારી પરિશીલન કરી તજ્જન્ય રસનું આસ્વાદન કરો. ઇતર જનો તો પોપટની પેઠે પાઠ ભલે કરી જાઓ. " આવાં કવિ વચનો ધ્વનિ શબ્દનો સાહિત્ય સમયાનુકૂલ અર્થ સર્વથા બુદ્ધિગોચર કરાવી શકે નહિ જેથી લક્ષણશાસ્ત્રની લોકશાસ્ત્રોભય પ્રતીતતા સ્પષ્ટ સિદ્ધ થાય છે.

स्यात् स्मृतिभ्रान्तिसन्देहैस्तदङ्कालंकृतित्रयम् ॥

આ લક્ષણવાક્યને નામ માત્ર સમજી પોતાના મતને ટેકો આપવા ટાંક્યું છે પણ તે વાક્યમાં ગ્રન્થારંભમાં નિર્દિષ્ટ કરેલાં ચમત્કૃતિજનકતા વગેરે વિશેષણોનો પરામર્શ કરવાનો છે એ વાત તદ્દન ભૂલાઇ ગઇ છે. કોઇ ખેડુતને ખેતરના ઢેફામાં ઢેફાંની ભ્રાન્તિ થાય તેને અલંકારતા નથી આવતી. પરન્તુ—

पलाशकुसुमभ्रान्त्या शुकतुण्डे पतत्यलिः ।

सोऽपि जम्बूफलभ्रान्त्या तमालिं धर्तुमिच्छति ॥

ઇત્યાદિ મહૃદયહૃદયાહ્લાદિની ભ્રાન્તિ જ અલંકારતા શબ્દ શ્રવણથી મિમાંસાના અભ્યાસીને વાક્ય-વિચારવાથી ત્રપણત્રયવતી પરિસંખ્યા સ્મૃત્યારૂઢ થશે. પણ અલંકારતા સમજવા માટે—

' किञ्चित् पृष्टमपृष्टं वा कथितं यत् प्रकल्प्यते ।

तादृगन्य व्यपोहाय परिसङ्ख्या तु सा स्मृता ॥ '

આ લક્ષણ હૃદયગત થયા વિના—

' स्नेहक्षयः प्रदीपेषु नाङ्गनाहृदयेष्वपि ॥ '

દીવાઓમાં સ્નેહ ( તૈલ )નો ક્ષયથતો પણ અંગનાઓના હૃદયોમાં સ્નેહ ( પ્રેમ ) નો ક્ષય કોઈ કાલે થતો નહિ ' ઇત્યાદિ વાક્ય શ્રવણ સમકાલ ' આ પરિસંખ્યાલંકાર છે. ' એવો ચમત્કાર જનક બોધ કદાપિ થશે નહિ. પર્યાય

શબ્દ સાંભળીને એજ અર્થનું વાચક બીજું પદ ( Otherword ) અથવા તો વારો ( Turn ) એટલો અર્થ સંકેતજ્ઞ હશે તો સમજી શકશે પણ—

‘ गम्यस्य वचो भङ्ग्यन्तराश्रयम् ’

‘ ગમ્યનું ( વ્યંગ્ય મર્યાદાથી જાણવા યોગ્ય અર્થનું ) કંઈ કહેવાની જુદાજ પ્રકારની ખુબીથી કથન કરવું ’ આવા પ્રકારના લક્ષણથી લક્ષિત અર્થ નહિ જાણનાર જનને.

‘ यं दृष्ट्वा चिररूढापि निवासप्रीति रुज्झिता ॥
मदेनैरावणमुखे मानेन हृदये हरेः

‘ જેને ( હયગ્રીવને ) જોઇને મદે ઐરાવણગજના મુખપર ઘણાકાલની જામેલી નિવાસ પ્રીતિ છોડી દીધી તથા અભિમાને ઇન્દ્રના હૃદયમાં ચિરકાલથી અભ્યસ્ત નિવાસપ્રીતિ છોડી દીધી. ’ આ પદ્ય સાંભળીને ઐરાવત મદ રહિત થઈ ગયો અને ઇન્દ્ર ગલિતમાન બની ગયો. આવો ચમત્કારજનક પર્યાયાલંકારબુદ્ધિગોચર થવો સર્વથા અસંભવિત છે.

ઇશ્વર સંકેતિત સંજ્ઞાઓને લક્ષણની જરૂર રહે પણ અલંકારના નામ તો કવિક્રમથી રાખવામાં આવેલ હોવાથી તેને લક્ષણની જરૂર હોય નહિ ” આમ કહેવું કેટલું અયોગ્ય છે ? વ્યવહારમાં અનેક ભાષાઓ ચાલે છે તેમાં વપરાતા સર્વ શબ્દો કંઈ ઇશ્વરે સંકેતિત કરેલા નથી કિન્તુ તે તે દેશના જનોએ પોતપોતાના વ્યવહાર નિર્વાહ માટે સંકેતિત કરેલા હોય છે તેવા વ્યવહાર વિવર્તક પુરૂષોએ સંકેતિત કરેલા શબ્દોને પણ લક્ષણ ( વ્યાવર્તકધર્મ ) ની જરૂર જણાય છે. ઉદાહરણ તરીકે કોઇ સાધારણ મનુષ્યે સ્વેચ્છાથી સંકેતિત કરેલા ‘ મૂળજી ’ ઇત્યાદિક વ્યક્તિ સંજ્ઞાઓને પણ વ્યાવૃત્તિ અર્થે ‘ મૂળજી લવજી દવે ‘ મૂળજી આશારામ ઓઝા ’ ‘ મૂળજી જેઠા શેઠ ’ ઇત્યાદિ લક્ષણ ( વ્યાવર્તક ધર્મ ) ની જરૂર પડે છે એને માટે સંજ્ઞાપદની વ્યુત્પત્તિ દર્શાવી પુનરૂક્ત દોષો દ્ભાવન કરવું એકજ અસ્થાને છે.

સંજ્ઞા નિર્દેશ અને અસાધારણ ધર્મ નિરૂપણ એવાં નામ તથા લક્ષણનાં વિભિન્ન સ્વરૂપ નિરૂપણ શાસ્ત્રપ્રસિદ્ધજ છે, તેથી ‘ લક્ષણ અને નામ બનેનું એકજ પ્રયોજન છે આમ કહેવું સર્વથા અનુચિત છે.

વળી અગ્નિપુરાણના નામથી—

સાહિત્યવેત્તાઓ ધ્વનિ નામથી નિર્દેશે છે' આવું લક્ષણ વાક્ય અવશ્ય અપેક્ષિત છે. આવું લક્ષણ ન જાણનારાના કર્ણગોચર થતાં—

" रसध्वनेरध्वनि ये चरन्ति साहित्यवैचित्र्यरहस्यलुब्धाः

तेऽस्मत्प्रबन्धानवधारयन्तु कुर्वन्तु शेषाः शुकवाक्यपाठम् ॥

" જે પુરુષો રસધ્વનિના માર્ગમાં નિરન્તર વિહાર કરનાર છે અને જેઓ સાહિત્યની વિચિત્રતાના રહસ્ય જાણવાના લોભી છે તેઓ અમારા પ્રબંધોને વાંચી વિચારી પરિશીલન કરી તજ્જન્ય રસનું આસ્વાદન કરો. ઇતર જનો તો પોપટની પેઠે પાઠ ભલે કરી જાઓ." આવાં કવિ વચનો ધ્વનિ શબ્દનો સાહિત્ય સમયાનુકૂલ અર્થ સર્વથા બુદ્ધિગોચર કરાવી શકે નહિ જેથી લક્ષણશાસ્ત્રની લોકશાસ્ત્રોભય પ્રતીતતા સ્પષ્ટ સિદ્ધ થાય છે.'

स्यात् स्मृतिभ्रान्तिसन्देहैस्तदङ्कालंकृतित्रयम् ॥

આ લક્ષણવાક્યને નામ માત્ર સમજી પોતાના મતને ટેકો આપવા ટાંક્યું છે પણ તે વાક્યમાં ગ્રન્થારંભમાં નિર્દિષ્ટ કરેલાં ચમત્કૃતિજનકતા વગેરે વિશેષણોનો પરામર્શ કરવાનો છે એ વાત તદ્દન ભૂલાઇ ગઇ છે. કોઈ ખેડુતને ખેતરના ઢેફામાં ડેડકાંની ભ્રાન્તિ થાય તેને અલંકારતા નથી આવતી, પરન્તુ—

पलाशकुसुमभ्रान्त्या शुकतुण्डे पतत्यलिः ।

सोऽपि जम्बूफलभ्रान्त्या तमलिं धर्तुमिच्छति ॥

ઇત્યાદિ સહૃદયહૃદયાહ્લાદિની ભ્રાન્તિ જ અલંકારતા શબ્દ શ્રવણથી મિમાંસાના અભ્યાસીને વાક્ય–વિચારવાથી દૂષણત્રયવતી પરિસંખ્યા સ્મૃત્યારૂઢ થશે, પણ અલંકારતા સમજવા માટે—

' किञ्चित् पृष्टमपृष्टं वा कथितं यत् प्रकल्प्यते ।

तादृगन्य व्यपोहाय परिसङ्ख्या तु सा स्मृता ॥ '

આ લક્ષણ હૃદયગત થયા વિના—

' स्नेहक्षयः प्रदीपेषु नाङ्गनाहृदयेष्वपि ॥ '

દીવાઓમાં સ્નેહ ( તૈલ ) નો ક્ષયથતો પણ અંગનાઓના હૃદયોમાં સ્નેહ ( પ્રેમ ) નો ક્ષય કોઈ કાલે થતો નહિ ' ઇત્યાદિ વાક્ય શ્રવણ સમકાલ ' આ પરિસંખ્યાલંકાર છે. ' એવો ચમત્કાર જનક બોધ કદાપિ થશે નહિ. પર્યાય

શબ્દ સાંભળીને એજ અર્થનું વાચક બીજું પદ ( Otherword ) અથવા તો વારો ( Turn ) એટલો અર્થ સંસ્કૃતજ્ઞ હશે તો સમજી શકશે પણ—

' गम्यस्य वचो भङ्ग्यन्तराश्रयम् '

'ગમ્યનું ( વ્યંગ્ય મર્યાદાથી જાણવા યોગ્ય અર્થનું ) કંઈ કહેવાની જૂદાજ પ્રકારની ખુબીથી કથન કરવું ' આવા પ્રકારના લક્ષણથી લક્ષિત અર્થ નહિ જાણનાર જનને.

' यं दृष्ट्वा चिररुढापि निवासप्रीति सज्झिता ॥
मदेनैरावणमुखे मानेन हृदये हरेः

' જેને ( હયગ્રીવને ) જોઇને મદે ઐરાવણગજના મુખપર ઘણાકાલની જામેલી નિવાસ પ્રીતિ છોડી દીધી તથા અભિમાને ઇન્દ્રના હૃદયમાં ચિરકાલથી અભ્યસ્ત નિવાસપ્રીતિ છોડી દીધી. ' આ પદ્ય સાંભળીને ઐરાવત મદ રહિત થઈ ગયો અને ઇન્દ્ર ગલિતમાન બની ગયો. આવો ચમત્કારજનક પર્યાયો સંકારબુદ્ધિગોચર થવો સર્વથા અસંભવિત છે.

ઇશ્વર સંકેતિત સંજ્ઞાઓને લક્ષણની જરૂર રહે પણ અલંકારના નામ તો કવિકમથી રાખવામાં આવેલ હોવાથી તેને લક્ષણની જરૂર હોય નહિ " આમ લખવું કેટલું અયોગ્ય છે ? વ્યવહારમાં અનેક ભાષાઓ ચાલે છે તેમાં વપરાતા સર્વ શબ્દો કંઈ ઇશ્વરે સંકેતિત કરેલા નથી કિન્તુ તે તે દેશના જનોએ પોતપોતાના વ્યવહાર નિર્વાહ માટે સંકેતિત કરેલા હોય છે તેવા વ્યવહાર વિવર્તક પુરૂષોએ સંકેતિત કરેલા શબ્દોને પણ લક્ષણ ( વ્યાવર્ત્તકધર્મ ) ની જરૂર જણાય છે. ઉદાહરણ તરીકે કોઇ સાધારણ મનુષ્યે સ્વેચ્છાથી સંકેતિત કરેલા ' મૂલજી ' ઇત્યાદિક વ્યક્તિ સંજ્ઞાઓને પણ વ્યાવૃત્તિ અર્થે ' મૂલજી લવજી દવે ' મૂલજી આશારામ ઓઝા ' ' મૂલજી જેઠા શેઠ ' ઇત્યાદિ લક્ષણ ( વ્યાવર્તક ધર્મ ) ની જરૂર પડે છે એને માટે સંજ્ઞાપદની વ્યુત્પત્તિ દર્શાવી પુનરૂક્ત દોષો દ્ભાવન કરવું છેકજ અસ્થાને છે.

સંજ્ઞા નિર્દેશ અને અસાધારણ ધર્મ નિરૂપણ એવાં નામ તથા લક્ષણનાં વિભિન્ન સ્વરૂપ નિરૂપણ શાસ્ત્રપ્રસિદ્ધજ છે, તેથી ' લક્ષણ અને નામ બનેનું એકજ પ્રયોજન છે આમ કહેવું સર્વથા અનુચિત છે.

વળી અગ્નિપુરાણના નામથી—

'अपारे काव्यसंसारे कविरेव प्रजापतिः ।
यथा वै रोचते विश्वं तथेदं परिवर्तते ॥

અપાર કાવ્ય સંસારમાં કવિજ પ્રજાપતિ છે; તે જેમ પસંદ કરે તેમ બધું વિશ્વ પરિવર્તન પામે છે'—.

આ વાક્ય હાંકીને કાવ્યસૃષ્ટિના પ્રજાપતિ બનવા મનીષા બતાવી છે તે જો શાસ્ત્રીય મર્યાદા તોડીને થવાનું હોત તો પછી કેવલ લક્ષણની જરૂર નહિ. એટલેથીજ ન અટકતાં સાહિત્ય શાસ્ત્રનીજ જરૂર નહિં એમ કહેવાની પણ હિમ્મત ધરાય અર્થાત્ લક્ષણ શાસ્ત્રની અનાવશ્યકતા માની ભરતાચાર્યાદિકની ભૂલ કહેવાનું જશવંતજશોભૂષણકારનું વચન 'કેવલ मुखमस्तीतिवक्तव्यं दशहस्ता हरीतकी । જોયું મળ્યું છે માટે ગમે તેમ બોલાય એમ માની 'દશ હાથની હરડે' કહેવા જેવું વ્યર્થ અને શિષ્ટજનોના ઉપહાસાસ્પદ બનવા યોગ્ય છે.

અહીં આપ્રસક્તાનુપ્રસક્ત વિષયને આટલેથીજ પતાવી પ્રકૃત વિષય ઉપર આવતાં આ સ્થલે કાવ્ય રચનાની શૈલીનો થોડો પરામર્શ કરીશું. કાવ્યરચનાની શૈલીને પ્રાચીન આચાર્યોએ રીતિ એવું નામ આપેલું છે અને તે પ્રથમ જોકે તે તે દેશના કવિઓની કૃતિના બંધને અનુસારે નામ પડેલાં જણાય છે જેમકે "વૈદર્ભી રીતિ" વિદર્ભદેશના કવિઓની સરલ તથા મૃદુલપદ બંધ વાળી કાવ્ય કરણ પ્રથાને અવલંબી એ નામાંકિત થએથીપણ પાછળથી દેશાંતરના બીજા કવિઓના એવાજ સરલ અને લલિત પદબંધવાલાં કાવ્યો વૈદર્ભી રીતિનાં કાવ્યો કહેવાણા એજ પ્રમાણે લાટ દેશના કવિઓને દીર્ઘ સમાસ અને ઝડઝમકવાળી રચના પસંદપડી તે ઉપરથી તેવા ઓજો ગુણવાળાં અર્થાત् ओजःसमास भूयस्त्वम् જેમાં મ્હોટા મ્હોટા સમાસ ઘણા આવે તેવાં કાવ્યો લાટીરીતિવાળાં ગણાયાં એમ જૂદી જૂદી રચના શૈલીને લઇને રીતિઓ હયાતીમાં આવી કવિપ્રકાંડ પુરૂષો કાવ્યરચનામાં વૈદર્ભી રીતિને ભાર દઇને વખાણે છે અને બનતા સુધી પોતાના કાવ્યમાં એજ રીતિનું અનુસરણ કરતાં જણાય છે. વિક્રમાંક દેવચરિત કર્ત્તા વિલ્હણ મહા કવિ લખે છે કે—

'वैदर्भरीतिः कृतिनामुदेति सौभाग्यलाभः प्रतिभूः पदानाम्

કુશલ કવિઓએ સ્વીકારેલી વૈદર્ભીરીતિ તેના કાવ્યનાં પદોને સૌભાગ્ય અપાવવામાં જામીન રૂપ છે અર્થાત્ વૈદર્ભીરીતિનાં કાવ્યો લોકોની રૂચિ

મેળવવામાં સમર્થ થાય છે સરલ અને લલિત રચના લાંબા સમાસ અને દૂરાન્વયવાળી રચના કરતાં સદ્ય લોકરંજક થવા યોગ્ય છે. યદ્યપિ કેટલાએક અસાધારણ કવિઓ પણ વૈદર્ભીરીતિને પસંદ કરતાં છતાં પોતે તેનું અનુસરણ કરી શકતા નથી અને તેથી તેઓનાં કાવ્યો સાધારણ મનુષ્યોની રુચિ મેળવી શકતા નથી આને માટે વિલ્હણ લખે છે કે—

**अनन्य सामान्य गुणत्वमेव भवत्यनर्थाय महाकवीनाम् ।**
**ज्ञातुं यदेषां सुलभा सभासु न जल्पमल्प प्रतिभाः क्षमन्ते ॥**
**व्युत्पत्तिरावर्जित कोविदापि न रञ्जनाय क्रमते जडानाम् ।**
**न मौक्तिकच्छिद्रकरी शलाका प्रगल्भते कर्मणि टङ्किकायाः ॥**

મહાનકવિઓનું અસાધારણ ગુણવાનપણુંજ તેઓને અનર્થદાયક થઈ પડે છે. કારણ કે આજકાલ સભાઓમાં સુલભ અલ્પ પ્રતિભાવાલા પુરુષો તેવા મહાકવિઓના ગૂઢાર્થ અને વ્યંગ્યવાળાં વચનો સમજવાને સમર્થ થઈ શકતા નથી. તેથી જનસમાજનો મ્હોટો વર્ગ એથી બેનસીબ રહે છે આના ટેકામાં કહે છે કે જે વ્યુત્પત્તિ ભાષા જ્ઞાન વિભૂતિથી મ્હોટા વિદ્વાન ખુશ ખુશ બની જાય છે, તેવી વ્યુત્પત્તિ પણ જડનાં મનને રંજન કરવામાં ફતેહમંદ ઉતરતી નથી. જેમ મોતીમાં છિદ્ર પાડનારી શલાકા ( સારડી ) ઘંટી ટાંકવાનાં ટાંકણાનાં કામમાં ફાવી શકતી નથી. આ ઉપરથી એમ અનુમાન ઉપર આવવાનું નથી કે અસામાન્ય ગુણવાળાઓ લોકોપકારક થવાને ઓછી યોગ્યતાવાળા છે. કિન્તુ સામાન્ય ગુણવાન અને અસામાન્ય ગુણવાન બન્નેનાં વિહારસ્થલો ભિન્ન હોઈને એ બન્નેના ઉપકારકત્વમાં તારતમ્ય કલ્પનાને અવસરજ નથી.

સાહિત્યશાસ્ત્રમાં ગુણ પ્રક્રિયા પ્રાચીન હોવાની સાથે કાવ્યના અંગોમાં ઉંચુ સ્થાન ધરાવનારી છે.

**श्लेषः प्रसादः समता माधुर्य सुकुमारता ।**
**अर्थव्यक्तिरुदारत्वमोजःकान्तिसमाधयः ॥**

શ્લેષ, ( એક કરતાં વધારે અર્થ દર્શાવનારા શબ્દોના પ્રયોગ નહિ પણ ) પદ તથા વાક્યોની શ્લિષ્ટતા અર્થાત્ ઉથડક ન લાગે તેવો બંધ પ્રસાદ પ્રસન્નતા, સમતા બંધનું અવૈષમ્ય ( એક ચરણ ઉત્કટ અને બીજાં ચરણ શિથિલ હોય એવું નહિ ), માધુર્ય અર્થનું આસ્વાદ્યત્વ, સુકુમારતા. **ललितं मालती-**

માલા ઇત્યાદિની પેઠે સુખોચ્ચાર વર્ણઆયતા, અર્થ વ્યક્તિ વાંચતાંની સાથેજ અર્થની અનાયાસ બોધ્યતા; આ ગુણ કાલિદાસાદિ મહાકવિઓની કૃતિમાં ઘણે ઠેકાણે પ્રતીત થાય છે. રઘુવંશમાં દ્વિતીય સર્ગમાંજ નંદિની ધેનુનો ગુહાપ્રવેશ વર્ણવતાં—

**अन्येद्युरात्मानुचरस्य भावं जिज्ञासमाना मुनिहोमधेनुः ।**
**गङ्गाप्रपातान्तविरूढशष्पं गौरीगुरोर्गह्वरमाविवेश ॥**

બીજે દિવસે પોતાના અનુચર ( દિલીપરાજા ) નો ભાવ જાણવાને ઇચ્છતી એવી મુનિ વસિષ્ઠની હોમસાધન ઘૃત દુગ્ધાદિ પદાર્થની દેવાવાળી ધેનુ, ગંગાના ધોધને ફરતાં જેમાં બાલતૃણ ઉગેલાં છે એવા ગૌરી ગુરુ–હિમાલયના ગહ્વરમાં પ્રવિષ્ટ થઇ.

આ શ્લોકમાં, ગદ્યભાષણમાં ( Prose Order ) જેમ કોઇ પણ પદને અન્વય માટે ફેરવવું પડતું નથી તેમ આમાં यथा पदमन्वयः પદ પ્રમાણે જ અન્વય છે. કર્તાનાં વિશેષણ પછી કર્તા, કર્મનાં વિશેષણ પછી કર્મ અને એ તે ક્રિયાપદ આવવાથી આ શ્લોક અર્થવ્યક્તિનું ઉત્તમ ઉદાહરણ બનવા યોગ્ય છે. ઉદારત્વ–વર્ણના પાટવ અથવા વર્ણનીય વિષયને સ્ફુટ કરવામાં યોગ્ય પદોનો અસંકોચથી વિનિયોગ ओजः ( સમાસ ભૂયસ્ત્વ નહિ પણ ) લેખની તેજસ્વિતા, કાંતિ–અભિલષણીયતા અને સમાધિ–અશંકનીયતા; આ સર્વે શબ્દગુણો તથા અર્થગુણોનાં વિવેચન કાવ્યાદર્શાદિ ગ્રન્થોમાં સુપ્રતીત દર્શાવેલાં છે.

પાછળના કેટલાએક સાહિત્યવેત્તાઓએ માત્ર ' माधुर्योजः प्रसादाख्यास्त्रय एव गुणा मताः ॥ ' માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ એ ત્રણજ ગુણો માન્યા. આ ગુણોમાંના કેટલાએક શબ્દગુણો ગણાવા યોગ્ય છે, કેટલાએક અર્થગુણો ગણાવા યોગ્ય છે અને કેટલાએક શબ્દાર્થોભય ગુણ ગણાવા યોગ્ય છે. જે વિષયની ફોડ ગ્રન્થકારોએ તે તે પ્રકરણોમાં દર્શાવેલી છે. અહીં એ પ્રવચન અનાવશ્યક છે. અત્ર એ જાણવાનું છે કે કાવ્યજ્ઞ પુરૂષોના વિચારપરિપાકને પરિણામે કેટલીકવાર સામાન્ય વિષયનો વિશેષ વિષયરૂપે વિકાસ પ્રતીત થાય છે ત્યારે કોઇ વખ્તે વિશેષ વિષયનો સામાન્ય વિષયમાં અંતર્ભાવ કરી નિર્વાહ કરાય છે એટલે પદાર્થોનો વ્યાસ અને સમાસ સમયાનુસાર બન્યાજ કરે છે.

આ પ્રમાણે કાવ્યશાસ્ત્રનો વિકાસ થતો ચાલ્યો તેમાં વચ્ચે સંવત

૧૧૨૦ ના સમયમાં જૈનાચાર્ય હેમચન્દ્ર સૂરીએ 'કાવ્યાનુશાસન' લખ્યું જેમાં કાવ્યપ્રકાશના લક્ષણોના કેટલાક અંશોનું ખંડન કરી પ્રયોજનાદિકમાં પણ કેટલાક ફેરફાર સૂચવ્યા છે. જેમકે કાવ્યપ્રકાશકારે કાવ્યના પ્રયોજનોમાં યશ, અર્થ ( દ્રવ્ય-લાભ ) વ્યવહારવિજ્ઞાન, પાપનાશ, શાંતિ ( મનોનિવૃત્તિ ) અને કાન્તાતુલ્ય બની ઉપદેશકતા અર્થાત્ વેદાજ્ઞા એ રાજાજ્ઞા સમાન છે એટલે એમાં તો કંઈ પણ શંકા ન કરતાં તે પ્રમાણે વર્ત્તવું એજ ઉચિત છે અને સ્મૃતિઓની આજ્ઞા ગુરુની આજ્ઞા તુલ્ય છે એટલે સ્મૃતિવાક્યમાં શ્રદ્ધા રાખી તે પ્રમાણે વર્તવું અને તેનું કારણ પૂછી શકાય પણ કારણ સમજાવનાર ન મળે ત્યાંસુધી તદનુસાર આચરવાનું મુલતવી ન રખાય, પુરાણોની આજ્ઞા મિત્રાજ્ઞાસમાન છે. જે કારણ સમજાવી ફલ બતાવે તે ફલની આકાંક્ષા ન રાખીએ તો તે પ્રમાણે વર્તવાનું બંધન નહિ પણ આ કાવ્યની જે શિક્ષણરૂપ આજ્ઞાઓ છે તે તો એક મનોહરા પ્રિયા પત્નીના સવિલાસ આજ્ઞાપન સમાન કોઈને હૃદયંગમ થવાની સાથે હિતકર ઉપદેશપ્રદ ગણેલ છે તેથી તેનું સર્વાતિશાયિપણું સ્પષ્ટ દર્શાવ્યું છે. એ કાવ્યપ્રકાશકારે નિરૂપણ કરેલાં ૭ પ્રયોજનોમાં પૈસો બીજા ઉદ્યોગોથી મળી શકે, પાપનાશ, વ્રત, તપ વગેરેથી પણ થઈ શકે, વ્યવહારવિજ્ઞાન વ્યવહારાવલોકનથી પણ મળી શકે, એવી રીતે બીજાં પ્રયોજનો બાળી નાખી સર્વ પ્રયોજનોમાંથી માત્ર યશ અને પરનિર્વૃતિ આ બેજ પ્રયોજન માની બાકીનાં પ્રયોજનોમાં અન્યથા સિદ્ધિદોષોદ્ભાવન કરી ખંડન કરેલું છે. આ પછી રસગંગાધરકાર પંડિત જગન્નાથ થયા. તેમણે--कीर्ति परमाल्हाद गुरुराज देवता प्रसादाद्यनेक प्रयोजनकस्य काव्यस्य व्युत्पत्तेः कवि सहृदययोरावश्यकतया ×।

કીર્તિ, પરમ આહ્લાદ, ગુરુ, રાજા અને દેવતાઓના પ્રસાદ અર્થાત્ સ્તોત્રરૂપ કાવ્યથી, ગુરુની પ્રસન્નતા થવાથી ગુરુકૃપાકટાક્ષપાતલભ્ય વિદ્યા પ્રાપ્ત્યાદિ તથા રાજાની સ્તુતિદ્વારા પ્રસન્નતા થતાં ધન ગ્રામાદિ લાભ અને દેવતાસ્તુતિદ્વારા દેવતાનુગ્રહથી આત્યંતિક અભ્યુદય તથા નિઃશ્રેયસની સિદ્ધિઃ એ ત્રણના પ્રસાદને પ્રયોજનમાં ગણેલ છે. પણ એ પ્રસાદજન્ય ફલો તો બીજા ઉપાયોથી પણ સાધ્ય થઈ શકે તેથી તે ફલોની પ્રયોજનમાં ગણના નથી કરી. યદ્યપિ ગુરુપ્રસાદ સેવાતિશયથી પણ થાય છે જેમકે ભગવાન શંકરાચાર્યની અંગસેવા અને વસ્ત્રક્ષાલનાદિ સેવાથી ત્રોટકાચાર્યને અનુગ્રહ થતાં અકસ્માત્ વિદ્યાવિર્ભાવ થયો. તેમજ રાજપ્રસાદ પણ આરાધનાતિશય તથા નૈપુણ્ય પાટવ કૌશલ દક્ષતા વગેરેથી થઈ શકે છે. જેમ માતૃગુપ્તની એક સંવત્સરની અસાધારણ સેવાપદ્ધતિથી પ્રસન્ન થએલા વિક્રમાદિત્ય રાજાએ તેને કાશ્મીર મંડલનું

રાજ્ય આપ્યું હતું. તેમજ દેવતાપ્રસાદ પણ ભાવાતિશયથી તથા ઉપચાર સમર્પણ—જપ પાઠ પૂજન હોમ તર્પણ ધ્યાન અભિધાનાદિકથી સંપાદિત થાય છે. જેનાં ધ્રુવ. પ્રહ્લાદ. ઉપમન્યુ, વિભૂતિ અસંખ્ય ઉદાહરણો પુરાણેતિહાસાદિકમાં ઉપલબ્ધ થાય છે તેથી એ પણ કાવ્યનાં અસાધારણ પ્રયોજન ગણી ન શકાય. એમ આ ઠેકાણે શંકા કરે તો પછી કીર્તિ પણ ધનવ્યયથી શરીરનું પરોપકારમાં સમર્પણ કરવાથી અને એવાં અનેક નિમિત્તથી મેળવી શકાય છે. વળી પરમાલ્હાદ પણ અનુકૂલ પદાર્થોનું ઉપસેવન કરવાથી તથા સાધનસંપન્ન પુરૂપને અધ્યાત્મ શાસ્ત્રનું પરિશીલન કરવાથી પણ મેળવી શકાય તોપછી કાવ્યનું એવું તો એકે પ્રયોજન ન ગણી શકાય કે જે બીજા કશાથી ન મળતાં માત્ર કાવ્ય નિર્માણથી અથવા કાવ્ય પરિશીલનથી જ મળી શકે છે. અર્થાત્ એ પ્રકારે કાવ્યના પ્રયોજનનું હેમચંદ્રાચાર્યે કરેલું ખંડન અંતતોગત્વા તેણે પોતે રાખેલાં બે પ્રયોજનને પણ ઉખેડી શકે છે. માટે એ ખંડનપ્રકાર અનુકૂલ તર્ક નથી તેથી કાવ્યપ્રકાશકારે કાવ્યનાં જે છ પ્રયોજન ઉદાહરણ સહિત દર્શાવ્યાં છે તે યથાર્થ છે અને માનવા યોગ્ય છે. એજ અર્થને હૃદયમાં રાખી પંડિત જગન્નાથે 'ઇત્યાદિ અનેક પ્રયોજન' આમ નિરૂપણ કરીને કાવ્યપ્રયોજન ભવિષ્યવત્ અનવધિક કાલપ્રવાહમાં કોઇ બીજું પણ યદિ પ્રતિત થાય તેનો પણ સમાવેશ કરવા માટે રસ્તો રાખ્યો છે.

હેમચંદ્રાચાર્યે છાયોપજીવન વગેરે પ્રક્રિયા લખી

बिम्बप्रतिबिम्बतया, आलेख्य प्रातिलेख्यतया परपुरप्रवेशवित्ततया; એવા તે પ્રક્રિયાના ત્રણ પ્રકાર દર્શાવ્યા છે. આ પ્રક્રિયા તેમના પહેલાના કોઇ ગ્રન્થોમાં માલુમ નથી પડતી તેથી એ તેમની સ્વીય કલ્પના વિભૂતિ જણાય છે. સૂક્ષ્મ વિચાર કરતાં એ પ્રક્રિયા મહાકવિ સમ્મતે થવા યોગ્ય જણાતી નથી. કારણકે એથી ચૌર કવિઓને એક અવલંબન મળવાં જેવું બને છે. જો કે મહાકવિઓમાં પ્રસંગે કલ્પનાશક્તિ મૂલની એકતાને લીધે સમાન કલ્પના આવી જાય છે. જેમકે પંડિતરાજ જગન્નાથે શ્રીગંગાલહરીસ્તોત્રમાં—

तवालम्बादम्बस्फुरदलघुगर्वेण सहसा,
मया सर्वेऽवज्ञा सरणिमथ नीताः सुरगणा;
इदानीमौदास्यं यदि भजसि भागीरथि! तदा,
निराधारो हा रोदिमि कथय केषामिह पुरः ॥

આ પદ્યમાં 'હે અમ્બ! તારા આલંબનથી મને અત્યંત ગર્વ થયો જેના આવેશમાં મેં ઇતર દેવોને પણ અવજ્ઞાપંક્તિમાં મૂકી દીધા. હવે આ ટાણે જો તું મારા તરફ ઉદાસીનતા ધારણ કરીશ તો પછી હે ભાગીરથિ! તું કહે નિરાધાર બનેલો હું કોના આગળ જઇને રોઉં?" આ જે કલ્પના વર્ણવી છે એવાજ પ્રકારની કલ્પના આનંદ લહરીમાં

महान्तं विश्वासं तव चरणपङ्केरुहयुगे,
निधायान्यन्नैवाश्रितमिह मया दैवतमुमे !
इदानीं त्वच्चेतो यदि मयि न जायेत सदयं,
नीरालम्बो लम्बोदरजननि! कं यामि शरणम् ॥ १ ॥

'હે ઉમે! તમારા ચરણયુગમાં મ્હોટો (પૂરો) વિશ્વાસ રાખીને બીજા કોઇ દેવનો મેં આશ્રય લીધો જ નહિ અને હવે આ ટાણે જો તારૂં ચિત્ત મારે વિષે દયાર્દ્ર ન થાય તો, હે લંબોદરજનનિ—ગણપતિનાં જનનિ! કહો કે હું કોને શરણે જાઉં? આ શ્લોકની પૂર્ણ છાયા આવે છે. જેને લીધે સાહિત્યસાર ટીકાકાર અચ્યુતરાયે જગન્નાથ પંડિતરાજને ચૌર કવિ કહેવાનું સાહસ કર્યું છે. એક સરખી કલ્પનાઓ અનેક કવિઓના હૃદયમાં આવી શકે એ સંભવિત છે અને તેવે પ્રસંગે છાયોપજીવન માનવું એ યોગ્ય છે. છાયોપજીવન અનુજ્ઞાત ગણીએ તો તેથી કશી બીજી હાનિ નથી. કેમકે સંસ્કૃત ભાષાનાં કેટલાંએક ભર્તૃહરિ શતકાદિક કાવ્યોના ગુજરાતી તથા હિન્દી ભાષામાં ઉલથા થએલા છે તે એક પ્રકારનાં છાયોપજીવન જ છે. કારણકે પદો તો વ્યાકરણ શાસ્ત્રના કારખાનામાં સિદ્ધ થએલાંજ સર્વે એ વાપરવાનાં છે. તેથી તે વાપરવાની કવિઓની પોતાની મિલકત જેટલી સ્વતંત્રતા છે તથાપિ કોઇ કવિએ વાપરેલાં પદનો સમુદાય તેનીજ આનુપૂર્વી યુક્ત વાપરવાનું સત્કવિઓ સર્વથા પસંદ નજ કરે. મેઘદૂતના ચતુર્થપદને એમનું એમ રાખી તેમાં બીજાં ત્રણ ત્રણ ચરણ ઉમેરી પદાંક દૂતાદિની રચનાઓ કવિએ કરી છે. પણ તે માત્ર પોતાની સમસ્યાપૂર્ત્તિ પટુતાનો વિકાર દર્શાવવાના ઉદ્દેશથી તેવા પ્રયત્નો થએલા છે એમાં ચૌર્ય સંભાવનાનો અવસર નથી. તેમજ એક કવિએ વર્ણવેલા વિષયને જૂદીજ વાક્યરચનાથી વર્ણવવાની શૈલીમાં પણ ચૌર્યારોપ થઈ શકતા નથી. કારણકે એકજ ઇતિહાસ વિષય ઉપર અનેક કવિનિર્માણો થએલાં છે. मुरारि कवि કહે છે કેઃ—

यदि त्वस्यं पूर्वैरिति जहति रामस्य चरितं ।
गुणैरेतावद्भिर्जगति पुनरन्यो जयति कः ॥ १ ॥

ઘણા પ્રાચીન કવિઓએ ચુંથ્યું છે એમ માની કદિ શ્રીરામનું ચરિત કવિઓ છોડી દીએ અર્થાત્ પોતાના કાવ્યનો આશ્રય એ ચરિતને કલ્પવા સંકોચાય, તો આ જગતમાં એટલા બધા ગુણોથી યુક્ત શ્રી રામ સિવાય બીજો કોણ છે કે જેનાં ચરિતનો આશ્રય લઇએ ? અર્થાત્ કાવ્યાશ્રયને માટે એવાજ કોઈ અસાધારણ ધીરોદાત્ત ગુણશાળી નાયકને પસંદ કરવો ઉચિત છે, પછી તેનો આશ્રય બીજા હજારો કવિઓમાં લીધો હોય તો પણ શું ? અર્થાત્ વસ્તુની શ્રેષ્ઠતા જ વર્ણના પટુ પુરૂષોને લોભાવે છે તથાપિ ઇતર કવિએ દર્શાવેલી કલ્પનાને પોતાની કલ્પિત છે એમ બીજાને મનાવનાર ‘ કવિ ’ નામને માટે લોલુપ જનો જે ચેષ્ટા કરે છે. ચૌર કવિનો ઇલકાબ તેઓનેજ માટે સાચવી રાખવાનો છે.

અહીં વચ્ચે થોડું લખવાનું યાદ આવે છે તે જો કે વર્તમાન કાવ્યજ્ઞમન્ય જનોને બહુ રૂચિકર તો નહિ થાય તો પણ પ્રાચીન કથન છે કે—

‘ उपस्थितमवसरेऽनुच्यमानमनुशयं जनयति ’

યાદ આવેલું મળેલા અવસરે કહેવું રહી જાય તો પાછળથી ખેદકારક બને છે તેથી લખવું પડે છે.

આજકાલના કેટલાએક મહાકવિઓ ( ગોરક્ષવાણી ) અનુપ્રાસ, કે જે ગુજરાતી કવિઓના સંપ્રદાયથી સિદ્ધ થએલું ગુજરાતી કવિતાનું જીવન મનાયું છે, તેવા પ્રાસવાળી કવિતા લખવા માટે તો શક્તિ, નિપુણતા, લોક તથા શાસ્ત્રનું સરહસ્ય અવેક્ષણ વગેરે સાધનોની સાથે નૈસર્ગિકી ( સ્વાભાવિકી ) પ્રતિભા ( અલૌકિક કલ્પના શક્તિ ) ની પણ જરૂર રહે છે પણ આ તો એ બધાંની ગેરહાજરી છતાં કવિઓમાં ગણાવાની લાલસાના માર્યા “ ઘોડો ઉભો ઘાસ ખાય ઉભો ઉભો મૂતરે ” વગેરે વગેરે બ્લેંક વર્સ ( બધું બ્લેંક ) લખવા બહાર પડે છે, સાથે સાથે વિચિત્ર તખલ્લુસ પણ ધારણ કરીને છાપાઓમાં પોતાની કવિતાઓ છાપે, એ તો ખૂટતું ભરવા માટે જે મળે તે સાભાર સ્વીકારી છાપે. આવા કવિઓ સહૃદય જનોના ઉપહાસાસ્પદ ન થાય એમાં એ સહૃદય જનોની દયા જ નિદાન બને છે. આવી કવિતાઓ વાંચવા વિચારવા તથા સાંભળવામાં સહૃદયો વ્યર્થ સમયવ્યય ગણી ઉપેક્ષાકક્ષામાં જ તેઓનો નિક્ષેપ કરે એજ તેવા કવિઓનું સદ્ભાગ્ય છે. નલચંપૂકાર મહાકવિ ત્રિવિક્રમ ભટ્ટ લખે છે કેઃ—

किं कवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः ।
परस्य हृदये लग्नं न घूर्णयति यच्छिरः ॥

કવિનું કાવ્ય અને ધનુર્ધરનું બાણ હૃદયમાં લાગ્યા બેઉંજ જઈ સામાનું માથું ન ધુણાવી નાખે એ શા કામનું? અર્થાત્ સાંભળતાંવારજ 'વાહ' કહીને મસ્તક ધુણાવાઇ જાય ત્યારે જ તે કાવ્ય ગણનાયોગ્ય કહેવાય. અને એવાંજ ચમત્કારજનક કાવ્યો સાહિત્ય શાસ્ત્રકારોએ ગણેલાં પ્રયોજનોનાં સાધક બનવા યોગ્ય છે, તે સિવાયનાં આપ જોડીયાં તો 'काव्यालापांश्चवर्जयेत्' એ વાક્યમાં વર્જ્ય કરેલાં કાવ્યો નહિ ગણાવા યોગ્ય માનવાં. 'બાલું' 'ઓ વાસ્યાં' વગેરે ઘરની ટંકશાળના શબ્દો વાપરી સાધારણ વાંચનારને વ્યામોહમાં નાંખે છે. વળી કેટલાએક તો પોતાનું જે ભાષામાં વિશેષ જ્ઞાન ન હોય તેવી ભાષામાં માથું મારવાની ધૃષ્ટતા સ્વીકારી 'પાશ્ચિમાત્ય' 'પૌર્વાત્ય' જેવા શબ્દપ્રયોગો કરી વિદ્વાન વાંચનારાઓને ઉદ્વેગ આપે છે. 'ઐક્યતા' જેવા શબ્દો વાપરતાં જરા પણ અચકાતા નથી પણ જાણે ઉલટા સંસ્કૃતના ખાં ખપવાનો દાવો રાખે છે. જે કાર્ય સાહિત્યશાસ્ત્ર પારંગત થઈને આદરતાં પણ શિષ્ટજનો સસંકોચ વિવૃત્તિ કરે છે તેવાં કાર્ય સાહિત્યશાસ્ત્રકારને શોધે ચઢ્યા વિના મહાનમાઓ આદરે છે. લખે છે. છપાવે છે. પ્રસિદ્ધ કરે છે અને તે ઉપર તેઓના જ માસીઆઇ'ભાઇ' જેવા અભિપ્રાયો આપવાનું સાહસ કરતાં ખંચાતા નથી. આ નિઃશંક વિવૃત્તિ—

उष्ट्राणां च विवाहेषु साधु गायन्ति रासभाः ।
परस्परं च श्लाघन्ते अहो रुपमहो ध्वनिः ॥

ઉંટના વિવાદમાં ગધેડા ગાવા બેઠા પછી સામસામા વખાણ ચાલ્યાં તેમાં ઉંટને જોઇ ગધેડો બોલ્યો કે–'વાહ શું તમારૂં મનોહર રૂપ!' ત્યારે ઉંટે કહ્યું કે 'વાહરે વાહ શો અદ્‌ભુત તમારો સ્વરધ્વનિ છે!' આ લીલાનું સ્મરણ કરાવે છે. આવાજ હૃદયતાદ્રથી ભર્તૃહરિએ કહેલ છે કે—

सङ्गीतसाहित्यकलाविहीनः साक्षात्पशुपुच्छविषाणहीनः ।
तृणं न खादन्नपि जीवमानस्तद्भागधेयं परमं पशूनाम् ॥

જે પુરૂષ સંગીતકલા તથા સાહિત્યકલાથી વિહીન છે તેને શીંગડાં પુછડાં વિનાના પશુ તુલ્ય સમજવો. એવા પશુ સમાન જીવો જીવનાર્થ ખડ નથી ખાતાં તેટલાં પશુઓનાં સારાં ભાગ્ય છે. નહિ તો ખડનો દુકાળ કોઇ કાળે મટતજ નહિ.

લોક સેવાના કાર્યમાં યથાશક્તિ પ્રયત્ન કરે છે, તેવા પ્રયત્નોને લોકો આવકાર આપે છે અને એ પ્રયત્નો લોકોના આદરપાત્ર પણ થાય છે.

આ કાવ્યશાસ્ત્ર પણ એવાજ પ્રકારનો પ્રયત્ન હોઇ લોકોપકારક થવા યોગ્ય છે અને તેથીજ લોકોના આવકારનો દાવો રાખે છે. ઉપસંહારમાં આ કાવ્યશાસ્ત્રના પ્રણેતાએ પ્રાયઃ પ્રાચીન ક્રમને બદલીને અભિનવ સાહિત્યકારોની શૈલી પણ અખ્ત્યાર કરી છે, જે વર્તમાન લોકરૂચિના આરાધનને અનુકૂળ છે. પ્રથમતઃ પ્રાચીન મતાનુસાર કાવ્ય લક્ષણ નિરૂપણ કરી તદનંતર શબ્દશક્તિનિરૂપણ, કાવ્યભેદ ( પ્રકાર ), કાવ્યદોષ, કાવ્યગુણ, વૈદર્ભી પ્રભૃતિ કાવ્યરીતિઓ, રસનિરૂપણ, અને તેના પેટામાંજ સ્વકીયાદિ નાયિકા વર્ણન લખી અંતમાં શબ્દાલંકાર તથા અર્થાલંકારના નિરૂપણમાં ગ્રન્થ સમાપ્તિનો પ્રાચીન તથા અર્વાચીન સાહિત્યકારોનો સંમતજ ક્રમ સ્વીકાર્યો છે, રસ તથા અલંકારોનાં ઉદાહરણોને સ્પષ્ટ સમજાવવાને ઘણે સ્થળે અનેક ગ્રન્થકારોનાં લક્ષણોની ચર્ચા પણ આપેલી છે. જે ઉપરથી લક્ષ્યપૂર્વક વાંચનાર, લક્ષણના પ્રત્યેક પદનું સાર્થક્ય સમજીને ઉદાહરણ વાક્યનું યથાર્થ તાત્પર્ય સમજવા શક્તિમાન થાય.

સાહિત્યશાસ્ત્રના પરમોપાસક કવિઓ સિવાય સામાન્ય વર્ગની એવી સમજ ક્યાંક ક્યાંક જોવામાં આવે છે જે કોઇ પણ પદ્ય બોલાણું કે તરત પ્રશ્ન ઉઠાવે કે ' એમાં કયો અલંકાર છે ? ' જાણે કે અલંકાર વિનાની કવિતાજ ન કહેવાની હોય આવી માન્યતા દેખાય છે. પણ જ્યારે આવાં કાવ્યશાસ્ત્રોનું અવલોકન કરવામાં આવે ત્યારે બરાબર સમજાય કે અલંકાર પછી તે શબ્દગત હો કે અર્થગત હો પણ તે અવર ( નિકૃષ્ટ ) કાવ્યનો સામાન ગણાય છે, મધ્યમ કાવ્ય ગણાવાને માટે ગુણીભૂત વ્યંગ્ય અપેક્ષિત છે અને ઉત્તમ કાવ્ય તો વાચ્યાર્થની અપેક્ષાએ વ્યંગ્યાર્થ અતિશયિત હોય ત્યારેજ કહેવાય છે. ન્યાયશાસ્ત્રમાં વ્યંગ્ય નહી માની શક્તિ અને લક્ષણા બેજ વૃત્તિઓથી નિર્વાહ કરવાના ડોળમાં વ્યંજનાનું પ્રત્યાખ્યાન કર્યું છે. પણ સાહિત્યતત્ત્વવેત્તાઓએ તેઓની બુદ્ધિને કેંદ્રમાં લાવવા એવાં ઉદાહરણો આપ્યાં છે કે ન છુટકે તેઓને વ્યંગ્ય સ્વીકારવુંજ પડે.

**रतिकाले विलोक्य श्रीर्नाभिपद्मे पितामहम् ।**
**रसाकुला ऽऽच्छादयते, दक्षिणं नयनं हरेः ॥**

આ શ્લોકનો વાચ્યાર્થ તો—લક્ષ્મી રતિકાલે નાભિપદ્મમાં પિતામહને જોઈ રસાકુલ હોઇ હરિના દક્ષિણ નેત્રનું આચ્છાદન કરે છે. આ પ્રમાણે છે. આ સ્થળે લક્ષણાથી એકાદ કક્ષાનો બોધ કદાચ સંભવી શકે એમ ઘડીભર માની લેઇએ પણ હરિનાં દક્ષિણ નેત્રનું સૂર્યત્વ, તેને આચ્છાદિત કરવાથી સૂર્યાસ્ત સમય, તેથી કરી પદ્મનિમીલન થતાં બ્રહ્માનું ઢંકાઇ જવું અને બ્રહ્માના અદર્શનથી નિઃશંક એકાંત લાભ મળતાં અપ્રતિહત આનંદ સુખ ઇત્યાદિક જે ઉત્તરોત્તર અનેક કક્ષાઓમાં અનર્ગલ અર્થની પ્રતીતિ થવી તે વ્યંજના સ્વીકારની અત્યાવશ્યક ફરજ પાડે છે. એવાં વ્યંગ્યપ્રધાન કાવ્યોનેજ સાંપ્રદાયિક સાહિત્ય મર્મજ્ઞ પુરૂષોએ ઉત્તમ કાવ્યો કહ્યાં છે. એવાં કાવ્યો સહૃદયજનોનાં જીવન રસાયન અને કવિઓનાં નિધાનરૂપ ગણાય છે, અર્થાત્ કાવ્યની સ્વરૂપ-સંપત્તિ વ્યંગ્યાધીન છે, અને ગુણ તથા અલંકાર તેના નામાર્થ પ્રમાણે ક્રમેણ વિશેષાધાયક તથા શોભાજનક બને છે ઇત્યાદિક કાવ્ય સબંધી સમગ્ર બાબતોનો ચિતાર આવા નિબંધોના પરિશીલનથીજ હૃદયારૂઢ થઇ શકે છે.

જો કે કેશવદાસ પદ્માકર આદિક ભાષા કવિઓએ નાયિકાભેદાદિક એક એક સાહિત્યાંશને અવલંબી તેના નિરૂપણ ઉપર પરાક્રમ ખર્ચેલ છે. તેવી રીતે ગુજરાતીમાં પણ તેવા સાહિત્યાંશો લખાયા હશે પણ સમગ્ર અંગ ઉપાંગ સહિત કાવ્યપ્રકાશ જેવા ગ્રન્થની ગુજરાતી ભાષામાં જે ઘણા સમયથી ખામી હતી તે આ ' કાવ્યશાસ્ત્રના નિર્માણથી દૂર થશે એમ સકારણ માની શકાય છે.

કાવ્ય કરતાં શીખવાની ઇચ્છા વાલાઓને તથા બીજાનાં રચેલાં કાવ્યોને યથાર્થ રીતે સમજવાની ઈચ્છા રાખનારાઓને આ ' કાવ્યશાસ્ત્ર ' ના અભ્યાસ પરિશીલનને માટે ખાસ ભલામણ કરવાની થએલી વૃત્તિને અમલમાં મૂકવા ઇચ્છું છું.

છેલ્લે કાવ્યશાસ્ત્રની પ્રસ્તાવના પૂર્ણ કરતાં પહેલાં કાવ્યશાસ્ત્રના કર્તાના આશ્રયદાતા સાહિત્યપ્રેમી અખંડ પ્રૌઢ પ્રતાપ વાંસદા મહારાજા શ્રી ૧૦૮ ઇન્દ્રસિંહજી બહાદુરને મારે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપવો ઘટે છે. કારણ કે સાહિત્ય અને સંગીતની ખરી ખીલવટ તો માત્ર રાજ્યાશ્રયથીજ થઇ શકે છે. કિન્તુ અધુના સાહિત્ય અને સંગીતની થતી અવનતિના અવસરમાં તેમજ રાજા મહારાજાઓની વૃત્તિઓજ જ્યાં કોઇ જુદીજ દિશામાં વળી ગએલી છે તેવા સમયમાં આર્યાવર્તના પ્રાચીન સાહિત્યનું ગૌરવ જાળવવામાં જે કંઇ સાહાય્ય

શ્રીમાન મહારાજા શ્રી ૧૦૮ ઈન્દ્રસિંહજી બહાદુરે આપેલ છે તે ઘણાજ હર્ષનું કારણ છે. ઇશ્વર એમના અખિલ કુટુંબનું આરોગ્યતા સાથે રક્ષણ કરે તેમજ આર્યાવર્તમાં એવા આશ્રયદાતાઓની અભિવૃદ્ધિ કરે એટલું ઇચ્છી વિરમું છું.

'ટાયલું' માનનારા પાસે માફી માગવાનું કંઈ ફલ નથી અને યોગ્ય પલ્લવન માનનાર પાસે માફી માગવા જરૂર નથી.

સુજનવંશવદ.

**શાસ્ત્રી હાથીભાઇ હરિશંકર.**



## शतावधानी शीघ्र कवि मुनि महाराजश्री रत्न-चन्द्रजीए आपेल अभिप्रायो.

---

# काव्यशास्त्र संबंधी अभिप्राय.

---

"साहित्य संगीत कलाविहीनः साक्षात्पशुपुच्छ विषाण हीनः"

एतत्पद्य निर्माणसमये साहित्यस्या दरः कियत्परिमितः स्यात्तत् साहित्यज्ञानविहीनानां पशुरूपतया गणनयैव ज्ञायते यदि जनानां पशुत्वविलक्षणं मनुष्यत्वं प्रापणीयं स्यात्तर्हितैः साहित्य संगीतकलाः संपादनीया तेष्वपि साहित्यस्य प्राथम्यं यद्दर्शितं तत्तस्य प्रधानताख्यापनार्थम् ॥

काव्यप्रकाश रसगंगाधर साहित्य दर्पण काव्यानुशासन काव्यप्रदीप प्रभृतयः शतशोग्रन्थाः संस्कृतभाषायां कविप्रिया रसिकप्रिया रावणेश्वर कल्पतरू प्रभृतयोऽनेकेग्रन्था हिन्दीभाषायां विद्यमानाऽपि गूर्जरभाषायां तन्न्यूनतादृश्यते ॥

सांप्रतं जीविकासंपादनार्थं राजकीयांग्लादिभाषाभ्यासकरणे समय शक्त्योः परिह्रासेन बहुलाजनाः गहन संस्कृतगिराध्ययनं कर्तुं न शक्नुवन्ति येन संस्कृतवाणीनिर्मित साहित्यशास्त्ररसास्वादं लभेरन् ॥

एकतः कविपदधारणेन निजख्यापनवृत्युत्कटता अपरतश्च मातृभाषानिबद्धसाहित्यसामग्री—अभावेन रसालंकारादि काव्य विज्ञाना भावः ॥

अहहा ! एतादृशसंयोगे गूर्जरभाषाप्रदेशे कवितायाः कीदृशीदुर्दशास्यात्तत्स्वयमेव परिभावनीयम् ॥

कवितादुर्दशानिवारणार्थं गूर्जरभाषायां साहित्यन्यूनतादूरीकरणार्थं च यच्छुभावसरः श्रीमन्नथुराम सुंदरजी कविराजस्य प्राप्तस्तद्भाग्ययप्रसक्ति मन्ये ॥

न खलु साहित्यविषयकानेक ग्रन्थाभ्यासावलोकनपरिश्रमंविनैतादृशस्य पूर्णांगसाहित्यग्रन्थस्य निर्माणं सुलभं महत्परिश्रमपूर्वकं साहित्यशास्त्रमन्थनं कृत्वा श्रीमता नथुराममहाशयेन यदिदं गूर्जरभाषायां काव्यशास्त्रं निर्माय गूर्जरसमाजस्योपायनीकृतं तदनेन केवलं गूर्जरभाषायाः सेवासंपादिता किन्तु तद्भाषाविदां लोकानामपि एतादृशसेवाधर्मपरायणत्वेन भवतु कविराजस्य विज्ञान साफल्यमिति ॥

"साहित्य संगीत कलाविहीनः
साक्षात्पशु पुच्छ विषाणहीनः"

ઉક્ત પદ્ય જે સમયે નિર્માણ થયું હશે તે સમયે સાહિત્યનો આદર કેટલો બધો હશે તે સાહિત્ય જ્ઞાન વગરના પુરૂષોની પશુરૂપ ગણના વડે જ જણાય છે. જો મનુષ્યોએ પશુઓના કરતાં કંઇ વિલક્ષણતા પ્રાપ્ત કરવી હોય તો તેઓએ અવશ્ય સાહિત્ય સંગીતકળા સંપાદન કરવી જોઇએ. તેમાં પણ સાહિત્યની પ્રથમતા દર્શાવી છે તે તેની પ્રધાનતા અર્થાત્ શ્રેષ્ઠતા બતાવવા માટેજ છે.

કાવ્ય પ્રકાશ, રસ ગંગાધર, સાહિત્ય દર્પણ, કાવ્યાનુશાસન, કાવ્ય પ્રદીપ વગેરે અનેક ગ્રન્થો સંસ્કૃત ભાષામાં, અને કવિ પ્રિયા-રાવણેશ્વર કલ્પતરૂ વગેરે અનેક ગ્રન્થો વિદ્યમાન છે. પણ ગૂર્જર ભાષામં તેની ન્યૂનતા જણાય છે.

સાંપ્રતકાળમાં આજીવિકા અર્થે રાજકીય અંગ્રેજી ભાષાના અભ્યાસ કરવામાં સમય અને શક્તિનો વ્યય થવાથી ઘણા જનો ગહન એવી સંસ્કૃત ગિરાનું અધ્યયન કરવાને શક્તિવાન થતા નથી. કે જેથી સંસ્કૃત ભાષામાં બનાવેલ સાહિત્ય શાસ્ત્રના રસનું આસ્વાદન કરી શકે.

એક રીતે કવિપદ ધારણ કરવાથી પોતાની ખ્યાતિની વૃત્તિની ઉત્કટતા અને બીજી રીતે માતૃભાષામાં ગુંફન કરેલી સાહિત્ય સામગ્રીનો અભાવ હોવાથી રસ અને અલંકારવાળાં કાવ્ય વિજ્ઞાનનો અભાવ છે. અહહા ! એવા સંયોગમાં—ગૂર્જર ભાષાના પ્રદેશમાં કવિતાની કેવી દુર્દશા થાય છે. તે સર્વ કોઇએ જાતેજ વિચારવા જેવું છે. કવિતાની દુર્દશા દૂર કરવા માટે તેમજ ગૂર્જર ભાષામાં સાહિત્યની ન્યૂનતા દૂર કરવા માટે જે શુભ અવસર શ્રીમાન નથુરામ સુંદરજી કવિરાજને પ્રાપ્ત થયો છે, તે હું ઘણાજ સારા ભાગ્યનો પ્રસંગ માનું છું.

ખરેખર સાહિત્ય સંબંધિ અનેક ગ્રન્થોના અભ્યાસ અને અવલોકનના પરિશ્રમ વિના આવા પૂર્ણાંગ ( કાવ્યના તમામ અંગવાળા ) સાહિત્ય ગ્રન્થનું નિર્માણ સુલભ નથી.

મહાન પરિશ્રમ કરીને તથાસાહિત્ય શાસ્ત્રનું દોહન કરીને શ્રીમાન નથુરામ મહાશયે ગૂર્જર ભાષામાં જે આ કાવ્ય શાસ્ત્ર બનાવીને ગૂર્જર સમાજને ભેટ કરેલ છે. તેથી ગૂર્જર ભાષાનીજ નહિ. પણ ગુર્જર વાચક વૃન્દની પણ સેવા સંપાદિત થએલી છે. આવી સેવા ધર્મ પરાયણતાથી કવિરાજનું વિજ્ઞાન સફળતા પામો. सुज्ञेषु किंबहुना.

# नाट्यशास्त्र संबंधी अभिप्राय.

---

श्री वक्रनेर वास्तव्य, कविराज विनिर्मितम्
विलोकितं मयाप्रीत्या, नाट्यशास्त्र मनूपमम् ॥ १ ॥

यद्यप्यस्ति नाट्यशास्त्रं, भरतस्य महामुनेः
संस्कृतत्वादगम्यं तत् प्रायस्तद विदांन्नृणाम् ॥ २ ॥

श्रीमता नथुरामेण निवद्धं मातृभाषया
उपकारं सुगम्यत्वात् कुर्यान्मन्द धियामपि ॥ ३ ॥

मुफाशुद्धादि दोषस्तु सुत्यजः पुनरावृत्तौ
सुव्यवस्थं परंसर्वं दृष्ट्वा को नैव मोदते ॥ ४ ॥

नूनं गूर्जर साहित्ये बिभ्रच्छोभा मनुत्तमाम्
इदं शास्त्रं तनोत्यत्र लेखकस्ययशः श्रियम् ॥ ५ ॥

શ્રી વાંકાનેર નિવાસી કવિરાજે બનાવેલ, અને જેની ઉપમા ન આપી શકાય તેવા નાટ્યશાસ્ત્રને મેં પ્રીતિથી અવલોક્યું.

જો કે ભરત મહામુનિ કૃત નાટ્યશાસ્ત્ર છે. તો પણ તે સંસ્કૃત ભાષામાં લખાએલ હોવાથી સંસ્કૃત નહિ જાણનારા પુરૂષોને અગમ્ય અર્થાત્ ન સમજી શકાય તેમ છે. આવા પ્રસંગમાં શ્રીમાન્ નથુરામે ગુર્જર ભાષામાં સારી રીતે સમજી શકાય તેવું પુસ્તક રચીને મન્દ બુદ્ધિવાળા પુરૂષો ઉપર ઉપકાર કરેલ છે. પ્રુફ શુદ્ધ કરવામાં જે દોષ છે તે બીજી આવૃત્તિમાં સહેલાઇથી ત્યાગ કરી શકાય તેમ છે, પરન્તુ આ પુસ્તકમાં સર્વ કંઇ સુવ્યવસ્થિત જોઇને કોણ આનંદ નહિ પામે? ખરેખર ગુર્જર સાહિત્યમાં અતીવ ઉત્તમ શોભાને ધારણ કરી રહેલ આ શાસ્ત્ર આ લોકમાં લેખક કવિરાજ નથુરામ સુંદરજીની યશ લક્ષ્મીનો વિસ્તાર કરે છે.

# "विवेकविजय सवंधी अभिप्राय."

श्रीमद्राजकवि नथुराम सुंदरजी विरचितं विवेकविजय नामकं गूर्जर भाषा निवद्धं विंशति सर्गात्मकं काव्यं निरीक्षितम्. काव्य रचनाऽतीव सुन्दरा प्रतिभाति पुस्तकस्य विषयो विज्ञानदृष्ट्या सुविचारणी योऽस्ति अनन्त कालतो मोहरिपुर्यदात्मानं वाधते कयारीत्यातद्विनाशःकार्यः विवेकसाम्राज्यं कयारीत्या स्थापनीयं अधर्मंदूरिकृत्यधर्मस्य वलं कथं वर्धनीयं तत्सर्वं मनोज्ञ शैल्याऽस्मिन् पुस्तके विवेचितं दृश्यते मुमुक्षु जनैः मनन पूर्वकमेतत् काव्यं पुनः पुनर्निरीक्षणीयं किंवहुना.

શ્રીમાન્ રાજકવિ નથુરામ સુંદરજીએ વીશ સર્ગવાળું ગૂર્જર ભાષામાં બનાવેલ વિવેકવિજય નામના કાવ્યનું મેં નિરીક્ષણ કર્યું. જેમાં કાવ્ય રચના અતિ સુંદર છે. પુસ્તકમાં ગુંફન કરેલ વિષય સમ્યક્ વિચારવા યોગ્ય છે. ઘણા કાલથી મોહ કે જે આત્માને હેરાન કરે છે. ફસાવ્યા કરે છે. તે મોહનો કઇ રીતિથી વિનાશ કરવો? વિવેકનું સામ્રાજ્ય કેમ સ્થાપવું? અધર્મને દૂર કરી ધર્મનું બળ કેવી રીતે વધારવું?

તે સર્વનું સુંદર શૈલીયુક્ત વિવેચન આ પુસ્તકમાં જણાય છે. મુમુક્ષુ (અસાર સંસારથી અર્થાત્ જન્મ મરણથી મુક્ત થવાની ઇચ્છાવાળા) પુરૂષોએ મનન પૂર્વક વારંવાર અવલોકન કરવા લાયક આ પુસ્તક છે. વિશેષ શું કહું?

## "काव्यसंग्रह सबंधी अभिप्राय"

सत्कवि नत्थुरामस्य, चिरं परिचयोस्ति मे ।
तत्काव्यं मानदृष्याहं वाचयामि पुनः पुनः ॥
मधुरा मञ्जुला प्रौढा प्रसाद गुण भूषिता ।
रसालंकृति संयुक्ता कविता तस्य भासते ॥
भक्ति वैराग्यकाव्यानां संग्रहो यत्र विद्यते ।
दृष्ट्वा तत्पुस्तकं रम्यं मोदते मम मानसम् ॥

મારે સત્કવિ નથુરામનો લાંબા વખતનો પરિચય છે. તેના કાવ્યને હું વારંવાર માનદૃષ્ટિથી જોઉં છું. તેની કવિતા મધુરા મંજુલા પ્રૌઢા તેમજ પ્રસાદ ગુણવાળી, રસ અને અલંકારવાળી જણાય છે. જેની અંદર ભક્તિ અને વૈરાગ્યના કાવ્યોનો સંગ્રહ છે. એવું આ રમ્ય પુસ્તક જોઇને મારૂં મન રાજી થાય છે.



# काव्यशास्त्र संबंधी अभिप्रायो.

---

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય વિજયધર્મસૂરિ એ. એમ. એ. એસ. બી. કાવ્યશાસ્ત્ર વિષે નીચે પ્રમાણે લખે છે.

परिदृश्यते खलु सम्प्रति 'कवि' पदधारिणां बाहुल्यम्। परन्तु गूर्जरभाषायामपि विरला एव लभ्यन्ते यथार्थकवितारः। गुणदोषरसालंकाररीतिपरिज्ञानमन्तरेण शब्दयोजनमात्रनिबद्धबुद्धयः कवयो नातिरिच्यन्ते कपिचापलं कुर्वद्भ्यः। अतिरोहितमिदम्–'वर्तमानगूर्जरकविसंसारः प्रायः काव्यशास्त्रनियमनैरपेक्ष्येण स्वच्छन्दतया क्रममाणो गूर्जर काव्यसाहित्यगौरवप्रचाराय न वर्ततेऽलम्भविष्णुः'। एतादृशि परिस्थितौ महत् कारणमिदमपि निश्चीयते–'संस्कृतवाचि काव्यप्रकाश–काव्यप्रदीप–साहित्यदर्पण–रसगंगाधराद्यो जैनाचार्य हेमचन्द्र-सूरिप्रभृतिप्रणीत काव्यानुशासन काव्य' कल्पलताप्रभृतयः काव्यग्रन्था यथा प्रचलन्ति, न तथा तथाविधमेकमपि गूर्जर काव्यशास्त्रमुपलभ्यमानमवगम्यते। अत एव हेतोः सुसम्भवमेतत्–'गूर्जरकविताव्यवसायिनो न शक्नुयुः स्व व्यवसायमुपनेतुं प्रौढिमानम्'।

परन्तु महान् सौभाग्यावसरः—'इदं काव्यशास्त्रं महता प्रयासेन निर्माय राजकवि श्रीयुत् नत्थुराम सुन्दरजी महाशयैर्भृशमनुगृहीतोऽस्ति गूर्जरकविसंसारः'। इदं काव्यशास्त्रं प्राचीन संस्कृत काव्यशास्त्राणि हिन्दी काव्यशास्त्राणि चानुसृत्य

रेकास्पदं च यत् प्राचीनार्वाचीन काव्यभेदादिविषयानुपदर्श्य विशेषतो विकासितोऽस्ति स्वग्रन्थोऽयं कवीश्वरैः ।

अन्ततः आशासे—वार्तमानिक कविम्मन्या यथार्थ कवीबुभूषवश्चान्ये यद्येनं ग्रन्थमभ्यस्येयुः, भविष्यन्त्यमी स्वोद्देशं साधयितुं प्रभविष्णवः ।

**विजयधर्मसूरिः**

હાલમાં "કવિ" પદ ધારણ કરવાવાળા પુરૂષોનું બાહુલ્ય જણાય છે, પરન્તુ ગૂર્જર ભાષામાં પણ યથાર્થ કવિતા કરનારાઓ વિરલાજ માલુમ પડે છે. ગુણ દોષ, રસ, અલંકાર, રીતિ, વૃત્તિ વગેરે યથાર્થ જાણવાવાળા કવિઓ કપિચાપલ કરનારા અર્થાત્ કવિ નામધારી પુરૂષો કરતાં વિશેષ નથી.

આ તો ખુલ્લુંજ છે કે પ્રાયઃ કાવ્યશાસ્ત્રના નિયમો જાળવ્યા વિના સ્વચ્છન્દતાથી ફાવે તેમ કવતો વર્તમાન ગૂર્જર કવિસંસાર ગૂર્જર કાવ્ય સાહિત્યના ગૌરવનો પ્રચાર કરવા પૂરતો સમર્થ નથી.

આવી પરિસ્થિતિમાં આ પણ એક મહાન કારણ મનાય છે કે સંસ્કૃત વાણીમાં કાવ્યપ્રકાશ, કાવ્યપ્રદીપ, સાહિત્ય દર્પણ રસગંગાધર વગેરે અને જૈનાચાર્ય હેમચંદ્રસૂરિ પ્રભૃતિએ બનાવેલ કાવ્યાનુશાસન, કાવ્ય કલ્પલતા, વગેરે કાવ્યગ્રન્થો જેમ પ્રચલિત છે તેવું ગૂર્જર ભાષામાં એક પણ કાવ્યશાસ્ત્ર ઉપલબ્ધ જણાતું નથી. એટલા માટેજ એ સંભવિત છે કે ગુજરાતી કવિતા બનાવનારા પોતાની કૃતિને પ્રસિદ્ધ કરવા સમર્થ થતા નથી.

પરન્તુ મહાન સૌભાગ્યનો સમય છે કે રાજકવિ નથુરામ સુંદરજી મહાશયે આ કાવ્યશાસ્ત્ર બનાવવામાં મહાન પ્રયાસ લઇ ગૂર્જર કવિસંસાર ઉપર અતિ અનુગ્રહ કર્યો છે. અધિક હર્ષનું કારણ એ છે કે પ્રાચીન સંસ્કૃત કાવ્યશાસ્ત્રો તથા હિન્દી કાવ્યશાસ્ત્રોને અનુસરીને તેને આધારે આ કાવ્યશાસ્ત્ર બનાવેલ છે. પ્રાચીન તથા અર્વા-

ચીન કાવ્યભેદો વગેરે વિષયો વર્ણવી કવીશ્વરે પોતાનો આ ગ્રન્થ વિશેષે કરીને વિકાસિત કરેલ છે તેથી અત્યંત સંતોષ થાય છે.

છેવટે આશા રાખું છું કે વર્તમાન કવિમન્ય પુરૂષો અને બીજા યથાર્થ કવિ થવાની વાંછનાવાળા પુરૂષો જો આ ગ્રન્થનો અભ્યાસ કરશે તો તેઓ પોતાના ઉદ્દેશ સાધવાને શક્તિવાન થશે.

વિજયધર્મસૂરિ:

મહા મહોપાધ્યાય શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વરના પરીક્ષકપણા નીચે ઉત્તીર્ણ થએલ ષટ્શાસ્ત્રસંપન્ન અત્રેની વેદપાઠશાળાના શાસ્ત્રીજી ચતુર્ભુજ શિવશંકર કવિરાજના કાવ્યશાસ્ત્રનું અવલોકન કરી નીચે પ્રમાણે કવિરાજનો વિજય ઈચ્છે છે.

શ્રીહરિઃ

यो नित्यं विदतां मुदं हृदि दधत् साहित्यपाथो निधिम्
बुद्ध्या मन्दरकन्दरि प्रबलवत्योन्मथ्यमन्योद्भवाम् ।
काव्यं दिव्यसुधां सुधातुरवरे पृथ्वीतले पायय
सश्रीशन्नथुराम सुन्दर जयस्तात्तज्जयस्सर्वदा ॥

જેઓ હમેશાં મંદરપર્વતની માફક મંથન કરવામાં પ્રબલ એવી બુદ્ધિથી સાહિત્યસમુદ્રનું મંથન કરી સુધાના પાનમાં આતુર એવા, પૃથ્વીતલમાં સાહિત્યવિદ્ પુરૂષોને મંથન કરતાં ઉત્પન્ન થયેલ કાવ્યરૂપ દિવ્યસુધાનું પાન કરાવી તેઓનાં હૃદયને હર્ષિત કરી, ક્ષીરસાગરનું મંથન કરી દેવોને અમૃતપાન કરાવનાર લક્ષ્મીપતિ વિષ્ણુ ભગવાનનું અનુકરણ કરે છે, એવા શ્રીમાન્ નથુરામ સુન્દરજી કવિરાજનો સર્વદા વિજય વર્તો.

सेदानीं च चरीकरीति सुमनस्स्वान्तं मुदा मञ्जितम्
प्राग्भारं रसरीतिवृत्तिगुणलक्ष्मालंकृतीनां दिशन् ।
स्वे काव्ये सुमहत् प्रबन्धदरीकृत्यात्र साहित्यवित्
श्रीमानन्नथुराम सुन्दर जयस्तात्तजयस्सर्वदा ॥

પ્રબન્ધ શબ્દિત પ્રકૃષ્ટ બન્ધવાળા બ્રહ્માએ પોતે રચેલા કાર્યાત્મક આ જગતમાં રસ (પ્રેમ) રીતિ (ધર્મ) વૃત્તિ (જીવન) ગુણ (મનુષ્યાદિના સત્ત્વાદિ લક્ષણ) અને અલંકૃતિ (શોભા) એ જેમ બતાવ્યા છે, તેમ આ કવિરાજ નથુરામભાઈ પણ પોતે રચેલા આ કાવ્ય શાસ્ત્રરૂપ પ્રબન્ધમાં શૃંગારાદિરસ, વૈદર્ભ્યાદિ તથા આરભટ્યાદિ આર્થિક રીતિઓ, મધુરાદિ ત્રણ વૃત્તિઓ, ઓજસ આદિ ગુણો આર્યા વગેરે લક્ષણો (વૃત્તો) છેકાનુપ્રાસાદિ તથા ઉપમાદિ શબ્દાલંકાર અને અર્થાલંકારોને બતાવી સહૃદયોનાં હૃદયને અત્યંત આનંદમાં નિમગ્ન કરે છે, એવા બ્રહ્માનું અનુકરણ કરનારા કવિરાજ નથુરામ સુંદરજીનો સર્વદા વિજય થાઓ.

साहित्यामरनिम्नगां शशिकलां मूर्ध्नादधत्युत्तमाम्
शक्तिं यः प्रतिभां नियच्छति गलेऽसत्काव्यतादुर्विषम ।
साहित्यारचने च यस्य तनुते साहाय्यतां पार्वती
सेशानन्नथुराम सुन्दर जयस्तात्तज्जयस्सर्वदा ॥

જેઓ સાહિત્યરૂપ ગંગાજી અને ઉત્તમ પ્રતિભા શક્તિરૂપ ચન્દ્રકલાને મસ્તક (મગજ) માં ધારણ કરી અસત્કાવ્ય રૂપ ગરલને કંઠમાંજ રાખી સાહિત્યો રચવામાં ભગવતી પાર્વતીજીની સહાયતા મેળવી ગંગાધારી ચંન્દ્રમૌલિ કાલકંઠ, પાર્વતીશ એવા ભગવાન શંકરનું અનુકરણ કરે છે તેનો સર્વદા જય થાઓ. ૩

हंहोकाव्यकलापकोविदजना मन्येऽत्र शास्त्रे मुदां
युष्माकं करगीकृते रसिकहृन्नालंहि मातुं भवेत् ।
यस्मिन् गुर्जरवागभिज्ञ जनताऽपि द्राक्पिपासावती
साहित्यं सहृदेकपेयसुरसं पातुं मुदा पारयेत् ॥

હે કાવ્યજ્ઞ પુરૂષો ? હું માનું છું જે કવિરાજ નથુરામભાઈએ રચેલું આ કાવ્યશાસ્ત્ર આપના હસ્તમાં આવશે ત્યારે આપનું રસિક હૃદય આનંદનો સમાસ કરવાને પુરતું નહીંજ થાય; (કારણ કે) જે

આ કાવ્યશાસ્ત્રમાં ગુજરાતી ભાષાનું જ્ઞાન ધરાવનારા સાહિત્યરસનું પાન કરવાને આતુર હોય તેઓ પણ આ શાસ્ત્રમાં સહૃદય પુરૂષોથી પીવા યોગ્ય સાહિત્ય રસને એકદમ હર્ષ સહિત પી શકે.

सन्त्यस्यां भुवि भूरयः पृथगभिप्रायाङ्किताः क्लेशदाः
प्रायः संस्कृतवागभिज्ञ सुगमास्साहित्यवाचो विदाम् ।
शास्त्रेऽस्मिंस्तुम तं यथा न विदुषांपूर्वैर्मतैर्भिन्नता
सर्वैर्गम्यमरं प्रमोदजनकेऽपूर्वे तथा दर्शितम् ॥

આ પૃથ્વીમાં વિબુધ પુરૂષોએ રચેલા સાહિત્ય વિષયક શાસ્ત્રો ઘણા છે, પણ તેમાંના ઘણાખરા તો સંસ્કૃતના જ્ઞાનવાળા પુરૂષોથી સમજી શકાય તેવા છે. કારણ કે તેઓમાં દરેકના પરસ્પર જુદા જુદા મતો હોવાથી બીજાઓને તો કલેશ આપનારા છે, પણ આ શાસ્ત્ર તો હર્ષ આપનારૂં અને અપૂર્વ છે, તેમાં એવો મત લીધો છે કે પ્રાચીનોના મતથી વિરૂદ્ધ ન પડે અને સૌ કોઈ જાણી શકે.

ले. विद्वद्वरानुचरः
वांकानेर संस्कृत पाठशाला प्रधानाध्यापकः
चतुर्भुजः शिवशंकरः शर्मा

# अनुक्रमणिका.

# शुद्धिपत्र.

| पृष्ठ. | लीटी. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ૨ | ૪ | અર્થ પ્રાપ્તિ | અર્થપ્રાપ્તિ. |
| ૨ | ૨૪ | किंचद् | किंचित् |
| ૪ | ૩ | परम् | परम् |
| ૬ | ૨૦ | બતાવવા | બનાવવા |
| ૬ | ૨૨ | ચન્દ્રલોકકાર | ચન્દ્રાલોકકાર |
| ૮ | ૯ | પરમેશ્વરના | પરમેશ્વરનાં |
| ૧૦ | ૯ | ખડન | ખંડન |
| ૧૦ | ૨૬ | તા | તો |
| ૧૦ | ૧૧ | કતાએ | કર્તાએ |
| ૧૨ | ૨૦ | જગત્કતા | જગત્કર્તા |
| ૧૨ | ૨૪ | અવ્યાસ | અવ્યાપ્તિ |
| ૧૩ | ૧૮ | लफटि | लफति |
| ૧૮ | ૧ | વારિજ | નામલક્ષણવિચાર |
| ૧૮ | ૪ | સમુદાયમાં શક્તિથી | સમુદાયશક્તિથી |
| ૨૪ | ૧૪ | રત્નાકર | રત્નાકરકાર |
| ૩૪ | ૨ | रितिः | रीति |
| ૩૭ | ૧૮ | તુંને | તને |
| ૩૭ | ૨૭ | કાવ્યને. | કાવ્યને |
| ૩૯ | ૭ | રહ્યું છે. | રહ્યું છે, |
| ૩૯ | ૨૮ | સંયોગે રહિત | સંયોગરહિત |
| ૪૦ | ૨૫ | અથાત્ | અર્થાત્ |
| ૪૧ | ૧૦ | साति | सान्ति. |
| ૪૨ | ૧ | ગૂઢાલંકારનુ | ગૂઢાલંકારનું |

| | | | |
|---|---|---|---|
| ૪૬ | ૧૭ | કટવાદિ | કટ્વાદિ |
| ૪૬ | ૨૭ | સુવર્ણુદિમય | સુવર્ણાદિમય |
| ૪૭ | ૭ | પ્રવૃત્તિ | પ્રવૃત્ત |
| ૪૯ | ૧૨ | રસ્રના | રથના |
| ૫૫ | ૧૦ | ૈત્રી | મૈત્રી |
| ૫૮ | ૧ | હૃત | હેત |
| ૫૯ | ૨૧ | આદ | આદિ |
| ૬૦ | ૨૬ | એટલેજ | એટલોજ |
| ૬૨ | ૨૫ | તથા | ત્યાં |
| ૬૪ | ૩ | રમણીય | રમણીયતા |
| ૬૪ | ૧૨ | સમ્યકૂ | સમ્યક્ |
| ૬૪ | ૧૬ | સાધકોના | સાધકો |
| ૬૬ | ૧ | સન્દેહ | સન્દોહ |
| ૭૦ | ૨ | કારણોના | કારણોમાં |
| ૭૧ | ૯ | થયો. | થયો, |
| ૭૧ | ૨૩ | અ નિમિત્ત | આ નિમિત્ત |
| ૭૩ | ૫ | ગુરુત્ત્વ | ગુરુત્વ |
| ૭૩ | ૭ | પૃથકૂત્ત્વ | પૃથક્ત્વ |
| ૭૭ | ૧૦ | વ્યવહારમા | વ્યવહારમાં |
| ૮૦ | ૨૩ | તા | તો |
| ૮૧ | ૨૫ | બીજા | બીજા |
| ૮૨ | ૨૫ | ભ્રભી | ભ્રમી |
| ૮૩ | ૪ | પયાય | પર્યાય |
| ૮૭ | ૨૬ | કીકી. | કીકી |
| ૧૦૮ | ૧ | વ્યાગ્યાર્થ | વ્યંગ્યાર્થ |
| ૧૦૮ | ૧૯ | અભિધાનમૂલ | અભિધામૂલ |
| ૧૧૩ | ૨૬ | અરિ વધૂના | અરિવધૂના |
| ૧૧૪ | ૨૪ | કેશ પાશને | કેશપાશને |

| | | | |
|---|---|---|---|
| ૧૧૭ | ૧૫ | इतराग | इतरांग |
| ૧૨૧ | ૧૬ | निमूर्धन्य | निर्मूर्धन्य |
| ૧૨૩ | ૧ | नामैक गुणावंध | नामैकगुणावंध |
| ૧૨૩ | ૧૮ | वहिर्लापिका | वहिर्लापिका |
| ૧૨૫ | ૧૪ | શ્રુતિકટવાદિ | શ્રુતિકટ્વાદિ |
| ૧૨૯ | ૨૨ | શયા | શય્યા |
| ૧૩૧ | ૨ | નેયાથદોષ | નેયાર્થદોષ |
| ૧૩૧ | ૮ | વિરહ દુ:ખે | વિરહદુ:ખે |
| ૧૩૫ | ૨૪ | હોવાથી. | હોવાથી |
| ૧૩૮ | ૯ | પ્રકર્ણુ | પ્રકરણુ |
| ૧૩૮ | ૨૦ | दु:क्रग | दु:क्रम |
| ૧૪૧ | ૫ | પ્રકર્ણુ | પ્રકરણુ |
| ૧૪૩ | ૪ | ચિત્ત | ચિઁત્ત |
| ૧૫૮ | ૨૩ | अर्थान्तर संक्रामित वच्यमां | अर्थान्तरसंक्रामित वाच्यमां |
| ૧૬૦ | ૧૨ | કામસાસ્ત્ર | કામશાસ્ત્ર |
| ૧૬૫ | ૧૪ | તરૂણીનાં | તરૂણીના |
| ૧૬૫ | ૧૫ | સુધાસભય | સુધા સભય |
| ૧૬૫ | ૧૮ | ગુણ | ગુણ. |
| ૧૬૬ | ૧૬ | વૃાત્ત | વૃત્તિ |
| ૧૬૭ | ૨૪ | सवाह्यांतस्तत्समप्रस्फुर द्रसः | स वाह्यांतस्तत्समप्रस्फुर द्रसः |
| | | विरतर | विस्तर |
| ૧૭૦ | ૧૮ | तत्तप:क्मे | तत्तप: क मे |
| ૧૭૧ | ૨૧ | सहकाराभपाकात्तर- | सहकाराभपाकात्तर- |
| ૧૭૩ | ૧૩ | सहंतिसमाधयः | संहति समाधयः |

| | | | |
|---|---|---|---|
| ૧૮૨ | ૨૬ | क्रेर | क्रूर |
| ૧૮૭ | ૯ | वक्रा | वक्ता |
| ૧૮૭ | ૧૩ | वक्रेकयोग्यतः | वक्तैकयोग्यतः |
| ૧૯૦ | ૧૬ | મનુષ્યોના | મનુષ્યોનાં |
| ૧૯૯ | ૧૧ | શીપ કૂલપતિ | શીષકૂલ પતિ |
| ૨૦૧ | ૧ | ભાગા | ભાગી |
| ૨૦૩ | ૧૫ | અશ્ર | અશ્રુ |
| ૨૦૮ | ૧૧ | એને | એ |
| ૨૧૧ | ૨૦ | સખાયો | સખીઓ |
| ૨૧૯ | ૨ | મે | મેં |
| ૨૧૯ | ૧૪ | મખતૂલ ના | મખતૂલના |
| ૨૨૦ | ૧૩ | રગે | રંગે |
| ૨૨૩ | ૧૩ | તણુ | તણું |
| ૨૨૭ | ૮ | નિરક્ષણ | નિરીક્ષણ |
| ૨૨૮ | ૧૬ | અગ | અંગ |
| ૨૨૮ | ૧૭ | શ્રીફલ ન | શ્રીફલની |
| ૨૨૯ | ૮ | ૨ | + |
| ૨૩૨ | ૧૧ | ઉદાસ્રી | ઉદાસ્રી |
| ૨૩૨ | ૨૨ | પત્નિ | પત્ની |
| ૨૩૨ | ૭ | માનિની | માનિનીં |
| ૨૩૪ | ૨૪ | હરિ દર્થ | હરિદર્શ |
| ૨૩૫ | ૧૧ | આખો | આંખો |
| ૨૩૬ | ૨ | પન્નગીપેઠે | પન્નગીંપેઠે |
| ૨૩૬ | ૨ | લાગા | લાગી |
| ૨૩૭ | ૧૫ | નવયાવના | નવયૌવના |
| ૨૩૮ | ૯ | બધ | બંધ |
| ૨૩૯ | ૬ | સાઅરતુલ્ય | સાગરતુલ્ય |
| ૨૪૦ | ૩ | શશિ અરિને | શશિઅરિને, |

| | | | |
|---|---|---|---|
| ૨૪૨ | ૩ | તરા | તરી |
| ૨૪૩ | ૨ | છોઁડાવી | છોડાવી |
| ૨૪૫ | ૪ | રહુ | રહોં |
| ૨૪૫ | ૯ | નખદતોના | નખદંતોના |
| ૨૪૫ | ૧૫ | કુચકુભોથી | કુચકુમ્ભોથી |
| ૨૪૭ | ૯ | પરકાયા | પરકીયા |
| ૨૪૭ | ૧૩ | નિવાહ | નિર્વાહ |
| ૨૪૭ | ૧૬ | વ્યગ્ય દિની | વ્યંગ્યાદિની |
| ૨૪૯ | ૧૪ | સચોગી | સંચોગી |
| ૨૫૧ | ૬ | ધૃત | ઘૃત |
| ૨૫૧ | ૧૬ | આધક | અધિક |
| ૨૫૩ | ૧૨ | ધુપ | ધૂપ |
| ૨૫૩ | ૨૬ | નવનિવિ | નવનિધિ |
| ૨૫૫ | ૫ | ખલધિષ્ઠિતા | ખલધિષ્ઠિતા |
| ૨૫૫ | ૧૪ | અતર | અંતર |
| ૨૫૫ | ૧૪ | તેથી | તેથીં |
| ૨૫૬ | ૧૧ | કહુ | કહું |
| ૨૫૬ | ૧૯ | વિશ્વબંધુ | વિશ્વબધું |
| ૨૬૦ | ૧ | પીડ | પીઠ |
| ૨૬૦ | ૧૨ | દુતી | દૂતી |
| ૨૬૩ | ૨ | રહે જે | રહેજે |
| ૨૬૪ | ૧૨ | રહેજે | રહેંજે |
| ૨૬૫ | ૧૫ | વસી | વસીં |
| ૨૬૪ | ૨૩ | સ્વકીય માં | સ્વકીયામાં |
| ૨૬૬ | ૧૦ | આલિગનમાં | આલિંગનમાં |
| ૨૬૫ | ૨૨ | સ્વતત્રા | સ્વતંત્રા |
| ૨૬૬ | ૧૪ | તરગો | તરંગો |
| ૨૬૭ | ૧૭ | જાય | જાયે |

| | | | |
|---|---|---|---|
| ૨૬૮ | ૧૮ | મ ગાર્વિતા | પ્રેમગાર્વિતા |
| ૨૬૯ | ૨૪ | શ્રીવા | ર્ગ્રીવા |
| ૨૭૦ | ૯ | છે | કહે છે. |
| ૨૭૦ | ૨૧ | કજનયનીનો | કંજનયનીનો |
| ૨૭૦ | ૨૬ | પલગમાં | પલંગમાં |
| ૨૭૧ | ૭ | જળવે છે | જળાવે છે |
| ૨૭૧ | ૮ | ભર્યું | ભર્યું |
| ૨૭૧ | ૧૩ | સ્મર સેના | સ્મરસેના |
| ૨૭૧ | ૧૫ | આ ી | આવી |
| ૨૭૧ | ૧૭ | બનિય | બનિયાં |
| ૨૭૧ | ૨૪ | રી થી | રીતથી |
| ૨૭૧ | ૨૪ | લ લ | લાલ |
| ૨૭૨ | ૧૨ | નાયકાના | નાયકના |
| ૨૭૨ | ૧૭ | કરી | કરી |
| ૨૭૨ | ૨૫ | રગાઇ | રંગાઇ |
| ૨૭૩ | ૭ | શાશ | શશિ |
| ૨૭૪ | ૧૧ | પ્રજળુ | પ્રજળું |
| ૨૭૫ | ૨૦ | સાવરમાં | સવારમાં |
| ૨૭૫ | ૨૩ | વારંવાર | વારવાર |
| ૨૭૬ | ૯ | ભણ્યાં | ભણ્યા |
| ૨૭૬ | ૧૦ | જર એ | જરીએ |
| ૨૭૬ | ૨૪ | અગ | અંગ |
| ૨૭૮ | ૧૩ | ભૂરિદા | ભુરિ |
| ૨૭૮ | ૨૩ | સકેતમાં | સંકેતમાં |
| ૨૭૯ | ૫ | પલગ | પલંગ |
| ૨૭૯ | ૧૦ | કુમુદ | કુસુદ |

| | | | |
|---|---|---|---|
| ૨૭૯ | ૧૨ | શ્રંગર | શ્રંગાર |
| ૨૭૯ | ૧૭ | આંખોમાંહી | આંખોમાંહીં |
| ૨૭૯ | ૨૫ | પડી | પઢીં |
| ૨૭૯ | ૨૬ | ગળે | આગળે |
| ૨૮૦ | ૨૪ | ચિત્ત | ચિઁત્ત |
| ૨૮૧ | ૯ | સજી | સજીઁ |
| ૨૮૨ | ૧૮ | મિત્ર મિલનની | મિત્રમિલનની |
| ૨૮૫ | ૨૪ | ચાલી | ચાલીઁ |
| ૨૯૨ | ૮ | આતુર । | આતુરતા |
| ૨૯૨ | ૨૧ | લાજ સમુદ્રે | લાજસમુદ્રે |
| ૩૦૦ | ૩ | ફરી | ફરીઁ |
| ૩૦૬ | ૩ | પ્રસંમ | પ્રસંગ |
| ૩૦૬ | ૨૩ | उद्वेग | उद्वेग |
| ૩૦૯ | ૬ | आलंवन | आलंबन |
| ૩૦૯ | ૧૧ | ઝુકી ઝુકી | ઝુકીઁ ઝુકી |
| ૩૦૯ | ૨૦ | ફરા | ફરીઁ |
| ૩૦૯ | ૨૦ | હયો | દીયો |
| ૩૧૧ | ૧૩ | उद्दीपन | उद्दीपन, |
| ૩૧૨ | ૧૮ | ચિચમાંહી | ચિતમાંહી |
| ૩૧૫ | ૧૭ | अर्थेभ्य. | अर्थेभ्य |
| ૩૧૬ | ૮ | तथा शब्दार्थयोरयम् | तथा शब्दार्थयोरयम् |
| ૩૧૭ | ૨૫ | અલકાર | અલંકાર |
| ૩૨૧ | ૫ | ચચલતા | ચંચલતા |
| ૩૨૧ | ૧૧ | વ્યગ્યાર્થનું | વ્યંગ્યાર્થનું |
| ૩૨૧ | ૧૫ | પરતુ | પરંતુ |
| ૩૨૨ | ૯ | પ્રેમ વશ | પ્રેમવશ |
| ૩૨૩ | ૧૬ | પ્રક્રરણ | પ્રકરણ |

| | | | |
|---|---|---|---|
| ૩૨૩ | ૨૭ | व्यग्य | व्यंग्य |
| ૩૨૫ | ૨ | न्याय | न्यास |
| ૩૨૫ | ૧૦ | द्धिविध | द्विविध |
| ૩૨૫ | ૨૫ | वर्णाना | वर्णानां |
| ૩૨૮ | ૫ | सत्यर्थ भिन्नानां | सत्यर्थभिन्नानां |
| ૩૨૮ | ૯ | અનેક્તાને | અનેકતાને |
| ૩૩૪ | ૨૫ | કરવાળો | કરવાવાળો |
| ૩૩૫ | ૧ | चत् | चेत् |
| ૩૩૫ | ૧૩ | उपमानोपमेयोः | उपमानोपमेययोः |
| ૩૪૦ | ૧૭ | પ્રકુતો | પ્રકૃત તો |
| ૩૪૧ | ૨૦ | + | वाक्योपमा—यथा |
| ૩૪૧ | ૨૭ | अब्जमिवमुखम् | अब्जमिवमुखम् |
| ૩૪૨ | | આગળ | ઘણી જગોએ |
| ૩૪૩ | | પ્રત્યય વિશેષ દ્વારા | પ્રત્યય વિશેષ દ્વારા |
| ૩૪૭ | ૨૭ | मात्तोपमा | मालोपमा. |
| ૩૫૩ | ૬ | સ્વભવાદિ રૂપ | સ્વભાવાદિરૂપ |
| ૩૫૪ | ૯ | પ્રતાપ પાવકથી | પ્રતાપપાવકથી |
| ૩૫૪ | ૧૬ | ડુબાવી | ડુબાવીં |
| ૩૬૦ | ૧૯ | જવલત | જ્વલત |
| ૩૬૦ | ૧૯ | આંણો | આણો |
| ૩૬૧ | ૨ | છે | કહેછે |
| ૩૬૨ | ૨૦ | અથાત્ | અર્થાત્ |
| ૩૬૪ | ૧ | યશવંતના એ | યશવંતનાએ |
| ૩૬૫ | ૨ | અહ્નુહ્વ | અપન્હુવ |
| ૩૬૬ | ૧ | + | કાવ્યપ્રકાશકાર આ પ્રમાણે લખે છેઃ— |
| ૩૬૬ | | અલિના | અલિનાં |

| | | | |
|---|---|---|---|
| ૩૬૬ | | કાવ્યપ્રકાશકાર આ પ્ર- | + |
| | | માણે લખે છે:— | |
| ૩૬૭ | ૨ | ચન્દ્રા લોકમાં | ચન્દ્રાલોકમાં |
| ૩૭૦ | ૧૪ | उपसर्गगतिस्त्रधा | उपसर्गगतिस्त्रिधा |
| ૩૭૨ | ૨૧ | अप्रस्तुतप्रसंसा | अप्रस्तुतप्रशंसा |
| ૩૭૪ | ૧૩ | મસલને | મરાલને |
| ૩૭૪ | ૧૮ | અર્થને | અર્થ |
| ૩૭૮ | ૫ | निशाका ङ्क्षोऽथ | निराकाङ्क्षोऽथ |
| ૩૮૧ | ૨૦ | ઉપનામ | ઉપમાન |
| ૩૮૪ | ૨૧ | श्रुतिमात्र त | श्रुतिमात्रतो |
| ૩૮૫ | ૨૦ | પ્રધાનતા | પ્રધાનતા. |
| ૩૮૭ | ૧૦ | મન રંજન | મનરંજન |
| ૩૮૭ | ૧૩ | અનુરક્ત | અનુક્ત. |
| ૩૮૮ | ૧ | નાયિકાના | નાયિકાની |
| ૩૮૮ | ૫ | અસિદ્ધાસ્પદા | અસિદ્ધાસ્પદા |
| ૩૮૯ | ૨૦ | સ્તુતિ પંક્તિ | સ્તુતિપંક્તિ |
| ૩૯૦ | ૨ | પાતકી | પાતકીં |
| ૩૯૦ | ૧૪ | એણે, | એણે |
| ૩૯૧ | ૨૦ | તે | તેને |
| ૩૯૨ | ૬ | पाकट्ये | प्राकट्ये |
| ૩૯૨ | ૧૦ | બનેલો | બનેલ |
| ૩૯૩ | ૬ | માહ્લિકાપીડ | મહ્લિકાપીડ |
| ૩૯૩ | ૨૧ | સપત્ | સંપત્ |
| ૩૯૪ | ૨ | નિરધારીએ, | નિરધારીએ. |
| ૩૯૪ | ૬ | ધારી | ધારીએ |
| ૩૯૬ | ૨૧ | શત્રુકાળ સ્વરૂપે | શત્રુ કાળસ્વરૂપે |

| | | | |
|---|---|---|---|
| ૪૦૨ | ૧૮ | સુરંપુરથી | સુરપુરથી |
| ૪૦૭ | ૧૦ | संयोगात्तद्दीपक मि-ह्रोच्य ते | संयोगात्तद्दीपक मिह्रोच्यते |
| ૪૦૭ | ૧૫ | મન રંજ | મનરંજ |
| ૪૧૦ | ૩ | निदर्शनकृतस्तज्ज्मैः | निदर्शनकृतस्तज्ज्ञैः |
| ૪૧૨ | ૩ | સતત્ | અસત્ |
| ૪૧૩ | ૫ | શાશ | શશિ |
| ૪૧૬ | ૨૩ | કરે. | કરે, |
| ૪૨૦ | ૧૧ | ખેંચતા | ખેંચતાં |
| ૪૩૬ | ૧૦ | નીર ક્ષીર ન્યાયના | નીરક્ષીરન્યાયના |
| ૪૩૮ | ૧૪ | મોહર | મહોર |
| ૪૪૦ | ૨૩ | वस्तुति | वस्तुनि |
| ૪૪૧ | ૧ | છે. | છે |
| ૪૪૧ | ૧૫ | કહ્યું | કહ્યું છે |
| ૪૪૩ | ૩ | હૃદય | હૃદ |
| ૪૪૩ | ૧૮ | સુખ માનુ | સુખમાનું |
| ૪૪૪ | ૧૬ | કિંચિત | કિંચિત્ |
| ૪૪૫ | ૨૬ | ઉપમાંજ | ઉપમા |
| ૪૧૬ | ૧૦ | विपर्य्यभेदताद्रव्यरञ्जनं | विपर्य्यभेदताद्रूप्यरञ्जनं |
| ૪૪૭ | ૨૨ | જે | ૦ |
| ૪૪૭ | ૨૨ | દોષનું | દોષનું જે |
| ૪૫૬ | ૧ | થદાથો | પદાર્થો |
| ૪૫૬ | ૨૩ | અલંકાર તિલક | અલંકાર તિલક.. |
| ૪૫૯ | ૧૭ | गुण सम्य द र्ढ्य | गुणसाम्यदार्ढ्य |
| ૪૫૯ | ૨૪ | હે ઇ | હોઇ |
| ૪૬૧ | ૪ | तृतिय | तृतीय |
| ૪૬૧ | ૭ | पद्ल | पद्ल |

| | | | |
|---|---|---|---|
| ૪૬૭ | ૨ | रणाद्रिराघद्दनया | रणाद्रिराघट्टनया |
| ૪૬૯ | ૮ | અથાત્ | અર્થાત્ |
| ૪૭૧ | ૯ | દ્વિતીયાં | દ્વિતીયા |
| ૪૭૨ | ૨૫ | સરિતા તટવાસ | સરિતાતટવાસ |
| ૪૭૪ | ૨ | અપકૃતની | અપ્રકૃતની |
| ૪૭૫ | ૧૯ | કાણે | કાણુ |
| ૪૮૧ | ૧ | कारणेनं | कारणेन |
| ૪૮૨ | ૨૭ | થયા | યથા |
| ૪૮૩ | ૯ | શ દ્દોથી | શબ્દોથી |
| ૪૮૪ | ૧૯ | સમુચ્ચ નું | સમુચ્ચયનું |
| ૪૮૮ | ૧૨ | સઘુનાથ | રઘુનાથ |
| ૪૯૧ | ૧૧ | તદ્વહિ | તદ્વહિઃ |
| ૪૯૨ | ૨૨ | અથાત્ | અર્થાત્ |
| ૪૯૩ | ૪ | ગમ્ય. | ગમ્ય |
| ૪૯૪ | ૧૯ | પ્રતાપ રવિ તેજ | પ્રતાપ રવિતેજ |
| ૪૯૬ | ૮ | કર્યા; | કર્યો; |
| ૫૦૪ | ૫ | अप्रत्यनीक | अप्रत्यनीक. |
| ૫૦૪ | ૧૬ | વાંચ્છાતિ | વાંચ્છિત |
| ૫૦૫ | ૯ | ધસી, | ધસી |
| ૫૦૫ | ૨૧ | सादश्येनेतरेण | सादृश्येनेतरेण |
| ૫૦૬ | ૧૩ | સદા | સુધા |
| ૫૦૬ | ૨૭ | ઇતિરસબંધથી | ઇતરસબંધથી |
| ૫૦૭ | ૨૨ | પુકરણિય | પુષ્કરણિય |
| ૫૦૮ | ૨૪ | સંગતિ | અસંગતિ |
| ૫૦૯ | ૧૮ | કુચ | કુચ |
| ૫૦૯ | ૨૩ | संगति | असंगति |
| ૫૧૧ | ૧૫ | જન્મો | જન્મ્યો |

| | | | |
|---|---|---|---|
| ૫૧૧ | ૧૫ | યશપુત્ર, | યશપુત્ર. |
| ૫૧૨ | ૭ | મતાર્નુસાર | મતાનુસાર |
| ૫૧૪ | ૧૯ | થશું. | થશું |
| ૫૧૭ | ૬ | પ્રાર્થના | પ્રાર્થનાનું |
| ૫૨૦ | ૧૫ | भेदाविशिष्टययोः | भेदावैशिष्टययोः |
| ૫૨૫ | ૭ | છાંયા | છાયા |
| ૫૨૮ | ૧૬ | આવા | આવાં |
| ૫૩૧ | ૨૧ | ધ્વનિભ્રમર સમાજે; | ધ્વનિ ભ્રમરસમાજે; |
| ૫૩૪ | ૯ | આ | ૦ |
| ૫૩૭ | ૨૭ | परिव्रात्ति | परिव्रात्ति |
| ૫૩૯ | ૧૯ | ઈંદ્વાનનથી | ઇદ્વાનનથી |
| ૫૪૦ | ૮ | આભાસ | આભાસ. |
| ૫૪૦ | ૨૦ | વાચ | વાચી |
| ૫૪૨ | ૨૧ | જેનાં | જેનો |
| ૫૪૪ | ૨ | આવે; | આવે તે |
| ૫૪૪ | ૧૧ | ભૂષણ ગણના | એ ભૂષણગણના |
| ૫૪૫ | ૨૧ | "ચન્દ્રલોકકાર." | "ચન્દ્રાલોકકાર" |
| ૫૪૬ | ૧૩ | अलंकार | अलंकार. |
| ૫૪૭ | ૨ | पतीप | प्रतीप |
| ૫૪૮ | ૨૮ | ધૂપ પ્રકાશ | ધૂપપ્રકાશ |
| ૫૪૯ | ૧૭ | ઉષ્કૃષ્ટ | ઉત્કૃષ્ટ |
| ૫૫૪ | ૪ | પર ક્રીયાને | પર ક્રીયાનું |
| ૫૫૫ | ૨ | અથ | અર્થ |
| ૫૫૫ | ૧૪ | મિથ્યાતત્વનો | મિથ્યાત્વનો |
| ૫૫૫ | ૨૫ | भंङ्गि | भङ्गि |
| ૫૫૮ | ૨૬ | ઉત્પેક્ષા | ઉત્પ્રેક્ષા |
| ૫૫૯ | ૧૩ | ઉત્તરોત્તર, | ઉત્તરોત્તર |

| | | | |
|---|---|---|---|
| ૫૬૯ | ૧૮ | આભાવમાં | અભાવમાં |
| ૫૬૯ | ૨૫ | આસવમદ | આસવ મદ |
| ૫૭૧ | ૬ | મન મોજ | મનમોજ |
| ૫૭૭ | ૧ | કરવું. | કરવું |
| ૫૭૭ | ૧૨ | પૂર્વેનુરાગ | પૂર્વાનુરાગ |
| ૫૭૯ | ૧૦ | આહી | આહીં |
| ૫૮૦ | ૧ | છે. | છે, |
| ૫૮૦ | ૧૩ | અક થન | અકથન |
| ૫૮૦ | ૧૩ | અથાત્ | અર્થાત્ |
| ૫૮૧ | ૨૬ | પ્રાતપક્ષી | પ્રતિપક્ષી |
| ૫૮૯ | ૨૫ | અન્તભૂત | અન્તર્ભૂત |
| ૫૯૫ | ૯ | હેતુસ્તન | હેતુસ્તેન |
| ૫૯૫ | ૨૨ | "સમતા" | "સમતા." |
| ૫૯૬ | ૭ | त वेत्साम्यमं | तद्भवेत्साम्यम् |
| ૫૯૬ | ૨૨ | વિ ુતજ્વાલા | વિદ્યુત્જ્વાલા |
| ૬૦૫ | ૭ | ધુરવા ગણુ | ધુરવાગણુ |
| ૬૧૦ | ૨૩ | અંગાગી, ભાવ | અંગાંગીભાવ |





# काव्य शास्त्र.

## काव्य प्रयोजन.

કાવ્ય અનેક પ્રયોજનવાળું હોવાથી અત્યંત આદરણીય છે. સાહિત્યદર્પણકાર લખે છે:—

चतुर्वर्गफलप्राप्तिः सुखादल्पधियामपि ।
काव्यादेव यतस्तेन तत्स्वरूपं निरूप्यते ॥

અલ્પ બુદ્ધિવાળા પુરૂષોને પણ કાવ્યથીજ સુખે કરીને ચતુર્વર્ગ ફલની પ્રાપ્તિ થાય છે; તેથી કાવ્યનું સ્વરૂપ લખીએ છીએ.

ઉક્ત ચતુર્વર્ગ ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ) ની પ્રાપ્તિ તો રામાદિ શ્રેષ્ઠ પુરૂષોની પેઠે સદાચારથી વર્તવું અને રાવણ ઇત્યાદિ દુષ્ટ પુરૂષોની પેઠે દુરાચારથી ન વર્તવું એમ કૃત્ય અને અકૃત્યની પ્રવૃત્તિ અને નિવૃત્તિ કાવ્યદ્વારા ઉપદેશવડેજ સુપ્રતીત થાય છે, કહ્યું છે:—

धर्मार्थकाममोक्षेषु वैचक्षण्यं कलासु च ।
करोति कीर्ति प्रीतिश्च साधुकाव्यनिषेवणम् ॥

સારા કાવ્યનું સેવન ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને વિષે અને દરેક કલામાં વિચક્ષણતા, કીર્તિ અને પ્રીતિને ઉપજાવે છે.

ભગવાન નારાયણના ચરણારવિન્દ સમ્બન્ધી સ્તોત્રાત્મક કાવ્યથી ધર્મની પ્રાપ્તિ થાય છે અને " एकः शब्दः सुप्रयुक्तः सम्यग्

ज्ञातः स्वर्गे लोके च कामधुग् भवति " એક શબ્દ સારી રીતે પ્રયોજાએલ હોય અને સારી રીતે જાણ્યો હોય તો સ્વર્ગલોકમાં ઇષ્ટ પુરણ કરનાર થાય છે. એ વેદ વાક્યોથી પણ ધર્મને પ્રાપ્ત કરનારૂં કાવ્ય છે એમ સિદ્ધ થાય છે. અર્થ પ્રાપ્તિ તો પ્રત્યક્ષ સિદ્ધ થાય છે અને કામની પ્રાપ્તિ એ પણ અર્થદ્વારાજ થાય છે. વળી મોક્ષની પ્રાપ્તિ કાવ્યથી ઉત્પન્ન થનારા ધર્મના ફલનું અનુસંધાન ન રાખવાથી અને મોક્ષને ઉપયોગી એવા ઉપનિષદ્ વાક્યોમાં વ્યુત્પત્તિનું જ્ઞાન કરાવનારાં હોવાથી થાય છે. ચતુર્વર્ગની પ્રાપ્તિ વેદ અને શાસ્ત્રોથી પકવ બુદ્ધિવાળાઓનેજ કષ્ટે કરીને થાય છે; કારણકે એમાં ( વેદશાસ્ત્રમાં ) રસાભાવ હોય છે. અને કાવ્ય તો પરમાનન્દને ઉત્પન્ન કરનારાં હોવાથી સુકુમાર બુદ્ધિવાળાઓને પણ સુખેથી ચતુર્વર્ગની પ્રાપ્તિ થાય છે. એમાં એવી શંકા ન કરવી કે પરિપકવ બુદ્ધિવાળાઓએ વેદો અને શાસ્ત્રો હોય છે, છતાં કાવ્યોમાં શા માટે યત્ન કરવો ? કારણ કે જે રોગનું કડવાં ઔષધોથી ઉપશમન થાય છે તેજ રોગ જો સાકરથી દૂર થતો હોય તો કયો રોગી કડવાં ઔષધને ચાહશે ? વળી કાવ્યનું ઉપાદેયપણું આ પ્રમાણે અગ્નિપુરાણમાં કહ્યું છે:—

नरत्वं दुर्लभं लोके विद्या तत्र सुदुर्लभा ।
कवित्वं दुर्लभं तत्र शक्तिस्तत्र सुदुर्लभा ॥

લોકમાં માનવ જન્મ દુર્લભ છે અને તેમાં પણ વિદ્યા અતિ દુર્લભ છે. તેમાં વળી કવિત્વ દુર્લભ છે અને તેમાં વિશેષે કરીને શક્તિ અતિ દુર્લભ છે.

નાટ્ય એ ત્રિવર્ગનું સાધન છે એ વિશે વિષ્ણુપુરાણમાં આ પ્રમાણે લખ્યું છે.

काव्यालापांश्च ये किंचद् गीतकान्याखिलानि च ।
शब्दमूर्त्तिधरस्यैते विष्णोरंशा महात्मनः ॥

જે કાવ્યાલાપો અને જે કાંઈ સમગ્ર ગીતો છે તે બધાં શબ્દ મૂર્તિને ધારણ કરનારા મહાત્મા વિષ્ણુ ભગવાનના અંશો છે.

કાવ્યશાસ્ત્ર બુદ્ધિને અત્યંત તીવ્ર બનાવે છે. વિચારને વિમળ કરે છે, એથી સર્વ શાસ્ત્રોમાં કાવ્યશાસ્ત્ર માનનીય છે.

વાણી વિના સંસાર વ્યવહાર ચાલતો નથી. આચાર્ય દંડી કહે છે:—

वाचामेव प्रसादेन लोकयात्रा प्रवर्तते ॥

વાણીની કૃપાથીજ લોક વ્યવહાર પ્રવર્તમાન થાય છે. અર્થાત ચાલે છે. ફરી આચાર્ય દંડીએ કહ્યું છે:—

इदमन्धं तमः कृत्स्नं जायते भुवनत्रयम् ।
यदि शब्दाह्वयं ज्योतिरासंसारं न दीप्यते ॥

જો શબ્દ રૂપી જ્યોતિ સંસારના આરંભથી લઇને મહા પ્રલય પર્યન્ત પ્રકાશમાન ન હોત તો ત્રણે લોકો ( ત્રિભુવન ) માં ઘોર અંધકાર થઈ જાત.

કાવ્ય પ્રકાશકાર લખે છે:—

काव्यं यशसेऽर्थकृते, व्यवहारविदे शिवेतरक्षतये ।
सद्यः परनिर्वृतये, कान्तासम्मिततयोपदेशयुजे ॥

કાવ્ય યશને માટે, વ્યવહારિક જ્ઞાનને માટે, અકલ્યાણનો વિધ્વંસ કરવા માટે, પરંસુખની પ્રાપ્તિને માટે અને કાન્તાની પેઠે ઉપદેશને માટે છે.

## उपदेश प्रकार.

ઉપદેશના ત્રણ પ્રકાર હોય છે. ૧ પ્રભુસંમિત, ૨ મિત્રસંમિત ૩ કાન્તાસંમિત. અર્થાત્ ૧ રાજાની પેઠે, ૨ સ્નેહીની પેઠે, ૩ સુન્દરીની પેઠે. જગતની અનિત્યતાના સંબંધમાં વેદનું આ વચન છે—

यो वै भूमा तदमृतम् अथ यदल्पं तन्मर्त्यम्.

જે ભૂમા અર્થાત્ સર્વવ્યાપી છે, એ અમૃત અર્થાત્ નિત્ય છે; અને જે અલ્પ અર્થાત્ સર્વવ્યાપી નથી तन्मर्त्यम् અર્થાત્ એ નાશ પામવાવાળું છે. આ ઉપદેશ તો રાજાની આજ્ઞા જેવો છે, કેમકે વેદની આજ્ઞા છે.

મહાભારતમાં આ પ્રમાણે લખેલ છે:—

अहन्यहनि भूतानि प्रविशन्ति यमालयम् ।
शेषाः स्थिरत्वमिच्छन्ति किमाश्चर्यमतः परम् ॥

દિનપ્રતિદિન પ્રાણીઓ યમને આલય જાય છે, ( મૃત્યુ વશ થાય છે ) છતાં બાકી રહેલા સ્થિરતા (જીવવાની ઇચ્છા) ને ચાહે છે એ કેવી અદ્દભુત વાત છે !

આ ઉપદેશ મિત્રના જેવો છે. કેમકે સમજાવીને કહ્યું છે. " સાહિત્યનું આ વચન છે ":—

વિંટાયેલો શોભતો અનંત નક્ષત્રાવલિથી,
ચારે તર્ફ મચાવે ચકોર છડિદાર સ્વર;
નિજના પ્રતાપથી અમાપ જગત્ધ્વાંત હર્યું,
દૂર કર્યા તાપ ધરી સહુને શરીર કર.
વરષ્યો સુધાથી હરષાવ્યા પત્થરોને પણ,
વિકસાવ્યાં કુમુદ મુદિત કર્યાં નારીનર;
પ્રાતઃકાલ થતાં એજ રૂડા રજનીપતિને,
સાથ વિના જાતો જોયો નીરનિધિ તીરપર.

આ ઉપદેશ સુન્દરીના જેવો છે, કેમકે મનોહર છે. આવો ઉપદેશ મનને અત્યંત પ્રિય લાગે છે. ઉપદેશનું પ્રયોજન મનાવવું છે.

## काव्यहेतु.

કાવ્ય પ્રકાશકાર લખે છે:—

शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।
काव्यज्ञशिक्षयाऽभ्यास इति हेतुस्तदुद्भवे ॥

કવિતા બનાવવાનાં ત્રણ સાધન છે. ૧ શકિત, ૨ લોક, શાસ્ત્ર, અને કાવ્ય વગેરેના અવલોકન દ્વારા પ્રાપ્ત થએલ નિપુણતા, ૩ કવિ અથવા કવિતાના ટીકા કરનારની નીચે હમેશાં કાવ્ય લખવાં અથવા શીખવાં તે.

વૃત્તિકાર લખે છે:—

शक्तिः कवित्वबीजरूपः संस्कारविशेषः, यां विना काव्यं न प्रसरेत्, प्रसृतं वा उपहसनीयं स्यात्, लोकस्य स्थावरजङ्गमात्मकलोकवृत्तस्य, शास्त्राणां छन्दोव्याकरणाभिधानकोशकलाचतुर्वर्गगजतुरगखड्गादिलक्षणग्रन्थानाम्, काव्यानां च महाकविनिबन्धानाम्, आदिग्रहणादितिहासादीनां च विमर्शनाद् व्युत्पत्तिः, काव्यं कर्तुं विचारयितुं च ये जानन्ति तदुपदेशेन करणे योजने च पौनःपुन्येन प्रवृत्तिरिति त्रयः समुदिताः, न तु व्यस्ताः, तस्य काव्यस्योद्भवे निर्माणे समुल्लासे च हेतुर्न तु हेतवः ।

એ શક્તિ કવિત્વના બીજરૂપ એક જાતનો સંસ્કાર છે; કે જેના વિના કવિતા ફેલાય નહિ અને કદાપિ ફેલાય તો હાસ્યપાત્ર થાય. લોક એટલે સ્થાવર અને જંગમ વસ્તુઓ. શાસ્ત્ર એટલે છન્દ, વ્યાકરણ, કોશ, કલા, ધર્મ, અર્થ કામ અને મોક્ષ, હુસ્તી, અશ્વ ખડ્ગ, વીગેરેનો જેમાં સમાસ થએલો છે તે.

કાવ્ય એટલે પ્રખ્યાત કવિઓના બનાવેલ ગ્રન્થો, આદિ એટલે પુરાણ, ઇતિહાસ વગેરે કાવ્ય બનાવનાર અથવા વિચારનારના ઉપદેશ પ્રમાણે વર્તન કરવું તે ત્રણે કારણો ભેગાં (ભિન્ન નહિ) કવિતા બનાવવામાં તથા તેની નિપુણતાના હેતુરૂપ છે પણ હેતુઓ રૂપ નહિ.

રસ ગંગાધરકાર લખે છે:—

કાવ્યનું કારણ કવિમાં રહેલી પ્રતિભા એજ છે. પ્રતિભા એટલે કાવ્ય રચનામાં અનુકૂળ એવા શબ્દ અને અર્થની ઉપસ્થતિ અર્થાત્ પ્રાપ્તિ.

એ પ્રતિભાનો હેતુ કોઈ વખતે દેવતા તથા મહાપુરૂષના પ્રસાદ ઇત્યાદિ જન્ય જે અદૃષ્ટ તે છે, ને કોઈ વખતે વિલક્ષણ એવી વ્યુત્પત્તિ અને કાવ્ય કરવાનો અભ્યાસ એ બન્ને છે. પણ ત્રણે મળીનેજ કારણ એમ કાંઈ નથી, કારણકે બાલકને વ્યુત્પત્તિ અને અભ્યાસ વિના પણ કેવળ મહાપુરૂષના પ્રસાદથી જ પ્રતિભાશક્તિ પ્રાપ્ત થાય છે. અને તેમાં જન્માન્તરીય વ્યુત્પત્તિ અને અભ્યાસની કલ્પના ન

કરવી. કારણ કે એવી રીતના માનવામાં ગૌરવતા અને જન્માન્તરીય માનવામાં પ્રમાણુનો અભાવ અને કાર્યની અન્યથા પ્રાપ્તિ થાય છે. લોકમાં પણ બલિષ્ટ એવા શાસ્ત્રાદિક પ્રમાણોથી કારણુતાનો નિર્ણુય થાય છે છતાં પાછલથી પ્રાપ્ત થએલ વ્યભિચારનું નિવારણ કરવાને વાસ્તે અને કાર્યની અન્યથા સિદ્ધિ ન હોવાને લીધે જન્માન્તરીય ધર્માધર્માદિ કારણ કલ્પવામાં આવે છે. નહીં તો વ્યભિચાર પ્રાપ્ત થવાથી પૂર્વે સ્વીકારાએલ કારણુતાના નિર્ણુયમાં ભ્રમ ઉત્પન્ન થાય છે અને કેવળ અદૃષ્ટ એજ કારણ કહેવું શક્ય નથી. કારણ કે કેટલોક સમય કાવ્ય કરવાને અશક્ત પુરૂષને કોઇ પ્રકારે વ્યુત્પત્તિ અને અભ્યાસ પ્રાપ્ત થાય છે, ત્યારે તેમાં પ્રતિભાની ઉત્પત્તિ દેખાય છે.

મમ્મટના મત પ્રમાણે શક્તિ, નિપુણુતા અને અભ્યાસ એ ત્રણે કાવ્ય બનાવવામાં તદ્દન જરૂરનાં છે.

જગન્નાથના મત પ્રમાણે કાવ્યનું કારણ અર્થાત્ સાધન માત્ર કવિમાં રહેલી પ્રતિભા છે, પણ નિપુણુતા અને અભ્યાસ કાવ્ય બનાવવામાં એટલા બધા ખાસ જરૂરનાં નથી.

મમ્મટનો મત વિશેષ વ્યવહારિક હોવાથી પસંદ કરવા યોગ્ય છે, કારણ કે જો મનુષ્યમાં નિપુણુતા અથવા અભ્યાસની જરાપણ છાયા વિના એકલી શક્તિ હોય તો તે સારી કવિતા બનાવી શકશે એ તદ્દન અસંભવિત જણાય છે. સારાંશમાં મમ્મટનો શક્તિ, નિપુણુતા, અને અભ્યાસ એ ત્રણેની સમષ્ટિવાળો હેતુ સારી કવિતા બતાવવા માટે જરૂરનો ગણવામાં આવશે.

" ચન્દ્રલોકકાર " પણ લખે છે:—

प्रतिभैव श्रुताभ्याससहिता कवितां प्रति,
हेतुर्मृदम्बुसंबद्धबीजव्यक्तिर्लतामिव.

જેમ મૃદ ( માટી ), અમ્બુ અને બીજના યોગથી લતાની વ્યક્તિ થાય છે; તેમ શાસ્ત્રોના અભ્યાસ સહિત કવિતા બનાવવાની નૈસર્ગિક શક્તિ કવિતાને પ્રગટ કરે છે.

કોઈએક લખે છે;—

નૈસર્ગિક શકિત, સાહિત્યશાસ્ત્રનું વિસ્તૃત અવલોકન અને કાવ્ય બનાવવાનો સતતનિદધ્યાસ આ કાવ્યના હેતુઓ છે.

## काव्यशक्तिओ.

ઉપર બતાવેલ હેતુઓમાંથી એક અથવા બે હેતુઓને અભાવે કવિતા બનાવવાની શકિતના ત્રણ ભેદ છે. ૧ घाणर्गी, ૨ पाठी, ૩ प्रासादिकी.

## घाणर्गी शक्ति.

શાસ્ત્રોનો અભ્યાસ અને કવિતા બનાવવાના સતત નિદધ્યાસને અભાવે માત્ર પ્રતિભા શકિત (નૈસર્ગિક શકિત) થીજ કવિતા બનાવવાની શકિત घाणर्गी કહેવાય છે.

એ કવિતામાં અર્થ તેમજ અક્ષર તાણીતૂસીને મૂકવામાં આવે છે તેમજ સાહિત્યશાસ્ત્રમાં કહેલ ગુણદોષનો અને છન્દાદિનો નિયમ જોઇએ તેવો જળવાતો નથી.

## पाठी शक्ति.

પ્રતિભા શકિત (નૈસર્ગિક શકિત) ના અભાવે સાહિત્યશાસ્ત્રનું વિસ્તૃત અવલોકન અને કવિતા બનાવવાના સતત નિદધ્યાસથી કવિતા બનાવવાની શક્તિ पाठी કહેવાય છે.

એ કવિતા પારકી ઘણીક કવિતાઓ વાંચવા તથા મુખપાઠ કરવાના સામર્થ્યેથી કાંઇક યુકિત સહ ખેંચતાણ કરી દૂધપાણીના મિશ્રણની પેઠે સ્વાદ વિનાની હોય છે.

## प्रासादिकी शक्ति.

પ્રતિભા શકિતની સાથે સાહિત્યશાસ્ત્રના શ્રવણ, મનન તથા કવિતા બનાવવાના સતત નિદધ્યાસથી કવિતા બનાવવાની શકિત प्रासादिकी કહેવાય છે.

એ કવિતા શુદ્ધ શબ્દ (વ્યાકરણ દોષરહિત) તથા સરલ

( કઠિણુતા રહિત ) રચનાવાળી, પ્રગટ અર્થવાળી તથા સારી રીતિ યુક્ત, સાલંકાર, રસ ગુણુથી ભરેલી અને શ્રવણુ માત્રથીજ પ્રીતિ ઉપજાવે છે.

## નામલક્ષણ વિચાર.

કાવ્ય એક નામ છે. નામનું લક્ષણુ હોવું જોઇએ એ સ્વાભાવિક છે; કારણુકે નામ લક્ષણુ વિના હોઈ શકતું નથી. આ પ્રસંગે, નામ અને લક્ષણુ સબંધે નામમાંજ લક્ષણુ હોવું જોઇએ એવું માનનાર "શ્રી જશવંત જશોભૂષણુકારે" લખેલ લેખ ઉદ્ધૃત કરીએ છીએ.

પરમેશ્વરે લોકસૃષ્ટિમાં પ્રથમ પદાર્થ બનાવ્યા છે પછી એ પદાર્થોનાં નામ રાખ્યાં છે.

મનુસ્મૃતિમાં પ્રથમ સૃષ્ટિક્રમ કહીને કહ્યું છે કે:—

सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक् ।
वेदशब्देभ्य एवादौ पृथक्संस्थाश्च निर्ममे ॥

स અર્થાત્ નારાયણે तु અર્થાત્ ફરીને વેદશબ્દોથીજ જુદાં જુદાં નામ અને કર્મ બનાવ્યાં છે. ફરીને संस्था અર્થાત્ વ્યવહારને પણુ ભિન્ન ભિન્ન બનાવ્યા છે. પછી શાસ્ત્રકારોએ એ પદાર્થોનાં લક્ષણુ બનાવ્યાં છે. સાહિત્યમાં પહેલાં આવાંજ ઉદાહરણુ છે. ફરી કવિયોએ એમાં ચમત્કાર જોઇ જોઇને અલંકાર, રસ ઇત્યાદિનાં નામ ધારણુ કર્યાં છે એ અનુભવસિદ્ધ છે. ગાનના શ્રવણુમાં સામાન્ય જ્ઞાન માત્રથી પણુ આનંદ થાય છે. પરન્તુ સોરઠ, કાલિંગડા ઇત્યાદિ રાગોનાં વિશેષ સ્વરૂપનું જ્ઞાન હોવાથી અધિક આનંદ થાય છે. એવા કાવ્યાર્થના સામાન્ય જ્ઞાનથી પણુ આનંદ થાય છે. પરન્તુ ઉપમાદિ અલંકાર શ્રૃંગારાદિ રસ ઇત્યાદિના વિશેષ જ્ઞાનથી અધિક આનંદ થાય છે.

ન્યાય આદિ શાસ્ત્રના પ્રસિદ્ધાચાર્ય ગૌતમ આદિએ ઇશ્વર કૃત પદાર્થોનાં લક્ષણુ બનાવ્યાં. એ શૈલીથી સાહિત્ય શાસ્ત્રના પ્રસિદ્ધાચાર્ય ભરત મુનિએ અલંકાર આદિના લક્ષણુ બનાવ્યાં છે. ભરત

મુનિએ નાટ્યશાસ્ત્ર નામના ગ્રન્થમાં મૂલભૂત ઉપમાદિ ચાર અલંકાર માનેલ છે, ત્યાં એ ચારેનાં લક્ષણ કહેલાં છે. એમાં "ये शेषा लक्षणे नोक्ताः" એવા કંઠરવથી પણ કહ્યું છે. એ કારિકાઓ અને લક્ષણ આગળ લખવામાં આવશે અને ભાવાદિકોનાં લક્ષણ પણ ભરતે કહેલાં છે.

ફરી વેદ વ્યાસ ભગવાન ઇત્યાદિ ભરતની શૈલી અનુસાર બનાવતા આવ્યા છે. પરમેશ્વરે સર્વ પદાર્થ રચીને એનાં નામ વ્યવહાર માત્ર પ્રયોજનથી રાખેલ છે; કવિ કર્મથી નહી. એથી એમાં કેવલ રૂઢ નામ પણ છે. પરમેશ્વરના આપેલ નામ કવિ કર્મથી નથી. પરમેશ્વરકૃત પદાર્થોના વિવેચન કરવાવાલા ન્યાય આદિ શાસ્ત્રકારોને એ પદાર્થોના સાક્ષાત્ સ્વરૂપ પ્રકાશ કરવા માટે નામોથી અતિરિક્ત લક્ષણ બનાવવાની આવશ્યકતા જણાઈ. જેમકે "वाति इति वायुः" અર્થાત્ ચાલવાવાળો. આ વ્યુત્પત્તિથી પવનનું વાયુ નામ રાખવામાં આવ્યું છે. પરન્તુ આ નામથી પવનનું સાક્ષાત્ સ્વરૂપ સ્પષ્ટ નથી થતું. જેમકે "रूपरहितः स्पर्शवान् वायुः" "રૂપથી રહિત સ્પર્શવાળો વાયુ" આ લક્ષણથી સિદ્ધ થાય છે. કેમકે વહેવાવાળી વસ્તુ તો જળ આદિ અન્ય વસ્તુ પણ છે, છતાં તેનું નામ વાયુ નથી. પરન્તુ અલંકાર આદિનાં નામ તો કવિકર્મથી રાખવામાં આવ્યાં છે. એથી કવિઓએ તો નામથીજ એનું સ્વરૂપ સ્પષ્ટ કરવું જોઇએ. લક્ષણ શબ્દનો આ પ્રમાણે અર્થ છે:—"लक्ष्यते अनेन इति लक्षणम्" અને સંજ્ઞાનો અર્થ આ પ્રમાણે છે. "सम्यक् ज्ञायते अनया इति संज्ञा" જેથી સારી રીતે જાણવામાં આવે એ સંજ્ઞા. સંજ્ઞા તો નામનો પર્યાય છે.

આ રીતિથી લક્ષણ અને નામ બન્નેનું પ્રયોજન એક છે. તેથી નામથી અલંકારના સ્વરૂપનું જ્ઞાન કરાવીને ફરી લક્ષણથી લખાવામાં પુનરૂક્તિ થાય છે. પ્રથમ જે જે કવિઓએ અલંકારોનાં નામ રાખેલ છે, એ તો એના સ્વરૂપને સાક્ષાત્ પ્રકાશ કરે એવાજ યોગાર્થવાળાં છે,

અને તે એ એ અલંકારોના પ્રકરણમાં સ્પષ્ટ કરીશું. પ્રથમ નામ રાખવાવાળાઓએ બીજું કોઇ લક્ષણ બનાવ્યું નથી. કેમકે નામથીજ અલંકારોના સ્વરૂપ સ્પષ્ટ થઈ જવાથી એને બીજું લક્ષણ કહેવાની આવશ્યકતા નથી. બીજાઓએ લક્ષણ બનાવ્યાં છે, તેમાંનાં કેટલાંક લક્ષણ તો સાક્ષાત્ સ્વરૂપના બોધક નથી, અને કેટલાક અવ્યાપ્ત્યાદિ દોષગ્રસ્ત છે. એનું ખંડન એ એ અલંકારોના પ્રકરણમાં કરવામાં આવશે. સાહિત્યશાસ્ત્રનું મુખ્ય પ્રયોજન તો મનરંજનતા છે. એથી એમાં કોઇ નૂતન વાત કહેવામાં આવે અથવા મનરંજન ન હોય એનું ખંડન કરવામાં આવે તો કાંઈ દોષ નથી. નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ-

युक्तियुक्तमुपादेयं वचनं बालकादपि,
अन्यत्तृणमिव त्याज्यमप्युक्तं पद्मयोनिना.

જે વચન યુક્તિસંયુક્ત હોય એ બાલક પાસેથી પણ ગ્રહણ કરી લેવુ જોઈએ. અને જે યુક્તિયુકત ન હોય તે બ્રહ્માજીએ ભલેને કહ્યું હોય તોપણ તૃણના સમાન તેનો ત્યાગ કરી દેવો જોઈએ.

"અગ્નિપુરાણમાં વેદ વ્યાસ ભગવાને પણ આજ્ઞા કરી છેઃ-

अपारे काव्यसंसारे कविरेव प्रजापतिः
यथा वै रोचते विश्वं तथेदं परिवर्तते ॥

કાવ્યની સૃષ્ટિ અપાર છે, એના પ્રજાપતિ કવિજ છે. તેથી જેવી રૂચિ થાય છે, એવુંજ આ જગતને પલટાવી દે છે. પ્રથમ જે કવિએ અલંકાર આદિ લખીને નામ રાખેલ છે, એને અમે ધોરી કહીએ છીએ. તે ધોરી એકજ નથી થએલ, કિન્તુ અનેક થએલ છે. કેમકે અલંકાર અસંખ્ય છે, એથી હવે પણ ધોરી થઇ શકે છે. તમે એવું નહી કહેશો કે અલંકારનાં નામ રાખવાવાળાએ લક્ષણ નથી બનાવ્યાં. તમે પણ માનશો કે વિકલ્પ અલંકાર સર્વસ્વકારેજ પ્રથમ લખ્યો છે. ફરી સર્વસ્વકારે લક્ષણ કેમ બનાવ્યું ? કેમકે વિકલ્પ વસ્તુ તો પ્રાચીન છે. એ વેદમાં અને વ્યાકરણ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. સર્વસ્વકારે તો વિકલ્પમાં અલંકારતા લખી છે. એણે નામાર્થથી ભિન્ન લક્ષણ નથી બનાવ્યું. કિન્તુ નામાર્થનેજ સ્પષ્ટ કરેલ

છે; અને લક્ષણોની અચલિતશૈલીનું અનુસરણ કરેલ છે. અમારો તો એ સિદ્ધાન્ત છે કે કવિ નામ રાખે એ નામ વસ્તુના સાક્ષાત્ સ્વરૂપને જણાવવાવાળાંજ હોય છે. ફરી નામાર્થથી અન્ય લક્ષણ કરવામાં અતિવ્યાપ્ત્યાદિ દોષ આવે છે; અને લક્ષણરૂપથી નામનો અર્થ કરે તોપણ પુનરૂકિત દોષ આવે છે. એથી અમારૂં અનુમાન છે કે નામ રાખવાવાળા ધોરીએ લક્ષણ બનાવ્યાં નથી. જો કોઇ અન્ય કવિ નામથી ઇતર લક્ષણ કરે તો એની ભૂલ છે. અને જો ધોરી પોતે જ નામથી ઇતર લક્ષણ કરે તો ધોરીની ભૂલ છે. ઉપમા, ઉત્પ્રેક્ષા, ઉલ્લેખ ઇત્યાદિ અલંકારોનાં નામ તો એ અલંકારોને લખવાવાળા ધોરીએ રાખેલ છે. અને પરિકર, પરિણામ, પરિસંખ્યા ઇત્યાદિ પદાર્થોનાં નામ સૃષ્ટિના કર્તાએ અથવા અન્ય શાસ્ત્રોના કર્તાએ રાખેલ છે. પરન્તુ એ પદાર્થોમાં અલંકાર માનવાવાળા ધોરીઓએ એજ નામ એ એ અલંકારોના સ્વરૂપનાં સ્પષ્ટ પ્રકાશક હોવાથી એ એ અલંકારોનાં એજ નામ અંગીકાર કરેલ છે. અલંકાર ગ્રન્થકારોએ અને કોષકારોએ અલંકારોનાં નામોના અર્થ કરેલ છે. પરન્તુ કેટલાંક નામોનો સાક્ષાત્ અવયવાર્થ નથી થયો. અને કેટલાંક નામોના અન્ય અર્થ કરી દીધા છે. એ અર્થ એ અલંકારોનાં સ્વરૂપ નથી. કેટલાંક નામોના સાક્ષાત્ અર્થ પણ કર્યા છે. પરન્તુ એનું તાત્પર્ય સ્પષ્ટ નથી થએલ. એ તો એ એ અલંકારોના પ્રકરણમાં અમે સ્પષ્ટ કરીશું. જેના ગ્રન્થ અત્યારે મળે છે એમાંથી કેટલાક ગ્રન્થકારોએ નામ અને લક્ષણ નથી રાખેલ. એક જયદેવ કવિએ ચન્દ્રાલોકગ્રન્થમાં સ્મૃતિ, ભ્રાન્તિ, અને સંદેહના નામનેજ લક્ષણ રાખેલ છે. એજ એઓએ કહ્યું છે કેઃ—

स्यात्स्मृतिभ्रान्तिसंदेहैस्तदङ्कालंकृतित्रयम्

સ્મૃતિ, ભ્રાન્તિ અને સંદેહ ચિન્હવાલા ત્રણ અલંકાર છે. વિદ્વદ્વૃન્દ સેવિત મહારાજા ભોજ પણ અલંકારોનાં નામોના અર્થ સમજેલ નથી. એથી અલંકારોનાં નામોને રૂઢ પણ માનેલ છે. તેથીજ નિજનિર્મિત “ સરસ્વતીકંઠાભરણ ” માં અર્થાલંકારના લક્ષણમાં આજ્ઞા કરી છે:—

अलमर्थमलंकर्तुं यद् व्युत्पत्याद्वर्त्मना ।
ज्ञेया जात्यादयः प्राज्ञैस्तेऽर्थालंकारसंज्ञया ॥

શોભાયમાન અર્થને શોભા કરવાવાળાની જે વ્યુત્પત્તિ આદિ માર્ગથી જાતિ આદિ સંજ્ઞાવાલા પ્રકાર છે એને વિદ્વાનોએ અર્થાલંકાર સંજ્ઞાથી સમજવા જોઇએ. આહીં આદિ પદથી રૂઢિમાર્ગનું ગ્રહણ છે. વ્યુત્પત્તિ રહિત નામને રૂઢ કહે છે; એથીજ કોષકારે કહ્યું છે:—

व्युत्पत्तिरहिताः शब्दा रूढा आखण्डलादयः ।

વ્યુત્પત્તિથી રહિત શબ્દ રૂઢ કહેવાય છે; જેમકે આખણ્ડલ આદિ. આખણ્ડલ નામ ઇન્દ્રનું છે.

લક્ષણ બે પ્રકારનાં હોય છે. એક તો સ્વરૂપ લક્ષણ અને બીજું તટસ્થલક્ષણ. સ્વરૂપ તો આકાર અને સ્વભાવરૂપ વસ્તુસ્થિતિ છે. તટસ્થ એટલે કિનારા ઉપર રહેલ, એથી આહીં એ વિવક્ષા છે, કે સ્વરૂપથી ભિન્ન. "ચતુર્ભુજ" એ વિષ્ણુનું લક્ષણ આકારરૂપ હોવાથી સ્વરૂપલક્ષણ છે. અને "ચક્રપાણિ" એ વિષ્ણુનું લક્ષણ વિષ્ણુના આકારથી ભિન્ન હોવાથી તટસ્થ લક્ષણ છે. "સચ્ચિદાનંદ" સત્ અર્થાત્ સત્ય, ચિત્ અર્થાત્ ચેતન અને આનંદરૂપ એ બ્રહ્મનું લક્ષણ સ્વભાવરૂપ હોવાથી સ્વરૂપ લક્ષણ છે. "જગત્કર્તા" એ બ્રહ્મનું લક્ષણ સ્વભાવથી ભિન્ન હોવાથી તટસ્થ લક્ષણ છે. "જગત્કર્તા" બ્રહ્મનું સ્વરૂપ નથી, કિન્તુ કાર્ય છે; એથી એ તટસ્થ લક્ષણ છે. અમારા મતમાં વસ્તુનું સાક્ષાત્ જ્ઞાન સ્વરૂપલક્ષણથી થાય છે એવું તટસ્થલક્ષણથી નથી થતું. એથી સ્વરૂપ લક્ષણ મુખ્ય છે. અને નામ તો સ્વરૂપલક્ષણ છે. લક્ષણ અતિવ્યાપ્તિ, અવ્યાપ્ત અને અસંભવ દોષ રહિત હોવું જોઇએ.

## अतिव्याप्ति दोष.

જે વસ્તુનું લક્ષણ કરે એથી અતિરિક્તમાં પણ વ્યાપ્ત થઇ જાય એ લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાલું છે.

યથા.

### નાયિકા મનોહર.

નાયિકાનું મનોહર એવું લક્ષણ કહેવામાં આવે એ લક્ષણ નાયિકાથી અતિરિક્ત નાયક આદિ અન્યમાં પણ વ્યાપ્ત થાય છે. કેમકે નાયિકા મનોહર છે. પરન્તુ નાયિકાના સિવાય નાયક આદિ અન્ય પણ ઘણી વસ્તુઓ મનોહર છે એમાં એ લક્ષણ આવી જાય છે.

## अव्याप्ति दोष.

જે વસ્તુનું લક્ષણ કરવામાં આવે એના સર્વ દેશોમાં વ્યાપ્ત ન હોય અર્થાત્ ક્યાંઇ વ્યાપ્ત હોય અને ક્યાંઇ વ્યાપ્ત ન હોય એ લક્ષણ અવ્યાપ્તિ દોષવાળું છે.

યથા.

### નાયિકા ગૌરી.

નાયિકાનું ગૌરી એવું લક્ષણ કહીએ તો નાયિકા કૃષ્ણવર્ણી પણ હોય છે. એમાં આ લક્ષણની અવ્યાપ્તિ થાય છે. કેમકે શ્યામવર્ણવાળી સ્ત્રી શ્રૃંગારરસનું આલંબન થઇ જાવાથી એને પણ નાયિકા કહેવામાં આવે છે.

યથા.

चिलक चिकनई चटकसौं, लफटि सटकलौं आय;
नार सलौंनी सांवरी, नागनलौं डस जाय.

શ્રીકૃષ્ણ શ્રૃંગારરસના પરમ આલંબન વિભાવ છે. એનો વર્ણ પણ શ્યામ છે.

## असंभव दोष.

જે વસ્તુનું લક્ષણ કરીએ એમાં સંભવજ ન હોય એ લક્ષણ અસંભવ દોષવાળું છે.

યથા.

### નાયિકા ભયજનક.

નાયિકાનું ભયજનક એવું લક્ષણ કહીએ તો એ લક્ષણ કોઈ નાયિકામાં ન હોવાથી અસંભવ દોષવાળું છે. કેમકે ભયને ઉત્પન્ન કરવાવાળી સ્ત્રીને નાયિકાપણું છેજ નહીં. નાયિકાત્વ તો શૃંગારર-

સને ઉત્પન્ન કરવાવાળી સ્ત્રીનેજ છે. નામરૂપ લક્ષણ ઉક્ત ત્રણે દોષ રહિત આ રીતિથી છે કે કવિ કોઇ વસ્તુનું નામ રાખે એ તો ત્યાં યૌગિકજ હોય છે. નવું રૂઢ નામ તો કવિ રાખી જ શકતા નથી. એથી એમાં અસંભવ દોષ તો હોતોજ નથી. અને ક્યાંઇ સજાતીય વસ્તુમાં નામના અવયવાર્થની પ્રવૃત્તિ ન હોય ત્યાં ઉપલક્ષણથી એનો સંગ્રહ થઇ જાય છે. ઉપલક્ષણ ઉપાદાન લક્ષણાને કહે છે. લક્ષણાનું બીજ તો અન્વયનો બાધ અથવા તાત્પર્યનો બાધ છે.

યથા.

## ગંગામાં ઘર.

આહીં ગંગા શબ્દનો વાચ્યાર્થ તો પ્રવાહ છે, જેમાં ઘર નહીં બની શકવાથી પ્રવાહમાં ઘરના અન્વયનો બાધ છે. એથી ગંગા તીરમાં લક્ષણ કરવામાં આવે છેઃ

## કાગડાઓથી દધિનું રક્ષણ કરો.

આંહી પરસ્પર પદાર્થોના અન્વયનો તો બાધ નથી, પરન્તુ એવું કહેવાવાળાનું તાત્પર્ય સમસ્ત દધિઘાતકોથી દધિનું રક્ષણ કરવામાં છે, પણ કાગડા માત્રથી રક્ષા કરીને માર્જારાદિકોને ભક્ષણ કરવા દેવામાં નથી. એથી આહીં કથન માત્રાનુસાર કાક માત્રથી દધિ રક્ષણનો અન્વય કરીએ તો વક્તાના તાત્પર્યનો બાધ થાય છે. એથી કાક શબ્દથી માર્જારાદિકોનો પણ લક્ષણાથી સંગ્રહ છે. "ગંગામાં ઘર" એમાં તો ગંગા શબ્દનો વાચ્યાર્થ "પ્રવાહ" તેનો ત્યાગ કરીને તટ માત્રનું ગ્રહણ છે; એથી લક્ષણલક્ષણા છે અને આંહી વાચ્યાર્થ કાકના ત્યાગ વિના માર્જારાદિ અન્યાર્થનું ગ્રહણ છે. એથી એ ઉપાદાન લક્ષણા છે. "કાગડાઓથી દધિની રક્ષા કરો" આહીં યથાશ્રુત વાચ્યાર્થમાંજ વિશ્રામ કરીએ તો આ વક્તાનું તાત્પર્ય માર્જારાદિક સર્વથી દધિરક્ષણમાં છે, એનો બાધ થાય છે અને માર્જારાદિકરૂપ લક્ષ્યાર્થના કાકરૂપ વાચ્યાર્થની સાથે દધિઘાતકતા રૂપ સબંધ પણ છે. અને પ્રયોજન તો આંહી લાઘવથી સમજાવવા રૂપ છે. માર્જારાદિક સર્વ દધિઘાતકોનાં નામ ગણાવવામાં ગૌરવ

છે અને આવાં ઉપલક્ષણથી સંગ્રહનો સાહિત્ય શાસ્ત્રમાં અંગીકાર અવશ્ય છે. કેમકે કવિયોની રચના અપાર છે અને નવી નવી થતી જાય છે તેથીજ કેશવ કવિએ કહ્યું છે:—

वानी जग रानीकी उदारता बखानी जाय ।
ऐसी मति उदित उदार कौनकी भइ ॥
देवता प्रसिद्ध सिद्ध ऋषिराज तप वृद्ध ।
कहकह हारे पै न कहि काहूनें लई ॥
भावी भूत वर्तमान जगत बखानत है ।
केशोदास क्योंहु न बखानी केंक हू गई ॥
पिता गावै चार मुख पूत गावै पांच मुख ।
पोता गावै षट् मुख तद्यपि नई नई ॥

નામાર્થરૂપ લક્ષણ સર્વ સંગ્રાહક હોવાથી અવ્યાપ્તિ દોષ રહિત છે અને ક્યાંઇ વિજાતીય વસ્તુમાં અવયવાર્થની પ્રવૃત્તિ હોય ત્યાં યોગ અને રૂઢિની મિશ્રિતતાના અંગીકારથી એ પ્રવૃત્તિ રોકાઇ જાય છે. શબ્દો ત્રણ પ્રકારના છે. १ यौगिक. २ रूढ. ३ मिश्रित.

## यौगिक लक्षण.

જે શબ્દની વ્યાકરણની રીતિ મુજબ વ્યુત્પત્તિ થઇ શકતી હોય તેને યૌગિક કહે છે.

યથા.

### सुधांशु.

"सुधा" અમૃતનું નામ છે, અને "અંશુ" કિરણનું નામ છે. એથી "અમૃતના કિરણોવાળો" એ ચન્દ્રનું યૌગિક નામ છે.

યથા,

ઉન્નત ઉરોજ દ્વય ભૂધર સમાન ભાસે,
કટિ મૃગરાજ તણી ભ્રાન્તિ ભરનારી છે;
મોહ કરનારી ગતિ મદઝર જેવી મંદ,
વદન હિમાંશુ પ્રભા તાપ હરનારી છે.

શિરોરૂહ શ્યામ તેની લટો અભિરામ લાંબી,
વિષધર વામા તણું ધામ ધરનારી છે;
અબળા છતાં અનેક શૌર્યવાન પુરૂષને,
કામશર મારી પરવશ કરનારી છે.

આમાં "ઉરોજ" "ભૂધર" "મૃગરાજ" "મદઝર" "હિમાંશુ" "શિરોરૂહ" "વિષધર" "અબળા" વગેરે યૌગિક શબ્દ છે કે જેની વ્યાકરણુની રીતિ મુજબ વ્યુત્પત્તિ થઈ શકે છે.

## रूढ–लक्षण.

જે શબ્દ વ્યવહારમાં પ્રચલિત હોય, પણ વ્યાકરણની રીતિએ જેની વ્યુત્પત્તિ ન થઇ શકે તે જેમકે:—

## डित्थ.

ડિત્થ એટલે કાષ્ટનો બનાવેલ હાથી. અને:—

श्यामरूपो युवा विद्वान्सुन्दरः प्रियदर्शनः ।
सर्वशास्त्रार्थवेत्ता च डित्थ इत्यभिधीयते ॥

શ્યામવર્ણ, તરૂણ, વિદ્વાન્, સુન્દર, પ્રિયદર્શન અર્થાત્ જેને દેખીને લોક પ્રસન્ન થાય અથવા સંપૂર્ણ શાસ્ત્રોના અર્થને જાણુવા-વાળા એવા પુરૂષોનું લક્ષણ છે.

ચિન્તામણિ કોષકારે કહ્યું છે કે "डित्थः काष्ठमये गजे विशेषलक्षणयुक्ते पुरुषे" ડિત્થ શબ્દનો કોઈ અવયવાર્થ નથી. ઉક્ત પદાર્થોમાં આનો રૂઢિથી સંકેત છે.

યથા

ઉમરની કળી જાણી દોડયો તોડવાને ત્યાં તો,
દારા તુજ દાંત જોઇ હદ શરમાયો હું.
હર્ષ ધરી હૈયે જાણી છીપને લંબાવ્યો કર,
ત્યાં તો કર્ણ જોઈ એકદમ અચકાયો હું.
બિમ્બફળ લેવા અતિ આતુર બન્યો તો હું તો,

ત્યાં તો તુજ ઓષ્ઠ જોઇ અતિ અકળાયો હું;
સૂંઘવા ગુલાબ ધસ્યો બનીને અધીર પણ,
ગોરી તુજ ગાલ જોઇ ખૂબ ગભરાયો હું.

આમાં ડોલર, દાંત, છીપ, કર્ણ, બિમ્બ, ઓષ્ઠ, ગાલ વગેરે રૂઢ શબ્દો છે કે જેની વ્યાકરણની રીતિએ વ્યુત્પત્તિ થઇ શકતી નથી.

## योगरूढ अर्थात् मिश्र लक्षण.

જે શબ્દની વ્યાકરણની રીતિ મુજબ વ્યુત્પત્તિ થઇ હોય અને તે રૂઢની માફક અન્ય અર્થમાં ન વપરાય તે યોગરૂઢ અર્થાત્ મિશ્ર કહેવાય છે.

યથા

## वारिज.

" વારિજ " એ કમલનું યોગરૂઢ નામ છે. વારિ અર્થાત્ જલથી, જ઼ં અર્થાત્ જન્મેલ. આવો અવયવાર્થ તો યૌગિકતા છે. અને જલથી છીપ, શંખ ઇત્યાદિ પણ જન્મ પામે છે, પરન્તુ એમાં વારિજ નામની પ્રવૃત્તિ નથી. વારિજ નામની પ્રવૃત્તિ તો કમલમાંજ છે; એથી એ રૂઢિ છે. આ રીતિથી કમલનું " વારિજ" નામ યોગ અને રૂઢિથી મિશ્રિત છે.

યથા

ચાર ભુજવાળા સુર હોય છે અનેક છતાં,
ચતુર્ભુજ નામે એક વિષ્ણુ ઓળખાય છે.
ભવ્ય વિષ્ણુ અને બ્રહ્મા આદિ મહા દેવ છતાં,
મહાદેવ નામે માત્ર શંભુ સમજાય છે.
સગરથી ઉપજ્યા સહસ્રસાઠ પુત્ર પણ,
સાગરનું નામ માત્ર સિન્ધુને અપાય છે.
પાણીથી પદાર્થ ઘણા પામે છે પ્રસિદ્ધ જન્મ,
છતાં કંજ નામે ભાન કમળનું થાય છે.

આમાં અર્થ સ્પષ્ટ જણાય છે.

આહીં અન્યત્ર પ્રવૃત્તિ ન હોવામાં નિમિત્ત તો નામ રાખવા વાળાની ઈચ્છા છે. આ પ્રકારે નામાર્થરૂપ લક્ષણની પ્રવૃત્તિ વિજાતીયમાં ન હોવાથી અતિવ્યાપ્તિ દોષ રહિત છે. ઉક્ત રીતિએ કરીને અતિવ્યપ્તિ આદિ દોષની નિવૃત્તિનો સિદ્ધાન્ત નામોના માટેજ છે. લક્ષણોના માટે નથી. એથી લક્ષણોમાં ઉક્ત દોષ નિવારણાર્થે શાસ્ત્રકાર યત્ન કરતા આવ્યા છે.

મુકતાવલીમાં યૌગિક શબ્દનું આ લક્ષણ છે.

" यत्रावयवार्थ एव बुद्धचते तद्यौगिकम् "

જ્યાં અવયવાર્થનોજ બોધ હોય છે એ યૌગિક.

રૂઢ શબ્દનુ આ લક્ષણ છે:—

" यत्रावयवशक्तिनैरपेक्ष्येण समुदायशक्तिमात्रेण बुध्यते तद्रूढम् "

જ્યાં અવયવાર્થની અપેક્ષા વિના સમુદાય શક્તિ માત્રથી બોધ થાય છે એ રૂઢ.

યોગરૂઢ શબ્દનું આ લક્ષણ છે.

"यत्र तु अवयवशक्तिविपये समुदायशक्तिरप्यस्ति तद्योगरूढम् "

જ્યાં અવયવશક્તિમાં સમુદાયશક્તિ પણ છે એ યોગરૂઢ. યોગરૂઢ શબ્દમાં રૂઢિ માનવાનું પ્રયોજન મુક્તાવલીમાં આમ કહ્યું છે:—

" रूढिज्ञानस्य केवलयौगिकार्थज्ञानप्रतिबन्धकत्वम् "

રૂઢિજ્ઞાન, કેવલ યોગજન્ય અર્થ જ્ઞાનનો પ્રતિબન્ધક છે. "वारिज" આંહી યોગજન્ય અર્થ જલથી જન્મેલ શંખ, છીપ, ઇત્યાદિ સર્વનું જ્ઞાન કરાવે છે. ત્યાં રૂઢિ પદ્મથી ઈતર શંખ, છીપ ઈત્યાદિના જ્ઞાનને રોકી દે છે. યૌગિક નામજ લક્ષણ હોવામાં તો વિવાદ નથી. રૂઢ શબ્દોના વિષયોમાં બે મત છે. કેટલાક ઉણાદિકોથી સિદ્ધ થએલ શબ્દોને યૌગિક માને છે અને કેટલાક ઉણાદિ સિદ્ધ શબ્દોને રૂઢ માને છે. એજ કહ્યું છે:—

'उणादयो व्युत्पन्ना अव्युत्पन्नाश्च'

ઉણાદિક શબ્દ વ્યુત્પન્ન અર્થાત્ યૌગિક અને અવ્યુત્પન્ન અર્થાત્ રૂઢ છે. તેથી ઉણાદિ સિદ્ધ શબ્દોને રૂઢ માનવાવાળા જો એમ કહે

કે રૂઢ નામનો કાંઈ અવયવાર્થ થતો જ નથી, એથી લક્ષણનો ભાગ ભિન્ન થશે. રૂઢ નામ લક્ષણ નથી બની શકતું તો તે સમીચીન નથી? કેમકે રૂઢ નામ પણ નિરર્થક નથી થતું. સમુદાયમાં શક્તિથી એનો પણ અર્થ થાય છે. અમે ૮૧ એકાશી અલંકાર માનશું. એમાંથી રૂઢ નામ ત્રણ છે. અલ્પ, મુદ્રા અને સૂક્ષ્મ. અલ્પ એટલે થોડું. તેથી જ્યાં અલ્પતા ચમત્કારિક હોય ત્યાં અલ્પ અલંકાર. મુદ્રા એટલે મહોર છાપ. તેથી જ્યાં મુદ્રાન્યાય ચમત્કારિક હોય ત્યાં મુદ્રા અલંકાર. જેમકે દીપકન્યાયથી દીપક અલંકાર; અને સૂક્ષ્મ શબ્દનો અર્થ અન્યને જ્ઞાત ન હોય એ રીતે બતાવવું. તેથી જ્યાં સૂક્ષ્મતા ચમત્કારિક હોય ત્યાં સૂક્ષ્મ અલંકાર. ચમત્કાર અથવા શોભાકરત્વ. તે એ અલંકારના નામથી લભ્ય છે. એ નામોથી પણ એ અલંકારોના સ્વરૂપનો બોધ સ્પષ્ટ થઇ જાય છે. મોટાં યૌગિક નામોની અપેક્ષા ન્હાનાં રૂઢ નામોથી અલંકારનું જ્ઞાન હોવું એ લાઘવની અતિશયતાથી અધિક ઉપયોગી છે.

એવું નહિ કહેશો કે યોગરૂઢનામનો અર્થ તો યોગશકિતએ કરીનેજ થાય છે. રૂઢિ કેવલ એટલા માટે અંગીકાર કરવામાં આવી છે કે યોગરૂઢ શબ્દોમાં યોગજન્ય અર્થનો કોઇ જગોએ અધિક અર્થ થઈ જાય છે. અને કોઇ જગોએ ન્યૂન અર્થ રહી જાય છે. એ જગોએ રૂઢિથી કેવલ યોગજન્ય અર્થ ઘટાડી લેવામાં આવે છે, અથવા વધારી લેવામાં આવે છે. જેમકે નીરધિ શબ્દનો યોગજન્ય અર્થ જલનું અધિકરણ છે, પરન્તુ એથી રૂઢિ અંગીકાર કરવામાં આવી છે, કે ઘટાદિકોની વ્યાવૃત્તિ કરવામાં આવે અને ક્ષીર સમુદ્રાદિમાં પણ નીરધિ શબ્દનો પ્રયોગ થઇ શકે. ઘટાદિકોમાં નીરધિની વ્યાવૃત્તિ કરીને સમુદ્રમાં નિયમન કરવું એ તો યોગાર્થનું ઘટાડવું છે, અને વધારવું એ છે કે નીરધિ શબ્દનો ક્ષીરનીરધિ એવો ક્ષીર સમુદ્રમાં પ્રયોગ થવો એ અલંકારોનાં યોગરૂઢ નામ છે. એમાં અર્થ તો યોગજન્યજ કરવામાં આવશે. એમાં કેટલાંક લક્ષણ તો નીકળે છે, પરન્તુ સર્વ લક્ષણ નથી નીકળી શકતાં. જેટલા અંશ આ નામના

અર્થમાં આવેલ નથી એનું લક્ષણ વાકયમાં જુદું લખ્યા વિના કામ ચાલી શકતું નથી. કેમકે યોગરૂઢ નામથી અવયવાર્થવિશિષ્ટ રૂઢિ બોધ્ય અર્થનું જ્ઞાન થાય છે. એ મુકતાવલીનાં લક્ષણથી સ્પષ્ટ છે. અને વાચસ્પત્ય કોષકારે પણ કહ્યું છે :—

अवयवशक्त्या समुदायशक्त्या, च अर्थबोधके पंकजशब्दादौ ॥

અવયવશકિતથી અને સમુદાયશકિતથી અર્થનો બોધ કરાવવાવાલા પંકજ આદિ શબ્દ છે.

"तत्रहि उभयशक्त्या पङ्कजन्मकर्तृत्वरूपावयवार्थविशिष्ट पद्मत्वविशिष्टस्य बोधः ॥"

પંકજ શબ્દમાં ઉભય શક્તિએ કરીને પંકથી ઉત્પન્ન હોવા રૂપ અવયવાર્થ સહિત પદ્મત્વ ધર્મ સહિત પદ્મનો બોધ છે.

उभयार्थबोधनाच्च पङ्कजाते कुमुदादौ स्थलजाते पद्मे च न तत्पदप्रयोगप्रसङ्गः ।

બન્ને અર્થનો બોધ હોવાથી પંકથી ઉત્પન્ન થએલ કુમુદાદિમાં અને સ્થલથી ઉત્પન્ન થએલ પદ્મમાં પંકજ પદના પ્રયોગનો પ્રસંગ નથી અને "ક્ષીરનીરધિ" આહીં યોગાર્થની પ્રતીતિ વિના કેવલ રૂઢિબોધ્ય સમુદ્રની પ્રતીતિ થાય છે એમાં કારણ એ છે કે નીરધિની સાથે ક્ષીરનો અવયવ નથી બનતો. એવીજ રીતે "निष्कलंक शशी, कनक सौध, सुरभूरुह्" ઇત્યાદિમાં જાણી લેવું. યોગરૂઢ નામ અનેક છે. પાણિગ્રહણ નામનો યોગાર્થ "હાથ પકડવો" થાય છે, તેથી હાથ પકડવો તો વિવાહ, સહાય દેવી, ખેંચવું ઇત્યાદિમાં સર્વત્ર છે. જેમકેઃ—

યથા,

જતાં ગહન વનમાંહિ, શબરે પકડયો કર રતિને કાજ;<br>
પ્રકટ્યાં તુજ રિપુ સ્ત્રીને, એક સંગ ભય કોપ ગ્લાનિ લાજ.

પરન્તુ સર્વત્ર અતિવ્યાપ્તિ દૂર કરવાને વાસ્તે વિવાહમાં રૂઢિ છે. ચિન્તામણિ કોષકારે કહ્યું છે કે–" पाणिग्रहणं विवाहे, विवाहः

भार्याप्राप्तिहेतौ" પાણિગ્રહણ નામના યોગાર્થમાં વિવાહ એ અંશ નથી આવેલો. પાણિગ્રહણ વિવાહનું એક અંગ છે. પરન્તુ રૂઢિથી ભાર્યાપ્રાપ્તિહેતુરૂપ પાણિગ્રહણનો બોધ થઇ જાય છે. એ નામ ક્રિયાવાચી છે. ત્રિફલા નામનો યોગાર્થ ત્રણ ફલોનો સમુદાય છે તેથી એ તો ત્રણ ફલોના સમુદાયમાં સર્વત્ર છે, પરન્તુ અન્યત્ર અતિવ્યાપ્તિ મટાડવાને માટે "હરડાં, બહેડા અને આમળાં" રૂપ ત્રણ ફલોના સમુદાયમાં રૂઢિ છે. ચિન્તામણિ કોષકારે કહ્યું છે:—

"त्रिफला हरितक्यादिफलत्रिके" ત્રિફલા નામના યોગાર્થમાં "હરડા, બહેડા, આમળાં" એ અંશ આવેલ નથી, પરન્તુ રૂઢિથી "હરડા, બહેડા, આમળાં" એ ત્રણે ફલોના સમુદાય રૂપ અર્થનો બોધ થઇ જાય છે. આવોજ ઉપમા અલંકાર નામનો યોગાર્થ "સમીપ કરીને કરેલ વિશેષ જ્ઞાન" છે, પરન્તુ સમીપ કરવાથી ન્યૂનતા, અધિકતા અને સમતા એ સર્વનું જ્ઞાન થાય છે ત્યાં સમતામાં રૂઢિ છે. અતિશયોક્તિ અલંકારના નામનો યોગાર્થ લંઘનની ઉક્તિ છે. તે લંઘન તો આજ્ઞા, સમુદ્ર, પર્વત લોકસીમા ઇત્યાદિમાં સર્વત્ર છે, પરન્તુ અન્યત્ર અતિવ્યાપ્તિ મટાડવાને માટે લોકસીમાના લંઘનમાં રૂઢિ છે. આંહી યોગ અને રૂઢિની મિશ્રિતતાથી લોકસીમા લંઘનરૂપ અર્થનો બોધ થાય છે. અતિશયોક્તિ નામના યોગાર્થમાં લોકસીમા એ અંશ આવેલ નથી, પરન્તુ રૂઢિથી લોકસીમાતિલંઘન એટલા અર્થનો બોધ થઇ જાય છે અને આ અલંકારના સ્વરૂપબોધમાં આથી અતિરિક્ત કોઈ અંશ શેષ નથી. એથી અન્ય લક્ષણ બનાવવાની કાંઇ આવશ્યક્તા નથી. અપ્રસ્તુતપ્રશંસા અલંકારના નામનો યોગાર્થ અપ્રસ્તુતકથા છે. તે અપ્રસ્તુતકથા તો કોઈ પ્રસંગમાં અથવા અપ્રસંગમાં સર્વત્ર કહેવામાં આવે છે.

યથા.

कहत मात जसुमत कहांनि पौढे हरि पलना,
रामनाम भूपति भयौ सु सिय ताकँहँ ललना ।
पितुआज्ञा वन वसिय हरिय तिय तहां लंकपति,

सुनतक्रुद्ध वह्निविसर सुद्ध वक उठे अतुर अति ॥
सौमित्रि धनुष धनु धनुष कहां रही थक्‍त मा चक्‍त सी
वह बालकृस्न भुविपाल तुव रखहु प्रसन नित तखतसी ॥

પરન્તુ અન્યત્ર અતિવ્યાપ્તિ નિવારણને માટે પ્રસંગમાં કહેલ અપ્રસ્તુત કથામાં રૂઢિ છે. આહીં યોગ અને રૂઢિની મિશ્રિતતાથી પ્રસંગમાં કહેલ અપ્રસ્તુતપ્રશંસારૂપ અર્થનો બોધ થાય છે. અપ્રસ્તુત પ્રશંસા નામના યોગાર્થમાં પ્રસંગમાં કહેલ આ અંશ આવેલ નથી, પરન્તુ રૂઢિની મિશ્રિતતાથી પ્રસંગમાં કહેલ અપ્રસ્તુતકથા એટલા અર્થનો બોધ થઇ જાય છે. અને આ અલંકારના સ્વરૂપબોધમાં આથી અતિરિક્ત કોઇ અંશ શેષ નથી. એથી અન્ય લક્ષણ બનાવવાની કાંઇ આવશ્યકતા નથી. નામ રાખવાવાળાની ઇચ્છાનુસાર પ્રસિદ્ધિને રૂઢિ કહે છે. અમે અલંકારોના યોગરૂઢ નામોમાં આ રીતિથી રૂઢિને કહીશું. રૂઢિનું પ્રયોજન અતિવ્યાપ્તિ નિવારણને માટે છે, જેને ઉક્ત પ્રકારથી સર્વત્ર સ્વયં ઘટાવી લેવું.

એવું નહી કહેશો કે જેને કોઈના કહેવાથી અથવા કોષથી "પાણિગ્રહણ" નામ વિવાહનું છે. એજ પાણિગ્રહણ શબ્દથી વિવાહને સમજશો અથવા તો હાથ પકડવાનેજ સમજશો ઈત્યાદિ. તેથી નામજ લક્ષણ ત્યારે બની શકે છે કે જ્યારે જે નામનો અર્થ છે, એમાંજ તમામ વાત આવી જાય અને ઉપરાંત કાંઇ કહેવું ન પડે. જે ઉપરથી કહેવામાં આવશે એજ અંશ લક્ષણમાં ઉમેરવું પડશે. કેમકે વૃધ્ધોથી, કોષથી, અથવા વ્યાકરણથી સાંભળ્યા વિના તો રૂઢ અને યૌગિક શબ્દોને પણ કોઇ સમજી શકતું નથી. માતાદિથી સાંભળ્યા વિના મનુષ્ય, મનુષ્યની વાણી પણ નથી બોલી શકતું, અને અલંકારોના યોગરૂઢ નામોમાં રૂઢિથી ઇતર કોઇ અર્થ ઉપરથી નથી લાવવો પડતો. એવું પણ નહીં કહેશો કે જ્યાં વાકયાર્થમાં અન્વયાનુપપત્તિ અથવા તાત્પર્યાનુપપત્તિ હોય ત્યાં વાકયાર્થમાં અન્વયાદિ લેવાને માટે લક્ષણા કહેવામાં આવે છે. સંજ્ઞા તો એકજ પદ છે. આની કલ્પના વખતે અન્વયાનુપપત્ત્યાદિકનો પ્રસંગજ નથી જેમકે

"काकेभ्यो दधि रक्ष्यताम्" આ વાક્યમાં કાક શબ્દથી દધ્યુપઘાતક માત્રનું ગ્રહણ થાય છે. "काको गौति" આમાં કેવલ काक શબ્દનોજ પ્રયોગ કરવામાં આવે એમાં તો કેવલ કાકનું જ ગ્રહણ થાય છે; કેમકે ઉપલક્ષણમાં અન્વયનો બાધ નથી. એથી વાક્યની આવશ્યકતા નથી. આહીં તો તાત્પર્યનો બાધ છે. તેથી ધોરી કવિઓએ કાવ્યશોભાકર ધર્મરૂપ અલંકારોનાં ઉપમાદિ નામ રાખેલ છે. તે એ એ નામોથી સર્વથી કાવ્યશોભાકરધર્મરૂપ ચમત્કારોનાં ઉપલક્ષણથી ગ્રહણ ન કરે તો કવિના તાત્પર્યનો બાધ થાય છે. ધોરીએ પ્રત્યનીક ન્યાયથી પ્રત્યનીક અલંકાર માન્યો છે. આનો અક્ષરાર્થ વક્ષ્યમાણ પ્રત્યનીક અલંકારના પ્રકરણમાં કહેવામાં આવશે. અહીં ચમત્કાર પક્ષમાં છે. આનો વાચ્યાર્થ તો અનીક પ્રતિ કરવું એ છે, તેથી અહીં વિશ્રામ કરે તો પક્ષીના પક્ષી પ્રતિ કરવું, પક્ષીનું કરવું, પક્ષીના પક્ષીનું કરવું ઇત્યાદિ પક્ષ સંબંધી ચમત્કારોનું ગ્રહણ ન હોવાથી વક્તાના તાત્પર્યનો બાધ થાય છે. પક્ષીના પક્ષી પ્રતિ કરવું ઇત્યાદિ લક્ષ્યાર્થ છે. પક્ષતા સબંધ છે; અને પ્રયોજન લાઘવથી કહેવું એ છે. સર્વને ગણાવવાથી ગૌરવ થાય છે. એમ નહીં કહેશો કે ધોરીનું જો તાત્પર્ય હતું તો સૂક્ષ્મ ઇત્યાદિની પેઠે આ અલંકારનો "સર્વ સંગ્રાહક પક્ષ" નામ કેમ ન રાખ્યું ? કેમકે એ વિષયનો કોઇ ન્યાય હોય તો એથી એ અલંકારનું પ્રદર્શન કરવાથી હૃદયંગમ સારૂં થાય છે. એથી અન્ય પણ મુદ્રા ન્યાયથી મુદ્રા, દીપક ન્યાયથી દીપક આદિ અલંકારોનું પ્રદર્શન કરવામાં આવ્યું છે અને સાહિત્ય શાસ્ત્રમાં ઉપલક્ષણથી સજાતીય ચમત્કારનો સંગ્રહ થઇ જાય છે.

એવું પણ ન કહેશો કે કવિ નામ રાખે એ તો લક્ષણ રૂપજ હોય છે. જ્યોતિષ, ન્યાય, વ્યાકરણ આદિ શાસ્ત્રકારોએ નવીન વાર્તા કલ્પીને "કેન્દ્ર, અંશ, ચરજ્યા, ઉન્મંડલ, સમવાય, વિભક્તિ, ઉપસર્ગ" ઇત્યાદિ સેંકડો યોગરૂઢ નામ નવીન કલ્પ્યાં છે. તેમાં કોઇ નામમાં લક્ષણ યોગ્ય અર્થ નથી નીકળતો.

કેમકે અમારૂં મુખ્ય તાત્પર્ય અલંકારોનું નામ રાખવાવાળાંના નામમાંજ લક્ષણ હોવામાં છે. એ અલંકારોનાં સમસ્ત નામ લક્ષણરૂપ છે. એવું ન કહેશો કે આદિમાં અલંકારોનાં નામ રાખવાવાળાનાં નામમાંજ લાવવાનું તાત્પર્ય હતું, એ કોઇ પ્રમાણથી નક્કી કર્યું? કેમકે સમસ્ત અલંકારોનાં નામજ લક્ષણ છે, એ પ્રત્યક્ષ પ્રમાણ છે. અન્ય લાઘવ સર્વમાન્ય હોવાથી સાહિત્ય શાસ્ત્ર પ્રસિદ્ધ સહૃદયોના હૃદયની સાક્ષિરૂપ પ્રમાણ પણ અહીં છે.

ધોરીઓએ અલંકારોનાં નામ ઉદાહરણોના અનુસાર રાખ્યાં છે, એ તો અવ્યાપ્ત્યાદિ દોષ રહિત છે. અને ભરત ભગવાન ઈત્યાદિએ પણ લક્ષ્ય ઉદાહરણોના અનુસાર એ અલંકારોનાં લક્ષણ બનાવ્યાં છે, પરન્તુ એ તો બહુધા અવ્યાપ્ત્યાદિ દોષ સહિત છે. ધોરિયોનાં નામ રૂપ સ્પષ્ટ થઈ રહેતાં ફરી અન્ય તટસ્થ લક્ષણોનું બનાવવું એ તો ભૂલ છે.

## काव्य निरूपण.

"રત્નાકર" લખે છે:—

કાવ્યનું યથાર્થ નિરૂપણ એક એવો વિષય છે કે જેના ઉપર સાહિત્યકારો લાંબા વખતથી પોતપોતાના મતને અનુસાર ઘણુંજ લખતા આવે છે. તથાપિ જો ધ્યાન દઈને વિચારીએ તો એઓના ગ્રન્થોથી સંપૂર્ણ સંતોષ થતો નથી. મૂળ વિષયો ઉપર એવા વાંધાઓ પડ્યા છે કે એઓમાંથી કોઇ ઉપર બે ચાર સાહિત્યકારોની એક સંમતિ પ્રાપ્ત થવી ઘણી કઠિણ છે. એકના લક્ષણને બીજો અંગીકાર કરતો નથી અને બીજાની વાતને ત્રીજો પરાસ્ત કરે છે. એથી પરિણામ એવું આવે છે કે ભણવાવાળા બિચારા ગભરાઈ જાય છે અને એમ નક્કી નથી કરી શકતા કે આપણે કોના મતને વાસ્તવિક સમજવો. કેટલાએકના તો પોતાના લખેલા ગ્રન્થોમાં પણ એવો પૂર્વાપર વિરોધ પડે છે કે એના પોતાના સિદ્ધાન્તનુંજ સિદ્ધ થવું અસંભવિત થઈ પડે છે. આના સિવાય એ લોકોમાંથી કોઇ કોઇએ આ વિષયને અતિ સૂક્ષ્મ અને કઠણ સમજી દ્રઢતાપૂર્વક પોતાના સિદ્ધા-

ન્તોને સ્પષ્ટ રૂપથી પ્રકાશિત કરવાનું સાહસ અનુચિત જાણી પ્રથમ દોડાદોડ કરી અંતે નાક ઉપર આંગળી રાખી ગયા છે, કે જેથી જીજ્ઞાસુઓ વાંચીને શુંઅવાડામાં પડી જાય છે; અને એનું નિવારણ કરી અભિપ્રાર્થ સુધી નથી પહોંચી શકતા. અંતમાં નિરાશ બનીને કાવ્યકળાકોવિદ કહેવરાવવાના અભિલાષીઓને ભિન્નભિન્ન ગ્રન્થોના લક્ષણો અને ઉદાહરણોને કંઠ કરી રાખીને તથા અવસર ઉપર અમુકનો આ મત છે એટલું કહી દેવાને પોતાનું મુખ્ય કર્તવ્ય સમજી લેવું પડે છે.

સંસ્કૃત ભાષાના પંડિતોને તો સ્પષ્ટાસ્પષ્ટ કાંઇક બોધ પણ થઇ જાય છે. પરન્તુ કેવળ પ્રાકૃત જાણવાવાળાઓને તો એટલું પણ જ્ઞાન થવું કઠિણ છે. કેમકે પ્રથમ તો પ્રાકૃતમાં એવા ગ્રન્થો બહુજ થોડા છે, કે જેમાં કાવ્યના સર્વ અંગોનું વર્ણન મળી આવે, બહુધા લોકોએ તો એક એક બબ્બે અંગોનાંજ પૃથક્ પૃથક્ વર્ણન કરીને છોડી દીધા છે અને બીજા જે ગ્રન્થો હાલ છે તેની પરિપાટી સંસ્કૃત કરતાં પણ અતિ કઠિણ છે. પ્રાકૃત ભાષાના કવિઓના બનાવેલાં ઉદાહરણો તો બહુધા પ્રશંસનીય છે, પરન્તુ જ્યાં ત્યાં લક્ષણોમાં વિશેષ ધ્યાન ન દીધાથી તેઓ પોતાના સમજેલ અર્થનો પ્રકાશ પ્રયુક્ત શબ્દોદ્વારા નથી કરી શક્યા, અથવા તો પોતેજ ભૂલ ખાધી છે. આવા વખતમાં પ્રાકૃત ભાષામાં એક એવો ગ્રન્થ લખવાની આવશ્યકતા જોવામાં આવે છે કે જેનાથી ભણવાવાળાઓને કાવ્ય સબન્ધી આવશ્યક વાતોનો યથાર્થ બોધ પ્રાપ્ત થાય અને પોતે પક્ષપાત છોડી વિચાર કરવાનો અભ્યાસ વધારે.

સર્વથી પહેલાં જે વાતનો નિર્ણય થવો આવશ્યક છે તે એ છે કે કાવ્ય કોને કહે છે, અર્થાત્ કાવ્યનું લક્ષણ શું છે ? હર કોઇ કાર્ય કરવા પહેલાં મનુષ્યે આટલું સારી રીતે જાણી લેવું જોઇએ કે હું શું કરવા ચાહું છું. નહિ તો એના ઉદ્દેશ્ય સાધનમાં બાધ આવવાની સંપૂર્ણ સંભાવના થશે. જેમ કોઇ ઘર બનાવવાવાળા કારીગરને એવી ખબર ન હોય કે આ ઘર મનુ-

ખ્યોને રહેવા માટે બનાવવું છે, તો સંભવ છે કે એમાં એ કારીગર મનુષ્યને જવા આવવા જેવડું દ્વાર પણ નહિ બનાવે. આ સિવાય એ પણ સંભવ છે કે બારણેથી જોવામાં તો એના બનાવેલ ઘરનો આકાર જેવો જોઇએ તેવો હોય પણ અંદરથી તો ઇંટ પત્થરથી ભરેલું હોય અથવા છાપરૂંજ ન હોય. જો કોઈ મનુષ્ય સોનીની પાસે જઇને કહે કે મને એક કંકણ બનાવી દે, તો જ્યાંસુધી સોની એમ નથી જાણતો કે કંકણ અમુક ભૂષણને કહે છે, ત્યાંસુધી તે બિચારો શું બનાવી દેશે ? અને કદિ વિના સમજ્યે, વિના સાંભળ્યે બનાવવાનું સાહસ ઉઠાવે તો સંભવ છે કે કોઇ એક એવી વસ્તુ બનાવી દેશે કે જેનાથી હાથને કાંઈપણ સબંધ નહી હોય. એવી રીતે જો કવિ આ વાતને સારી રીતે ન સમજે કે કાવ્ય કોને કહે છે તો યથારૂચિ સમજ્યા વિના કાંઇ બનાવી તેને કાવ્ય માની લેશે. અને પોતાની રચનામાં એ વાતને લાવવાનો યત્ન નહિ કરી શકે, કે જેનાથી વાકયને કાવ્યપદવી પ્રાપ્ત થાય છે.

## प्राचीन साहित्याचार्यो प्रणीत काव्यनां लक्षणो.

ચન્દ્રાલોકકાર લખે છે:—

निर्दोषा लक्षणवती सरीतिगुणभूषिता ।
सालंकाररसानेकवृत्तिर्वाकाव्यनामभाक्॥

દોષ વિનાની, સારા લક્ષણયુકત, રીતિસહિત, ગુણોએ સહવર્તમાન અલંકાર સહિત અનેક વૃત્તિવાળી જે વાણી તે કાવ્ય કહેવાય છે.

સરસ્વતી કંઠાભરણકાર લખે છે:—

निर्दोषं गुणवत्काव्यमलङ्कारैरलङ्कृतम्।
रसान्वितं कविः कुर्वन्कीर्तिं प्रीतिं च विन्दति ॥

દોષ રહિત, ગુણવાળું, અલંકારોથી સુશોભિત રસયુકત કાવ્ય કરનાર કવિ કીર્તિ તથા પ્રીતિને પામે છે.

કાવ્યદીપિકાકાર આ પ્રમાણે લખે છે:—

कथ्यते काव्यमिष्टार्थव्यवच्छिन्ना पदावली.

ઇષ્ટ એટલે અલૌકિક ચમત્કારી હોવાથી સહૃદય પુરૂષોનાં મનને આનંદ કરનાર એવા જે અર્થો તે વડે વ્યવચ્છિન્ન એટલે વિલક્ષણ કરેલ એવી જે પદાવલી એટલે પદસમૂહ તે કાવ્ય કહેવાય છે. रिपुस्ते मृतः, पुत्रस्ते जातः, "તારો શત્રુ મરણ પામ્યો" અને "તારે ત્યાં પુત્ર ઉત્પન્ન થયો." ઇત્યાદિ વાક્યનાં શ્રવણથી ઉત્પન્ન થએલો આનંદ લોકોત્તર નથી. માટે એવાં વાક્યોમાં કાવ્ય લક્ષણનો અતિ પ્રસંગ નથી. તથાપિ લક્ષણ એવું ફલિત થયું કે લોકોત્તર ચમત્કારી હોવાથી સહૃદયોનાં હૃદયને આકર્ષણ કરનારૂં જે વાક્ય તે કાવ્ય. તેનુંજ નામ કાવ્ય કહેવાય છે કે જે નિશ્ચે વિલક્ષણ ચમત્કારી હોવાથી બળાત્કારે વશમાં લાવી સામાજીક જનોનાં મન રંજન કરે એનું ઉદાહરણ આ પ્રમાણે છે.

मानुषीभ्यः कथंनुस्यादस्य रूपस्य संभवः ।
न प्रभातरलं ज्योतिरुदेति वसुधातलात् ॥

માનુષી સ્ત્રીઓથી આવાં રૂપની ઉત્પત્તિ સંભવેજ કેમ? પૃથ્વીના તલથી લાવણ્યે પરિપૂર્ણ એવું તેજ ઉત્પન્ન થાયજ નહીં.

उद्गीर्णदर्भकवला मृगी परित्यक्तनर्तना मयूरी ।
अपसृतपाण्डुपत्रा मुञ्चति अश्रु इव लताः ॥

શકુન્તલાના પતિના ઘર પ્રત્યે પ્રયાણને સમયે વિરહથી હરિણીએ દર્ભના કવલોનો ત્યાગ કર્યો છે અર્થાત્ આહાર તજેલો છે, મયૂરીએ નૃત્યનો ત્યાગ કર્યો છે અને લતાઓ ખરી પડતા પત્રોરૂપી અશ્રુઓના બિન્દુઓનેજ જાણે પાડતી હોય નહિ શું?

अयि कठोर यशः किल ते प्रियं किमयशो ननु घोरमतःपरम् ।
किमभवद्विपिने हरिणीदृशः कथय नाथ कथं वत मन्यसे ॥

હે નિષ્ઠુર રામ! તમને પ્રજારંજનજન્ય યશજ પ્રિય છે તો સીતાને ઘોર વનમાં મોકલવા રૂપ જે અપયશ તે શું એના સમાન નથી? હે નાથ! હરિણાક્ષી એવાં સીતાજીની વનમાં શું સ્થિતિ

થઇ તે વિષે જરાપણ વિચાર કરો છો ? ઇત્યાદિ વાકયોવડે સહૃદયોને અનંતરજ લોકોત્તર આનંદનો ફેલાવ કરે છે માટે તેમાં કાવ્યપણું જાણવું.

કાવ્ય પ્રકાશકાર લખે છે:—

तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापि.

દોષ રહિત, ગુણ સહિત, અલંકાર સહિત અને કયાંઇક ગૂઢ અલંકાર યુક્ત એવા જે શબ્દ અને અર્થ તે કાવ્ય.

વૃત્તિકાર લખે છે:—

क्वापीत्यनेनैतदाह यत् सर्वत्र सालंकारौ।
क्वचित्तु स्फुटालंकारविरहेऽपि न काव्यहानिः ॥

" क्वापि " એ પદે કરીને એવું જણાવ્યું કે શબ્દ અર્થ સર્વ સ્થલે સાલંકાર હોવા જોઈએ પણ કોઈ સ્થલે સ્ફુટ અલંકાર ન હોય તોપણ કાવ્યત્વની હાનિ નથી.

કોઇપણ ભાષામાં કાવ્યની વ્યાખ્યા કરવી એ સંભવિત નથી. તો પણ મનુષ્ય પોતાની જાતને માટે કાવ્ય શું છે એ અનુભવથી શોધી શકે તેનું વર્ણન આપી શકાય. કાવ્યપ્રકાશકાર કાવ્યની વ્યાખ્યા આપવામાં એ પ્રમાણે જ અનુસરેલ છે. ઉપર જોયું એમ તે કાવ્યનું " तटस्थ લક્ષણ " આપતા નથી પણ " स्वरुप લક્ષણ " આપે છે. તેને કાવ્યની સ્વતંત્ર વ્યાખ્યા આપવાની મુશ્કેલી જણાઈ તેથી કાવ્યને માટે જરૂરનાં તત્ત્વો લીધાં છે; અને તેમને કાવ્યની વ્યાખ્યામાં એકત્ર કરીને આપેલ છે. વ્યાખ્યા કેવી રીતે ઉદ્દભવ પામી એ નીચેની બીનાથી જણાશે.

કાવ્ય એટલે શું ? કાવ્ય એ એક મનરંજનતા યુકત વસ્તુ છે. ધારો કે અહિંયા એક મનરંજન કરે તેવું ચિત્ર છે તો તે કાવ્ય કહેવાય કે નહિં ? બીલકુલ નહિ. ત્યારે આપણે કહીએ કે કાવ્ય તો વાણીના વ્યવહારમાં સમાએલ છે. એમ માનીએ તો ગાયક ઘણાજ પ્રિય રાગથી ગાય છે, તો તે કાવ્ય કહેવાય ? ના. એ પણ કાવ્ય ન કહેવાય. ત્યારે તો એ અર્થયુક્ત શબ્દ વ્યવહાર છે. વારૂ ! ત્યારે એ

રીતે તો ઘણા ગદ્ય લખનારાની વાણી તે પણ કાવ્ય કહેવામાં આવશે. ત્યારે આપણે વ્યાખ્યામાં " अदोषत्व " ઉમેરશું કે જે કાવ્યના પ્રદેશમાંથી એવી ભાષાને દૂર કરશે. " काव्य " માત્ર શબ્દ કે માત્ર અર્થમાં સમાએલ નથી. શબ્દ અને અર્થ બન્ને મળીને " काव्य " થાય છે. તો તેમાં પ્રાધાન્યપણું શબ્દનું છે કે અર્થનું ? જો શબ્દનું પ્રાધાન્યપણું હોય તો " सार्थ शब्द " એમ વ્યાખ્યા કરવામાં આવશે અને જો અર્થનું પ્રાધાન્યપણું હોય તો " शब्देन विशिष्टः अर्थः " એમ વ્યાખ્યા કરવામાં આવશે. તો પણ " शब्दार्थौ काव्यम् " એમ કેમ કહેવાય ? તો એમને આપણે એમ કહી શકશું કે કવચિત્ શબ્દ પ્રધાન હોય છે અને કવચિત્ અર્થ પ્રધાન હોય છે અને કેટલીક વખત શબ્દ અને અર્થ બન્ને સરખા પ્રાધાન્યપણાવાળા હોય છે. તેથી ચતુરાઇથી " शब्दार्थौ काव्यम् " એમ કહેલ છે.

હવે જો કોઇ દોષ રહિત કંઇ વસ્તુ બનાવે તો તે કાવ્ય કહેવાય ? ના. કાવ્ય નામને યોગ્ય થવા માટે કંઇક વિશેષ જરૂરનું છે. અર્થાત્ ગુણો. હવે આવું ( દોષ રહિત અને ગુણ સહિત ) કાવ્ય મુખ્યત્વે કરીને અલંકાર યુક્ત હોય છે. પણ અલંકાર કાવ્યમાં હોવાજ જોઇએ એવું કાંઇ નથી. કારણ કે કોક વખતજ, અલબત્ત જવલ્લેજ, સારી કવિતા અલંકાર વિનાની હોય છે.

કાવ્યશાસ્ત્રના લખનારાઓએ કાવ્યની ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ આપેલ છે. એથી કાવ્યપ્રકાશકારે કાવ્યની વ્યાખ્યા કરી નથી. જેટલી વ્યાખ્યા આપેલછે તે તો માત્ર કાવ્યની તેની શોધમાં આગળ વધવાના ઇરાદાથી કાવ્યનાં પ્રધાન તત્ત્વો આપેલ છે. મમ્મટનું કાવ્યનું સ્વરૂપ વ્યવહારિક હોવાથી ઘણું સારૂં છે. પરિચિત વર્ણન કરવાથી મમ્મટ કાવ્યનો સ્પષ્ટ ખ્યાલ આપવામાં કિર્તિ પામેલા છે.

ગૂઢાલંકારનું ઉદાહરણ આ પ્રમાણે છે.

यः कौमारहरः स एव हि वरस्ता एव चैत्रक्षपा-
स्तेचोन्मीलितमालती सुरभयः प्रौढाः कदम्बानिलाः ।

सा चैवास्मि तथापि तत्र सुरतव्यापारलीलाविधौ ।
रेवारोधसि वेतसीतरूतले चेतः समुत्कंठते ॥

પરદેશમાં પરનાયકની સાથે સંકેત કરનારી કોઈ નાયિકાનું પોતાના ઘરમાં આ વચન છે.

જે કુમાર અવસ્થાનો હરનાર અર્થાત્ પાણિગ્રહણ કરનાર તેજ પતિ, તથા ચૈત્ર માસની રાત્રિઓ પણ તેજ, તથા હું પણ તેજ છું તથાપિ રેવાને કાંઠે વેતસી તરૂના તલને વિષે સંભોગ વ્યાપાર રૂપ લીલા કરવા માટે ચિત્ત ઉત્કંઠિત થાય છે.

આ શ્લોકમાં સ્ફુટ અલંકાર નથી. તથા ગૂઢ અલંકાર ત્રણ છે. તે એવી રીતે કે સંભોગ યોગ્ય પતિ આદિકનું વિદ્યમાનપણુ કહેવાથી ઉત્કંઠાના કારણનો અભાવ છે, તેમ છતાં પણ ઉત્કંઠા રૂપ કાર્ય કથન કર્યું માટે વિભાવના અલંકાર થયો. તે શબ્દથી સાક્ષાત્ પ્રતીત થતો નથી, માટે ગૂઢ છે. અને પતિ આદિકનું સંનિધાન રૂપઅનુત્કંઠાનું કારણ છતાં પણ અનુત્કંઠારૂપ કાર્ય નથી; માટે વિશેષોક્તિ અલંકાર થયો તે પણ શબ્દથી સાક્ષાત્ પ્રતીત થતો નથી. માટે ગૂઢ છે. અને "कौमार" "हर" "वर" ઇત્યાદિ અનુપ્રાસ સ્ફુટ છે; તથાપિ તે આ કાવ્યમાં હોનારા શૃંગારાભાસને પ્રતિકૂલ હોવાથી તે અસ્ફુટજ છે. નાયક પર હોવાથી શ્રૃંગારને આભાસપણું જાણવું. ઉર્જસ્વિત્ અલંકાર સ્ફુટ છે એવી શંકા પણ કરવી નહી, કેમકે જ્યાં રસાભાસ અન્યનો અંગ હોય ત્યાંજ ઉર્જસ્વિત્ હોય છે. અહીં તો શ્રૃંગારાભાસ પ્રધાન છે, અન્યનો અંગ નથી; માટે ઉર્જસ્વિત્ સંભવે નહી.

સાહિત્ય દર્પણકાર લખે છે:—

કાવ્યનું સ્વરૂપ એટલે લક્ષણ કેવી રીતનું એવી અપેક્ષામાં કોઇ કહે છે:—

तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापीति.

દોષ રહિત, ગુણ સહિત, અલંકાર સહિત અને ક્યાંક સ્ફુટ અલંકાર રહિત અર્થાત્ ગૂઢ અલંકાર યુક્ત એવા જે શબ્દ અને અર્થ

તે કાવ્ય. આ વિચારવા જેવું છે. કેમકે જો કદાચ દોષ રહિત શબ્દાર્થજ કાવ્ય હોય તો—

न्यक्कारो ह्ययमेवमेयदरयस्तत्राप्यसौ तापसः
सोऽप्यत्रैव निहन्ति राक्षसकुलं जीवत्यहो रावणः
धिग्धिक् शक्रजितं प्रबोधितवता किं कुम्भकर्णेन वा
स्वर्गग्रामटिकाविलुण्ठनवृथोच्छूनैः किमेभिर्भुजैः

રાવણ કહે છે કે મારો એજ મોટો તિરસ્કાર કે મારે શત્રુઓ. તેમાં પણ આ તપસ્વી એવો રામ શત્રુ; અને તે પણ આ લંકામાં જ રાક્ષસોના કુળને હણે છે. વળી મોટું આશ્ચર્ય એ છે કે રાવણ જીવે છે. ઇન્દ્રજીત તને પણ ધિક્કાર છે, ધિક્કાર છે. નિદ્રામાંથી જગાડેલા કુંભકર્ણથી પણ શું ? સ્વર્ગરૂપી ગામડાને તોડવામાં વૃથા બળ ધરનાર, એવા આ ભુજોવડે પણ શું ?

આ શ્લોક અવિમૃષ્ટવિધેયાંશદોષથી દૂષિત છે. માટે કાવ્ય કહેવાશે નહીં. અને એ શ્લોકમાં રસધ્વનિ હોવાથી ઉલટું ઉત્તમ કાવ્યપણું સહૃદયજનોએ અંગીકાર કર્યું છે. તેમાં પુર્વોક્ત લક્ષણની અવ્યાપ્તિ પ્રાપ્ત થશે. ત્યારે આ શ્લોકમાં કોઇકજ અંશ દુષ્ટ છે પણ સર્વ નહીં. માટે જે અંશમાં દોષ છે તે અંશ દુષ્ટ અને ઇતર ભાગ તો અદુષ્ટ હોવાથી કાવ્યજ કહેવાશે એવી પણ શંકા કરવી નહીં, કેમકે જે અંશમાં દોષ તે અકાવ્ય અને જે અંશમાં ધ્વનિ છે તે કાવ્ય એમ માનીએ તો દુષ્ટ અંશ પોતાની તરફ અકાવ્યપણાનું આકર્ષણ કરશે, અને ધ્વનિ અંશ પોતાની તરફ કાવ્યપણાનું આકર્ષણ કરશે એ રીતે બન્ને તરફ આકર્ષણ થવાથી કાવ્યપણું અકાવ્યપણું કાંઇ પણ સિદ્ધ થશે નહીં. વળી શ્રુતિકટુત્વાદિ દોષો કોઇકજ અંશને દૂષિત કરે એમ નથી; કિન્તુ એક અંશમાં રહેલ દોષ આખાં કાવ્યને દૂષિત કરે છે. ઘટે છે કે કાવ્યના આત્મારૂપ રસનો અપકર્ષ કરનાર દોષ ન હોય તો તેમાં દોષપણું જ અંગીકાર કરાતું નથી. નહીં તો દોષમાં નિત્યત્વ, અનિત્યત્વની વ્યવસ્થાજ થઇ શકશે નહીં જે ધ્વનિકારે પણ કહ્યું છે :—

श्रुतिदुष्टादयो दोषा अनित्या ये च दर्शिताः
ध्वन्यात्मन्येव श्रृंगारे ते हेया इत्युदाहृताः

જે શ્રુતિ કટુત્વાદિ દોષો તથા જે અનિત્ય દોષો દેખાડ્યા તે ધ્વનિરૂપ શ્રૃગારમાંજ ત્યાજ્ય જાણવા.

વળી એમ માનવાથી કાવ્ય વિરલવિષય અથવા નિર્વિષયજ થઇ જશે. કેમકે સર્વ પ્રકારે નિર્દોષ કાવ્યનોજ અસંભવ છે. ત્યારે " अदोषौ " આ પદમાં જે " अ " છે, એનો ઈષત્ " એવો અર્થ કરશું એમ માનતા હો તો ઇષત્ દોષવાલા શબ્દાર્થ કાવ્ય છે એવું સિદ્ધ થશે. ત્યારે નિર્દોષ શબ્દાર્થને કાવ્યપણું કહેવાશે નહી. " सति संभवे ईषद्दोषावितिचेत् " સંભવ છતાં ઇષત્ દોષવાલા શબ્દાર્થ એમ કહેતા હો તો તે પણ કાવ્યલક્ષણમાં કહેવા યોગ્ય નથી. રત્નાદિકના લક્ષણમાં કીટાનુવેધાદિકના પરિહારની પેઠે એટલે જેમ કીટના અનુવેધાદિક રત્નનું રત્નપણું હણવાને સમર્થ નથી; પણ કિંમતમાં તારતમ્ય કરાવવાને સમર્થ છે. તેમજ શ્રુતિકટુત્વાદિ દોષ પણ કાવ્યનું કાવ્યપણું હણી શકવાને સમર્થ નથી પણ તેવાં કાવ્યની કિંમત કંઇક ઓછી ગણાય છે. કહ્યું છે કેઃ—

कीटानुविद्धरत्नादि साधारण्येन काव्यता ।
दुष्टेष्वपि मता यत्र रसाद्यनुगमः स्फुटः ॥

જેમ કીટે વીંધેલું રત્ન પણ રત્નજ મનાય છે, અરત્ન નહીં. તેમ જે કાવ્યમાં રસાદિકનું જ્ઞાન સ્ફુટ થતું હોય તે કાવ્ય દોષવાળું છતાં કાવ્યજ મનાય છે. વળી શબ્દાર્થને સગુણ એ વિશેષણ આપ્યું છે તે પણ અઘટિત છે, કેમકે ગુણો રસનાજ ધર્મ છે. એ પ્રકારે કહ્યું છેઃ—

ये रसस्याङ्गिनो धर्माः शौर्यादय इवात्मनः

જેમ શૌર્યાદિક આત્માના ધર્મ છે તેમજ ગુણો અંગીભૂત રસનાજ ધર્મો છે, ઇત્યાદિ વાક્યે કરીને પૂર્વોક્ત લક્ષણકારેજ પ્રતિપાદન કરેલ છે; માટે શબ્દાર્થ રસના અભિવ્યંજક છે. રસના ધર્મ ગુણો ઉપચારથી

શબ્દાર્થમાં પણ સંભવશે એમ માનતા હો તો તમને પૂછીએ છીએ કે તમે કાવ્યના-સ્વરૂપ રૂપે માનેલા શબ્દાર્થમાં રસ છે કિંવા નહી? જો કદા નથી એમ કહેતા હો તો શબ્દાર્થમાં ગુણ પણ નથી. કેમકે રસના ધર્મ ગુણ, રસ ન હોય તો તે પણ ન જ હોવા જોઇએ. જો કદી શબ્દાર્થમાં રસ છે એમ કહેતા હો તો લક્ષણમાં " सगुणौ " એ પદને સ્થાને " सरसौ " એવુંજ વિશેષણ કેમ ન આપ્યું? શબ્દાર્થમાં ગુણવાનપણાની અનુપપત્તિ હોવાથી "सरसौ" સિદ્ધ થયું એમ કહેતા હો તોપણ "सगुणौ" આ વિશેષણ છોડી દઇને " सरसौ " એ વિશેષણ આપવું તેજ યોગ્ય છે. " પ્રાણીવાળા દેશ " ને બદલે " શૌર્યાદિકવાળા દેશ" કોઈ કહેતું નથી. ગુણના અભિવ્યંજક શબ્દાર્થ કાવ્યમાં પ્રયોજવા એવો "सगुणौ" એ પદનો અભિપ્રાય છે, એવી શંકા પણ કરવી નહી. કેમકે ગુણ કાવ્યમાં ઉત્કર્ષ આણનારા છે પણ કાવ્યના સ્વરૂપના આણનાર નથી. શબ્દ અને અર્થ કાવ્યનું શરીર છે, રસાદિક આત્મા છે, તથા ગુણો શૌર્યાદિકની પેઠે છે, દોષો કાણત્વાદિકની પેઠે છે, રીતિઓ અવયવોની સુસ્થિતિની પેઠે છે તથા અલંકારો કટક કુંડલાદિની પેઠે છે. એણે કરીને અલંકાર સહિત અને કયાંક ગૂઢ અલંકારવાળા જે શબ્દાર્થ તે કાવ્ય, એવું જે કહ્યું છે તે પણ પરાસ્ત થયું. કેમકે અલંકાર પણ કાવ્યમાં શોભા માત્રના જનક છે, પણ સ્વરૂપના સંપાદક નથી. માટે એણે કરીને 'वक्रोक्तिः काव्यजीवितम्' વક્રોક્તિ એ કાવ્યના જીવનરૂપ છે. એ રીતે જે વક્રોક્તિજીવિતકારે કહ્યું છે તે પણ પરાસ્ત થયું જાણવું. કેમકે વક્રોક્તિ પણ અલંકાર છે.

અસ્ફુટ અલંકારનું ઉદાહરણ આ પ્રમાણે છે:—

" यः कौमार हरः " ઇત્યાદિ. આ પણ વિચારવા જેવું છે; કેમકે એ શ્લોકમાં વિભાવના અને વિશેષોક્તિ અસ્ફુટ છે તોપણ તે બન્નેનો મૂલ સંદેહસંકર અલંકાર સ્ફુટ છે.

" अदोषं गुणवत्काव्यम् " ઈત્યાદિ કાવ્યનાં લક્ષણનો પણ

પરાસ્ત થયો. જે કાંઇ ધ્વનિકારે કહ્યું છે. " काव्यस्यात्मा ध्वनिरिति: " ધ્વનિ કાવ્યનો આત્મા છે, ત્યાં પૂછીએ છીએ કે વસ્તુધ્વનિ અલંકારધ્વનિ અને રસધ્વનિ એ રીતે ત્રણે પ્રકારનો ધ્વનિ આત્મા ? કે કેવળ રસધ્વનિજ આત્મા ? તેમાં પહેલો પક્ષ લીએ તો તે અનુચિત છે. કેમકે પ્રહેલિકાદિકમાં અતિવ્યાપ્તિ આવશે માટે કદાચ બીજો પક્ષ લીએ તો અમે કબૂલ કરીએ છીએ કે જ્યારે રસધ્વનિ માત્રજ કાવ્યનો આત્મા માનશો ત્યારે:—

अत्ता एत्थ निमज्जइ एत्थ अहं दिअसअं पलोएहि ।
मा पहिअ ! रत्ति अंधअ ! सेज्जाइं मह निमज्जहिसि: ॥

આ સ્થલે મારાં સાસુ સૂએ છે. અહીં હું સૂઉ છું. હે રતાંધલા પથિક ! તું દિવસે જોઇ લે. મારી શય્યામાં સુઇશ નહી; ઇત્યાદિ સ્થલે વસ્તુમાત્ર વ્યંગ્ય છે, ત્યાં કાવ્યત્વનો વ્યવહાર કેમ? એવું પૂછતા હો તો ઉત્તર આપીએ છીએ કે એ સ્થલે પણ રસાભાસ ધ્વનિત છે. માટેજ કાવ્યત્વનો વ્યવહાર છે. જો કદી ધ્વનિમાત્રને કાવ્યાત્મા માનો તો " देवदत्तो ग्रामं याति " દેવદત્ત ગામ જાય છે. આ વાકયમાં ભૃત્યને દેવદત્તની પાછળ જવું વ્યંજિત થયું. માટે એ વાકયને પણ કાવ્યપણું કહેવું પડશે. કાવ્યપણુ છે એમ કહેતા હો તો તેમ બને નહીં કેમકે જે રસયુક્ત હોય તેનેજ કાવ્યત્વનો અંગીકાર છે.

આગ્નેય પુરાણમાં પણ તેમજ કહ્યું છે:—

" वाग्वैदग्ध्यप्रधानेऽपि रस एवात्र जीवितम् "

આ પુરાણમાં વાણીનું ચાતુર્ય પ્રધાન છતાં પણ રસ જ જીવન રૂપ છે, એમ બંતાવ્યું છે.

વ્યકિતવિવેકકારે પણ કહ્યું છે:—

" काव्यस्यात्मनि अङ्गिनि रसादिरूपे न कस्यचिद्विमतिरिति. "

કાવ્યરૂપ શરીરના આત્મારૂપ અંગી રસાદિકને વિષે કોઇની વિરૂદ્ધમતિ નથી. ધ્વનિકારે પણ કહ્યું છે:— " नहि कवेरितिवृत्तमात्रनिर्वाहेणात्मलाभ इतिहासादेव तत् सिद्धेरित्यादि. "

अर्थः सहृदयश्लाघ्यः काव्यात्मा यो व्यवस्थितः
वाच्यप्रतीयमानाख्यौ तस्य भेदावुभौ स्मृतौ.

સહૃદય પુરૂષોએ વખાણવા યોગ્ય કાવ્યના આત્મારૂપ જે અર્થ છે તેના વાચ્ય અને પ્રતીયમાન એવા બે ભેદ છે. તેમાં વાચ્ય અર્થને જે આત્માપણું કહ્યું તે તો "काव्यस्यात्मा ध्वनिः" કાવ્યનો આત્મા ધ્વનિ છે, એ પોતાનાજ વચનના વિરોધથી પરાસ્ત થયું જાણવું. ત્યારે હવે કાવ્યનું લક્ષણ કેવું હોવું જોઇએ એવી અપેક્ષામાં કહીએ છીએ. "वाक्यं रसात्मकं काव्यम्" રસ સારરૂપ છે અને તેથી રસરૂપી આત્મા છે જેનો એવું જે વાક્ય તે કાવ્ય કહેવાય છે, કેમકે રસ વિના કાવ્યત્વનોજ અંગીકાર નથી માટે "रस्यतेऽसौ रसः" જે આસ્વાદન કરાય તે રસ. આવી વ્યુત્પત્તિ વડે રસાદિ કહીને ભાવ તદાભાસનું પણ ગ્રહણ જાણવું. તેમાં રસનું ઉદાહરણ આ પ્રમાણે છે:—

" शून्यं वासगृहं विलोक्य शयनादुत्थाय किञ्चिच्छनैः
निद्राव्याजमुपागतस्य सुचिरं निवर्ण्य पत्युर्मुखम्,
विश्रब्धं परिचुम्ब्य जातपुलकामालोक्य गण्डस्थलीं,
लज्जानम्रमुखी प्रियेण हसता बाला चिरं चुम्बिता.

નાયક અને નાયિકા શય્યામાં સુતાં છે. તેમાં નાયિકા વાસગૃહને શૂન્ય જોઇ શય્યામાંથી ધીમે રહીને કંઇક ઉઠીને કપટથી નિદ્રા કરતા પતિનું મુખ ઘણીવાર નિરખીને વિશ્વાસ પૂર્વક ચુંબન કરવા લાગી. તેવામાં પતિની રોમાંચિત થએલી ગંડસ્થલી જોઇને તેણી લજ્જાથી નમ્ર મુખવાળી થઈ અને પતિએ હસતા વદનથી તે બાલાનું ઘણા કાલસુધી ચુંબન કર્યું.

આ પદ્યમાં સંભોગ શ્રંગારરસ છે. ભાવનું ઉદાહરણ આ પ્રમાણે છે.

यस्यालीयत शल्कसीम्नि जलधिः पृष्ठे जगन्मंडलम् ।
दंष्ट्रायां धरणी नखे दितिसुताधीशः पदे रोदसी ॥
क्रोधे क्षत्रगणः शरे दशमुखः पाणौ प्रलम्बासुरः ।
ध्याने विश्वमसावधार्मिककुलं कस्मैचिदस्मै नमः ॥

જેની ત્વચાના સીમાડામાં સમુદ્ર લીન થઇ ગયો અર્થાત્ મત્સ્ય રૂપ, તથા જેના પૃષ્ટ ભાગને વિશે જગત્મંડળ લીન થઇ ગયું અર્થાત્ કૂર્મ રૂપ, તથા જેની દંષ્ટ્રાને વિષે ધરણી લીન થઈ, અર્થાત્ વરાહરૂપ, તથા જેના નખને વિષે દૈત્યરાજ હિરણ્યકશિપુ લીન થયો અર્થાત્ નૃસિંહ રૂપ, તથા જેના પદને વિષે ભૂમિ, આકાશ અને સ્વર્ગ લીન થયાં અર્થાત્ વામનરૂપ, તથા જેના ક્રોધને વિષે ક્ષત્રિયગણ લીન થયો અર્થાત્ પરશુરામરૂપ, તથા જેના બાણને વિષે રાવણ લીન થયો અર્થાત્ રામચંદ્રરૂપ, તથા જેના હસ્તને વિષે પ્રલંબાસુર લીન થયો અર્થાત્ કૃષ્ણરૂપ, તથા જેના ધ્યાનમાં વિશ્વ લીન થયું, અર્થાત્ બુદ્ધરૂપ, તથા જેના ખડ્ગને વિષે અધાર્મિકોનું કુલ લીન થયું અર્થાત્ કલ્કીરૂપ એવા કોઇક પુરૂષવરને નમસ્કાર કરૂં છું. આ પદ્યમાં ભગ-

વાન્‌ને વિષે ભક્તનો પ્રીતિભાવ વ્યંગ્ય છે. રસાભાસનું ઉદાહરણ આ પ્રમાણે છેઃ—

मधु द्विरेफः कुसुमैकपात्रे पपौ प्रियां स्वामनुवर्त्तमानः ।
श्रृंगेण च स्पर्शनिमीलिताक्षीं मृगीमकण्डूयत कृष्णसारः ॥

કામદેવ શીવજીનું મન પ્રચ્યુત કરવા ગયો અને અકાલે વસંત ખીલ્યો. તે સમયે ભ્રમર પોતાની પ્રિયાને અનુસરતો પુષ્પરૂપી એક પાત્રમાં મકરન્દરૂપ મધને પીવા લાગ્યો તથા કૃષ્ણ મૃગનાં સ્પર્શવડે વીંચાણાં છે નેત્ર જેનાં એવી મૃગીને શીંગડાં વડે મૃગ ખંજવાલવા લાગ્યો. આ પદ્યમાં સંભોગશ્રંગારના આલંબન પશુપક્ષી હોવાથી રસાભાસ જાણવો.

રસગંગાધરકાર લખે છેઃ—

रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् ।

રમણીય અર્થનું પ્રતિપાદન કરનાર જે શબ્દ તે કાવ્ય. અર્થમાં રમણીયપણું એટલે લોકોત્તર આહ્લાદજનક જે જ્ઞાન તેનું વિષયપણું. આહ્લાદમાં લોકોત્તરપણું એટલે સ્વાનુભવસિદ્ધ ચમત્કાર નામનો જાતિવિશેષ, એવા લોકોત્તર ચમત્કારીક આહ્લાદનું કારણ વારંવાર અનુસંધાનરૂપ ભાવના વિશેષ છે. " पुत्रस्ते जातः " તારે ત્યાં પુત્ર જન્મ થયો, " "धनं ते दास्यामिः" તુંને હું ધન આપીશ. આ ઠેકાણે વાક્યાર્થના જ્ઞાનથી ઉત્પન્ન થનાર આનંદમાં લોકોત્તરપણું નથી. માટે એ વાક્યમાં કાવ્યલક્ષણની અતિવ્યાપ્તિ નથી. ખરૂં લક્ષણ એવું ફલિત થયું છે કે " चमत्कारजनकभावनाविषयार्थ प्रतिपादकशब्दत्वम् " ચમત્કારજનક ભાવનાનો વિષય જે અર્થ તેને પ્રતિપાદન કરનાર જે શબ્દ તે કાવ્ય. પ્રાચીનો કાવ્યનું આ લક્ષણ કહે છેઃ—"अदोषौ सगुणौ सालंकारौ शब्दार्थौ काव्यम्" દોષ રહિત ગુણ સહિત અને અલંકારયુક્ત જે શબ્દ અને અર્થ તે કાવ્ય. એ વિષે વિચાર કરીએ છીએ કે શબ્દ અર્થનું યુગલ પ્રમાણ વિના કાવ્ય કહેવાય નહી. " काव्यमुच्चैः पठ्यते " કાવ્યનો ઉંચે સ્વરે પાઠ

કરાય છે. " काव्यादर्थोऽवगम्यते " કાવ્યથી અર્થ જાણવામાં આવે છે. " काव्यं श्रुतमर्थो न ज्ञातः " કાવ્ય શ્રવણ કર્યું પણ અર્થ ન જાણ્યો. આ પ્રકારે સારા જગતમાં પ્રસિદ્ધ એવા વ્યવહારથી કેવલ શબ્દવિશેષનેજ કાવ્યપણુ નિશ્ચય પ્રાપ્ત થાય છે. એવી શંકા લેશો કે શબ્દ માત્રને વિષે કાવ્યવ્યવહાર-તો લક્ષણાથી પણ થઈ શકશે. તો તેમ ક્યારે મનાય કે જો કદી શબ્દ અર્થના યુગલ વિશે કાવ્ય શબ્દની શક્તિનો નિશ્ચય કરાવનાર કોઇપણ અતિ દ્રઢ પ્રમાણુ હોય તોજ. અમે તો એવા દ્રઢતર પ્રમાણુનેજ જોતા નથી. " अदोषौ " આ પ્રમાણુતો વિશ્વાસ કરવાને લાયક નથી. એ પ્રકારે શબ્દાર્થ યુગલને વિષે કાવ્ય શબ્દની શકિતનું ગ્રાહક પ્રમાણુ જ્યારે નથી ત્યારે પૂર્વોકત વ્યવહારથી શબ્દ વિશેષને વિષે સિદ્ધ થતી કાવ્ય શબ્દની શકિતનું નિવારણુ કરવાને કોણુ સામર્થ્ય ધરાવે? " एतेन विनिगमनाभावादुभयत्रशक्तिरिति प्रयुक्तम् " ઉપર કહ્યા પ્રમાણે નક્કી થએલા સિદ્ધાન્તથી કોઇએ કહ્યું છે કે વિનિગમનના અભાવથી શબ્દ અર્થ બન્નેને વિષે કાવ્યપદની શકિત. તે પણુ ખંડન કર્યું જાણવું. એ રીતે શબ્દ વિશેષને વિશેજ કાવ્યપણું સિદ્ધ થએલ છે, તે તેનુંજ (શબ્દનુંજ) લક્ષણુ યોગ્ય છે. પણુ સ્વકપોલ કલ્પિત શબ્દાર્થ યુગલનું લક્ષણુ ઉચિત નથી. વેદપુરાણાદિકના લક્ષણુ વિષે પણુ એજ ન્યાય જાણવો. નહિતો વેદનો પાઠ કરે છે ઇત્યાદિ વ્યવહારનો ઉચ્છેદ થઇ જશે. વળી પ્રકાશાદિકે કહ્યું છે કેઃ—

" आस्वादोद्बोधकत्वमेव काव्यत्व-
प्रयोजकं तच्च शब्दे चार्थे चाविशिष्टमिति ॥

આસ્વાદનું જે ઉદ્બોધકપણું તેજ કાવ્યપણાનું પ્રયોજક એટલે કારણુ. તે ઉદ્બોધકપણું શબ્દ અર્થ યુગલમાં અવિશેષ રહેલ છે. માટે શબ્દ અને અર્થ બેનું યુગલ કાવ્ય; આમ માનવું તે પણુ અયુકત છે. કેમકે રાગને પણુ ધ્વનિકારાદિ સર્વ આલંકારિકોએ રસનો વ્યંજક માનેલ છે. માટે તેને પણુ કાવ્યપણાની આપત્તિ થશે. બહુ

કહેવાથી શું ? નાટયનાં જેટલાં અંગો છે તે પણ બહુધા રસના વ્યંજક છે માટે તેમને પણ કાવ્યપણું પ્રાપ્ત થશે. એણે કરીને કોઇએ માન્યું છે કે રસના ઉદ્બોધન કરવામાં જે સમર્થ તેજ કાવ્યલક્ષણથી લક્ષ્ય છે, તેનું પણ ખંડન જાણવું. પૂર્વોક્ત ત્રણે મતને લગતું સાધારણ દૂષણ આપે છે કે કાવ્યપદની અર્થ ઉપર પ્રવૃત્તિમાં જે નિમિત્ત તે શબ્દાર્થસમૂહમાંજ રહ્યું છે, અથવા પ્રત્યેકમાં રહ્યું છે. જો કહેશો કે નિમિત્ત સમુદાયમાં રહ્યું છે. તો જેમ "एको न द्वौ" બે છે તે એક કહેવાય નહી. એ વ્યવહારની પેઠે શ્લોકવાક્ય કાવ્ય નહિ એવા વ્યવહારની આપત્તિ આવશે. કેમકે કાવ્યત્વરૂપ નિમિત્ત સમુદાયમાં રહ્યું છે, કેવલ શબ્દમાં નથી. માટે નિમિત્ત પ્રત્યેકમાં છે એ પક્ષ પણ ઘટે નહી; કેમકે એક પદ્યમાં કાવ્યદ્વય વ્યવહારની આપત્તિ આવશે, માટે વેદપુરાણનું લક્ષણ જેમ કેવલ શબ્દ વિષે ઘટે છે, તેમજ કાવ્યનું લક્ષણ પણ કેવલ શબ્દ વિષે અંગીકાર કરવું તેજ ઉચિત છે. લક્ષણમાં ગુણાલંકારાદિકનો નિવેશ પણ ઉચિત નથી. કેમકે "उदितं मण्डलं विधोः" ચન્દ્રમણ્ડલ ઉદય પામ્યું. આ દૂતીનું અભિસાર વિધિપર અને અભિસારિકાનું નિષેધપર તથા વિરહિણીનું જીવનના અભાવપરના વાક્યમાં તેમજ "गतोऽस्तमर्कः" સૂર્ય અસ્ત પામ્યો ઇત્યાદિ વાક્યમાં ગુણ અલંકારનો અભાવ છે. માટે આ કાવ્ય અકાવ્ય છે એવી પણ શંકા કરવી નહીં. કેમકે જેમ તમારા અભિમત કાવ્યમાં તેમજ આ વાક્યમાં પણ કાવ્યનું જીવનરૂપ ચમત્કારીપણું સરખું છે. માટે ઉપરનું વાક્ય અકાવ્ય કહેશો તો તમે માનેલું કાવ્ય પણ અકાવ્ય કેમ ન હોય ? વળી ગુણાલંકારની કાવ્યમાં અનુગતિ પણ નથી. તેમજ "दुष्टं काव्यम्" દુષ્ટ કાવ્ય છે, આ વ્યવહારને બાધક વિના લાક્ષણિક માનવો તે પણ અયુક્ત છે. "संयोगाभाववान्वृक्षः संयोगी" મૂલમાં પક્ષિ સંયોગના અભાવવાળો વૃક્ષ શાખાને વિષે પક્ષિ સંયોગી છે. આની પેઠે અંશ ભેદે કરીને દુષ્ટ કાવ્ય આ વ્યવહારમાં કોઇ બાધક નથી એમ શંકા પણ ન કરવી. કેમકે જેમ મૂલમાં પક્ષિ સંયોગે રહિત વૃક્ષ શાખાને

વિષે પક્ષિ સંયોગવાન છે, એવી પ્રતીતિ થાય છે; તેમ આ પદ્ય પૂર્વાર્ધમાં કાવ્ય અને ઉત્તરાર્ધમાં કાવ્ય નહી એવી રીતે વિશ્વ પ્રસિદ્ધ અનુભવનો અભાવ છે. તથા દોષને અવ્યાપ્યવૃત્તિપણુ પણુ અયુકત છે. માટે અંશભેદ કલ્પના પણુ અયુકત છે. શૌર્યાદિકની પેઠે આત્માના ધર્મ ગુણોનું તથા હારાદિકની પેઠે શોભાવનારા માત્ર અલંકારોનું શરીરને વિષે ઘટકત્વ પણુ અનુપપન્નછે. "यत्तुरसवदेव काव्यमितिसाहित्यदर्पणे निर्णीतम्" જે રસવાલું તેજ કાવ્ય એ પ્રકારે જે સાહિત્યદર્પણમાં નિર્ણય કર્યો છે તે પણુ યુકત નથી. કેમકે વસ્તુતાએ જેમાં વસ્તુ માત્ર અથવા અલંકાર માત્ર મુખ્ય છે, એવાં કાવ્યોને અકાવ્યતાની આપત્તિ પ્રાપ્ત થશે. ઇષ્ટાપત્તિ પણ માની શકાય નહિ; કેમકે તેમ માનતાં મહાકવિઓનો સંપ્રદાય આકુલ વ્યાકુલ થઇ જશે. કેમકે " જલ પ્રવાહના વેગ નિપતન, ઉત્પતન ભ્રમણ તેમજ કપિ બાલોના વિલાસ મહા કવિજને વર્ણન કર્યા છે, પણ તેમાં કોઇ રસ નથી. યથાકથંચિત્ પરંપરાએ રસનો સ્પર્શ તેઓમાં છે એમ પણુ માની શકાય નહી. કેમકે એવી રીતનો રસસ્પર્શ તો "गौश्चलति" "मृगोधावति" ગાય ચાલે છે, મૃગ દોડે છે, ઇત્યાદિ વાકયોમાં .પણુ સંભવે માટે ત્યાં પણુ લક્ષણનો અતિ પ્રસંગ થઇ જશે. કેમકે પદાર્થ માત્ર વિભાવ અનુભાવ વ્યભિચારીમાં જે તે એક રૂપજ હોય છે. માટે પરંપરાએ રસસ્પર્શ ત્યાં પણુ સંભવે છે, તો અતિ પ્રસંગ આવશે માટે દર્પણોકત લક્ષણુ પણુ સમીચીન નથી.

" સાહિત્યસારકાર " લખે છે:—

तत्र निर्दोष शब्दार्थगुणवत्त्वे सति स्फुटम् ।
गद्यादिबन्धरूपत्वं काव्यसामान्यलक्षणम् ॥

શ્રુતિ કટુત્વાદિ દોષો રહિત તથા સૌકુમાર્યાદિ ગુણો સહિત શબ્દ અર્થ જેમાં હોય એવો જે ગદ્યપદ્યાદિ રૂપ બંધ અથાત્ પ્રબંધ તે કાવ્ય. એ રીતે કાવ્યનું સામાન્ય લક્ષણ જાણવું.

दोषे सति गुणैः किंवा किंवालंकरणैरपि ।
अतो निर्दोषतादुगुण्यमेवात्राद्रियतां बुधैः ॥

શ્રુતિકટુત્વાદિ દોષ છતાં સૌકુમાર્યાદિ ગુણોવડે શું ? તથા અનુપ્રાસ ઉપમાદિ અલંકારોવડે પણ શું ? અર્થાત્ ગુણ અને અલંકાર વૃથા છે. માટે કાવ્યમાં નિર્દોષ અને સત્ એટલે અલંકારોને પણ પોતાના સ્વરૂપમાં અંતર્ભાવ કરી દેવાને સમર્થ એવા ગુણો ઉપર પંડિતોએ આદર રાખવો. જો સ્ત્રીપુરૂષના શરીરને વિશે અવિવેકાદિ દોષો હોય તો સુરૂપત્વાદિ ગુણ તથા હારાદિ અલંકારો વૃથા છે. માટે અવિવેકાદિ દોષરહિત અને સુરૂપહારાદિ ગુણે સહિત શરીર હોય તોજ શોભે છે. તેમજ કાવ્યમાં જાણવું.

धर्मा रसा लक्षणानि रीत्यलंकृतिवृत्तयः ।
रसिकाह्लादकास्तेते काव्ये सति च षड्गुणाः ॥

કાવ્યમાં ક્યા ગુણો હોવા જોઇએ અને તે કેટલા પ્રકારના એવી અપેક્ષામાં કહે છે. " धर्मा " ઇત્યાદિ–ધર્મ એટલે માધુર્યાદિ ગુણો તથા રસ એટલે શૃંગારાદિ રસો, લક્ષણ એટલે શોભાદિ અક્ષરસંહતિ તથા રીતિ એટલે ગૌડી, પાંચાલી ઇત્યાદિ તથા અલંકૃતિ એટલે અનુપ્રાસ ઉપમાદિ અલંકારો, ને વૃત્તિ એટલે મધુરાદિ અને શકિત આદિ વક્ષ્યમાણ. એ છ ધર્માદિ પદાર્થો રસિક જનને આહ્લાદ કરનારા છે. માટે કાવ્યમાં છએ ગુણ કહેવાય છે. જેમ સગુણ બ્રહ્મ ઇશ્વરમાં ધર્મ, રસ એટલે અદ્વૈતાનંદરૂપ મોક્ષ, લક્ષણ એટલે અણિમાદિ ઐશ્વર્ય, રીતિ એટલે સત્ પાલનાદિ વ્યવહારમૂલકયશ, અલંકૃતિ એટલે અલંકારસાધ્ય શોભા જેનો અપર પર્યાય છે એવી શ્રી, વૃત્તિ એટલે વૈરાગ્યવડે વર્તન. પરમેશ્વરમાં એ છ ગુણો ભક્તિરસિક મુમુક્ષુઓને આહ્લાદ કરનારા છે તેમ કાવ્યમાં પણ જાણવા.

કાવ્યપ્રકાશમાં " तददोषौ " ઇત્યાદિમાં તો રસ, રીતિ અને વૃત્તિ એ ત્રણે લીધેલ નથી અને તમે તો કાવ્યલક્ષણમાં ત્રણે લીધાં છે માટે પરસ્પર વિરોધ કેમ નહી ? એનું સમાધાન એ છે કે અમારા કહ્યા પ્રમાણેજ કાવ્યપ્રકાશકારનો અભિપ્રાય છે. તે એવી રીતે કે સગુણ નિર્દોષ સાલંકાર અથવા ક્યાંક ગુઢાલંકારયુક્ત જે શબ્દાર્થ તે કાવ્ય

એ રીતે પોતેજ વ્યાખ્યા કરી, "यः कौमारहरः" આ ગૂઢાલંકારનુ ઉદાહરણ આપીને "रसस्य हि प्रधान्यान्नालंकारता" રસને પ્રધાનપણું છે માટે અલંકારત્વ નહીં. એવું વ્યાખ્યાન કર્યું છે, તેથી રસ પણ લક્ષણમાં અભિપ્રેત છે એવું જણાય છે. લક્ષણમાં તો રસનું બોધકપદ છે નહી. અને ઉપરના વ્યાખ્યાન પ્રમાણે આવશ્યક તો ખરૂં માટે "माधुर्यादयो रसधर्माः समुचितैर्वर्णैर्व्यज्यंते" માધુર્યાદિ રસના ધર્મો યોગ્ય વર્ણોથી વ્યંજીત થાય છે. એ રીતે નિકટમાંજ કહ્યું છે તેથી ધર્મી રસ વિના ધર્મ માધુર્યાદિનોજ અસંભવ છે. એથી જણાય છે કે લક્ષણમાં રસગ્રહણ આવશ્યક છે, અને ગુણપદે કરીનેજ રસનું તથા રીતિ વૃત્તિનું ગ્રહણ છે, અને એ પ્રમાણેજ મારૂં કહેવું છે; માટે વિરોધ નથી. તેથી કાવ્યપ્રકાશને અનુસારેજ ચન્દ્રાલોકમાં જયદેવ કવિએ પણ લક્ષણ કર્યું છે. "निर्दोषा" ઇત્યાદિ.

જગન્નાથ પંડિતે રસગંગાધરમાં કાવ્યપ્રકાશનું લક્ષણ દૂષિત કરીને પોતેજ કાવ્યનું લક્ષણ કહ્યું છેઃ—

रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यमिति.

લોકોત્તર ચમત્કારજનક અર્થનો પ્રતિપાદન કરનાર જે શબ્દ તે કાવ્ય. તે તો "अयमात्मा ब्रह्म" શોધન કરેલો ત્વં પદાર્થ જે આત્મા તેજ બ્રહ્મ; ઇત્યાદિ વેદાંતના મહાવાકયોને વિષે અતિ પ્રસક્તિ થાય છે. માટે એ દોષનો પરિહાર તો તેમણેજ વિચાર કરી કરવો, એથી અમે જે લક્ષણ કર્યું તે યુકતજ છે.

ઉપર લખ્યા પ્રાચીન સાહિત્યાચાર્યોનાં લક્ષણ વાંચવાથી સર્વ કોઇને દ્રઢ થશે કે કાવ્યનાં લક્ષણમાં કોઈ કોઈના વિચારો મળતા નથી. સર્વ કોઇએ પોતપોતાનાં લક્ષણોનું દ્રઢીકરણ કરાવવાને એક બીજાના મતોનાં ખંડન કર્યાં છે. એથી વાસ્તવિક લક્ષણ સમજવાને ઘણીજ અંગવડ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે.

પ્રાકૃત સાહિત્યાચાર્યોએ પણ કાવ્યનાં લક્ષણો લખ્યાં છે, પર-

ન્તુ એ લક્ષણો સ્વતંત્ર નથી. પ્રાચીન સંસ્કૃત સાહિત્યાચાર્યોકૃત લક્ષણોના ઉલથા છે.

હવે જશવંતજશોભૂષણકારકૃત કાવ્યનું લક્ષણ લખી પ્રાકૃત સાહિત્યાચાર્યોનાં લક્ષણોનાં ખંડનમંડન માટે અમે શ્રીયુત્ રત્નાકરના વિચારો લખીશું.

" જશવંતજશોભૂષણકાર લખે છે:—"

"कुङ्" ધાતુથી કવિ શબ્દ બન્યો છે. ધાતુ પાઠમાં કહ્યું છે કે "कुङ् शब्दे" कुङ् ધાતુનો અર્થ શબ્દ છે. કવિ શબ્દનો અર્થ શબ્દને કરવાવાળા છે. શબ્દ બે પ્રકારના છે. ૧ ध्वन्यात्मक ૨ वर्णात्मक

ध्वन्यात्मक વીણાનાદ આદિ છે. वर्णात्मक એ છે કે જેનું ઉચ્ચારણ કરવામાં આવે છે. એ અકારાદિ અક્ષર છે. એ બન્નેના બબ્બે પ્રકાર છે. રમણીય અને અરમણીય. તેથી વર્ણાત્મક રમણીય શબ્દના ઉચ્ચારણ કરવાવાળામાં કવિ શબ્દની રૂઢિ છે. કવિનું તાદૃશ કર્મ એ કાવ્ય. પરમેશ્વર પણ કવિ છે. આમાં પ્રમાણ આ શ્રુતિ છે.

कविर्मनीषी परिभूः स्वयंभूः ॥

પરમેશ્વર કવિ છે. "मनीषी" શબ્દનો અર્થ "मनस ईषिता" અર્થાત્ મનનો પ્રેરક છે. परिभूः અર્થાત્ सर्वव्यापी. स्वयंभूः અર્થાત્ આપજ સ્થિત. તાત્પર્ય એ છે કે કોઇનું અવલંબન કરીને એ નથી રહેતું. સમસ્ત એનું અવલંબન કરીને રહે છે. પરમેશ્વર કવિ છે, ત્યારે પરમેશ્વરની વાણી જે વેદ છે તે કાવ્ય છે, એ સિદ્ધ થયું. અને "સર્વવ્યાપી" ઇત્યાદિ વિશેષણોથી પરમેશ્વરની સ્તુતિ કરતા એવા વેદોએ પરમેશ્વરને કવિ એ વિશેષણ પણ આપેલ છે. એથી એ પણ સિદ્ધ થયું કે કવિ અત્યંત શ્લાઘનીય છે. રામાયણ, મહાભારત અને ભાગવત આદિ પુરાણ પણ કાવ્ય છે. રામાયણમાં પ્રતિસર્ગ " आदिकाव्ये " એમ ઇતિશ્રીમાં લખ્યું છે અને આના કર્તા કવિ છે.

પ્રાચીનોએ પણ કહ્યું છે કે—

जाते जगति वाल्मीकौ कविरित्यभवद्ध्वनिः ।
कवी इति ततो व्यासे कवयस्त्विति दण्डिनि ॥

જગતમાં વાલ્મીકિના જન્મ પછી "कविः" એવો એકવચનાંત શબ્દ થયો. ફરી વેદવ્યાસના જન્મ પછી "कवी" એવો દ્વિવચનાંત શબ્દ થયો. અને દંડીના જન્મ પછી " कवयः " એવો બહુવચનાંત શબ્દ થયો.

મનુષ્ય છાયાઅનુસાર કાવ્યનું નિરૂપણ કરતાં કેટલાક પ્રાચીનો તો શબ્દને શરીર અને અર્થને આત્મા માને છે.

સહૃદય ધુરંધર ધ્વનિકારે એજ કહ્યું છે કેઃ—

अर्थः सहृदयश्लाघ्यः काव्यात्मा यो व्यवस्थितः ।
वाच्यप्रतीयमानाख्यौ तस्य भेदावुभौ स्मृतौ ॥

સહૃદયોએ પ્રશંસા કરેલ અર્થ કાવ્યનો આત્મા સ્થાપન કરવામાં આવેલ છે. એ અર્થના વાચ્ય અને પ્રતીયમાન એવા બે ભેદ કહેવામાં આવ્યા છે. અભિધેયાર્થ, અને વાચ્યપ્રાય હોવાથી લક્ષ્યાર્થ એ બન્ને વાચ્ય છે અને પ્રતીયમાન વ્યંગ્યાર્થ છે. કેટલાક પ્રાચીન શબ્દ અર્થ એ બન્નેને તો કાવ્યનુ શરીર અને વ્યંગ્યને આત્મા માને છે.

પ્રતાપરૂદ્રીય ગ્રન્થમાં વિદ્યાનાથે એજ કહ્યું છે કેઃ—

शब्दार्थौ मूर्तिराख्यातौ जीवितं व्यङ्ग्यवैभवम् ।
हारादिवदलंकारास्तत्र स्युरुपमादयः ॥

શબ્દ અને અર્થને કાવ્યની મૂર્તિ માને છે. વ્યંગ્યતાનો વૈભવ જીવ છે. ઉપમાદિ હારાદિની પેઠે એમાં અલંકાર થશે, અમારા મતથી વિદ્યાનાથનો મત સમીચીન છે. નિરર્થક શબ્દ કાવ્ય થતો નથી. એથી શબ્દ અને અર્થ બન્ને મળીને કાવ્ય છે. એમ કહેશો નહિ કે " रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्. " એવું કાવ્યનું લક્ષણ માનશો તો ફરી અહીં શબ્દ અર્થ મળીને કાવ્ય થાય છે, એ કેવી રીતે કહો છો? કેમકે એમાં કેવલ શબ્દને કાવ્યતા વિવક્ષિત નથી. કિન્તુ રમણીય અર્થને કહેનાર શબ્દ કાવ્ય છે; એ વિવક્ષા

છે. શબ્દ અને વાચ્યાર્થ બન્ને શરીરની પેઠે સ્થૂલ હોવાથી શરીર છે. લક્ષ્યાર્થ પણ વાચ્યાર્થ તુલ્યજ છે. શરીર પણ અસ્થિ, માંસાદિ મળીને થાય છે. એવીજ રીતે શબ્દ અને અર્થ મળીને કાવ્યનું શરીર છે. વાચ્યાર્થ લક્ષ્યાર્થની અપેક્ષા વ્યંગ્યાર્થ સૂક્ષ્મ હોવાથી જીવપ્રાય છે. એમ કહેવાનું કારણ નથી કે વ્યંગ્યને જીવ માનશો તો વિના વ્યંગ્યનું કાવ્ય નિર્જીવ હોવાથી મૃતકપ્રાય થઇને સર્વથા ત્યાગવા યોગ્ય બનશે ? કેમકે લોકમાં પાષાણાદિમય નિર્જીવ મૂર્તિ પણ રમણીય-તાથી ગ્રાહ્ય છે. કેટલીક વાતો જે સજીવ મૂર્તિમાં હોય છે એ નિર્જીવ મૂર્તિમાં નથી હોતી. એવીજ કેટલીક વાતો જે નિર્જીવ મૂર્તિમાં હોય છે તે સજીવ મૂર્તિમાં નથી હોતી એ પ્રત્યક્ષ છે, અને એવીજ ઉક્ત મૂર્તિ સાહિત્યશાસ્ત્રમાં પણ રમણીયતાથી ગ્રાહ્ય છે. અસમ અ-લંકારના ઉદાહરણમાં પ્રાચીનોએ કહ્યું છે:—

न तन्मुखस्य प्रतिमा चराचरे ॥

યથા,

नां कोई देवळ पूतळी, नां कोई रावळ रज्ज;
हेरी हेरी लाधसी, शहर उदैपुर मज्झ.

इति कस्यचित्कवेः ।

આ અભિપ્રાયથી વિદ્યાનાથે કાવ્યના શરીરને ઉક્ત શ્લોકમાં મૂર્તિ નામથી કહેલ છે. વ્યંગ્ય વિના પણ કાવ્યત્વ તો રમણીયતા માત્રથી સિદ્ધ થઇ જાય છે.

યથા,

रैनकी उनींदी राधे सोवत सवेरो भयें,
झीनो पट तान रही पायनलौं मुखतैं ।
सीसतैं उलट वैनी भाल व्हैके उर व्हैके,
जानु व्है अंगूठन सौं लागी सूधे रुखतैं ॥
सुरत समर रीत जोवनकी जेव जीत,
सिरोमन महा अलसाय रही मुखतैं ।

इरकों हराय मानो मैन मधुकर हूकी,
धरी है उतार जिंह चंपेके धनुख तैं ॥
इति शिरोमणि कवः ॥

शब्द अर्थ मूर्ती नृप मान हु, व्यंग्य काव्यको जीव वखानहु ॥
गुन वूषन गुन दोष बतायें, है भूषन भूषन मन भायें ॥

જેમ મનુષ્યમાં ઉદારતાદિ ગુણો છે, તેમ કાવ્યમાં પ્રસાદ આદિ ગુણો છે. ગુણ શબ્દનો અર્થ લોકોને પોતાની તરફ ખેંચવાં. ચિન્તામણિ કોષકારે કહ્યું છેઃ—" गुण आमन्त्रणे " એ કાવ્યના પ્રસાદ આદિ ગુણ પણ સહૃદયોને પોતાની સન્મુખ કરે છે. કાવ્યમાં ગુણની આવશ્યક્તાને માટે વ્યાસ ભગવાને અગ્નિપુરાણમાં આ આજ્ઞા કરી છે.

अलंकृतमपि प्रीत्यै न काव्यं निर्गुणं भवेत् ।
वपुष्यललिते स्त्रीणां हारो भारायते परम् ॥

અલંકાર યુક્ત હોય છતાં જો કાવ્ય નિર્ગુણ હોય તો પણ તે પ્રીતિ ઉપજાવી શકતું નથી. જેમકે સ્ત્રીઓના અસુંદર શરીરમાં હાર ભાર રૂપજ થાય છે.

મનુષ્યના શરીર વિષયક પંગ્વાદિ દોષ અને આત્મા વિષયક કૃપણતાદિ દોષ છે, તેમ કાવ્યમાં શ્રુતિ કટવાદિ શબ્દદોષ અને અપુષ્ટાર્થ આદિ અર્થદોષ છે, એ સર્વથા વર્જનીય છે. હારાદિવત્ શોભાકર હોવાથી ઉપમાદિ અલંકાર છે. એમ નહિ કહેશો કે કાવ્યના શરીરની કલ્પના ઉપમાદિ અલંકારોની લોકાલંકાર ન્યાયથી અલંકારતા ઠરાવવાને માટે માનવામાં આવી છે. તે તો શબ્દ અને વાચ્યાર્થ લક્ષ્યાર્થને શરીર અને વ્યંગ્યાર્થને આત્મા માનશો ત્યારે વ્યંગ્યાર્થને શોભા કરવાવાળા શબ્દાલંકારો અને અર્થાલંકારોને લોકાલંકાર ન્યાયથી અલંકારતા બનશે નહી. લોકમાં અલંકારવ્યવહાર તો શરીરની શોભા કરવાવાળાને છે, આત્માની શોભા કરવાવાળાને નહિ. કેમકે આવો સૂક્ષ્મ વિચાર કરીએ ત્યારે મનુષ્યનું શરીર તો અસ્થ્યાદિમય હોય છે, અને લૌકિક ભૂષણ રત્ન સુવર્ણાદિમય હોય છે. અનુપ્રાસ

ઉપમાદિ અલંકાર કાવ્યના શરીર અથવા આત્મામયજ હોય છે. અર્થાત્ શબ્દાર્થમયજ હોય છે. આંહી પણ ઉપમાદિ અલંકારોની સમતા લૌકિક અલંકારોથી નથી બનતી. એથી આંહી તો યત્કિંચિત સમતાથી કાવ્યની મનુષ્યથી સમતા માની લેવી જોઇએ.

ઉપમા પ્રકરણમાં વેદવ્યાસ ભગવાને કહ્યું છે:-

किंचिदादाय सारुप्यं लोकयात्रा प्रवर्तते.

કિંચિત્ સારૂપ્યથી લોકયાત્રા અર્થાત્ લોકવ્યવહાર પ્રવૃત્તિ થાય છે.

આચાર્ય દંડીએ પણ કહ્યું છે:-

यथाकथंचित्सारूप्यं यत्रोद्भूतं प्रतीयते उपमा नाम सा

જ્યાં જે તે પ્રકારથી સ્પષ્ટ સાદૃશ્ય પ્રતીત હોય એ ઉપમા અલંકાર.

રસગંગાધરકારે કાવ્યનું આ લક્ષણ કહ્યું છે.

रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् ।

રમણીય અર્થને કહેવાવાળા જે શબ્દ એ કાવ્ય.

कहत अर्थ रमणीयको, जो शब्द जु नृपराय
सो है काव्य प्रसिद्ध जग, यह लच्छन सदभाय.

" રત્નાકર લખે છે."

કાવ્યના [1]લક્ષણના વિષયમાં અનેક ભિન્ન ભિન્ન મત છે.

---

[1] જેમાં વસ્તુનો મુખ્ય ધર્મ પ્રગટ થાય એવા વિવર્ણનને લક્ષણ કહે છે. અને જે વસ્તુનું લક્ષણ કરવામાં આવે છે તે લક્ષ્ય કહેવાય છે. જેમ " મનુષ્ય જ્ઞાનવાન પ્રાણી છે." આ વાક્યમાં મનુષ્યનો મુખ્ય ધર્મ (અર્થાત બીજા પ્રાણીઓની અપેક્ષાએ એમાં જે વિશેષ છે તે) જ્ઞાનવાન હોવું કહ્યો છે. તો " જ્ઞાનવાન પ્રાણી " મનુષ્યનું લક્ષણ થયું. અને મનુષ્ય જ્ઞાનવાન પ્રાણીનું લક્ષ્ય થયું. દૂષણદર્પણમાં લક્ષણનું લક્ષણ આ પ્રમાણે છે.

मुख्य धर्म वाचकवचन, " लच्छन " तिहि पद मांहि ।
अतिव्याप्ति अव्याप्ति औ, होय असंभव नांहि ॥

અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ અને અસંભવ દોષ ન હોય તો વસ્તુનો મુખ્ય ધર્મ વાચકવચનમાં આવે એવા પદમાં લક્ષણ રહે છે.

એમાંથી મુખ્ય મુખ્ય મતો ઉપર વિચાર કર્યા પછી અમારો સિદ્ધાન્ત લખવો ઉચિત જણાય છે.

હરિકવિએ સભાપ્રકાશમાં કાવ્યનું લક્ષણ આવું લખ્યું છે.

रचना जो कविवचनकी काव्य ताहि निरधारि ।
नीरस हूँ पुनि होतहै, काव्य सुकवि सुविचारि ॥

જે કવિના વચનની રચના તેજ કાવ્ય. સારા વિચારવાળા કવિઓની કવિતા નિરસ હોય તોપણ કાવ્યજ છે એમ સમજવું. કાવ્યનું લક્ષણ "કવિવચનની રચના" કરવું ઠીક નથી. કેમકે જો કવિજીને પૂછ્યું હોત કે કવિનું લક્ષણ શું ? તો એ એમ કહેશે કે જે કાવ્ય કરે તે, અને જો કોઇ એમ કહે કે કવિ ચતુરને કહે છે, તો એનાથી આ પ્રશ્ન છે કે સંસારમાં જેટલી વાતો છે એ સર્વમાં જે ચતુર હોય એના વચનની રચનાને કાવ્ય કહેવું જોઇએ ? અથવા કોઈ એક વિશેષ વિષયના ચતુરની રચનાને કાવ્ય કહેવું જોઇએ ? જો એ પ્રથમ કહેલની રચનાને કાવ્ય કહેશે તો [1]અસંભવ દોષ લક્ષણમાં પ્રત્યક્ષ છે. કેમકે સર્વ વાતોમાં મનુષ્ય ચતુર કેવી રીતે થઇ શકે? અને જો કોઇએક વિષયમાં ચતુર ઉપર એનું લક્ષ્ય છે તો બાકીના વિષયના ચતુરના વચનની રચનામાં [2]અતિવ્યાપ્તિ થાય છે. આ સિ-

---

૧. જો લક્ષણમાં લક્ષ્યના વિષયમાં કોઇ એવી વાત કહેવાઇ જાય કે જે લક્ષ્યમાં હોયજ નહિ; તો એ લક્ષણને અસંભવ કહે છે. આ દોષ લક્ષણમાં ન આવવો જોઇએ. જેમ કોઇ મનુષ્યનું લક્ષણ કહે કે "ઉડવાવાળું પ્રાણી, એમાં ઉડવાનો ધર્મ મનુષ્યના સંબંધમાં કહ્યો હોય તો તે અસંભવ દોષ છે.

હનુમત ભૂષણકારે કહ્યું છે કે "संभव होय न लक्ष्यमें कहै असंभव जोय" જ્યાં લક્ષ્યમાં સંભવ હોય નહિ ત્યાં અસંભવ દોષ કહેવાય છે.

૨ લક્ષણમાં જે ધર્મ કહ્યો હોય તેજ ધર્મ જો એ અલક્ષ્યમાં હોય અર્થાત્ જે વસ્તુનું લક્ષણ કરવું ઇષ્ટ નથી એમાં પણ લક્ષણનો ધર્મ આવી જતો હોય તો તેવા લક્ષણમાં અતિવ્યાપ્તિ દોષ આવે છે. જેમકે કોઈ ગાયનું લક્ષણ "શ્રૃંગવતી" કરે તો એ લક્ષણમાં અતિવ્યાપ્તિ દોષ આવશે; કેમકે ભેંસ બળદ ઇત્યાદિમાં એ લક્ષણની અતિવ્યાપ્તિ છે. હનુમતભૂષણકાર. લખે છે કે

વાય એને એમ પ્રશ્ન કરીએ કે કયા વિષયના ચતુરની રચનાને કાવ્ય કહેવું ? તો એને અવશ્ય કહેવું પડશે કે "કાવ્યમાં ચતુર." બસ, પછી [1]અન્યોન્યાશ્રય દોષ આવી જશે. કેમકે એના કહેવા પ્રમાણે અર્થ એવો થયો કે જે કવિ બનાવે એ કાવ્ય અને કાવ્ય બનાવે તે કવિ. કવિની સાધારણ રાતદિવસની વાતચિતમાં પણ આ લક્ષણની અતિવ્યાપ્તિ થાય છે. નિરસ વચનરચનાના કાવ્યથવામાં કવિજી આ પ્રમાણ આપે છે કે જે વાક્ય વ્યવહારમાં કહેવામાં આવે છે. "અમુક કાવ્ય નિરસ છે," જેનાથી નિરસ વાકયનું કાવ્ય થવું સ્પષ્ટ છે. મારી સમજ પ્રમાણે વાકયવ્યવહારનું પ્રમાણ આ વિષયમાં માનનીય નથી. કેમકે વાક્યવ્યવહારમાં તો "શબ" ને મરેલ મનુષ્ય કહે છે, પરન્તુ વાસ્તવિકમાં મૃતકને મનુષ્ય સમજવું એજ અનુચિત છે. હવે બાકી એ રહી ગયું કે નિરસ વચનની રચનાને વાસ્તવિકમાં કાવ્ય કહેવું કે નહિ એ વાતનો વિચાર આગળ કરવામાં આવશે.

સૂરતમિશ્રે સાહિત્યપરિચયમાં ચાર લક્ષણ લખ્યાં છે. એ એક એક ઉપર પૃથક્ પૃથક્ વિચાર કરીએ છીએ.

---

"लक्षण जाय अलक्ष्यमें, अतिव्यापती विचार" જ્યાં અલક્ષ્યમાં લક્ષણના ધર્મો મળી જાય ત્યાં અતિવ્યાપ્તિ દોષ જાણવો. જે લક્ષણમાં બે અથવા અધિક ધર્મો કહેવાયા હોય અને એમાં એક વા અધિક ધર્મ પૃથક્ પૃથક્ અલક્ષ્યમાં પ્રાપ્ત થાય પણ સર્વ ધર્મ એકજ અલક્ષ્યમાં ન પ્રાપ્ત થાય તો એવા લક્ષણમાં અતિવ્યાપ્તિ દોષ આવતો નથી. જ્યારે લક્ષ્યના વિષયમાં જે કાંઇ કહેલું હોય તે તમામ અલક્ષ્યમાં પણ પ્રાપ્ત થાય ત્યારે અતિવ્યાપ્તિ દોષ થાય છે.

૧ જો બે વસ્તુઓના વર્ણન એવે પ્રકારે હોય કે પહેલાના વર્ણનમાં બીજાનો આશ્રય અને બીજાના વર્ણનમાં પહેલાનો આશ્રય લેવામાં આવે તો એવા વર્ણનમાં જે દોષ થાય છે, એને "અન્યોન્યાશ્રય" કહે છે. જેમ કોઇ કહે છે કે "ધન તે છે, જે ધનીની પાસે છે" અને "ધની તે છે કે જેની પાસે ધન છે." પહેલા વાકયમાં ધનનું વર્ણન ધનીના આશ્રયથી કર્યું. અને બીજા વાકયમાં ધનીનું વર્ણન ધનના આશ્રયથી કર્યું. આવા વર્ણનથી વર્ણનીયના વિષયમાં કાંઇ નવી વાત જાણવામાં આવતી નથી.

गुणयुत दूषणहीन जहँ, शब्दअर्थ रमणीय;
स्वल्प अलंकृत काव्यको, लक्षण कहि कमनीय.

ગુણયુક્ત, દૂષણહીન તેમજ જેમાં શબ્દ અર્થ રમણીય હોય એવું સ્વલ્પ અલંકારોવાળું કમનીય કાવ્યનું લક્ષણ છે. આ દોહરો કાવ્યપ્રકાશમાં લખેલ લક્ષણના અનુવાદરૂપ છે.

तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापीति. આમાં મિશ્રજીએ "રમણીય" વિશેષણ પોતાના મનથી વધારી દીધું છે. અને "अनलंकृती पुनः क्वापि" નું ભાષાંતર સ્વલ્પ અલંકૃતિ ઠીક નથી. કુલપતિમિશ્રે ઉક્ત લક્ષણનો અનુવાદ આ પ્રમાણે કર્યો છે.

दोषरहित अरुगुण सहित, कहुँ अलपालंकार;
शब्दअर्थ सो कवित है, ताको करो विचार.

દોષરહિત, ગુણસહિત અને અલ્પ અલંકારવાળા શબ્દ અર્થ કાવ્ય છે તેનો વિચાર કરો. આમાં પણ "कहुँ अलपालंकार" આ અનુવાદ ઠીક નથી. કદાચિત્ કોઇ એમ કહે કે આ લોકોએ પોતપોતાના મતને અનુસાર "स्वल्प अलंकृत" અને "कहुँ अलपालंकार" કહેલ છે. એથી એ બન્ને વિશેષણોનું અનુચિત હોવું દેખાડીને પાછળથી મૂળ લક્ષણ ઉપર વિચાર કરશું.

જો "स्वल्प अलंकृत" નો કાંઇ અર્થ થઇ શકે છે, તો એજ થાય છે કે એકજ કવિતામાં ઘણા અલંકારો ન ભરાઇ જાય, પણ આમ અર્થ કરવાથી દોષ લાગે છે. કારણ કે બીજા ઘણાએક કાવ્ય-વિષય એવા છે કે જેમાં અલંકારોનો સંકર અથવા સંસૃષ્ટિ હોય છે. માટે ઉપરના લક્ષણની [1]અવ્યાપ્તિ થાય છે. "कहुँ अलपालंकार"

૧ જો લક્ષ્યના વિષયમાં લક્ષણમાં કોઇ એવી વાત કહી હોય જે લક્ષ્ય વસ્તુઓમાંથી ક્યાંઇ પ્રાપ્ત થાય અને ક્યાંઇ ન થાય, તો એવા જે લક્ષ્યમાં એ વાત નથી પ્રાપ્ત થતી, એ લક્ષણની અવ્યાપ્તિ કહેવાય છે. જેમ ગાયના લક્ષણમાં કોઇક કપિલા વિશેષણ લગાવી દેશે તો શ્યામા ઇત્યાદિ ગાયમાં એ લક્ષણની અવ્યાપ્તિ થશે. હનુમત ભૂષણકાર લખે છે "मिलै न लच्छण लक्ष्यमें अव्यापती निहार." જ્યાં લક્ષણ લક્ષ્યમાં મળતું નથી, ત્યાં અવ્યાપ્તિ દોષ દેખાય છે.

આથી ત્રણ વાતો નીકળે છે, પહેલી એ કે ક્યાંઇક થોડા અલંકાર હોય અને બીજા સ્થાનોમાં ઘણા હોય, બીજી એ કે ક્યાંઇક થોડા અલંકાર હોય, અને શેષ સ્થાનોમાં ન હોય, ત્રીજી એ કે ક્યાંઇક થોડા અલંકાર હોય, ક્યાંઇક ઘણા અલંકાર હોય. અને શેષસ્થાનોમાં કાંઇ ન પણ હોય. પહેલો અર્થ લેવાથી આમ પ્રકટ થાય છે કે કાવ્યમાં અલંકાર ભલે થોડા હોય અથવા ઘણા હોય, પણ અવશ્ય હોય, અને પાછલા બન્ને અર્થોથી એમ સમજાય છે કે કાવ્યમાં ચાહે અલંકાર હોય, ચાહે તો ન હોય, એથી આ વિશેષણ "कहुँ अलपालंकार" માં અસ્પષ્ટતાનો દોષ સ્પષ્ટ આવે છે. અને જો કોઇ કહે કે "कहुँ अलपालंकार" નો આ અર્થ થઇ શકે છે; કે ક્યાંઇ થોડા અલંકાર, ક્યાંઇ ઘણા અને ક્યાંઇ સર્વથા નહી. તો પછી અલ્પ શબ્દનું રાખવું [1]વ્યર્થ છે. કેમકે આ અર્થનો આશય કેવળ એટલોજ છે કે અલંકાર ચાહે હોય, ચાહે ન હોય.

કાવ્યપ્રકાશના લક્ષણનો આ અનુવાદ ઠીક છે.—

दोपरहित अरुगुणसहित, शब्द अर्थ जो होय;
अनलंकृत हूँ पुनि कहूँ, काव्य कहावै सोय.

દોષ રહિત, ગુણસહિત, તેમજ ક્યાંઇક ક્યાંઇક અલંકાર વિનાના હોય એવા શબ્દ અર્થને કાવ્ય કહે છે.

વિશ્વનાથ કવિરાજે સાહિત્યદર્પણમાં આ લક્ષણનું ખંડન કર્યું છે. અમે પણ આના વિષયમાં કાંઇક અમારી બુદ્ધિથી અને કાંઇક ઉક્ત ગ્રન્થને અનુસાર લખીએ છીએ.

જો કાવ્ય થવાનું કારણ વાક્યનું નિર્દોષ થવું આવશ્યક હોય તો નીચેનો દોહો કાવ્ય નહિ બને.

---

૧ જો લક્ષણના લક્ષ્યના વિષયમાં કોઇ એવી વાત કહી હોય કે જેના કહેવાથી કાંઇ ફળ ન હોય તો એને વ્યર્થ વિશેષણ કહે છે. જેમ મનુષ્યના લક્ષણમાં કોઇ એમ કહે કે "ચાહે કપડાં પ્હેર્યાં હોય, ચાહે નાગો હોય" આ વ્યર્થ વિશેષણ છે. કેમકે આથી વિશેષ વાત લક્ષ્યના વિષયમાં જણાતી નથી. જો આમ ન કહ્યું હોત તોપણ અર્થ એવોજ રહેત કે ચાહે કપડાં પ્હેર્યાં હોય, ચાહે કપડાં ન પ્હેર્યાં હોય.

सुंघर सौतिवस पिय सुनत, तियतन दुगुन हुलास;
लखी लखी तन दीठि दै, सगरब सलज सहास.

સુઘડ શોકને વશ પતિ છે, એમ સાંભળી સ્રીના તનમાં ળમણો હુલ્લાસ થયો. જેથી ગર્વ સહિત, લજ્જાયુક્ત અને હસ્તે ચહેરે સખીનું શરીર જોયું. ( મતલબ સખી સામું જોયું. ) આના બીજા ચરણમાં ચ્યુત સંસ્કૃત દોષ પડયો છે. "लखी" ને ઠેકાણે "लख्यो" પદ રાખવું જોઇએ. પરન્તુ અમને દ્રઢ વિશ્વાસ છે કે કોઇ પણ સહૃદય આ દોહરાનું અકાવ્યત્વ સ્વીકારશે નહિ. પ્રત્યુત ધ્વનિ હોવાના કારણથી આ દોહરાને લોકો ઉત્તમ કાવ્ય માનશે, એમાં સંદેહ નથી. અને કદિ દોષ ગણુશે તોપણુ એમ કહેશે કે આ કવિતાની અંદર દોષ ખટક માત્ર છે. જો "लखी" ના સ્થાન ઉપર "लख्यो" પદ હોત તો ઘણું સારૂં દેખાત, પણ જે કાંઈ છે તે ઘણું સુંદર કાવ્ય કર્યું છે. જ્યારે યોગ્ય રસજ્ઞોની સંપ્રાપ્તિથી આ દોહો ઉત્તમ કાવ્ય ઠર્યો, અને દોષ એમાં કેવળ ખટકમાત્રનું કારણુ થયો; પણ કાવ્યત્વનો નાશ કરનાર નહિ. તો એમાં લક્ષણુની અવ્યાપ્તિ થઇ. જો કોઇ એમ કહે કે કાવ્યપ્રકાશના મતથી તો ઉકત દોહામાં કાવ્યત્વ સ્થિર થતુંજ નથી. કદી બીજા માણસો આને કાવ્ય માને તો ભલે માને; લક્ષણુમાં અવ્યાપ્તિ દોષ પડતો નથી. તો એનો ઉત્તર એ છે કે કોઇ વસ્તુના લક્ષણુના કર્તાનું કર્તવ્ય એવું નથી કે એ વસ્તુના વિષયમાં પોતાની ઇચ્છાનુસાર જેમ ઠીક લાગે તેમ માની લે. એનું કર્તવ્ય કેવળ એટલુંજ છે કે એનો ધર્મ એવો દેખાડે કે જેના કારણુથી તે બીજી વસ્તુઓથી પૃથક્ માનવામાં આવે. પણ કર્તાનું કર્તવ્ય આવું નથી કે તે ગાયના લક્ષણુમાં પોતાના મનથી નિરોગા વિશેષણુ લગાવી દે, અને જો કોઇ કહે કે લંગડી આદિ ગાયોમાં આ લક્ષણુની અવ્યાપ્તિ થાય છે, તો કહે કે અમારા મતથી લંગડી આદિ ગાય છેજ નહિ તો પછી અવ્યાપ્તિ કેવી રીતે થશે ? એનું કર્તવ્ય કેવળ એટલુંજ છે કે જે ધર્મના

૧ આમાં નાયિકા મુદિતા છે. પરકીયત્વ પ્રસિદ્ધ છે.

કારણથી ગાયને લોકો ગાય માને છે અને ઘોડા, ભેંસ ઇત્યાદિથી પૃથક્ સમજે છે, એને લક્ષણમાં સમજાવે. અવ્યાપ્તિના સિવાય અસંભવ દોષ પણ અદોષ વિશેષણ રાખવાથી પડે છે. કેમકે કોઈ વાતનું સર્વથા નિર્દોષ હોવું અસંભવજ મનાય છે.

" सगुण " આ વિશેષણ શબ્દાર્થ ઉપર લગાડવું અયુકત છે. કેમકે કાવ્યપ્રકાશના મતથી ગુણ રસના ધર્મ છે, શબ્દાર્થના નથી.

" येरसस्याङ्गिनो धर्माः शौर्यादय इवात्मनः "

જેમ શૌર્યાદિ ધર્મ આત્માના છે તેમ ગુણ રસના ધર્મ છે.

आत्माके शौर्यादि ज्यों, धर्म कहत परवीन ।
माधुर्यादि बखानि त्यों धर्म सु रसके तीन ॥

જેમ આત્માના શૌર્યાદિ ધર્મો પ્રવિણ પુરૂષોએ કહેલા છે તેમ માધુર્યાદિ ત્રણે ધર્મો રસના જાણવા. જો કોઇ કહે કે શબ્દાર્થ રસના વ્યંજક છે, એથી રસના ધર્મ શબ્દાર્થમાં માની શકાય છે. તો આમ પણ કહેવું અયુકત છે, કેમકે આ શબ્દાર્થોમાં જેને કાવ્ય માન્યું છે, એમાં રસ છે અથવા નથી ? જો નથી તો ગુણ પણ નથી. કેમકે જ્યારે ધર્મી નથી ત્યારે ધર્મ કેવી રીતે રહી શકશે ? અને જો છે તો " सगुण " ના સ્થાન ઉપર રસવાન વિશેષણ શા માટે ન દીધું ? જો કહીએ કે આની અંદર પણ તેજ અર્થ છે. નહિતો આ વિશેષણ લાગીજ ન શકત. તોપણ " सरस " ના સ્થાન ઉપર " सगुण " કહેવું ઠીક ન ગણાય. કેમકે " આત્મીમાનદેશ " ના સ્થાન ઉપર " શૌર્યાદિમાનદેશ " કોઇ નહિ કહે. જો કોઈ એમ કહે કે ' सगुण શબ્દાર્થ " નો અભિપ્રાય એ છે કે એવા શબ્દાર્થ હોય કે જેનાથી ગુણ વ્યકત થાય તો એ પણ કહેવું ઠીક નથી. કેમકે કાવ્યમાં ગુણ-વ્યકત કરવાવાળા શબ્દાર્થ કેવળ એના ઉત્કર્ષનું કારણ થાય છે, એનું સ્વરૂપ અર્થાત્ કાવ્યત્વના સાધક થતા નથી.

अनलंकृति पुनः क्वापि

" કયાંઇ ફરી અલંકાર વિના પણ " એમ લક્ષણમાં કહેવું વ્યર્થ છે; કેમકે એનો અર્થ એવો થાય છે, કે સર્વત્ર સાલંકાર અને

ક્યાંઇ ક્યાંઈ વિના અલંકારના પણ જે શબ્દાર્થ હોય તે કાવ્ય. આ કહેવાથી કોઇ નિયમ સ્થિર ન થયો. કેવળ એટલીજ વાત વિદિત થઇ કે ચાહે અલંકાર હોય, ચાહે ન હોય, જેના કહેવાની આવસ્યકતા કાંઇ નથી, એથી કરીને એ વ્યર્થ વિશેષણ છે, કાવ્યમાં અલંકારથી કેવળ ઉત્કર્ષ આવે છે પણ કાવ્યત્વ નહિ.

દોષ, ગુણ અને અલંકારાદિના વિષયમાં ધ્વનિકારે આમ લખ્યું છે.

काव्यस्य शब्दार्थौ शरीरं रसादिश्चात्मा गुणाः
शौर्यादिवद्दोषाः काणत्वादिवद्रीतयोऽवयवः
संस्थानविशेषवदलंकाराः कटककुंडलादिवत्

શબ્દ અર્થ કાવ્યનું શરીર છે, રસાદિ આત્મા છે, ગુણ શૌર્યાદિની પેઠે છે, દોષ કાણત્વાદિની પેઠે છે, રીતિ અંગોના એક વિશેષ પ્રકારથી આગળ પાછળ સ્થાપિત થવાની પેઠે છે, અને અલંકાર કંકણ કુંડલાદિની પેઠે છે.

આ લક્ષણનો ઉલથો નીચે પ્રમાણે છે:—

"शब्द औ अर्थ शरीर गुनौ रस आदिकों काव्यको जीव बखानौ
सूरता आदिलों है गुण औ पुनि अंधता आदिलों दोषनि जानौ
अंगनके कोउ ढंग विशेष सों थापित होन लों रीतिहि मानौ
कंकन कुंडल आदि लों आहिं अलंकृति यों उर अन्तर आनौ."

બીજું લક્ષણ સાહિત્ય પરિચયમાં આ લખ્યું છે:—

"अद्भुत वाक्यहि ते जहां, उपजत अद्भुत अर्थ
लोकोत्तर रचना जहां, सो कहि काव्य समर्थ."

અદ્‌ભુત વાક્યોથી જ્યાં અદ્‌ભુત અર્થ ઉત્પન્ન થાય અને જ્યાં લોકોત્તર રચના હોય ત્યાં તેને સમર્થોએ કાવ્ય માનેલ છે. "अद्भुत वाक्य" ના બે અર્થ થઇ શકે છે. એક એ કે એના અર્થમાં અદ્‌ભુતતા હોય, અને બીજો એ કે એના શબ્દોમાં અદ્‌ભુતતા હોય. એમાંથી જો અહીં પહેલો અર્થ લઇએ તો "अद्भुत" વિશેષણનો

૧ આ ધ્વનિકારના લક્ષણનું કાવ્યપ્રકાશકારે ક્યાંઈ ખંડન કર્યું નથી.

પ્રયોગ વ્યર્થ છે. કેમકે આગળ તો સ્પષ્ટ કહ્યું છે કે "ज्यहां उपजत अद्भुत अर्थ." એટલું જ કહેવું હતું કે "वाक्यतें जहां उपजत अद्भुत अर्थ". અને જો બીજો અર્થ લઇએ તો આ પ્રશ્ન છે કે "શબ્દોની અદ્‌ભુતતાથી" એ અભિપ્રાય છે કે શબ્દ આગળ પાછળ એવા પ્રકારથી ગોઠવેલા હોય કે સાધારણ રીતે વાકયવ્યવહારમાં લોકો એ પ્રકારથી એને ન ગોઠવતા હોય અર્થાત્ ક્રમમાં અદ્‌ભુતતા હોય અથવા એ કે વર્ણોના મેળ જોડના અનુસાર એવા શબ્દો ગોતી ગોતીને રાખવામાં આવે કે સાધારણ વાતચીતમાં એજ અર્થના વાકયમાં શબ્દોના એ પ્રકારથી ગોતવા ઉપર ધ્યાન ન રાખવામાં આવે. અર્થાત્ "वाक्यवर्ण मैत्री अनुप्रास" ઇત્યાદિથી પુરીત હોય. પહેલા અર્થથી એમ ઠરે છે કે જેમાં શબ્દોના ક્રમ સાધારણ રીતેજ હોય તેમાં લક્ષણની અવ્યાપ્તિ થાય છે. જેમકે બિહારીના આ દોહામાં છે.

मेरी भवबाधा हरो, राधा नागरि सोय;
जा तनकी छांइ परे, श्याम हरितदुति होय.

જેના શરીરની છાંયા પડવાથી શ્યામ (કૃષ્ણ) હરિત (લીલી) દ્યુતિને ધારણ કરે છે તે રાધાનાગરિ મારી ભવબાધાઓ હરણ કરો.

આ દોહામાં શબ્દનો ક્રમ સાધારણ વાકય જેવો છે. આવાજ ઉદાહરણો ગદ્ય કાવ્યમાં ઘણા મળી આવશે. બીજા અર્થથી આવા કાવ્ય વિષય કે જેમાં વર્ણમૈત્રિ અનુપ્રાસાદિ ન હોય, તેમાં લક્ષણની અવ્યાપ્તિ થાય છે. જેમ બિહારીના આ દોહામાં છે:—

दीठि वरत वांधी अटनि, चढि धावत न डरात;
इत उततें मन दो उन के, नटलों आवत जात.

દૃષ્ટિરૂપી દોરડું બાંધી, ઉપર ચઢી, નહીં ડરતાં દોડે છે. અહીંથી અને ત્યાંથી બેઉ જણાના મન (નાયક તથા નાયકાનાં) નટની પેઠે આવે જાય છે.

આ દોહામાં જો કે બે શબ્દ "वरत" અને "वांधी" બકારથી

ક્યાંઇ ક્યાંઇ વિના અલંકારના પણ જે શબ્દાર્થ હોય તે કાવ્ય. આ કહેવાથી કોઇ નિયમ સ્થિર ન થયો. કેવળ એટલીજ વાત વિદિત થઇ કે ચાહે અલંકાર હોય, ચાહે ન હોય, જેના કહેવાની આવશ્યકતા કાંઇ નથી, એથી કરીને એ વ્યર્થ વિશેષણ છે, કાવ્યમાં અલંકારથી કેવળ ઉત્કર્ષ આવે છે પણ કાવ્યત્વ નહિ.

દોષ, ગુણ અને અલંકારાદિના વિષયમાં ધ્વનિકારે આમ લખ્યું છે.

[1]काव्यस्य शब्दार्थौ शरीरं रसादिश्चात्मा गुणाः
शौर्यादिवद्दोपाः काणत्वादिवद्रीतयोऽवयवः
संस्थानविशेपवदलंकाराः कटककुंडलादिवत्

શબ્દ અર્થ કાવ્યનું શરીર છે, રસાદિ આત્મા છે, ગુણ શૌર્યાદિની પેઠે છે, દોષ કાણત્વાદિની પેઠે છે, રીતિ અંગોના એક વિશેષ પ્રકારથી આગળ પાછળ સ્થાપિત થવાની પેઠે છે, અને અલંકાર કંકણ કુંડલાદિની પેઠે છે.

આ લક્ષણનો ઉલથો નીચે પ્રમાણે છે:—

"शब्द औ अर्थ शरीर गुनौ रस आदिकों काव्यको जीव वखानौ
सूरता आदिलों है गुण औ पुनि अंधता आदिलों दोपनि जानौ
अंगनके कोउ ढंग विशेप सों थापित होन लों रीतिहि मानौ
कंकन कुंडल आदि लों आहिं अलंकृति यों उर अन्तर आनौ."

બીજું લક્ષણ સાહિત્ય પરિચયમાં આ લખ્યું છે:—

"अद्भुत वाक्यहि ते जहां, उपजत अद्भुत अर्थ
लोकोत्तर रचना जहां, सो कहि काव्य समर्थ."

અદ્ભુત વાકયોથી જ્યાં અદ્ભુત અર્થ ઉત્પન્ન થાય અને જ્યાં લોકોત્તર રચના હોય ત્યાં તેને સમર્થોએ કાવ્ય માનેલ છે. "अद्भुत वाक्य" ના બે અર્થ થઇ શકે છે. એક એ કે એના અર્થમાં અદ્ભુતતા હોય, અને બીજો એ કે એના શબ્દોમાં અદ્ભુતતા હોય. એમાંથી જો અહીં પહેલો અર્થ લઇએ તો "अद्भुत" વિશેષણનો

---

૧ આ ધ્વનિકારના લક્ષણનું કાવ્યપ્રકાશકારે ક્યાંઇ ખંડન કર્યું નથી.

પ્રયોગ વ્યર્થ છે. કેમકે આગળ તો સ્પષ્ટ કહ્યું છે કે "ज्यहां उपजत अद्भुत अर्थ." એટલું જ કહેવું હતું કે "वाक्यतें जहां उपजत अद्भुत अर्थ". અને જો બીજો અર્થ લઈએ તો આ પ્રશ્ન છે કે "શબ્દોની અદ્‌ભુતતાથી" એ અભિપ્રાય છે કે શબ્દ આગળ પાછળ એવા પ્રકારથી ગોઠવેલા હોય કે સાધારણ રીતે વાક્યવ્યવહારમાં લોકો એ પ્રકારથી એને ન ગોઠવતા હોય અર્થાત્ ક્રમમાં અદ્‌ભુતતા હોય અથવા એ કે વર્ણોના મેળ જોડના અનુસાર એવા શબ્દો ગોતી ગોતીને રાખવામાં આવે કે સાધારણ વાતચીતમાં એજ અર્થના વાક્યમાં શબ્દોના એ પ્રકારથી ગોતવા ઉપર ધ્યાન ન રાખવામાં આવે. અર્થાત્ "वाक्यवर्ण मैत्री अनुप्रास" ઇત્યાદિથી પુરીત હોય. પહેલા અર્થથી એમ ઠરે છે કે જેમાં શબ્દોના ક્રમ સાધારણ રીતેજ હોય તેમાં લક્ષણની અવ્યાપ્તિ થાય છે. જેમકે બિહારીના આ દોહામાં છે.

मेरी भवबाधा हरो, राधा नागरि सोय;
जा तनकी छांइ परे, स्याम हरितद्युति होय.

જેના શરીરની છાંયા પડવાથી શ્યામ (કૃષ્ન) હરિત (લીલી) દ્યુતિને ધારણ કરે છે તે રાધાનાગરિ મારી ભવબાધાએ હરણ કરો.

આ દોહામાં શબ્દનો ક્રમ સાધારણ વાક્ય જેવો છે. આવાજ ઉદાહરણો ગદ્ય કાવ્યમાં ઘણા મળી આવશે. બીજા અર્થથી આવા કાવ્ય વિષય કે જેમાં વર્ણમૈત્રિ અનુપ્રાસાદિ ન હોય, તેમાં લક્ષણની અવ્યાપ્તિ થાય છે. જેમ બિહારીના આ દોહામાં છેઃ—

दीठि वरत बांधी अटनि, चढि धावत न डरात;
इत उततें मन दो उन के, नटलों आवत जात.

દ્રષ્ટિરૂપી દોરડું બાંધી, ઉપર ચઢી, નહીં ડરતાં દોડે છે. અહીંથી અને ત્યાંથી બેઉ જણાના મન (નાયક તથા નાયકાનાં) નટની પેઠે આવે જાય છે.

આ દોહામાં જો કે બે શબ્દ "वरत" અને "बांधी" બકારથી

પ્રારંભ થએલ છે. પણ એ મૈત્રિ કાંઈ ગણુતીમાં નથી, જો શબ્દોની અદ્દભુતતાથી કોઈ વ્યક્તિક્રમ, તથા વર્ણ બન્નેની અદ્દભુતતા માને અને એમ કહે કે આ બન્ને પ્રકારની અદ્દભુતતાઓમાંથી કોઈ એક અથવા એનું કાવ્યમાં હોવું આવશ્યક છે, તો એ પણ કહેવું યુક્ત નથી. કેમકે એવા ઉદાહરણો બહુજ મળી શકે છે. જેમાં ઉક્ત કોઇ પ્રકારની અદ્દભુતતા નથી પ્રાપ્ત થતી તેમ છતાં કાવ્ય કહેવાય છે. જેમકે:—

नैन सलोने अधर मधु, कहि रहीम घटि कौन ।
मीठो भावै लौन पर, मीठे हूँ पर लौन ॥

આ પ્રકારના ઉદાહરણ પણ ગદ્ય કાવ્યમાં બહુ મળી શકે છે.

શબ્દોના ક્રમ તથા અનુપ્રાસાદિના વિષયમાં આટલું નિઃસંદેહ કહી શકાય છે કે જો અનુક્રમ જેવો જોઇએ તેવો ઉચિત રીતે હોય તો એ કાવ્યનો ઉત્કર્ષ તથા પ્રૌઢતાનું કારણ થાય છે. અને ક્યાંઈ ક્યાંઇ એ અર્થના આનંદમાં ઉપયોગી થવાના સિવાય પોતે પણ આનંદ ઉપજાવે છે. તો પણ શબ્દોની અદ્દભુતતા કાવ્યના હેતુ તરીકે આવશ્યક માનવી ઠીક નથી.

હવે "अद्भुत् अर्थ" ઉપર વિચાર કરવો જોઇએ. કાવ્યમાં અદ્દભૂત અર્થનો નિયમ કરવાથી આવાં કાવ્યો કે જેમાં [1]સ્વાભાવોક્તિ પ્રધાન હોય છે, તેમાં લક્ષણની અવ્યાપ્તિ થશે. જેમ બિહારીના આ દોહામાં છે.

---

૧ સ્વાભાવોક્તિ અલંકારનું લક્ષણ આ પ્રમાણે છે.

" सुभावोक्ति वर्णन विषय, वरनै जाति सुभाय;
हँसि हँसि देखति फिर झुकति, मुंह मूँदति इतराय. ॥

અર્થ—જ્યાં વિષયમાં જાતિ સ્વભાવ વર્ણવેલો હોય ત્યાં સ્વાભાવોક્તિ
લોકોત્તર રચના હોય । કોઇ સ્ત્રી હસી હસીને જુએ છે, ફરી ઝુકે છે અને
वाक्य" ના બે અર્થ થએ છે.
(भाषा भूषण)
ભુતતા હોય, અને બીજો
એમાંથી જો અહીં પહેલો સ્વભાવ વર્ણવ્યો છે.

---

૧ આ ધ્વનિકારના લક્ષણ.

"बेंदी भाल तमोल मुख, सीस सिलसिले वार;
दृग आंजे राजै खरी, एही सहज सिंगार."

કપાળમાં બિંદિ, મોઢામાં તંબોલ, માથે લાંબા ઓળેલા વાળ અને આંજેલી આંખ આ સહજ શ્રંગારથીજ સ્ત્રી શોભે છે.

આવી રીતે બીજાં પણ કેટલાએક સ્થાનો ઉપર અવ્યાપ્તિ સમજવી જોઇએ. અદ્ભૂત અર્થથી કાવ્યનો આનંદ નિઃસંદેહ વધે છે. તેમજ કયાંઇ કયાંઇ પોતે અદ્ભૂત અર્થજ આનંદનો પ્રતિપાદક થાય છે. પરન્તુ કાવ્યનો હેતુ અદ્ભૂત અર્થ આવશ્યક નહી કહી શકાય. મનુષ્યની પ્રકૃતિના એ ધર્મ છે કે તે સાધારણ અને પ્રચલિત વાતોના દેખવા અને સાંભળવાથી પ્રફુલ્લિત થાય છે અને વિશેષતા તથા નવિનતાના આકાંક્ષિ બને છે. ઘણું કરીને તમામ કવિઓએ કાવ્ય કરવામાં થોડી યા વધારે સહાયતા અદ્ભૂત અર્થની લીધી છે, અને લે પણ છે. તથાપિ એમ નથી કહી શકાતું કે અદ્ભુત અર્થ વિના કાવ્ય બને જ નહીં.

"लोकोत्तर रचना" ના વિષયમાં કાંઇક કહ્યા પહેલા આ દોહાના અર્થપર વિચાર કરી લેવો જોઇએ. આ દોહાના બે અર્થ થઈ શકે છે. (૧) જે અદ્ભુત વાકયનો અર્થ અદ્ભુત હોય અને એની રચના લોકોત્તર હોય એને કાવ્ય કહેવું. (૨) જે અદ્ભુત વાકયનો અર્થ અદ્ભુત હોય અર્થાત્ જેની રચના લોકોત્તર હોય એને કાવ્ય કહેવું. પહેલો અર્થ માનવાથી વાક્ય તથા અર્થની અદ્ભુતતા અને રચનાની લોકોત્તરતા ભિન્ન ભિન્ન વસ્તુ ઠરે છે. જ્યારે વાક્ય તથા અર્થની અદ્ભુતતાથી રચનાની લોકોત્તરતા ભિન્ન ઠરી ત્યારે લોકોત્તર રચનાના અભિપ્રાયનો પત્તો લગાડવો એ વેળુમાંથી તેલ કાઢવા જેવું છે. આ સિવાય જો આમાં કોઈ અર્થ હોય તો પણ [1] લોકોક્તિ ઈત્યાદિ પ્રધાન કાવ્યોમાં લક્ષણની અવ્યાપ્તિ સ્પષ્ટજ થશે. જેમ "लोकोक्तिरसकौमुदी" ના આ દોહામાં છે.

---

१ लोकउक्ति कछु वचनतें लीजे लोक प्रवाद;
नैन मूंदि खटमासलों सहि हों विरह विषाद.
भाषा भूषण.

"द्वैमें घटा सुहावनी, को विरहिनिके हेत;
कही कहावत ना सुनी, काली भली न सेत.

વિરહિણી સ્ત્રીના હિતને માટે એમાંથી કઈ ઘટા સારી ? આ પ્રમાણે જ્યારે કોઇ પૂછે છે ત્યારે કહે છે કે કહેવાતી કહેવત તમે સાંભળી નથી ? કે કાળી પણ સારી નથી અને શ્વેત પણ સારી નથી. મતલબ એમાંથી એકે સારી નથી.

જો કોઇ કહેશે કે લોકોક્તિનો આવા પ્રકારથી ઉપયોગ કરવામાં એક લોકોત્તરતા છે. તો એનો ઉત્તર આ છે કે થયા કરે, આ લોકોત્તરતા વાક્ય રચનાની નથી. બીજા અર્થને અનુસાર દોહાનું બીજું ચરણ પહેલા ચરણના અર્થનું પ્રકાશમાત્ર છે. એવી દશામાં આના વિષયમાં બીજું કાંઇ કહેવું વ્યર્થ છે. જે પહેલા ચરણના વિષયમાં કહી આવ્યા છીએ, તે અહીં પણ સમજવું જોઇએ.

કાવ્યનું ત્રીજું લક્ષણ સાહિત્યપરિચયમાં આ પ્રમાણે લખ્યું છે.

रस युत व्यंग्य प्रधान जहँ, शब्द अर्थ शुचि होय ।
उक्तयुक्त भूषण सहित, काव्य कहावै सोय ॥

રસવાળું વ્યંગ્ય પ્રધાન તથા જેમાં શબ્દ અર્થ પવિત્ર હોય, અને ઉક્ત યુક્ત ભૂષણ સહિત હોય તેને કાવ્ય કહેવું.

જો કે " रसयुत " વિશેષણના વિષયમાં વિશેષ વાદવિવાદ કરવાની અમારી ઇચ્છા નથી થતી, કેમકે પ્રથમ તો એ વિશેષણ એવું લોભાવનારૂં અને સોહામણું છે કે બહુધા રસિક જનોએ એને સારી રીતે માન્ય રાખ્યું છે. અને બીજું એ કે વાસ્તવિકમાં પણ અધિકતર કાવ્યમાં રસજ કાવ્યત્વનો સ્થાપક જોવામાં આવે છે. તો પણ યથાર્થ લક્ષણ સ્થિર કરવાને નિમિત્ત આના યુક્તાયુક્ત થવા ઉપર પક્ષપાત રહિત બનીને વિચાર કરવો આવશ્યક સમજી કાંઇ લખવું ઉચિત છે.

---

જ્યાં લોકપ્રવાદ (લોકવાણી) લેવાએલ હોય ત્યાં લોકોક્તિ અલંકાર જાણવો. જેમ કોઇ સખી વિરહિણિ નાયકાને કહે છે કે આંખો મીંચીને ૭ માસ સુધી વિરહનો વિષાદ સહન કરી લઇએ. ( આંખો મીચીને વિષાદ સહન કરવો એ લોકવાણી છે. )

અમારી સમજમાં વાક્યના લક્ષણમાં વાક્યના રસયુક્ત થવાનો નિયમ કરવો અયુકત છે. કેમકે જે લક્ષણ રસનું સાહિત્યકારોએ કર્યું છે એને અનુસાર જો વિચાર કરીએ તો ઘણાં કાવ્યો એવાં મળી આવે છે કે જેમાં આ લક્ષણની અવ્યાપ્તિ છે. રસના લક્ષણ કવિ લોકોએ આ પ્રમાણે કર્યાં છે.

विभावेनानुभावेन व्यक्तः संचारिणा तथा ।
रसतामेति रत्यादिः स्थायीभावः सचेतसाम् ॥

साहित्यदर्पण.

વિભાવ વડે, અનુભાવ વડે તથા સંચારી વડે રત્યાદિસ્થાયીભાવ વ્યકત થાય તેને સહૃદય પુરૂષો રસ કહે છે.

रोध करै सब करनकों, जो सुख औरे काम ।
आदि विभावनसों मिल्यो सो रस है अभिराम ॥
मिलि विभाव अनुभाव अरु संचारी जे आन ।
उपजावत रस रुचिर यों, ज्यों निज अंगनि मान ॥

सभा प्रकाश.

જે કર્ણની સર્વ અન્ય કામનાઓના સુખનો રોધ કરે અને વિભાવ આદિથી મળેલો હોય તે રસ.

વિભાવ, અનુભાવ અને અન્ય જે સંચારી તેનાથી મળી રૂચિર રસ એવી રીતે ઉપજાવે કે જેમ પોતાના અંગમાં બાહુ વગેરે અવયવો છે. મતલબ બાહુ વગેરે અવયવો અંગમાં છે, છતાં નામથી ભિન્ન છે. તેમ વિભાવ, અનુભાવ સંચારી આદ રસમાં સમજવા.

मिलि विभाव अनुभाव अरु, संचारी सु अनूप ।
व्यक्त करैं थिरभाव जहँ, सोइ रस सुखरूप ॥

रस रहस्य.

વિભાવ, અનુભાવ અને ઉપમા ન અપાય એવા સંચારીથી મળી સ્થિર ભાવને જ્યાં વ્યકત કરે તે સુખરૂપ રસ જાણવો.

હવે જો આ લક્ષણો ઉપર ધ્યાન દીધા પછી નીચે લખેલી કવિતાઓ ઉપર વિચાર કરીએ તો નિઃસંદેહ એમ કહેવું પડશે કે આમાં ઉકત લક્ષણોના લક્ષ્ય રસનો અભાવ છે:

बसे बुराइ जासु तन, ताहीको सनमान ।
भलो भलो कहि छोडिये, खोटे ग्रह जपदान.

विहारी.

જેના શરીરમાં બુરાઇ હોય તેનું સન્માન થાય છે. જેમ ભલો ગ્રહ હોય તેને ભલો કહી છોડી દે અને બુરો ગ્રહ હોય તેનાં જપ દાન કરવાં જોઇએ.

આ દોહાના ભણવાથી જે આનંદ થાય છે તેવી વાતો ઘણે ઠેકાણે સારી રીતે મળી આવે છે. આ સિવાય મોટા મોટા કવિઓના કરેલા એવા કાવ્યો મળી આવે છે કે જેમાં કેવળ જલપ્રવાહનું ચાલવું તથા વનશોભા ઇત્યાદિના વર્ણન છે. એવાં કાવ્યોમાં કોઈ વિશેષ સબંધ વિના રસ સ્પર્શ માત્ર પણ જોવામાં આવતો નથી. એ વાતો ઉપર વિચાર કરી જગન્નાથ પંડિતરાજે સાહિત્ય દર્પણનાં લક્ષણની વસ્તુ તથા અલંકાર પ્રધાન કાવ્યમાં અવ્યાપ્તિ માની, અને રસગંગાધરમાં આ લક્ષણ લખ્યું.

" रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् "

જે કોઈ તાણી ખેંચીને ઉપરોક્ત ઉદાહરણોમાં કોઈ રસ સ્થાપિત કરે તો અમે એને એમ કહેશું કે આવી રીતે ફેરફાર કરીને તો અમે સર્વ સાધારણ વાકયોમાં પણ કોઇનો કોઇ રસ ઠરાવી દેશું તો પછી જ્યારે કોઇ વાકય રસ વિના છેજ નહિ ત્યારે કાવ્યના લક્ષણમાં " रसयुत " કહેવું વ્યર્થ છે, અને સાહિત્યદર્પણના લક્ષણ ( જે આગળ લખવામાં આવશે ) નો અર્થ એટલોજ માત્ર થયો કે કાવ્ય વાકયને કહે છે. જો કોઈ એમ કહેશે કે અમે આ ઉદાહરણો તથા બીજાં આવાંજ પદ્ય વા ગદ્યો જેમાં લક્ષણને અનુસાર રસ ન પ્રાપ્ત થાય તેવાંને કાવ્ય માનતાજ નથી તો એને લીધે નિઃસંદેહ " रसयुत " વિશેષણ યુક્ત અને માનનીય છે. એનો ઉત્તર અમે એટલે જ દેવો ઉચિત માનીએ છીએ કે ઉપર લખેલ ઉદાહરણો તથા બીજાં એવાંજ ગદ્યપદ્યોને પણ એનાથી આનંદ પ્રાપ્ત થવાના કારણથી કાવ્ય માનીએ છીએ. અમારા મતથી " रसयुत " વિશેષણ અયુક્ત છે.

આટલી વાત આ સબંધમાં અમે પણ કહીએ છીએ કે કાવ્યનાં આહ્લાદોત્પાદકતાના કારણોમાંથી સર્વથી ઉત્તમ તથા પ્રધાનકારણ રસ છે; અને એ પણ અમે સ્વીકારીએ છીએ કે રસયુક્ત કાવ્યથી જે આનંદ પ્રાપ્ત થાય છે તે બીજા પ્રકારના કાવ્યોથી કદાપિ નથી થઇ શકતો. રસયુક્ત કાવ્યનો આનંદ એક ભિન્નજ પ્રકારનો હોય છે. એ આનંદ વસ્તુ તથા અલંકારપ્રધાન કાવ્યોત્પાદિત આહ્લાદની અપેક્ષાએ અધિક ચિરસ્થાયી તથા ઉચ્ચતર શ્રેણીનો છે. અને એનો કાંઇ સ્વાદ પણ ઓરજ છે. તો પણ કાવ્યત્વનો હેતુ વાક્યનું રસાત્મક થવું આવશ્યક નહી માનવામાં આવે.

અહીં આ વાત ઉપર પણ કાંઇ વિચાર કરવો જોઇએ કે આ લક્ષણની અયુક્તતા ઉપર લોકોએ ધ્યાન કેમ નથી દીધું; અને આને કેમ અંગીકાર કરતા આવ્યા ? એના મુખ્ય કારણ ત્રણ જણવામાં આવે છે. પહેલું કારણ તો એ કે રસ શબ્દનો વિશેષ અર્થ માનીને સાહિત્યકારોએ એનું લક્ષણ કર્યું છે. એ સિવાય આ શબ્દ આનંદ, આહલાદનો પણ વાચક છે. એટલા માટે બન્ને અર્થોમાં ગડબડ થઇ જાય છે. તેમજ સંભવ છે કે કાવ્યનું લક્ષણ કરતાં તથા સમજતી વખત રસનો અર્થ આનંદ ધ્યાનમાં ન રહે. બીજું કારણ એ છે કે રસયુક્ત કાવ્યનો આનંદ અધિક ચિત્તાકર્ષક હોવાના કારણથી લોકો એના ઉપર અધિક પ્રીતિ રાખે છે અને ધ્યાન દે છે; તેમજ એને બહુધા રચે છે તથા ભણે છે; તો એવી દશામાં " रसयुत " વિશેષણને પોતાની રૂચિને અનુસાર પામી એને પ્રસન્નતાપૂર્વક અંગીકૃત કરી લે તો કાંઇ આશ્ચર્ય નથી. ત્રીજું કારણ એ છે કે રસયુક્ત કાવ્યને અધિક પામવાથી કાવ્યના સબંધમાં રસનુંજ ધ્યાન વિશેષ રહે છે, જેમ કોઇ કોઇને સો વખત દેખે તેમાં એંશી વખત લાલ કપડાંથી દેખે અને વીશ વખત બીજાં કપડાંઓથી દેખે તો એ માણસના ધ્યાનમાં લાલ કપડાંજ બહુધા રહેશે, એ નિઃસંદેહ છે. જો રસનો અર્થ એક વિશેષ પ્રકારનો લોકોત્તર આનંદ માનીને " रसयुक्त वाक्य " કાવ્યનું લક્ષણ કર્યું હોય તો નિઃસંદેહ માનનીય છે.

હવે "व्यंग्यप्रधान" વિશેષણ ઉપર વિચાર કરવો જોઇએ. કાવ્યના લક્ષણમાં આ વિશેષણ કદી પણ રાખવા યોગ્ય નથી. કેમકે વ્યંગ્યનું પ્રધાન હોવું એ એક વિશેષ પ્રકારના કાવ્યનો ધર્મ મનાયો છે, અને જેને ઉત્તમ કાવ્ય કહે છે. મધ્યમ તથા અધમ કાવ્યમાં વ્યંગ્ય પ્રધાન નથી હોતો. એવી દશામાં કાવ્ય માત્રમાં "व्यंग्य प्रधान जहँ" વિશેષણ લગાડવાથી મધ્યમ તથા અધમ કાવ્યમાં લક્ષણની અવ્યાપ્તિ કેમ નહી થાય? "उक्त युक्त भूषण सहित" નો જો આ અર્થ કરે કે "ઉચિત ભૂષણો સહિત કહેવાઇ ગયું" તો એના વિષયમાં અમારે કાંઈ કહેવું નથી. કેમકે જ્યારે કોઈ કોઇની વાત ઉપર એટલુંજ કહે કે જેમ ઉચિત હોય તેમ કહેવાય, અને એમ ન જણાવે કે કેવી રીતે કહેવાય તો એના કહેવાને કોઇ યુક્તાયુક્ત કેવી રીતે ઠરાવી શકશે? પણ જો "उक्त" તથા "युक्त" ને ઉક્તિ અને યુક્તિ કહે તો પાઠ મળતો આવે છે. અને ઉક્તિનો અર્થ કોઈ અનોઠી વાતનું કહેવું અને યુક્તિનો અર્થ એ કહેવાનું ચાતુરીથી સાધન કરવું એવો અર્થ કરે કે જે અર્થ ભાષામાં એ શબ્દોનો કરવામાં આવે છે.

ઉક્તિનો અર્થ આ વાક્યમાંથી પણ પ્રતીત થાય છેઃ–

"उक्ति विशेषो कव्वो भाषा जाहो साहो ।

તે આના વિષયમાં અમે એજ કહેશું કે જે બીજા લક્ષણના અદ્‌ભુત અર્થના વિષયમાં કહી આવ્યા છીએ કે સ્વાભાવોક્તિ આદિમાં આવી અવ્યાપ્તિ થાય છે, ચોથા અને અંતિમ લક્ષણમાં સાહિત્ય પરિચયમાં આ આપ્યું છે.

जहँ विभाव अनुभाव अरु, संचारी पुनि आय ।
करि विशिष्टता व्यंजना, स्वाद बढावहि भाय ॥

જ્યાં વિભાવ, અનુભાવ અને સંચારી આવે તથા વ્યંજના વિશિષ્ટતાએ કરી ઉત્તમ સ્વાદ વધારે.

तेहि आगे अनुभवत जो, ब्रह्मानन्द सवाद. ।
कवि कोविद मत समुझि उर, कहत काव्य निर्वाद. ।

તેની આગળ બ્રહ્માનન્દ સ્વાદને જે અનુભવે તેને ચતુર કવિઓ એ મત ઉરમાં સમજીને નિર્વાદ કાવ્ય કહે છે.

આ લક્ષણના વિષયમાં કાંઇ કહેવું સાંભળવું વ્યર્થ છે. આ તો કોઇના પૂછયા વિના પોતેજ પોકાર કરી કહી દે છે, કે હું કાવ્યનું લક્ષણ નથી. "ब्रह्मानन्द सवाद" કાવ્ય કેવી રીતે થઈ શકશે? કાવ્ય એક પ્રકારનું વાકય છે. સ્વાદને કાવ્ય કેવી રીતે કહી શકાય.? જો આ કોઇ પદાર્થનું શુદ્ધાશુદ્ધ લક્ષણ થઇ શકતું હોય તો રસનો સ્વાદ અથવા રસ કાવ્યથી પ્રાપ્ત થાય છે. આ સગન્ધથી રસયુકત કાવ્યમાં સ્વાદનું હોવું માનવામાં આવે છે. તો પણ સ્વાદ માત્રને કાવ્ય નહી કહી શકાય.

સભાપ્રકાશનું લક્ષણ એક તથા સાહિત્ય પરિચયના ચાર લક્ષણ ઉપર વિચાર કર્યા પછી બીજી ભાષા ગ્રન્થોમાંના લક્ષણો ઉપર કાંઇ લખવાની આવશ્યકતા જણાતી નથી. કેમકે બીજાં જે લક્ષણો છે તેમાં ઉપરનાં લક્ષણોમાં જેવાતો કહી છે એમાંથી એક એક બબ્બે અથવા વિશેષ છે. મતલબ એનાથી કાંઇ વિશેષ નથી. માટે જો રસ યુકત વાકયનેજ કાવ્ય માનીએ તો પણ રસ આધેય માત્ર થયો.

સંસ્કૃતના પ્રધાન ગ્રન્થોમાંથી કાવ્યપ્રકાશમાં દીધેલા લક્ષણ ઉપર આપણા આશયો સાહિત્યપરિચયના પ્રથમ લક્ષણ ઉપર જે લેખ લખી ગયા એમાં પ્રકટ કરી ચુકયા છીએ.

સાહિત્ય દર્પણમાં કાવ્યનું લક્ષણ આ પ્રમાણે છે.

वाक्यं रसात्मकं काव्यम्.

જે વાકયનો આત્મા રસ હોય એ કાવ્ય. આ લક્ષણ જો કે બીજાં કેટલાંક લક્ષણ ઉપર કહ્યાં છે, એ સર્વમાંથી શુદ્ધ અને ઉત્તમ છે, તથાપિ આના વિરૂદ્ધ એટલી વાત કહી શકીએ છીએ જે સાહિત્ય પરિચયના ત્રીજા લક્ષણના " रसयुत " વિશેષણ ઉપર કીધી છે. જગન્નાથ પંડિતરાજે રસગંગાધરમાં આ લક્ષણ લખ્યું છે:—

रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्

રમણીય અર્થનો પ્રગટ કરવાવાળો શબ્દ કાવ્ય છે. અને રમણીયનો અર્થ પંડિતરાજે આ પ્રમાણે કર્યો છે:—

रमणीयता च लोकोत्तराह्लादजनकज्ञानगोचरता

"અલૌકિક આહ્‌લાદ ઉત્પન્ન કરવાવાળા જ્ઞાનની ગોચરતાએ રમણીયતા" કાવ્યના જે લક્ષણ મળી આવે છે એ સર્વની અપેક્ષાએ આ લક્ષણ ઉત્તમ અને માનનીય છે. સર્વથી મોટો પ્રશંસનીય અને ધ્યાન દેવા યોગ્ય ગુણ આ લક્ષણમાં એ છે કે અલંકાર, દોષ, ગુણ અદ્‌ભુતતા આદિ સર્વની તકરારોનો ત્યાગ કરી કાવ્યનો મુખ્ય ધર્મ કેવળ "रमणीयार्थप्रतिपादकः शब्दः" નુ હોવું માન્યો છે કે જે નિમિત્ત કાવ્ય બનાવવામાં આવે છે, અર્થાત્ આનંદોત્પાદકતા. જો સૂક્ષ્મ દૃષ્ટિથી દેખાય તો અલંકારાદિની પ્રતિષ્ઠા અને એના ઉપર ધ્યાન આપવાની આવશ્યક્તા એના દ્વારા વાક્યમાં રમણીયતા લાવવાને નિમિત્ત છે. નહિ તો એના પોતાના હોવા ન હોવાથી કાંઇ લાભ હાનિ નથી. એટલા માટે કાવ્યના સમ્યક્‌લક્ષણમાં મુખ્ય ધર્મ એ માનવો જોઇએ કે જેની ઉત્પત્તિના અલંકારાદિ સાધક માત્ર છે. જ્યાંસુધી આ રીતિથી કાવ્યનું લક્ષણ ન કરવામાં આવે ત્યાંસુધી અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિથી એનું રહિત હોવું જો અસંભવ નહી તો દુઃસાધ્ય તો અવશ્યજ છે. કેમકે પ્રથમ તો રમણીયતાના સાધકોના ઘણા છે. એમાંથી ક્યાંઇ એક, ક્યાંઇ બે અને ક્યાંઇ અધિક રહે છે. અને બીજું એ કે જેટલા મુખ્ય મુખ્ય સાધક સાધારણ માનવામાં આવે છે એના સિવાય પણ ક્યાંઇ ક્યાંઇ કોઇ વિશેષ સાધક મળી આવવાની સંભાવના છે. આવી દશામાં જો રમણીયતાના સાધકોના હોવાને મુખ્ય ધર્મ માનીને કાવ્યનું લક્ષણ કર્યું હોય તો પ્રથમ તો રમણીયતાના સર્વ સાધકોનું નિશ્ચિત હોવું આવશ્યક છે. પણ તેમાં અતિ મુશ્કેલી રહેલી છે. આ વાતનું પૂર્ણ સ્થાપિત થવું ઉચિત છે કે, આ સાધનોમાંથી એક અથવા અધિક જ્યાં આવશે ત્યાં અવશ્ય રમણીયતા થશે. જો કે અમારી સમજમાં એ સ્થાપિત થઇ શકતું નથી, તો પણ એવા ઉદાહરણો ઘણા મળી આવે છે કે જેમાં અલંકારાદિ હોવા છતાં પણ રમણીયતા નથી હોતી. આ કઠિણતાના કારણથી બહુધા સાહિત્યકારોનાં કરેલાં કાવ્યનાં લક્ષણો અયુક્ત રહી ગયાં છે.

આ ગુંચવણુથી છૂટા થવાનો ઉપાય કેવળ એજ છે કે લક્ષણમાં કાવ્યનો ધર્મ "વાક્યનું રમણીય હોવું" જે અતિ આવશ્યક છે તે કહેવામાં આવે અને રમણીયતા કેવી રીતે આવે છે એ ઉપર જુદો વિચાર કરવામાં આવે.

જો કોઇ કહેશે કે રમણીયતાજ કાવ્યનો હેતુ અનાવશ્યક છે, તો એ કહેવું એનું દુરાગ્રહ માત્ર છે. કેમકે એક અલૌકિક આનંદ દેવા સિવાય કાવ્યનું બીજું મુખ્ય કાર્ય અને સાધારણ વાક્યની અપેક્ષામાં વિશેષતા શું છે? જે લોકો અલંકાર, ગુણ ઇત્યાદિ યુક્ત અથવા અદ્ભુતાદિ વાક્યને કાવ્ય માને છે, (જેમકે કેટલાંએક લક્ષણ પહેલાં કહી ચુકયા છીએ) એનો પણ અવશ્ય સ્વીકાર કરવો પડશે. અલંકાર, ગુણ, અદ્ભુતતા આદિના નિયમો આનંદ પ્રાપ્ત થવાને માટે છે. આમ નહી માનો તો એના અલંકારાદિ સર્વ વ્યર્થ ઠરશે. કેમકે અલંકારાદિથી જો આનંદ પ્રાપ્ત નહી થાય તો એનાથી બીજો લાભ શું? બસ, પછી એનું સ્વકલ્પિત કાવ્ય કરવું સર્વથા નિષ્ફળ અને પાણી વલોવવા જેવું થશે. સાહિત્યદર્પણમાં કાવ્યના વિષયમાં આ પ્રમાણે લખ્યું છે:—

" चतुर्वर्गफलप्राप्तिः सुखादल्पधियामपि ।
काव्यादेवयतस्तेन तत्स्वरूपं निरूप्यते "

ચતુર્વર્ગ ફલની પ્રાપ્તિ અલ્પ બુદ્ધિવાળાઓને પણ સુખથી કાવ્યદ્વારાએ થઇ શકે છે, એટલા માટે એનું સ્વરૂપ નિરૂપણ કરવામાં આવે છે.

વળી આગળ આ પ્રમાણે લખ્યું છે:—

चतुर्वर्गप्राप्तिर्हि वेदशास्त्रेभ्यो नीरसतयादुःखादेव परिणत बुद्धीनामेव जायते । परमानन्दसन्दोहजनकतया सुखादेव सुकुमारबुद्धीनामपि पुनः काव्यादेव ॥

કેમકે વેદશાસ્ત્રથી ચતુર્વર્ગ ફળની પ્રાપ્તિ એના નિરસ હોવાના કારણથી કષ્ટવડે કેવળ પરિપકવ બુદ્ધિવાળાઓનેજ થાય છે. માટે પર-

આનન્દ સંદેહજનક હોવાના કારણથી સુકુમાર બુદ્ધિવાળાઓને પણ કાવ્યદ્વારા ચતુર્વર્ગફલપ્રાપ્તિ થાય છે.

આનાથી પણ કાવ્યદ્વારા આનંદપ્રાપ્તિની આવશ્યકતા સ્પષ્ટ સિદ્ધ થાય છે. કેમકે ચતુર્વર્ગ ફલની પ્રાપ્તિ તો વેદશાસ્ત્રદ્વારા પણ થાય છે, પણ કાવ્યમાં વિશેષ એટલું છે કે આનંદ પ્રાપ્ત થવાના કારણથી એમાં લોકોની પ્રવૃત્તિ શીઘ્ર અને અધિક થાય છે. એટલા માટે એનાથી ચતુર્વર્ગની પ્રાપ્તિ અલ્પ બુદ્ધિવાળાઓને પણ સુખથી થઇ શકે છે.

ઉપર જે વાતો લખાઈ ગઇ છે એ ઉપર વિચાર કરીને જગન્નાથ પંડિતરાજે આ લક્ષણ કર્યું છે. અને એનું લક્ષણ બીજાં સર્વ લક્ષણોની અપેક્ષાએ શ્રેષ્ઠ હોવાનું આજ કારણ છે.

જો અર્થચમત્કૃતિ શુન્યશબ્દચમત્કૃતિ પુરિત વાકયના વિષયમાં સર્વ લોકોની સંમતિ ઉક્ત પંડિતરાજના જેવી છે, તો આ લક્ષણ પૂર્ણ રીતે સમ્યક્ જાણવામાં આવી શકે છે. એ વિષય ઉપર એઓએ આ પ્રમાણે લખ્યું છે.

यद्यपि यत्रार्थचमत्कृतिसामान्य शून्या शब्दचमत्कृति स्तत्पञ्चममधमाधममपि काव्यविधासुगणयितुमुचितम् ॥ यथैकाक्षरपद्यार्धावृत्तियमकपद्मबन्धादि । तथापि रमणीयार्थप्रतिपादकशब्दतारूपकाव्य सामान्यलक्षणानाक्रान्ततया वस्तुतः काव्यत्वाभावेन महाकविभिः प्राचीनपरंपरामनुरुन्धानैस्तत्रतत्र काव्येषु निबद्धमपि नास्माभिर्गणितम् ॥

અદ્યાપિ જ્યાં અર્થચમત્કૃતિ સામાન્ય, શૂન્ય શબ્દચમત્કૃતિ હોય તો કાવ્યના પાંચમા અધમાધમ ભેદમાં ગણવાને યોગ્ય છે. જેમ એકાક્ષર પદ્યાર્ધાવૃત્તિ, યમક, પદ્મબંધાદિ તો રમણીયાર્થ પ્રતિપાદક શબ્દતા રૂપ કાવ્યનું સામાન્ય લક્ષણ ન ગણવાના કારણથી પ્રાચીન પરંપરા અનુસાર ચાલવાવાળા મહાકવિઓના એવા નિબંધને ગુંફન કર્યા પછી પણ વાસ્તવમાં કાવ્યત્વ ન હોવાથી અમે એને કાવ્ય નથી ગણતા. જો કે શુદ્ધ શબ્દચમત્કૃતિ અમારી સમ-

જમાં પણ વાસ્તવમાં શ્રદ્ધાને યોગ્ય નથી. અને એટલા માટે અમે ઉક્ત પંડિતરાજજીના લખવાને સાનંદ માનીએ છીએ. તથાપિ યથાર્થ લક્ષણ સ્થિર કરવાને નિમિત્ત અમારી પોતાની રૂચિને અનુસાર જે હોય એને કાવ્ય માનીને એવું લક્ષણ કરવું કે આટલાઓમાંજ એની વ્યાપ્તિ હોય એ અનુચિત જાણવામાં આવે છે, એટલા માટે આ વિષય ઉપર કાંઈ વિચાર કરવો આવશ્યક છે. જ્યારે આમ જોવામાં આવે છે કે, ચિત્ર કાવ્યાદિથી પણ એક પ્રકારનો ભાંગ્યો તૂટ્યો આનંદ પ્રાપ્ત થાય છે. અને પંડિતરાજના પોતાના લેખથી પણ વિદિત છે કે કવિ લોકો એને પરંપરાથી બનાવતા આવે છે. ત્યારે એને પણ એક પ્રકારનું કાવ્ય માનવું જોઇએ. વળી આ બીજી વાત છે કે તમો એને અધમાધમ નહીં કહી શકો તો એથી પણ નીચેની પંક્તિમાં મૂકો. તો પછી આ વાત અવશ્ય થઇ કે કાવ્યનું લક્ષણ એવું હોય કે કેવળ શબ્દચમત્કૃતિથી પણ જે વાકયમાં આનંદ આપવાનું સામર્થ્ય હોય, એમાં પણ એની ગતિ હોય, એટલા માટે અર્થના રમણીય થવાનો નિયમ કરવો ઠીક નથી. કેમકે શબ્દ ચમત્કૃતિવાળા વાકયમાં પણ જો તે કાવ્ય મનાય તો આ નિયમના કારણથી લક્ષણની અવ્યાપ્તિ થાય છે. એ અવ્યાપ્તિના નિવારણને માટે અમો આ લક્ષણ કરવું ઉચિત સમજીએ છીએ.

हाय वाक्य रमणीय जो, काव्य कहावै सोय;
रतनाकर लक्षण करत, यह बहु ग्रन्थनि जोय.

રત્નાકર ઘણા ગ્રન્થો જોઇ લક્ષણ કરે છે કે જે વાકય રમણીય હોય તે કાવ્ય કહેવાય.

જો પદ્યબંધાદિ કાવ્ય મનાય તો પણ આ લક્ષણની અવ્યાપ્તિ એમાં નહિ થાય. અને જો કોઇ એમાં રમણીયતાનો અભાવ બતાવીને એને કાવ્ય ન માને તો પણ આ પ્રકારથી લક્ષણ કરવામાં કાંઇ હાનિ નથી. કેમકે જયારે રમણીયતા છેજ નહિ ત્યારે એમાં લક્ષણની અવ્યાપ્તિ પણ નથી થઇ શકતી. અને આ લક્ષણનો અભિપ્રાય પંડિતરાજકૃત લક્ષણ પ્રમાણે છે. એટલા માટે ચાહે પદ્યબંધાદિ રમ-

ણીયતાના ભાવાભાવથી કાવ્ય માને, યા ન માને, પણ આ લક્ષણ બન્ને અવસ્થામાં ઠીક રહે છે. હવે જો કોઇ કહે કે પદબંધાદિમાં રમણીયતા તો છે, પણ અમે એને કાવ્ય માનતા નથી. કેમકે એની રમણીયતા એક ભિન્ન પ્રકારનીજ છે, જો કે કૌતુક માત્ર કહેવામાં આવે છે. તો એને એટલો જ ઉત્તર આપવો ઉચિત છે કે જો રમણીયતા હોવા છતાં તથા ભિન્ન ભિન્ન કવિઓના માન્યા છતાં પણ આપ જગન્નાથ પંડિતરાજની પેઠે એને કાવ્ય નહીં માનો તો આપને રસગંગાધરનું લક્ષણ શ્રેષ્ઠ છે. આપ ભલે એને માનો પણ અમારી સમજમાં જો એમાં રમણીયતા છે, તો તે પણ કાવ્યની ગણતીમાં છે.

આ વાત ઉપર સારી રીતે ધ્યાન આપવું જોઇએ કે રમણીય શબ્દનો પ્રયોગ અમારા લક્ષણમાં એ અર્થમાં કર્યો છે, કે જે અર્થ એનો પંડિતરાજે કર્યો છે; એટલા માટે જો કોઈ કહેશે કે "તમને ધન મળશે" "તમને પુત્ર પ્રાપ્ત થયો છે" ઈત્યાદિ વાકયોથી પણ આનંદ થાય છે, તો શું એ પણ કાવ્ય ઠરશે ? ત્યારે એનો ઉત્તર અમે એ આપશું કે "નહિ," કદાપી નહીં; આ વાકયોમાં લોકોત્તર આલ્હાદ" નથી, આનો આનંદ તો સાધારણ લૌકિક વિષયાનંદ છે. એટલા માટે આમાં કાવ્યત્વ નથી.

હવે એ વાતને વિચારવી જોઈએ કે આલ્હાદમાં લોકોત્તરત્વ શું છે એ એક એવી કઠિણ અને અકથનીય વાત છે કે લેખ અથવા વાકયદ્વારા આનું યથાર્થ રીતથી સમજાવવું અસાધ્ય છે. જેમ કોઇએ કોઈ વસ્તુનો સ્વાદ ન ચાખ્યો હોય તો એને એના સ્વાદનું જ્ઞાન શબ્દોદ્વારા નહી કરાવી શકાય. અને જો એણે ચાખ્યો હોય પણ એમ ન જાણતો હોય કે એ શબ્દનો વાચક અમુક શબ્દ છે તો પણ એનો બોધ એને શબ્દદ્વારા નથી થઈ શકતો, તેમ જો કોઇએ આલ્હાદનો અનુભવ કર્યોજ ન હોય તો આહ્લાદ શું પદાર્થ છે એ એને કદિપણ નહી સમજાવી શકાય. અને જો એણે એ માનસિક દશાનો અનુભવ કર્યો હોય પણ એમ ન જાણતો હોય કે આને આહ્લાદ કહે છે તોપણ એ દશાનો બોધ એને શબ્દોદ્વારા નહીં કરાવી શકાય. અને એ પણ બીજાને તેનું જ્ઞાન નહી કરાવી શકે. આ વાત

સાધારણ સર્વ પ્રકારના આહ્લાદોના વિષયમાં કહી શકાય છે. વિશેષ "લોકોત્તર આલ્હાદ" ના સંબંધમાં એમ સમજવું જોઇએ કે જેમ ખાટા, મીઠા ઇત્યાદિ સ્વાદોને ચાખીને અને એના વાચક શબ્દોના નિયત હોવા ઉપર પણ બે સ્વાદોમાં શું ભેદ છે ? એ શબ્દોદ્વારા નહિ કહી શકાય. વિશેષ ધ્યાન દીધા સિવાય પોતાને ચાખવાવાળાને પણ સમજમાં આવવું કઠિણ છે. એવી રીતે વાક્યના લૌકિક અને અલૌકિક આલ્હાદના અનુભવ કર્યા છતાં તથા એના વાચક શબ્દો જાણ્યા છતાં પણ બન્ને માનસિક અવસ્થાઓના ભેદ શબ્દોથી જ્ઞાત નથી કરાવી શકાતા. વિશેષ આત્મગત વિચાર કર્યા વિના પોતે અનુભવ કરનાર પણ સ્પષ્ટ નહી કરી શકે. પંડિતરાજે લોકોત્તરતાના વિષયમાં આ પ્રમાણે લખ્યું છે:—

"लोकोत्तरत्वं चाह्लादगतश्चमत्कारत्वापरपर्यायोऽनुभवसाक्षिकोजातिविशेषः । कारणं च तदवच्छिन्ने भावनाविशेषः पुनः पुनरनुसंधानात्मा.

આહ્લાદગત ચમત્કારના બીજા નામને ધારણ કરનારી, અનુભવ જેનો સાક્ષિ છે એવી જે કોઇ જાતિવિશેષ તેનું નામ લોકોત્તરતા. કારણવાળી વસ્તુમાં વારંવાર અનુસન્ધાન રૂપ જે ભાવના વિશેષ તે કારણ કહેવાય છે. ત્યારે શું લોકોત્તર આહ્લાદના વિષયમાં કોઈ પ્રકારથી કાંઈપણ નથી કહી શકાતું ? કોઈપણ રીતિ એને સમજાવવાને નથી ? વાસ્તવમાં લૌકિક અને અલૌકિક આનંદના માનસિક ભેદ તો સમજાવવાનો વિષય છે. કહેવાનો વિષય નથી. અમે એના વિષયમાં કાંઈ કહેવાનું સાહસ નથી કરી શકતા. એના ઉપર વાદ વિવાદ કરવો એ માનસિક વિજ્ઞાનીઓનું કર્તવ્ય છે, પણ જે અનુભવે સાકર, ગોળ, જલેબી ઇત્યાદિ ખાધી હોય અને મીઠા શબ્દનું તાત્પર્ય, "મીઠા તે સ્વાદ છે કે જે સાકર ઇત્યાદિકથી પ્રાપ્ત થાય છે" એમ કહીને સમજાવી શકાય છે એવી રીતે આ વિષયમાં કાંઇક કહી શકાય છે કે લોકોત્તર આનંદ કેવા પ્રકારના વાક્યથી પ્રાપ્ત થાય છે. અને જેમ ખાટા તથા મીઠા સ્વાદનો ભેદ આમ કહીને સમજાવે

છે, કે જે ભેદ લીંબુ અને સાકરના સ્વાદમાં છે. એવી રીતે લૌકિક અને અલૌકિક આહ્લાદમાં પણ એના કારણોના કાંઇક ભેદ જોવામાં આવે છે. અમારે વર્ણનિય વિષયને નિમિત્ત આટલુંજ આવશ્યક છે અને એને યથાશક્તિ દેખાડવાને પણ ઉદ્યોગ કરીએ છીએ.

વાકયના લૌકિક અને અલૌકિક આલ્હાદના ભેદ ઉપર નીચે લખી વાતો કહીએ છીએ.

૧ વાકયનો લૌકિક આનંદ શ્રોતાઓને કોઇ સ્વાર્થ સંબંધના કારણથી થાય છે, પણ લોકોત્તર આનંદ ઉપર કહેલા સબંધ વિનાનોજ હોય છે. જેમકે "તમને ધન મળશે" આ વાકય જેનાથી કહેવાય એને આનંદ, ધન પ્રાપ્તિની સંભાવનાથી થશે પણ—

"दोउ चाह भरे कछु, चाहत कह्यो कहै न;
नहि जाचक सुनि सूमलों बाहर निकसत बैन.

બન્ને ( નાયક નાયિકા ) ચાહ ભર્યાં કાંઇક કહેવાની ઇચ્છા કરે છે પણ કહી શકતાં નથી. જેમ યાચક આવ્યો સાંભળી લોભી માણસ ઘરથી બારણે નીકળતો નથી તેમ આ બન્નેના કંઠમાંથી વચનો બહાર નીકળી શકતા નથી.

આ દોહાદ્વારા આનંદ પ્રાપ્તિ થવામાં સાંભળવાવાળાના સ્વાર્થના સંબંધમાં કાંઈ કારણ નથી. 'તમને ધન મળશે' જો આ અભિપ્રાય કોઈ એવી રીતે કહી શકાય કે એનાથી સ્વાર્થ સંબંધી આનંદ સિવાય કહેવાનો બીજો કાંઇ આનંદ પણ પ્રાપ્ત થાય તો એ વાકય પણ કાવ્યની ગણતીમાં છે.

૨ વાકયનો લૌકિક આનંદ :વ્યક્તિવિશેષને તથા એના એવાજ સબંધીઓને થાય છે. જેના સ્વાર્થની સિદ્ધિ એના સ્વાર્થ સાધનમાં થવામાં હોય અને અલૌકિક આનંદ જેટલા એના સમજવાવાળા છે તે સર્વને થાય છે. જેમકે "તમારે ત્યાં પુત્ર ઉત્પન્ન થયો" આ વાકયથી કેવળ એ વ્યક્તિનેજ જેના વિષયમાં આ વાત કહી હોય તેને આનંદ પ્રાપ્ત થશે. અથવા એના અન્ય કોઈ સબંધીઓને આનંદ પ્રાપ્ત થાય છે. પણ ઉપર જે દોહો લખ્યો છે એનાથી સર્વ

સમજવાવાળાને આનંદ પ્રાપ્ત થાય છે. કોઇ વ્યક્તિવિશેષનેજ થતો નથી. જો કોઇ કહેશે કે "તમારે ત્યાં પુત્ર ઉત્પન્ન થયો" આ વાક્યથી પણ જેટલા લોકોથી કહેવાય તે સર્વને આનંદ ઉત્પન્ન થશે. તો એનો ઉત્તર એ છે કે જેટલા લોકોથી આ વાત કહેવાશે એટલા અર્થ એના બદલાતા જશે. અર્થાત્ "તમે" નો અર્થ ભિન્ન ભિન્ન મનુષ્યોના સંબંધથી ભિન્ન ભિન્ન થશે. જેમ દેવદત્તથી આ વાકય કહ્યું હોય તો "તમે" નો અભિપ્રાય દેવદત્ત થશે. અને જો કાળીદાસથી કહ્યું હોય તો એનો અર્થ કાળીદાસ થશે; તો આવી દશામાં એમ નથી સિદ્ધ થઇ શકતું કે "તમારે ત્યાં પુત્ર ઉત્પન્ન થયો. આ એકજ વાકય સર્વ સમજવાવાળાઓને આનંદ આપે છે. હવે જો કોઇ કહે કે કાવ્યથી પણ તેના જેટલા સમજવાવાળા છે તે સર્વને આનંદ થતો નથી. અમુકને થાય છે, અને અમુકને નથી થતો. તો એનો ઉત્તર એ છે કે કાવ્યના સબંધમાં સમજવાવાળા તેજ લોકો સમજવા જોઇએ કે જે સમજીને એનો આનંદ પ્રાપ્ત કરી શકે. પણ સાધારણ એવા લોકો ન ગણવા કે જે અર્થ માત્ર સમજે, જેમ ગાયનના સબંધમાં એવા લોકોને સમજદાર ન સમજવા કે જે ગાવાવાળાના શબ્દોનેજ માત્ર સમજી લે. આ સિવાય અમે તો એમ સમજીએ છીએ કે કાવ્યનો અર્થ જેવો જોઇએ તેવો સમજી લેવાથી સર્વ લોકોને તેનો ન્યૂનાધિક આનંદ પ્રાપ્ત થાય છે.

આ બે વાતો લૌકિક અને અલૌકિક આલ્હાદના પૃથક કરવામાં આશા છે કે કંઇ સહાયતા દેશે. વાસ્તવમાં આ એવો સૂક્ષ્મ વિષય છે કે કંઈ કહી શકાતું નથી. આ વાતો અમે કેવળ સાહસ કરીને આ નિમિત્ત લખી દીધી છે, કે અધિક બુદ્ધિવાળા મહાશયો આ ઉપર વિચાર કરીને આના યથાર્થ હોવા ન હોવાનો નિર્ણય કરે અને આ સિવાય બીજી જે જે વાતો છે તે સંબંધમાં વિચારી શકે અને નિશ્ચય કરે.

આ ઠેકાણે એટલું કહી દેવું આવશ્યક છે કે કેવળ શબ્દ ચમત્કૃતિવાળા વાકયોમાં રમણીયતા હોવાની તથા ન હોવાની સર્વ લોકોની એક સંમતિ નથી. કેમકે ભિન્ન ભિન્ન લોકોની રૂચિ ભિન્ન

ભિન્ન હોય છે. કેટલાએક લોકોનો આ મત છે કે આવા વાક્યોમાં પણ રમણીયતા હોય છે. અને કેટલાક લોકો વાક્યમાં રમણીયતાનો સર્વથા અભાવ માને છે. આ બન્ને મતોને અનુસાર લક્ષણને યોગ્ય રાખવાને નિમિત્ત અમે "રમણીય વાક્ય" કાવ્યનું લક્ષણ કર્યું છે. સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યાચાર્યોનાં લક્ષણો અમે સવિસ્તર વાચક વર્ગની આગળ રજુ કર્યાં છે. આમાંથી કોનાં લક્ષણને ગ્રહણ કરવું અને કોનાં લક્ષણનો ત્યાગ કરવો એ સાહસ અમો નહી ઉઠાવતાં માત્ર અમને જે પ્રિય છે તે અમો જણાવીએ છીએ.

ઉપરનાં તમામ લક્ષણોમાંથી અમે શ્રીયુત રત્નાકરકૃત લક્ષણનો અંગીકાર કરીએ છીએ. કારણકે તમામ લક્ષણોમાં રસગંગાધરકારનું લક્ષણ ઘણે અંશે સફલ નિવડ્યું છે, એ ઉપર લખાઈ ચૂક્યું છે. તેમાં પણ સમયાનુસાર યોગ્ય ફેરફાર કરી શ્રીયુત રત્નાકરે જે લક્ષણ લખ્યું છે તે ઘણું જ શ્રેષ્ઠ અને ગ્રહણ કરવા યોગ્ય છે.

॥ ॐ ॥

## शब्दशक्तिओ.

પ્રથમ નિરંજન નિરાકાર સકલસાર પરમાત્મા કેલિના વિચારથી-ઇચ્છાથી માયાને રચે છે, અને द्रव्य, गुण, कर्म, सामान्य, विशेष, समवाय તથા अभाव કે જે સપ્ત પદાર્થના નામથી ઓળખાય છે તેને પ્રકટ કરી વિશ્વનો વિસ્તાર કરે છે.

### द्रव्य ९ छे.

| | | |
|---|---|---|
| १ आत्मा. | ४ काल. | ७ अग्नि. |
| २ दिक्. | ५ आकाश. | ८ जल. |
| ३ मन. | ६ वायु. | ९ पृथ्वी. |

આત્મા આદિ ચાર દ્રવ્ય ગુણથી રહિત છે અને આકાશ આદિ પાંચ દ્રવ્યોમાં ગુણ રહેલ છે. દ્રવ્ય અને ગુણ મળે છે ત્યારે કર્મ થાય છે.

## गुण २४ छे.

| | | |
|---|---|---|
| १ रूप. | ९ विभाग. | १७ दुःख. |
| २ रस. | १० परत्व. | १८ इच्छा. |
| ३ गन्ध. | ११ अपरत्व. | १९ द्वेष. |
| ४ स्पर्श. | १२ गुरुत्व. | २० प्रयत्न. |
| ५ संख्या. | १३ द्रवत्व. | २१ बुद्धि. |
| ६ परिमाण. | १४ स्नेह. | २२ धर्म. |
| ७ पृथक्त्व. | १५ शब्द. | २३ अधर्म. |
| ८ संयोग. | १६ सुख. | २४ संस्कार. |

## कर्म ५ छे.

| | | |
|---|---|---|
| १ उत्क्षेपण. | २ अपक्षेपण. | ३ आकुंचन. |
| ४ प्रसारण. | ५ गमन. | |

જે જ્ઞાનનો વિષય તે પદાર્થ કહેવાય છે.

જે ગુણયુક્ત હોય તે દ્રવ્ય કહેવાય છે.

જેમાં કર્મત્વ જાતિ રહેલી હોય તે કર્મ અને જેમાં ગુણત્વ-જાતિ રહેલી હોય તે ગુણ કહેવાય છે.

## सामान्य लक्षण.

જે નિત્ય હોય અને અનેકમાં સમવાય સબંધથી રહેલ હોય તે सामान्य કહેવાય છે. એના બે ભેદ છે. १ पर. २ अपर.

જેની સત્તા અધિક દેશ ( દ્રવ્ય, ગુણ, કર્મ. ) માં જણાતી હોય તે પર અને જેની સત્તા અલ્પ દેશ ( દ્રવ્ય, ગુણ, કર્મ એ ત્રણમાંથી એક પદાર્થ ) માં જણાતી હોય તે અપર.

જે નિત્ય દ્રવ્યમાં રહે તે વિશેષ કહેવાય છે. એનું કારણ માત્ર એટલુંજ છે કે નિત્ય દ્રવ્ય જે પરમાણું આદિ છે તે અનંત છે માટે તેનો પરસ્પર ભેદ કરાવનાર પણ અનંત લેખાય છે.

જે સબંધ નિત્ય હોય તે समवाय કહેવાય છે. જેમકેઃ— અવયવ, અવયવી, માટી, ઘડો, સોનું, વીંટી.

જે ભાવ પદાર્થથી ભિન્ન હોય તે अभाव કહેવાય છે. તેના ચાર ભેદ છેઃ—૧ प्रागभाव. ૨ प्रध्वंसाभाव. ३ अत्यंताभाव. ४ अन्योन्याभाव. જેમકે–"ઘડો થશે" એ પ્રાગભાવ છે. "ઘડો ફુટી ગયો" એ પ્રધ્વંસાભાવ પ્રગટ કરેલ છે. "ઘડો હેજ નહિ" એમાં અત્યંતાભાવ સમાએલો છે. "ઘટ છે એ પટ નથી અને પટ છે એ ઘટ નથી." આમાં અન્યોન્યાભાવ પ્રકટ થાય છે.

द्रव्य, कर्म અને गुण એ ત્રણેમાં जाति રહેલી હોય છે અને જ્યાં જાતિ હોય ત્યાં શબ્દ પણ હોય છે.

સમગ્ર જગત્ जातिमूल છે. કંચન, લોહ, ચતુર, મૂઢ, નર, દેવ ઇત્યાદિ. સ્વલ્પ સુવર્ણ અને મહાન મેરૂ એ ઉભયની જાતિ (કનક) એકજ છે. માત્ર આકૃતિમાં ભેદ ભાસે છે; મહાદેવ અને અને ગુણગાન કરનાર ગન્ધર્વ એ ઉભયનાં અભિધાન ભિન્ન ભિન્ન છે. પણ "દેવ" જાતિ તો એકજ છે. એ જાતિનો ઉચ્ચાર શબ્દ વિના થઈ શકતો નથી.

द्रव्य, गुण અને कर्म એ ત્રણેમાં શબ્દ અને जातिનું અસ્તિત્વ હોય છે. જ્યારે द्रव्यથી गुण ઉત્પત્તિ પામે છે, ત્યારેજ બધું પ્રકાશમાં આવે છે.

આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ અને જળથી પૃથ્વી રચી આત્મા માયાના સંસર્ગવડે જીવપણું ધારણ કરે છે. સમય, બળ અને આયુષ્યવિશેષ जीवात्मा આકાશાદિ પંચ મહાભૂતમય દેહ ધારણ કરી જ્યારે દશે દિશામાં વિસ્તાર પામે છે, ત્યારે તેમાં ચોવીશ ગુણ, સમગ્ર જગત અને शब्दની સિદ્ધિ થાય છે.

નિર્ગુણ પરમાત્માના નિર્દેશથી માયા અપાર બળને ધારણ કરે છે અને आत्मा આદિ ચાર દ્રવ્યનો આધાર લઈ आकाश આદિ પાંચ દ્રવ્યને સાકાર બનાવે છે.

આકાશ વાયુ આદિ ચાર દ્રવ્યને રચે છે અને એ વાયુ આદિ ચાર દ્રવ્ય પણ પાંચ તત્વને રચે છે. આકાશથી પણ પંચતત્વ ઉપજે છે. જેમકે—

આકાશથી–अन्तःकरण, श्रोत्र, व्यान, वाचा, शब्द.

વાયુથી–मन, त्वचा, समान, पाणि, स्पर्श.

અગ્નિથી–बुद्धि, चक्षु, उदान, पाद, रूप.

જળથી–चित्त, जिह्वा, प्राण, शिश्नु, रस.

પૃથ્વીથી–अहंकार, घ्राण, अपान, गुद, गन्ध.

५ अन्तःकरण–અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર.

५ ज्ञानेन्द्रिय–શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા, ઘ્રાણ.

५ वायु–વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ, અપાન.

५ कर्मेन्द्रिय–વાચા, પાણિ, પાદ, શિશ્નુ, ગુદ.

५ विषय–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ગન્ધ.

આકાશનો ગુણ શબ્દ છે અને તેની ક્રિયા काम, क्रोध, शोक, मोह તથા भय છે.

વાયુનો ગુણ સ્પર્શ છે અને તેની ક્રિયા चलन, वलन, धावन, प्रसारण, તથા आकुञ्चन છે.

અગ્નિનો ગુણ રૂપ છે અને તેની ક્રિયા क्षुधा, तृषा, आलस्य, निद्रा તથા कान्ति છે.

જળનો ગુણ રસ છે અને તેની ક્રિયા शुक्र, शोणित, लाला, मूत्र તથા स्वेद છે.

પૃથ્વીનો ગુણ ગન્ધ છે અને તેની ક્રિયા अस्थि, मांस, त्वचा, नाडी તથા रोम છે.

વાયુ આદિ ચારે દ્રવ્ય પોતપોતાનું એક એક તત્વ રાખી બાકીનાં ચાર તત્વ એક બીજાને આપે છે.

आकाश નામનું દ્રવ્ય वायु આદિ ચારે દ્રવ્ય આગળથી ગુણોનું ગ્રહણ કરે છે, પણ તે પોતાના ગુણ જલ કે પૃથ્વી વગેરેને આપતું નથી.

## शब्द लक्षण

દ્રવ્ય અને કર્મના બળથી શબ્દ થાય છે, તેના બે ભેદ છે. ૧ इच्छित, ૨ अनिच्छित.

વક્તા જ્યારે અર્થનો વિચાર કરી શબ્દને મુખવડે પ્રગટ કરે છે ત્યારે તે શબ્દ इच्छित કહેવાય છે.

દ્રવ્ય તથા કર્મ બન્ને એકત્ર થતાં વક્તાની ઇચ્છા વગર અર્થ રહિત જે " ખળખળ " શબ્દ થાય તે अनिच्छित ગણાય છે.

૧ વાયુ જોશભર ગતિ કરતો હોય તે વખતે સ્વાભાવિક શબ્દ થાય છે તે.

૨ વાયુના સંસર્ગથી વાંસ આદિમાં જે સ્વાભાવિક શબ્દ થાય છે તે.

૩ વાયુના સંસર્ગથી કાંઇ પર્ણ વગેરે પદાર્થ પડે અથવા ઉડે તેનો શબ્દ થાય છે તે.

૪ ચર્મના પોલા પદાર્થમાં વાયુના આવાગમનથી જે શબ્દ થાય છે તે.

૫ ગમાર મનુષ્ય અર્થરહિત હાહો કરે છે તે.

इच्छित શબ્દ ચાર પ્રકારનો છે અને તે परा, पश्यन्ती, मध्यमा તથા वैखरी એ ચાર પ્રકારની વાણીદ્વારા ઉદ્દભવે છે.

| | | |
|---|---|---|
| चैतन्य | પરા. | ચમત્કૃતિયુક્ત. |
| संकल्प | પશ્યન્તી. | વ્યંગ્યયુક્ત. |
| प्राण | મધ્યમા. | અર્થયુક્ત. |
| देही | વૈખરી. | શબ્દાર્થયુક્ત. |

परा અને पश्यन्ती નો વાસ કંઠ નીચે હોય છે અને मध्यमा તથા वैखरी નો વાસ મુખમાં હોય છે.

વૈખરીથી શબ્દ પ્રકટ થાય છે.

શબ્દ ભાષા વિના હોઇ શકતો નથી અને ભાષા શબ્દ વિના હોઇ શકતી નથી. અંતઃકરણના વ્યાપારને ભાષા કહે છે અને તેનું ઉચ્ચાર રૂપ સાધન પરસ્પરના પરિણામને જણાવી શકે છે.

શ્રવણગોચર અને શ્રવણાગોચર એ રીતે ઉચ્ચારના બે પ્રકાર છે.

શ્રવણગોચર ઉચ્ચાર વૈખરી વાણીદ્વારા પ્રકટ થાય છે અને શ્રવણાગોચર ઉચ્ચાર પરા, પશ્યન્તી તથા મધ્યમા કે જેને અનુક્રમે સૂક્ષ્મ, સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ એવી સંજ્ઞા આપવામાં આવે છે તે દ્વારા થાય છે.

પ્રચલિત અને અપ્રચલિત એ રીતે ભાષાના પણ બે ભેદ છે. વર્તમાન સમયમાં જેનો પ્રચાર હોય તે પ્રચલિત અને એથી અતિરિક્ત તે અપ્રચલિત.

દરેક ભાષા સંકેતમૂલ હોય છે. જે વ્યવહારમા અનુકૂળ બને તે સંકેત કહેવાય છે. દરેક શબ્દમાં એ સંકેતની સ્થિતિ હોય છે.

વ્યવહારમાં જે શબ્દો પોતાના રુપથી સંકેતયુક્ત અર્થ સૂચવે તેને પદ કહે છે. જે શબ્દનું રુપ પ્રયોગ કરવામાં અયોગ્ય જણાય તે પદ ગણાય નહિ, પરંતુ પ્રત્યય આદિ સંસ્કારથી યોગ્યતાને પામેલો શબ્દજ પદ સંજ્ઞા ધરી શકે છે અને વાક્યમાં ઉપયુક્ત બની શકે છે. જેમાં અન્વય કરવો પડે એવા વર્ણ પણ પદ રુપ ગણાતા નથી. જે વાક્યમાં ઉપરથી અધ્યાહાર લેવો પડે અથવા જે વર્ણો અર્થરહિત હોય તે પણ પદ સંજ્ઞાને પામતા નથી. પદના ઉચ્ચાર માત્રથી હૃદયમાં જે વસ્તુ યથાસ્થિત જણાઈ આવે તેને પદાર્થ કહે છે.

યથા

" કહે કોઇ મેં મુજ ગૃહે, ગુણભર બાંધી ગાય;
અખિલ ધેનુના અવયવો, એ સમયે સમજાય."

આહીં ગાયનું નામ લેતાં તેનાં તમામ અવયવોનું મનમાં યથાસ્થિત ભાન થાય છે માટે તે પદ સંજ્ઞાને પામે છે.

આપ્તવચન, વ્યવહાર અને પ્રસિદ્ધપદસાન્નિધ્ય એ ત્રણ હેતુઓદ્વારા શબ્દ પદનો સાંકેતિક અર્થ સહજ સમજી શકાય છે.

## पद प्रकार.

१ वाचक. २ लक्षक. ३ व्यञ्जक.

આ ત્રણ પ્રકારમાંથી આદિ જે વાચક પદ છે તેના ચાર પ્રકાર છે.

१ जाति. २ यद्दच्छा. ३ गुण. ४ कर्म.

## जातिवाचक उदाहरण.

[1]पार्वतीने કરીએ અમે, પ્રીતેં નિત્ય પ્રણામ;

## यद्दच्छा वाचक उदाहरण.

[2]अंबा પૂર્ણ કરે અહો, કિંકરના મનકામ;

## गुणवाचक उदाहरण.

ભાવેં ભજવા યોગ્ય છે, [3]ગૌરી ગુણભંડાર.

## कर्मवाचक उदाहरण.

[4]मधुकैटभसंहारिणी, विहित વિશ્વ મોઝાર.

રૂપ, રસ તથા ગન્ધ આદિ જે જે નિશ્ચલ ધર્મ છે તે બધા ગુણ કહેવાય છે અને એ ગુણથી જ્યાં શબ્દનો સંકેત પ્રકટ થાય ત્યાં વાચ્યાર્થની પ્રતીતિ થાય છે.

શબ્દમાં અનેક અર્થ રહેલા છે; પણ જ્યાં એકજ અર્થ થાય ત્યાં વાચ્યાર્થ સમજવો.

શ્લેષમાં સમસ્ત અર્થ અભિધાથી જાણવામાં આવે છે તેના નીચે પ્રમાણે ભેદો છે.

---

૧ આંહી पार्वती એ પર્વત જાતિ ઉપરથી નામ પડેલ છે.

૨ આંહી अंबा એ ઇચ્છાપૂર્વક નામ આપેલ છે.

૩ આંહી गौरी એ ગૌરગુણ (વર્ણ) ઉપરથી નામ પડેલ છે.

૪ આંહી मधुकैटभसंहारिणी એ મધુકૈટભ નામના દૈત્યને મારવારૂપી ક્રિયા ઉપરથી નામ પડેલ છે.

संयोगो विप्रयोगश्च साहचर्यं विरोधिता ।
अर्थः प्रकरणं लिङ्गं शब्दस्यान्यस्य सन्निधिः॥
सामर्थ्यमौचिती देशः कालो व्यक्तिस्वरादयः ।
शब्दार्थस्यानवच्छेदे विशेषस्मृतिहेतवः ॥

૧ સંયોગ. ૨ વિયોગ. ૩ સાહચર્ય અર્થાત્ સાથ. ૪ વિરોધિતા અર્થાત્ વેર. ૫ અર્થ અર્થાત્ પ્રયોજન. ૬ પ્રકરણ અર્થાત્ પ્રસ્તાવ. ૭ લિંગ અર્થાત્ વ્યાપ્તિ સહિત. ( જેમ અગ્નિ વિના ધૂમનું ન રહેવું એ વ્યાપ્તિ ) ૮ અન્ય શબ્દની સન્નિધિ અર્થાત્ બીજા પ્રસિદ્ધ શબ્દની સમીપતા. ૯ સામર્થ્ય અથવા શક્તિ. ૧૦ ઔચિતી અર્થાત્ યોગ્યતા. ૧૧ દેશ અર્થાત્ સ્થાનવિશેષ. ૧૨ કાલ. ૧૩ વ્યક્તિ અર્થાત્ શબ્દની સ્ત્રીલિંગતા, પુલિંગતા અને નપુંસકલિંગતા. ૧૪ અનેકાર્થ શબ્દના અર્થનો નિર્ણય ન રહે ત્યાં વિશેષાર્થ સ્મૃતિ હેતુ જાણવો.

૧ વાચ્યાર્થનેજ સુજ્ઞજનો अभिधाशक्ति કહે છે.

એ શક્તિ કોઈ સ્થળે અનેક શબ્દના સંયોગથી એકજ અર્થને પ્રકટ કરે છે:—

યથા.

शंखचक्रगदाधर देव तमारुं रक्षण करो.

આંહી શંખ, ચક્ર, ગદા આદિ અનેક શબ્દના સંયોગથી "વિષ્ણુ" એ એકજ અર્થ પ્રકટ થાય છે.

૨ કોઈ સ્થળે અસંયોગથી [ વિયોગથી ] પણ એકજ અર્થ થાય છે:—

યથા.

निर्धूम्र धनंजय.

આંહી ધૂમાડાનો સંયોગ નથી છતાં धनंजय નો અર્થ અગ્નિ જ સમજાય છે. નહિ તો धनञ्जय એવું નામ અર્જુનનું પણ છે, પણ निर्धूम्र [ ધૂમ્ર રહિત ] એ વિશેષણથી धनञ्जय અગ્નિ જ ગણાય.

૩ કોઈ સ્થળે સાહચર્યને લીધે ઘણા અર્થનો એકજ અર્થ થાય છે. જેમકે—

" वेणीमाधव दर्शनीय छे. "

આહીં વેણી અને માધવ એ પદના સાહચર્યથી વેણીમાધવ તીર્થજ ગણાય. વેણી ( કેશપાશ ) અને માધવ ( કૃષ્ણ ) ગણાય નહિ.

૪ કોઇ સ્થળે વિરોધથી એકજ અર્થની પ્રતીતિ થાય છે.

" राहुए द्विजराजने ग्रस्यो. "

આહીં રાહુ અને ચંદ્રના વિરોધથી द्विजराज ચંદ્રજ સમજાય. દ્વિજરાજ બ્રાહ્મણ નહિ.

૫ કોઇ સ્થળે અર્થના પ્રકરણથી એકજ અર્થ થાય છે.

" दल खर्यां, दल सज्ज कर्यां. "

આહીં ખર્યાં અને સજ્જકર્યાં એ બન્ને પ્રકરણ ઉપરથી दल પદનો જુદો જુદો અર્થ થાય છે, ખરવાના વિષયમાં दल એટલે વૃક્ષનાં પર્ણ અને સજ્જ કરવાના વિષયમાં दल એટલે સેનાઓ (ફોજો).

૬ કોઇ સ્થળે વાચકના બળથીજ એક અર્થ પ્રકટ થાય છે.

" पगमां वाणी प्हेरी छे. "

આહીં જોકે वाणी એવું સરસ્વતીનું નામ છે, છતાં वाचक પગના બળથી વાણી પરણતી વખતે વરવહુએ પહેરવાનાં પગરખાંજ સમજાય.

૭ કોઇ સ્થળે અન્ય શબ્દના બળથી એકજ અર્થ થાય છે જેમકે " पांखवाळो शिखी "

આહીં पांख શબ્દના બળથી शिखी એવું નામ મયૂરનુંજ સમજાય છે. જો પાંખ કહેલ ન હોય તો शिखी એટલે શિખાવાળો અગ્નિ જણાય.

૮ કોઇ સ્થળે સામર્થ્યને લીધે એક અર્થ પ્રકટ થાય છે.

" व्यालीए वृक्ष तोड्युं. "

વૃક્ષ તોડવાનું સામર્થ્ય વ્યાળી [ હાથી ] માંજ હોય છે.

વ્યાલી ( સર્પ ) માં હોતું નથી; માટે આ સ્થળે વ્યાલી એટલે હાથીજ સમજવો.

૯ કોઇ સ્થળે ઉચિતપણાને લીધે એક અર્થ થાય છે.

" वृक्ष उपर द्विज बेठेल छे. "

द्विज શબ્દ બ્રાહ્મણ, પક્ષી, ચન્દ્ર આદિનો વાચક છે, પણ આહીં વૃક્ષ ઉપર દ્વિજ એટલે પક્ષીનુંજ બેસવું સંભવે છે અર્થાત ઉચિત જણાય છે. બ્રાહ્મણ કે ચન્દ્રનું નહિ.

૧૦ કોઈ સ્થળે દેશના બળથી એક અર્થ થાય છે.

" मरुस्थळमां जीवन दुर्लभ छे. "

जीवन શબ્દ જળ તથા આયુષ્ય વાચક છે, પણ આહીં मरुस्थल [ દેશવિશેષ ] ના બળથી जीवन એટલે જળજ સમજાય છે. કારણ કે મારવાડમાં પાણી દુર્લભ હોય છે, પણ જીવન [ આયુષ્ય ] દુર્લભ હોતું નથી. જો આયુષ્ય દુર્લભ હોય તો ત્યાં કોઇ વૃદ્ધ હોવાજ ન જોઇએ.

૧૧ કોઇ સ્થળે કાલ (સમય)ના બળથી એક અર્થ થાય છે જેમકે " रात्रीए कुवलय खील्युं ".

આહીં रात्री રૂપી સમયના બળથી कुवलय એટલે કુમુદ ( ચન્દ્ર વિકાશી કમળ )નુંજ ખીલવું સમજાવે છે; કારણકે સૂર્યવિકાશી કમળતો દિવસેજ પ્રફુલ્લિત થાય છે. कुवलय શબ્દ કમળ અને કુમુદ બન્નેનો વાચક છે.

૧૨ કોઇ સ્થળે સ્વર–" અ–આ–ઇ–ઈ–ઉ–ઊ " ઇત્યાદિના ફેરફારથી એક અર્થ થાય છે.

"सैन्धव खारूं, सैन्धव खारो" આહીં "खारूं" માં " ઉ " અને "खारो" માં "ઓ" એક સ્વરના ફેરથી પેલા सैन्धवનો અર્થ લવણ અને બીજા सैन्धवનો અર્થ અશ્વ સમજાય છે. કારણકે ખારૂં લવણજ હોય છે અને ખારો–તીખો અશ્વજ હોય છે.

૧૩ કોઈ સ્થળે અભિજ્ઞતાને લીધે પણ એકજ અર્થ થાય છે જેમકે "આ મયૂર અને આ પક્ષ" આંહી મયૂર અને પક્ષની અભિજ્ઞતાને લીધે પક્ષનો "પાંખ" એવોજ અર્થ થાય છે. પક્ષ એટલે પખવાડીયું નહિ અને જો "શુક્લ પક્ષ" હોય તો પક્ષનો અર્થ પખવાડીયું થાય, પાંખ નહિ.

૧૪ અનેકાર્થ શબ્દના અર્થનો નિર્ણય ન રહે ત્યાં વિશેષાર્થ-સ્મૃતિહેતુ થાય છે.

યથા

## इन्द्रशत्रु.

આંહી પૂર્વપદ ઇન્દ્ર શબ્દના ઉદાત્ત સ્વરથી ઉચ્ચારણ કરે તો "ઇન્દ્ર છે શત્રુ જેનો" આવા અર્થમાં અભિધાનું નિયમન થશે. અને ઉત્તર પદ શત્રુ શબ્દના ઉદાત્ત સ્વરથી ઉચ્ચારણ કરીએ તો "ઇન્દ્રનો શત્રુ" આ અર્થમાં વાચકતાનું નિયમન થશે.

## अभिधा.

શબ્દ ત્રણ પ્રકારના છે. વાચક, લક્ષક અને વ્યંજક. સંકેત કરેલ અર્થને સાક્ષાત્ કહે એ શબ્દ વાચક છે. જેમકે સંકેત કરેલ શંખ ગ્રીવાદિ આકારવાળા અર્થને ઘટશબ્દ સાક્ષાત્ કહે છે, એથી ઘટ શબ્દ ઉક્ત અર્થનો વાચક છે, અર્થાત્ કહેવાવાળો છે. વાચક શબ્દના અર્થને વાચ્યાર્થ કહે છે. વાચકશબ્દમાં ઉક્ત અર્થનો બોધ કરાવવાની શક્તિ અર્થાત્ સામર્થ્યને વૃત્તિ કહે છે. આંહી વૃત્તિ અર્થાત્ વ્યાપાર સંકેત છે. સંકેત તો ઘટાદિ શબ્દોથી શંખ ગ્રીવાદિ આકારવાળા પદાર્થોનું જ્ઞાન હોવું જોઇએ એવી નામ રાખવાવાળાની ઇચ્છા છે. કારણ જેના દ્વારા કાર્ય કરે એને વ્યાપાર કહે છે. જેમકે ઘટ બનાવવામાં ઘટ તો કાર્ય છે. મૃત્તિકા કુલાલ, દંડ ચક્ર આદિ કારણ છે. એ કારણ ભ્રમી ઇત્યાદિ દ્વારા ઘટ બનાવે છે. એથી ભ્રમી ઇત્યાદિ કારણ છે, અર્થનો બોધ કાર્ય છે, અભિધા અને લક્ષણા વ્યંજના વ્યાપાર છે.

સંકેત અને અભિધા એ પર્યાય શબ્દ છે. ન્યાયશાસ્ત્રમાં શક્તિનું આ લક્ષણ કહ્યું છે:—

अस्मात्पदादयमर्थोबोद्धव्य इतीश्वरसंकेतः शक्तिः ॥

આ પદથી આ અર્થ જાણવો જોઇએ એવો જે ઈશ્વર કૃત સંકેત એ શક્તિ; અને વાચ્યાર્થ, મુખ્યાર્થ, અભિધેયાર્થ ઈત્યાદિ પર્યાય છે.

યથા.

મનહરનાર મોરપિચ્છનો મુકુટ માથે,
હાથે બંસી હેરી દિન ગમ્મતમાં ગાળ્યા મેં;
પરમ પવિત્ર ઉરેં તુલસીનાં દલયુક્ત,
ગુંજમાલ જોઇ પુંજ પાપના પ્રજાળ્યા મેં;
યમુનાને તીર સ્યામ સુંદર શરીર પર,
પીળાં ચીર પેખી ત્રય તાપ તુર્ત ટાળ્યા મેં;
ગોપી ગોપ સંગ ખ્યાલ કરતા કદંબ તળે,
પરમ કૃપાલ નંદલાલને નિહાળ્યા મેં.

આમાં મોરપિચ્છ, મુકુટ, બંસી, તુલસી, ગુંજ, પુંજ, તીર, સ્યામ, ચીર, ગોપ, ખ્યાલ, કદંબ અને નંદલાલ વગેરે બધા શબ્દો પોતાનો સાંકેતિક અર્થજ બતાવે છે એથી अभिधा. (શબ્દના ઉચ્ચાર માત્રથી જ્યાં સહજ અર્થ સમજી શકાય તે अभिधा શક્તિ કહેવાય છે.)

## लक्षणा.

જ્યાં મુખ્ય અર્થનો બાધ થાય છતાં મુખ્ય અર્થનો સબંધ ન તૂટે ત્યાં लक्षणा નામની શબ્દશકિત કહેવાય છે.

યથા.

મુજ ઘર ગંગામાંહિ.

આંહી ગંગા શબ્દનો વાચ્યાર્થ ગંગાનો પ્રવાહ છે. એમાં ઘર નહિ હોઇ શકવાથી આ વાચ્યાર્થનો આંહી બાધ છે. અને આ વાચ્યાર્થનો તટની સાથે સબંધ પણ છે. એથી પ્રવાહ સદૃશ શીતલતા, પાવનતા પ્રયોજનને માટે ગંગા શબ્દ તટ અર્થને દેખાડે છે. “ लक्ष् ” ધાતુથી “ लक्षक ” શબ્દ બન્યો છે. “ लक्ष् ” ધાતુનો

અર્થ દર્શન છે. ગંગા શબ્દથી તટનો બોધ હોવાને માટે ગંગારૂપ લક્ષક શબ્દમાં જે વૃત્તિ છે એનું નામ લક્ષણ છે. " लक्ष्यते अनया इति लक्षणा " એથી દર્શન કરાય છે માટે એ લક્ષણા છે.

યથા.

વાર્યાં તન મન ધન વેગે વનમાલ જોઇ,
લૂંટયાં સુખ લક્ષ લક્ષ્ય રાખી એક લાલમાં
સુખપ્રદ શ્રેષ્ઠ ફળ્યાં મનનાં તમામ કામ,
પ્રેમનો પ્રવાહ વહે વૈકુંઠના વ્હાલમાં
કરી પ્રભુ રૂપપાન ભૂલી અન્યભાન હું તો,
હેમ હાર જેવા હરિ હૈડે ધર્યા હાલમાં.
ખોટી લાજ મૂકી કુલધર્મ બધો ચૂકી આજ,
ચોટી ખીલ્યાં ચક્ષુ મારાં ગુણભર ગ્વાલમાં.

આહીં " સુખ " કાંઇ નાણું નથી કે લૂંટાય. " મનકામ " વૃક્ષ નથી કે ફળે. " પ્રેમ " પાણી નથી કે તેના પ્રવાહ ચાલે. " પ્રભુનું રૂપ " નીર નથી કે પીવાય, તેમ " ચક્ષુ " પુષ્પ નથી કે ખીલે, પરંતુ આહીં लक्षणाशक्ति ના પ્રાબલ્યથી સુખનું લૂંટવું, મનકામનું ફળવું, પ્રેમનું વહેવું, પ્રભુના રૂપનું પાન અને ચક્ષુનું ખીલવુંજ સમજી શકાય છે.

" એક બાજુ છે માળવા, અન્ય બાજુ મેવાડ;
સજ્જ થઇને સમરમાં, મહદ મચાવે રાડ.

આહીં માળવા તથા મેવાડનું રણભૂમિમાં સજ્જ થઇ રાડ મચાવવાનું સંભવતું નથી એટલે મુખ્ય અર્થનો બાધ થયો. માળવા અને મેવાડમાં રહેનારા શૂરવીરો સમરમાં સજ્જ થઇ રાડ મચાવે છે એવો અર્થ કરતાં મુખ્ય અર્થનો સબંધ પણ ન તૂટયો એથી रूढा-लक्षणा.

જયાં મુખ્ય અર્થનો બાધ કરી ધ્વનિ પ્રકટ થાય ત્યાં प्रयो-जनवती-लक्षणा સમજવી જેમકે

સુર મુરલીનો સાંભળી, દિલમાં વ્યાપ્યો દાહ;
તે સમયે ન તજ્યો કઇ, કુલવધૂએ કુલરાહ.

આહીં "કુલરાહ" રાહ એવું રસ્તાનું નામ છે તેનો બાધ થઈ રીતિ એવો અર્થ થયો. રસ્તો તો ગામમાં હોય છે. કુળમાં રીતિ સંભવે, મુરલીનો સ્વર સાંભળી કુલવધૂઓને દિલમાં દાહ અર્થાત્ દિલમાં દુઃખ થવા લાગ્યું કે ક્યારે હરિને મળીએ એ ધ્વનિ, જેથી પ્રયોજનવતી—લક્ષણા થઇ.

" યથા "

જે જે સખી જઇને કરે છે ત્યાં તમારી વાત.
તેણે પીઠ મળતાં વિટંબનાઓ વેઠી છે.
ક્રોધને વધારી પ્યારી કરે માન કથા તેનું.
પાન કરી દૂતી પાછી પુરમાંહિ પેઠી છે.
જ્યાં લગી કૃપાલ તમે દૂર કરશો ન સાલ;
ત્યાં લગી એ બાલ સમજો ન હાથ હેઠી છે.
દોષ નહીં દેશો હવે કોઇને કન્હૈયાલાલ.
ઘોષ છે નદીમાં ત્યહાં રોષ ભરી બેઠી છે.

આહીં "પીઠનું મળવું" "માન કથાનું પાન" "નદીમાં ઘોષ" વગેરે વાક્ય મુખ્ય અર્થનો બાધ કરનારાં છે, છતાં તેનો અર્થ "વાંસો વાળી ઉભી રહે છે" "માનકથા સંભળાવે છે" "નદીને કાંઠે ઝુંપડાં છે" એમ સમજાય છે. જ્યાં સુધી તમે શોક રૂપી સાલને દૂર કરશો નહિ ત્યાં સુધી તમે એ તમારે હાથ છે એમ સમજશો નહિ. "તમારા ઉપર એની બહુ પ્રીતિ નથી" એવો ધ્વનિ નીકળે છે માટે પ્રયોજનવતી લક્ષણા.

પ્રયોજનવતી લક્ષણા ના બે ભેદ છે.

૧. શુદ્ધા. ૨. ગૌણી.

શુદ્ધા ના ચાર ભેદ છે.

૧. ઉપાદાન. ૨. લક્ષણ. ૩. સારોપ. ૪. સાધ્યવસાના.

જે અન્ય ગુણનો આશ્રય લિએ તેને उपादान लक्षणा કહે છે. અથવા અન્વયને માટે મુખ્યાર્થને બીજા અર્થમાં દોરી જાય, છતાં મુખ્યાર્થને બાધ ન લાગે એ પણ उपादान लक्षणा કહેવાય છે.

उपादानलक्षणामां વાક્ય અથવા શબ્દ સ્વકીય મુખ્યાર્થને સ્થિર રાખી તેની સાથે સંબંધ રાખનાર અન્ય અર્થનું ભાન કરાવે છે માટે તેને अजहत् स्वार्था પણ કહે છે.

લક્ષણલક્ષણામાં અન્ય અર્થનું ભાન કરાવવા માટે મુખ્યાર્થને તજવો પડે છે માટે તેને जहत्स्वार्था પણ કહે છે.

## उपादानलक्षणा उदाहरण.

" યથા, "

હોરીનો સમય જ્યારે આવે છે સમીપ ત્યારે,
જાહિર ધમાલ વ્રજમંડળમાં જાગે છે;
વર અભિલાષે વ્રજ ખેલે છે વિનોદ ધરી,
વિવિધ પ્રકારતણાં વાજાં ખૂબ વાગે છે.
રંગથી ભરેલી પિચકારી એક બીજા પર,
ચાલે છે અપાર તેમ લજ્જા સહુ ત્યાગે છે;
ઉડે છે ગુલાલ શ્યામ વદન બને છે લાલ,
લતા વૃક્ષ આદિ બધું લાલ લાલ લાગે છે.

આંહીં વ્રજ-નરનારીના અર્થનું ગ્રહણ કરે છે કારણ કે વ્રજ પ્રદેશ જડ હોવાથી ખેલી શકતો નથી. વાજાં વગાડનારના અર્થને સૂચવે છે, કારણ કે વાજાં પોતાની મેળે વાગી શકતા નથી. પિચકારીઓ ચાલે છે અને ગુલાલ ઉડે છે. એ વાક્યો પણ ચલાવનાર અને ઉડાવનારની અપેક્ષા રાખનારાં હોવાથી उपादान लक्षणा સમજવી.

અન્ય અન્વયની સિદ્ધિને માટે જે શબ્દ પોતાનો અર્થ તજી દિએ તે लक्षणलक्षणा સમજવી જેમ કે:—

" યથા "

આખો દિન આનંદ લઇને નંદલાલ સાથે,

નિજ નિજ મન્દિરે સિધાવી સહુ સજની;
ખાવામાં ન ખંત વાળુ કરતાં વિચારે બધી,
વ્હાલા વિણુ કેમ કરી વિતવાની રજની.
સેજને બિછાવી દીધા દીપક બુઝાવી પણુ,
આંખમાં ભરી છબિ વિહંગરાજ-ધ્વજની;
મુરલી મનોહરની મીઠી મુરલીને સુણી,
તોડી દીધું દ્વાર દોડી બ્હાર વામા વૃજની.

આહીં કમાડરૂપી અન્વયની સિદ્ધિને માટે "દ્વાર" શબ્દ પોતાના અર્થને તજી દીએ છે. કારણ કે તોડવું કમાડનું સંભવે, દ્વારનું નહિ, વળી ધ્વનિનું સાંભળવું સંભવે પણ મુરલિનું નહિ છતાં આહીં "મુરલી સુણી" એ શબ્દથી લક્ષણ લક્ષણા સિદ્ધ થાય છે.

સમાનપણું પામી અમુક અર્થની અન્ય અર્થમાં સ્થાપના કરવામાં આવે ત્યાં સારોપા-લક્ષણા સમજવી. અથવા જ્યાં આરોપ્યમાન-ઉપમાન હોય અને આરોપ્ય વિષય ઉપમેય પણ હોય તે સારોપા જેમકે--

"યથા"

મુજ દ્રગપૂતળી બનેલા મનમોહનને,
નેહથી નિહાળી હું તો હદવિણુ હરખી.
ખંત ઉરધારી ખાસ નવલ કિશોર તણી,
શાન્તિપ્રદ નજર ગણું છું સુધા સરખી.
કંસતણો અસ્ત કરનારની સમસ્ત છબિ,
ખચિત સુખોની ખાણુ પ્રાણુ સમ પરખી.
મુરલીનાં તાન ભાન ઉરનું ભુલાવનાર,
કાળ સમ કાળજું અમારૂં લિએ ભરખી.

આંહી મનમોહન-કૃષ્ણુને દ્રગની પૂતળી-કીકી. સ્થાપી, નજરને સુધા સ્થાપી, છબિને પ્રાણુ સ્થાપ્યા અને મુરલીના તાનની કાળ તરીકે સ્થાપના કરી એથી સારોપા.

મનમોહન, નજર, છબિ અને તાન આરોપ્ય, દ્રગપૂતળી,

સુધા, પ્રાણ અને મૃત્યુ આરોપ્યમાનની સાથે આરોપ્ય વિષય-આનંદ શાન્તિ, સુખ તથા દુઃખ પણ છે.

એકની સમતા બતાવવાને માટે બીજાને મુખ્ય સ્થાન આપવામાં આવે ત્યાં **સાધ્યવસાના** સમજવી. અથવા જ્યાં આરોપ્યમાન-ઉપમાન હોય અને આરોપ્ય-વિષય ઉપમેય ન હોય છતાં આરોપ્ય વિષયને પ્રકટ કરે તે **સાધ્યવસાના** જેમકે—

" યથા "

વારંવાર વિનવું શૃંગાર સજવાની મને,
ઝેર જેવી વાત મ્હેર લાવી કંઈ કૂહે નહીં;
બંધ મુખ રાખી:મુંગી મરી રહે એક બાજુ,
ભૂલ્યે પણ ખાનપાન કેરૂં નામ લે નહી;
વેરણ આ વખત કરેલી સજજ શય્યા પર,
અગણિત અંગારા બિછાવી દુઃખ દે નહીં;
કરે છે પ્રયાણ તણી ઇચ્છા મુજ પ્રાણ ધન;
ખબર એ આજ શું તેં સાંભળેલ છે નહીં ?

આંહી સખીને વેરણ કહી, પુષ્પને અંગારા કહ્યા. સખી અને પુષ્પની સમતા બતાવવાને માટે વેરણ તથા અંગારાને મુખ્ય સ્થાન આપ્યું. એટલા માટે **સાધ્યવસાના** સમજવી. આમાં વેરણ અને અંગારા આરોપ્યમાન છે, સખી અને પુષ્પ આરોપ્ય નથી, છતાં આરોપ્યનો વિષય જે દુઃખ તે દેખાઇ આવે છે.

હવે પ્રથમ **પ્રયોજનવતી લક્ષણા** ના **શુદ્ધા** અને **ગૌણી** એવા જે બે ભેદ લખી ગયા તેમાં જ્યાં મુખ્ય અને લક્ષ્ય અર્થમાં સાદૃશ્ય વિનાનો ક્રિયા સંબંધ જણાતો હોય ત્યાં **શુદ્ધા** અને જ્યાં ગુણવડે વાચ્ય તથા લક્ષ્ય એ ઉભય અર્થમાં સાદૃશ્ય સંબંધ જણાતો હોય ત્યાં **ગૌણી** સમજવી.

## શુદ્ધા ઉદાહરણ.

( યથા )

" ગોપ કૃષ્ણ મુજને સખી, મળ્યો માર્ગ મોઝાર;
કરથી વીંટી કાઢીને, હર્યો હૃદયનો હાર. "

અહીં ગોપના કર્મસંબંધે કૃષ્ણને ગોપ કહ્યો, કરથી વીંટી કાઢી ત્યાં કર તથા અંગુલિનો અંગાંગીભાવ સંબંધ બતાવ્યો. માટે શુદ્ધા સમજવી.

## ગૌણી સારોપા.

યથા.

વનરાજ સમાન પરાક્રમથી સહુ સિંહ કહે બળિયા નરને,
કૃતિ જોઇ શિઆળ સમી જગમાંહિ શિઆળ કહે સહુ કાયરને;
શિવ તુલ્ય ગુણો નિરખી ત્રયનેત્ર કહે સહુ સન્મતિ સાગરને,
મતિમંદ મહીં ગુણ અંધ સમા ગણી અંધ કહે ન લહે ડરને.

આહીં સિંહ, શિઆળ, ત્રિનેત્ર અને અંધ એ આરોપ્યમાન અને આરોપ્ય પુરૂષો સમજવા. આરોપ્ય વિષય પરાક્રમથી સિંહ, ભીરૂતાથી શિઆળ, સર્વજ્ઞપણાથી શંકર અને સત્યાસત્યને નહિ જોઇ શકવાથી અંધ કહેલ છે એથી સારોપા અને પરાક્રમ આદિ ગુણોના યોગથી ગૌણી સમજવી.

## ગૌણી સાધ્યવસાના.

યથા.

મારા સુણવા પ્રમાણે માતાજીના મંદિરમાં,
ભેળી થઇ હતી આજ બ્રાહ્મણની આખી નાત
પડવા પ્રપંચમાં હું પ્રથમથી જતો નથી,
કારણ કે છે નહીં પસંદ મને પક્ષપાત.
ઉદ્યોગને કાજ જે યુરોપમાં જઇને આવ્યો,
તેને દંડ દેવા કોણ આગળ થયો'તો તાત ?
બોલ્યા શું ગધેડા, શ્વાન ઉચર્યા શું એ સમયે,
બુદ્ધિમાન બની ત્યહાં વૃષભે કરી શી વાત ?

આહીં ગધેડા, શ્વાન તથા વૃષભ આરોપ્યમાન ઉપમાન છે અને માણસો આરોપ્ય–વિષય ઉપમેય તે નથી. આરોપ્યમાન ગધેડા,

શ્વાન અને વૃષભ આદિના ગુણો નહિ જણાવ્યા છતાં જણાઇ આવે છે માટે गौणीसाध्यवसाना સમજવી.

## रूढा लक्षणलक्षणा.

યથા.

કંચુકી ઉતારી કુચમંડલથી પ્યારી ઝટ,
સાડી દૂર ફેંકી કરે લોકલાજ ન્યારી તું;
કલિત કરેંથી છોડી ગ્રન્થિ કટિવસ્ત્ર તણી,
ઝટપટ લે છે ધોતી કટિપર ધારી તું.
છોડવા અંબોડો હાથ ઉંચા કરે એક સાથે,
ભ્રકુટિ ચઢાવીને જણાવે ભાવ ભારી તું;
નદીને કિનારે વસ્ત્ર ધોવાને ગએલી ધન,
કોનું મન બાંધે ના કછોટો બાંધનારી તું.

આમાં બધા શબ્દો રૂઢ છે એથી "રૂઢા" અને મનને બાંધવું એ સંભવતું નથી, વશ કરવું સંભવે. વશ કરવા રૂપી અન્વયની સિદ્ધિઅર્થે "બાંધવું" એ શબ્દે પોતાનો અર્થ તજી દીધો, માટે "લક્ષણલક્ષણા".

## प्रयोजनवती लक्षणलक्षणा..

યથા.

હમણાં જમીને જતાં રેશું ઘેર બાઇ બધાં;
પ્હોંચ્યા બાદ ત્યાં ખુશીથી ફાવે તેમ ફરજો.
જગત બધાથી જાણી આહીંની અનોખી રીત;
સર્વે એક બીજાથી વિચારી વાત કરજો.
ઘુંઘટથી ઢાંકી મુખ તાકી માત્ર ધરા સામું;
ઉંચી આંખ કરતાં જરૂર દિલે ડરજો.
ચૂપ ચાપ ચાલજો મળીને સહુ એક સાથે;
ગોકુલમાં ફૂંકી ફૂંકી ધીમે પાય ધરજો.

આમાં "ફૂંકી ફૂંકી" એ શબ્દે વિચારની ચાલ ચાલવારૂપ અન્વયની સિદ્ધિને માટે પોતાનો અર્થ તજી દીધો તેથી "લક્ષણલક્ષણા"

અને ગોકુલમાં કૃષ્ણથી બચવા જેવું છે; કારણ કે તેની પ્રીતિ સબંધી સર્વ કોઇ ગપ્પા ઉડાડે છે એ ધ્વનિ નીકળતો હોવાથી "પ્રયોજનવતી".

## विपरीतलक्षणलक्षणा

યથા.

પ્યારા તમે આજ જોતાં લાગો છો બહુજ સારા,
અધરમાં અંજન રૂપાળું ભરી આવ્યા છો;
આજનો દિવસ માનું ધન્ય અન્ય દિવસોથી,
ઠાકુરજી આપ શોભા ઠીક કરી આવ્યા છો.
મારૂં મન રાજી કરવાને ગાલ માથે તાજી,
પ્યારી પીકલીકને વિનોદેં વરી આવ્યા છો;
મોહનજી! મ્હેર કરી આજ મારે મન્દિરીએ,
માળા ગુણ વગરની ઉરેં ધરી આવ્યા છો.

વિપરીત એટલે ઉલટું. આહીં પ્યારા એટલે દુષ્ટ, સારા એટલે નઠારા, રૂપાળું એટલે કુરૂપું, ધન્ય એટલે ધિક્કારવા યોગ્ય, શોભા એટલે અશોભા અને રાજી કરવા એટલે ખેદિત કરવા એવો અર્થ થાય છે, માટે विपरीतलक्षणलक्षणा સમજવી.

## प्रयोजनवती उपादानलक्षणा सारोपा.

યથા.

સુણી આપણા દૂરથી વાદ્યડંકા,
ગયા દુર્ગમાં શત્રુઓ ધારી શંકા;
ધરો પાય ધીરે રિપુ જોઈ જાશે,
દુનાલીતણો ઠાઠ તો ભુંડો થાશે.

આહીં બંદૂકનો ઠાઠ સઘનતાનો અર્થ સૂચવે છે, માટે प्रयोजनवती. બંદૂક છે એટલે સાથે તેના ઉપાડનારા પણ હોવા જોઇએ, એવો ઉપરથી અર્થ નિકળે છે એથી उपादान लक्षणा; વળી બંદૂક આરોપ્યવિષય અને ઠાઠ આરોપ્યમાન હોવાથી सारोपा થાય છે.

## निरूढा लक्षणलक्षणा सारोपा.

યથા.

કોટિપતિ બનવા કરે છે યત્ન કોઇ વળી,
કોઇના હૃદયમાંહિ વસેલા હજાર છે.
કોડેથી કૃપણુ કોઇ કોડી કોડી સંગ્રહે છે.
કોઇ કોઇનો તો પાઇ પૈસા પર પ્યાર છે.
જૂદા જૂદા રોજગાર કરી કેટલાકનો તો,
તુર્તમાંજ લક્ષપતિ લેખાવા વિચાર છે.
સારૂં કરનારૂં સ્પષ્ટ ન્યારૂં કરનાર નષ્ટ.
મારૂં ધન સાચું નીકો નન્દના કુમાર છે.

આહીં ધનનો અર્થ " પાલન કરનાર, સુખ આપનાર " આદિ સિદ્ધ થાય છે, માટે લક્ષણલક્ષણા અને નન્દકુમાર આરોપ્ય અને ધન આરોપ્યમાન હોવાથી સારોપા થઇ, આમાં માત્ર વાચ્યાર્થજ હોવાથી રૂઢા સમજવી.

## तादात्म्य लक्षण.

વસ્તુતઃ એક છતાં જુદા જુદા બતાવવામાં આવે, છતાં જેમાં જરાએ ભેદ ન ભાસે તે તાદાત્મ્ય સબંધ કહેવાય છે.

યથા.

અન્યતણું આરાધન કરવાથી કોટિ ગણી.
જેની જગમાંહિ અતિ સુખપ્રદ સેવા છે;
ભાવ ભૂરિ ધારી ભજનાર જે અનન્ય ભાવે,
તેની હાનિઓ તમામ તુર્ત હરે તેવા છે.
શિષ્ટ ઉપદેશથી જે એકનિષ્ઠ બને તેને,
આનંદે અભિષ્ટ ફળ મિષ્ટ દિએ એવા છે.
મોક્ષ આપનાર અપરોક્ષ બુદ્ધિએથી સદા,
વેદ બ્રહ્મતુલ્ય યદુનાથ ધન જેવા છે.

આંહી વેદ એજ બ્રહ્મ અને યદુનાથ એજ ધન હોવા છતાં વેદ બ્રહ્મતુલ્ય અને યદુનાથ ધન જેવા કહી વેદની અને બ્રહ્મની તેમજ યદુનાથની અને ધનની જુદાઇ બતાવી, પણ અર્થ તો અભિન્નતા પ્રતિપાદકજ થાય છે.

## प्रयोजनवती लक्षण लक्षणा सारोपा.

યથા.

વ્હાલા વૃજવલ્લભનાં દર્શન અમારે મન,
મહા સુખરૂપ સદા ઠરવાનું ઠામ છે.
પાપીને પવિત્ર પાત્ર બનાવી પ્રસિદ્ધ રીતે,
મુક્તિ આપનારૂં માત્ર કેશવનું નામ છે.
અધમ ઉધારણ દયાળુ દીનબન્ધુ તણું,
શ્રદ્ધાયુક્ત સેવન એ દાસતણા દામ છે.
ગાન કરવાને યોગ્ય ગુણો ગિરિધારી તણા,
ધ્યાન કરવાને યોગ્ય શ્યામ અભિરામ છે.

આંહી વૃજવલ્લભનાં દર્શન એ કારણ અને સુખ કાર્ય હોવાથી કાર્યકારણ સંબંધે તાદાત્મ્ય સબંધની પ્રતીતિ થાય છે. વૃજવલ્લભનું દર્શન એજ સુખ છે, સ્વરૂપથી તે જુદાં નથી છતાં સુખને બીજો પદાર્થ બતાવ્યો, સુખ આરોપ્યમાન અને દર્શન આરોપ્ય વિષય હોવાથી सारोपा, મુક્તિ આપનાર માત્ર કેશવનું નામ છે અર્થાત્ બીજાનું નથી એ ધ્વનિ નીકળવાથી लक्षणलक्षणा. ફળ પ્રત્યક્ષ છે જેથી प्रयोजनवती.

## निरूढाउपादान लक्षणा साध्यवसाना.

યથા.

" કાળા દોડે છે અને, લાલ કૂદતા જાય;
ભાલાંના માર્યા ભલા, ભડ પણ હાય પોંડાય. "

આહીં ઘોડા–આરોપ્ય વિષય નથી. આરોપ્યમાન કાળા અને લાલ કહેલ છે, એથી સાધ્યવસાના; રૂઢ શબ્દો ભાલાં, ભડ આદિ હોવાથી રૂઢા, ભાલાંના માર્યા એથી ભાલાંને ધારણ કરનાર પુરૂષોનું ગ્રહણ થાય છે, માટે ઉપાદાન લક્ષણા સમજવી.

## प्रयोजनवती उपादानलक्षणा साध्यवसाना.

યથા.

મારે કાજળ માર, બંસી ગાયે વનમહીં;
ચારૂ ચિત્ત હરનાર, પેચ અટપટા પાઘના.

આહીં આરોપ્યમાન કાજળ છે અને આરોપ્ય વિષય નેત્ર નથી જેથી સાધ્યવસાના. બંસી ગાતી નથી, પણ બંસીવાળો ગાય છે, કાજળ માર મારતું નથી, પણ કાજળ ભરેલાં નેત્રવાળી માર મારે છે, એથી ઉપાદાનલક્ષણા. કાજળ માર મારે એ સંભવે નહિ, પણ મન હરે છે એવી અર્થ ઘટનાથી લક્ષણલક્ષણા પણ થઇ શકે. જેનું કાજળ માત્ર મન હરનારૂં છે તેના રૂપની શી વડાઇ કરવી ઇત્યાદિ ધ્વનિ.

## निरूढा उपादान लक्षणा सारोपा गौणी.

યથા.

આલિંગન યુવતીતણું, તેમ પુરાતન પાન;
તનપર મર્દન તૈલનું, શીતમહીં સુખ માન.

અહીં તૈલ શબ્દ સરસવ તથા અળસી વગેરેના તૈલનું ગ્રહણ કરે છે એથી ઉપાદાન, સુખ આરોપ્યમાન અને તૈલ આરોપ્ય વિષય હોવાથી સારોપા, તલના તૈલ જેવાંજ સરસવ તથા અરસીના તૈલ હોવાથી ગૌણી, અને શબ્દો રૂઢ હોવાથી રૂઢા સમજવી. આમાં યુવતી, પાન અને તૈલ એ ત્રણે શબ્દો પોતાના મુખ્યાર્થને પકડી રાખી અન્ય અર્થનું ગ્રહણ કરે છે માટે ઉપાદાન લક્ષણા સ્પષ્ટ છે.

## પ્રયોજનવતી ઉપાદાન લક્ષણા સારોપા ગૌણી.

યથા.

રાજકુમાર પછી પ્રકટ, કુમાર બીજા થાય
તે પણ સહુ તાદાત્મ્યથી, નૃપકુમાર કહેવાય.

આંહીં કુમાર આરોપ્ય વિષય અને રાજકુમાર આરોપ્યમાન છે એથી **સારોપા**, બીજા કુમાર અને યુવરાજનો સાદૃશ્ય સંબંધ હોવાથી **ગૌણી**, રાજકુમાર પોતાના મુખ્ય અર્થને રાખી અન્ય કુમારોના અર્થનું ગ્રહણ કરે છે, એથી ઉપાદાન, અને રાજકુમાર પછી જે જે બીજા કુમારો થાય છે તે પણ બધા રાજકુમાર કહેવાય છે. આ પદમાં એવો ધ્વનિ નીકળે છે કે રાજકુમાર પછી પ્રકટ થએલા કુમારો રાજાની પદ્વી પામવાના નથી. માત્ર પ્રથમ પ્રકટ થએલ કુમાર રાજા બનવાનો છે.

**પ્રયોજનવતી લક્ષણા** ના ઉક્ત આઠ ભેદ અને **ગૂઢ** તથા **અગૂઢ વ્યંગ્ય** થી સોળની સંખ્યા ધરાવે છે.

## ગૂઢ વ્યંગ્ય.

યથા.

દ્વિતીયાનો દ્વિજરાજ, દેખીં આપના દેહપર;
યદુપતિ મારા આજ, હૃદયનેણ ઠંડા થયા.

આહીં નાયકા ખંડિતા છે, નાયકના દેહને નખક્ષત આદિથી ખંડિત જોઇ તેનું હૃદય બળે અને આંખમાં પણ ક્રોધાગ્નિ વ્યાપે, વળી દેહ પર બીજના ચંદ્રમાનું હોવું સંભવે નહિ, આંહી નાયકાનું કહેવું એવું છે કે તમે અન્ય નાયિકાનો સંગ કરી આવ્યા છો અને તેણે કરેલા નખક્ષત આદિ હજુ દેખાય છે ઇત્યાદિ ગૂઢ હોવાથી **ગૂઢ વ્યંગ્ય**.

## अगूढ व्यंग्य.

યથા.

શ્રીપતિની શોભાતણું, દય સખી કરે બયાન;
ઘૂંઘટ ઉંચો કરી કરે, પ્યારી કર્ણથી પાન.

આંહી પાન કરવાનો અર્થ સાંભળવું, ઘૂંઘટ ઉંચો કરીને અર્થાત્ બરાબર આદરપૂર્વક ધ્યાન આપીને ઇત્યાદિ વ્યંગ્ય સ્પષ્ટ જણાઈ આવે છે જેથી अगूढ व्यंग्य.

હવે પ્રયોજનવતીના જે સોળ ભેદ બતાવ્યા તેમાં धर्मगत અને धर्मीगत फल મળવાથી બત્રીસ ભેદ થાય છે.

## धर्मगतफल.

યથા.

ભજવા ભવપતિને તથા, તજવા યમનો ત્રાસ;
સજવા સુખસ્નેહે કરે, ગુણીજન ગંગાવાસ.

આહીં ગંગામાં શીતલતા અને પવિત્રતા આદિ ધર્મ રહેલો છે તેથી ઇચ્છિતની પ્રાપ્તિ રૂપ ફળ રહેલ છે.

## धर्मीगतफल.

યથા.

છાયું ઘન ઘોરથી આ અંબર તમામ આજ,
જામી રહી છે કતાર જ્યાં જુઓ ત્યાં બગની;
સ્નેહ ઉર ધારી શોર મધુર કરે છે મોર,
નિરખી નવાણો થાય સફળતા દ્રગની.
મારૂં તો છે હૃદય કઠોર કાળમીંઢ જેવું,
પણ રાહ જોઈ રહી પ્યારી આપ મગની;
શોભા જોઇ નગની સુણીને વાણી ખગની એ,
કીર્તિસુતા કેમ કરી સ્હેશે કામ અગની.

દુઃખ એ ધર્મ છે અને એને જે ધારણ કરે તે ધર્મી સમજવો. અહીં વર્ષામાં વ્રજવલ્લભના વિયોગનું દુઃખ-ધર્મ, કીર્તિસુતા

રાધિકા કેમ સહી શકશે ? ” એમ સખી કૃષ્ણને કહે છે. આહીં ધર્મી રાધિકામાં વિયોગ દુઃખરૂપી ફળ રહે છે જેથી તે **धर्मीगत फल** છે.

વળી સખી કહે છે કે મારૂં હૃદય તો કાળમીંઢ પત્થર જેવું છે. અહીં સખી ધર્મી અને તેમાં રહેલું ધૈર્ય ફળ સમજવું. પણ પ્યારીનું હૃદય કોમળ છે તેથી એનાથી આપના વિયોગનું દુઃખ સહન નહિ થાય માટે તુર્ત મળો ઇત્યાદિ ધ્વનિ હોવાથી **प्रयोजनवती.**

આગળ કહેલા **रूढा** ના આઠ ભેદ સાથે **प्रयोजनवतीना** ૩૨ ભેદ મળતાં એકંદર ૪૦ થયા. એ ચાલીશે **पदमां** અને **वाक्यमां** પ્રકટ થાય છે એથી **लक्षणा** ના એંશી ભેદ થાય છે.

## पदगत लक्षणा.

યથા.

ગોરસતણા વિક્રયવડે ગુજરાન જે કાયમ કરે,
ગોયુત્થમાંહિ ફરે જરાપણ અન્ધકારે ના ડરે;
જેનો અજબ આનંદમય શ્રીકૃષ્ણ સાથે સ્નેહ છે,
પાવન પરમ યમુના ઉપર એ ગોપીઓનાં ગેહ છે.

આહીં “ યમુના ઉપર ” એ પદમાં લક્ષણા રહેલી છે.

## [1]वाक्यगत लक्षणा.

યથા.

ગણીને ભણેલી ગણેલી ભલી મેં,
પ્રિયાને મનાવા તને મોકલી મેં;
છતાં આવી પાછી ગઇ તુર્ત તેવી,
બની તું સખી બાપના થાન જેવી.

---

૧ જે પદસમૂહ અન્વયયુક્ત, અર્થબોધક અને કહેવા લાયક હોય તે वाक्य.

[1]લક્ષણા ના એકંદર ૮૦ ભેદ સમજવાની સરલ નોંધ

રૂઢા અને પ્રયોજનવતીમાં ઉપાદાનલક્ષણા અને લક્ષણલક્ષણા મળવાથી ચાર ભેદ થયા અને એ ચારે સારોપ અને સાધ્યવસાનને પામી આઠ પ્રકારની થઇ જેમકે:—

१ उपादानलक्षणा रूढा सारोपा.
२ उपादानलक्षणा प्रयोजनवती सारोपा.
३ उपादानलक्षणा रूढा साध्यवसाना.
४ उपादानलक्षणा प्रयोजनवती साध्यवसाना.
५ लक्षणलक्षणा रूढा सारोपा.
६ लक्षणलक्षणा प्रयोजनवती सारोपा.
७ लक्षणलक्षणा रूढा साध्यवसाना.
८ लक्षणलक्षणा प्रयोजनवती साध्यवसाना.

આ આઠે ભેદમાં शुद्धा અને गौणी મળતાં સોળ ભેદ થયા; તેમાં આઠ रूढा ના અને આઠ પ્રયોજનવતીના. હવે रूढा ના આઠ ભેદ એક બાજુ રાખી प्रयोजनवती गूढव्यंग्य અને अगूढ व्यंग्य એ બે ભેદથી સોળની સંખ્યા ધરાવે છે તેમાં धर्मगत फल અને धर्मीगत फल એવા બે પ્રકાર મળતાં प्रयोजनवतीना ૩૨ ભેદ થયા, તેમાં रूढा ના ૮ ભેદ મેળવતાં ચાળીશ ભેદ થયા. એ ચાલીશ पदगत અને वाक्यगत એવા ભેદથી ૮૦ ની સંખ્યા પ્રકટ કરે છે.

## व्यंजना.

જે વાચ્યાર્થ અને લક્ષ્યાર્થથી અતિરિક્ત અર્થનો બોધ કરાવે

---

૧ આ એંશી ભેદ સભાપ્રકાશ નામના હિન્દી ગ્રન્થમાં લખેલા છે, તેમાંની સોળ લક્ષણાના ઉદાહરણો અમે આપ્યાં છે અને બાકીના ધર્મગત, ધર્મીગત, ગૂઢવ્યંગ્ય, પદગત અને વાક્યગત ભેદ પણ એજ ઉદાહરણોમાં સ્પષ્ટ રીતે આવી જાય છે. તોપણ જુદા સંક્ષેપથી આપ્યા છે.

તે શબ્દ व्यंजक કહેવાય છે, વ્યંજક શબ્દથી ઉક્ત અર્થનો બોધ કરાવવાવાળી જે પ્રવૃત્તિ અર્થાત્ જે વ્યાપાર તે અંજનરૂપ મનાય છે. એટલા માટે એનું નામ વ્યંજન પડેલું છે.

કાવ્ય પ્રકાશગતકારિકામાં લખ્યું છે:—

व्यापारो व्यञ्जनात्मकः ॥

વ્યંગ્યાર્થ બોધમાં જે વ્યાપાર છે એ વ્યંજનારૂપ છે. "अञ्ज्" ધાતુથી અંજન શબ્દ થએલો છે. ઉક્ત ધાતુ વ્યક્તિના અર્થમાં પ્રવર્તે છે. વ્યક્તિનો અર્થ સ્ફુટ અર્થાત્ ચોખ્ખું: અસ્પષ્ટને સ્પષ્ટ કરનારી જે વસ્તુ તે અંજન કહેવાય છે. वि ઉપસર્ગનો આંહી વિશેષ એવો અર્થ થાય છે. જેથી વ્યંજનનો અર્થ અંજનવિશેષ. અંજન ઘણા પ્રકારનું થાય છે. કજ્જલાદિ અંજન તો ઘટાદિ પદાર્થને સ્પષ્ટ રીતે બતાવે છે. સિદ્ધાંજન લોકાન્તર તથા દેશાન્તર આદિને સ્પષ્ટ બતાવે છે. નિધ્યંજન પૃથ્વીમાં દાટેલા ધનને બતાવી આપે છે, પરંતુ આ અંજન અભિધા અને લક્ષણાથી નહી જણાતા અર્થને સ્પષ્ટ બતાવી આપે છે. એટલા માટે આ વૃત્તિનું નામ व्यंजना રાખેલું છે.

કાવ્યપ્રકાશગતકારિકાકાર આ પ્રમાણે લખે છે:—

अनेकार्थस्य शब्दस्य वाचकत्वे नियन्त्रिते ।
संयोगाद्यैरवाच्यार्थधीकृद्व्यापृतिरञ्जनम् ॥

સંયોગ આદિથી અનેકાર્થ શબ્દની વાચકતાના નિયમન થયા પછી એ અનેકાર્થ શબ્દના અવાચ્ય અર્થોની અર્થાત્ અભિધાથી ન જણાયેલ અર્થોની બુદ્ધિ કરાવવાળો વ્યાપાર અંજન અર્થાત્ વ્યંજના છે.

વ્યંજનાથી જણાતા અર્થને व्यंग्यार्थ, ध्वन्यर्थ, आक्षेपार्थ, सूच्यार्थ અને प्रतीयमानार्थ ઇત્યાદિ કહે છે. અહીં વ્યંગ્યાર્થ એ વ્યંજક શબ્દનો સાક્ષાત્ અર્થ પણ નથી. વ્યંજક શબ્દને લીધે વાચ્યાર્થના બાધ વગેરેથી વ્યંગ્યાર્થનું પ્રાગટ્ય થતું જ નથી. પરન્તુ

અંજનન્યાયથી દૂર રહેલા અર્થને બતાવવાપણું તેમાં રહેલું હોય છે. વ્યંગ્યાર્થની પ્રતીતિ કરાવવાવાળી વૃત્તિને વેદવ્યાસ ભગવાન આક્ષેપરૂપ અથવા ધ્વનિરૂપ માને છે.

અગ્નિપુરાણમાં એજ કહ્યું છે:—

श्रुतेरलभ्यमानोऽर्थो यस्माद्भाति सचेतनः ।
स आक्षेपो ध्वनिः स्याच्च ध्वनिना व्यज्यते यतः ॥

શ્રવણ માત્રથી લભ્યમાન નહિ અર્થાત્ અભિધા લક્ષણાથી નહી જાણેલ અર્થ જેથી सचेतन અર્થાત્ પ્રકાશમાન થઈને भाति અર્થાત્ ભાસે છે એ आक्षेप છે. "आसमंतात् क्षिप्यते प्रेर्यते इति आक्षेपः" ચારે તરફથી પ્રેરણાને આક્ષેપ કહે છે. અને ધ્વનિથી व्यज्यते અર્થાત્ પ્રકાશિત થાય છે, એથી એ ધ્વનિ પણ છે.

વાચ્યાર્થથી વ્યંગ્યાર્થનું અતિશયપણું જ્યાં જણાય ત્યાં પંડિત લોકો ધ્વનિ એવું નામ આપે છે.

વ્યંજના બે પ્રકારની છે. ૧ शाब्दी. ૨ आर्थी. શબ્દને આશ્રયે રહેલી હોય તે शाब्दी અને અર્થને આશ્રયે રહેલી હોય તે आर्थी.

## शाब्दीना उभय भेद.

૧. अभिधामूला. ૨. लक्षणामूला.

શબ્દમાં રહેલા અનેકાર્થને બળે જ્યાં બીજો અર્થ થાય ત્યાં अभिधामूला સમજવી.

યથા.

શું પાન વિણ આ વખત એ કોપાયમાન થયેલ છે ?
કે શુષ્કતા ધારણ કરી અભિધાન માત્ર રહેલ છે ?
શું સ્થાન સુંદર બાગમાં એને ઉચિત નથી લાગતું ?
સંભળાવ હાલ રસાલના માલણ મને મહાભાગ્ય તું.

આમાં પ્રકરણ જોતાં અભિધેયાર્થ આમ્ર સંબંધી છે, છતાં વ્યંજનાએ કરીને પ્રિયતમ સંબંધી અર્થ પણ થાય છે. આમ્રપક્ષમાં

પાન એટલે પર્ણ, અને પ્રિયતમના સંબંધમાં પાન એટલે અધરપાન. આમ્ર વિષયમાં શુષ્કતા એટલે સુકાઈ જવું, અને પ્રિયતમના વિષયમાં રસરહિત થવું ઇત્યાદિઃ

જ્યાં પ્રયોજનને લીધે લક્ષણાનો આશ્રય કરવો પડે અને તેનાથી જે વ્યંગ્ય પ્રગટ થાય તે लक्षणामूला કહેવાય છે. તેના બે ભેદ છે. १ गूढव्यंग्य २ अगूढव्यंग्य. આ બન્નેના ઉદાહરણ લક્ષણાના વિષયમાં અપાઇ ગયાં છે.

## लक्षणामूलव्यंग्य.

યથા.

પ્યારા પાસ મારા નિત્ય સંદેશા લઇને સખી,
વારંવાર પ્રીતથી તું ઝટપટ જાય છે.
ચુકી ઘરકામ મનોહારિણી તું મારે લીધે,
દોડાદોડ કરી દિનરાત દુઃખી થાય છે.
મોહનનું મન મારા તરફ લગાડવાને,
ખંતથી અનંત યુક્તિ કરતી જણાય છે.
મિત્રતા નિભાવવી છે મુશ્કીલ હમેશાં પણ;
તારા યોગ્ય વર્તન વિશુદ્ધ વખણાય છે.

અહીં નાયિકા પોતાની સખીને કહે છે કે તારે મારે લીધે વારંવાર મારા પ્રિય પાસે જવું પડે છે, દુઃખ વેઠવું પડે છે, અને તું ત્યાં યોગ્ય વર્તન રાખે છે ઇત્યાદિ वाच्यार्थ છે, પરંતુ તેમાંથી તેં મારા પ્રિય સાથે કામતૃપ્તિ કરેલ છે, મારા તરફ શત્રુ જેવું વર્તન રાખેલ છે ઇત્યાદિ लक्ष्यार्थ નીકળે છે અને એથી તેં મારા પ્રીતમને તારી સાથે આનંદ અને કામતૃપ્ત કરવા લલચાવ્યા; તેથી તે મારા તરફ બેવફા બનેલા છે એવો व्यंग्य પ્રકટ થાય છે.

વ્યંજકનો દશ પ્રકારે અર્થ થાય છે.

| | |
|---|---|
| १ वक्ताविशेष. | २ बोद्धव्यविशेष. |
| ३ काकुविशेष. | ४ वाक्यविशेष. |

५ वाच्यविशेष. ६ अन्यसान्निधिविशेष.
७ प्रस्तावविशेष. ८ देशविशेष.
९ कालविशेष. १० चेष्टाविशेष.

## वक्ताविशेष व्यंग्य.

યથા.

સાસુજીના હુકમથી નદીએ ગઇ'તી ત્યહાં,
જીવનને જમવાનું ટાણું થયું જાણીને હું.
અન્ય વાત છોડી આજ બહુજ ઉતાવળથી,
આવી ઘેર ભરી મ્હોટા ઘડામાંહિ પાણી હું.
શ્રમને લીધે ચઢયો છે અનહદ શ્વાસ એથી,
આ સમયે વદવા સમર્થ નથી વાણી હું.
માટે રહે મૌન હાલ કરમાં સવાલ ઝાઝા,
જોને સખી શાણી ભારે સ્વેદથી ભિંજાણી હું.

આંહી વકતા નાયિકા પોતાની સખી પ્રત્યે જળ ભરી લાવ્યાનું બ્હાનુ બતાવી પોતાની પરપુરૂષ જોડે ક્રીડા કરવારૂપી ક્રિયાને છુપાવે છે, એ વ્યંગ્ય નીકળે છે.

## बोद्धव्यविशेष व्यंग्य.

યથા.

મુજ હિતમહીં દઇ ચિત્ત સખી ! તું સકલ કુંજમહીં ફરી,
થઇ છે શ્રમિત અતિ અંગથી આ શ્વેત બિન્દુ રહ્યાં ઝરી;
હુડીઓ ઘણી કાઢી અરેરે ! બાઇ તું હાંપી રહી,
તો પણ તને મુજ પ્રાણવલ્લભનો મિલાપ થયો નહીં.

આંહી બોદ્ધવ્ય સખી છે તેને નાયકા કહે છે કે " મારા હિતમાં ચિત્ત દઇને કુંજે કુંજમાં ફરી શ્રમિત થઇ છતાં મારા પતિનો મિલાપ તને ન થયો એ વાચ્યાર્થ છે. અને લક્ષ્યાર્થ એવો છે કે મારા અહિતમાં ચિત્ત દઇ મારા પ્રીતમને મળી તેં સંભોગસુખ લીધું છે અને એથી શ્રમજન્ય ચિન્હો જણાય છે એ વ્યંગ્ય.

## ૩ काकुविशेष व्यंग्य.

યથા.

ચમકી રહીં છે ચપળા, ડરામણા ઘન ગાજે દિનરાત;
શું કરવાને હમણા, પ્યારા ! કરવી પ્રયાણની વાત.

આહીં પ્રયાણની વાત હમણા ચલાવો નહિ એ વ્યંગ્ય છે.

## ૪ वाक्यविशेष व्यंग्य.

યથા,

એક ટકે મુજ હારે, પ્રથમ ખાસ રૂચિપૂર્વક ખેંચાતાં;
હારવાળી હું છું પણ, હવે હું ભણી દ્રગ નથિ દેખાતાં.

આહીં પ્રથમ અને હવે એ વચનોથી કોઇ નાયિકા નાયકને કહે છે કે જ્યાંસુધી મારા હારમાં સખીનું પ્રતિબિમ્બ પડતું હતું ત્યાંસુધી તમારી નજર હાર ભણી ખેંચાણી હતી. જો કે એ હાર મેં હજુ પણ પહેરેલો છે છતાં સખી નહી હોવાથી હવે તમે મારાભણી શા માટે જુઓ ! એ વ્યંગ્ય પ્રકટ થાય છે.

## वाच्यविशेष व्यंग्य.

યથા.

વિશ્વ બધું જે વિધિને, વિબુધ કહે છે વિનોદભર વેણે;
રાહુની રમણીના, કુચની રચના કરેલ છે એણે.

આહીં રાહુને હાથ ન હોવાથી તેની સ્રીના કુચની રચના નિ-ષ્પ્રયોજન છે, એથી વિધાતાની અજ્ઞતારૂપ વ્યંગ્ય પ્રકટ થાય છે. જ્યાં એક અર્થમાંથી બીજો અર્થ નીકળે એ વાચ્યવિશેષ કહેવાય. જેમકે વિબુધમાંથી અજ્ઞ એવો અર્થ નીકળ્યો.

## अन्यसन्निधिविशेषव्यंग्य.

યથા.

એક બાજુ ઉભેલ, જ્યોતિમય હરિને જોઇ;
સખીને ઉંચે સ્વરે, કહે છે કામિની કોઇ.

નેહ ધરી નદી તટે, આજ હું પાણી ભરતાં;
ભુલી ગઇ છું હાર, યાદ આવ્યું બહું સ્મરતાં.
હમણા લઇ એ હાર હું, આવીશ બની ઉતાવળી;
બાઈ મારે બારણે, બેસ કૃપા કરી બે ઘડિ.

આહીં સખી સાથે વાત કરતાં સમીપમાં ઉભેલા નાયક–હરિને જોઇ નદી કિનારાનો સંકેત બતાવ્યો એ વ્યંગ્ય.

## प्रस्तावविशेष व्यंग्य.

યથા.

તરૂણી ! તારાપતિનું, સુણ્યું આગમન આજ થવાનું છે;
માટે વિલંબ મૂકી, કાર્ય કરી લે જે કરવાનું છે.

જો પરકીયાનો પ્રસંગ હોય તો બીજી નાયકાઓ પોતાના ઉપપતિને મળવા ગઇ છે છતાં તું કેમ બેઠી છે. એમાં ઉપપતિના મિલન આદિ વ્યંગ્ય અને જો સ્વકીયાનો પ્રસંગ હોય તો ગૃહકાજ તથા શ્રંગાર આદિ વ્યંગ્ય સમજવા. સ્વકીયાને પતિ આવ્યા બાદ તેની સેવામાં રોકાવું પડે તેથી એ વખતે શ્રંગાર તથા ગૃહકાર્ય બરાબર ન બની શકે અને પરકીયાને પોતાનો પતિ આવ્યા પછી ઉપપતિને મળવાનું ન બની શકે ઇત્યાદિ સમજી લેવું.

## देशविशेष व्यंग्य.

યથા.

નથિ ચાલવાની શક્તિ એથી જેમ તેમ કરી અહીં,
હું પુષ્પ વીણીશ પ્રેમથી આ સ્થલમહીં એકલી રહી;
માટે વિનતિ મારી સ્વીકારી તુર્ત કહીં સુખથી ભલે,
વીણો સુમન જઈ વ્હાલથી સખીઓ તમે બીજે સ્થલે.

આહીં નાયિકા પોતે જે સ્થળે પુષ્પ વીણુવાની ઇચ્છા રાખે છે. એ સ્થળ રતિક્રીડાને અનુકુળ હોવાથી બીજી સખીઓને આઘી કાઢે છે. એથી નાયક સાથે એ સ્થળે અગાઉથી મળવાનો સંકેત કરી રાખ્યો હોય એવો વ્યંગ્ય નીકળે છે.

## કાલવિશેષ વ્યંગ્ય.

યથા.

રોકી રહી છે શિદ સખી ગ્રહીં હાથથી શિરતાજને,
શું હું જમાન હવે જવા દે આ સમય યદુરાજને;
હરિ આવશે ફરી રીઝવશે તુજ હૃદય અતિ અનુરાગથી,
ભાવેં થવાની ભેટ પાછી તુરતમાં વનબાગથી.

આહીં બીજી જગોએ ભેટ થવાનું નહી બતાવતાં વનબાગથી ભેટ થશે એમ લખ્યું એ ઉપરથી વસંતઋતુ વ્યંજિત થાય છે. કામોદ્દીપનને લીધે નાયક તુરતમાં તને મળશે એ વ્યંગ્ય છે.

## ચેષ્ટાવિશેષ વ્યંગ્ય.

યથા

નમણી નવેલી કોઈ નીવી કસવાને મિષે,
આશકને અંગ બધાં ઉમંગે બતાવતી;
કામવશ બની ગ્રહી પોતાને કરેંથી કુચ,
મુદભર જાનુ સાથ જાનુંને મિલાવતી;
લલચાતી, લજાતી, દબાતી અધર દંતે,
દિલમાંહિ અનહદ ચાહને દ્રઢાવતી;
કેશપર હાથ રાખી પગમાં નજર નાખી,
સૂના ઘર ભણી ચાલી ભાવેં મન ભાવતી.

આ છંદમાં ઉપરના ત્રણ પદોથી નાયિકા અંગચેષ્ટા વડે પોતે કામાતુર બનેલી છે એવું વ્યંજિત થાય છે. બાદ કેશપર હાથ મૂકી નાયકને સૂચવે છે કે "અંધકાર વખતે," પગમાં નજર નાંખી સૂચવે છે કે "તમારે પગે પડું છું," અને સૂના ઘરભણી ચાલી સૂચવે છે કે "આ એકાંત ગ્રહ કેલિયોગ્ય છે." માટે ત્યાં અવશ્ય આવવું ઇત્યાદિ વ્યંગ્ય.

## મિશ્રિતવિશેષ વ્યંગ્ય.

પૂર્વે જે વક્તા આદિ અર્થવ્યંજક દશ પ્રકાર બતાવ્યા, તેમાંના બે અથવા ત્રણ જ્યાં એક સાથે જોવામાં આવે ત્યાં મિશ્રિતવિશેષ વ્યંગ્ય સમજવો.

યથા

માતા ગઈ ગામ દાઈ જ્વરથી પીડાઈ રહી,
ગોવિંદજી ! કહો દુઃખ કોના પાસે ગાઉં હું;
કરમને યોગે ચોકીદાર પણ રાતઅંધો,
ઉન્નત ને શુન્ય ગૃહે એકલી મુંઝાઉં હું,
હું તો હવે હારી સખીઓને સમજાવી છતાં,
માને નહિ મારૂં કેમ ભયથી મુકાઉં હું.
મારી સાથે સુવા આવે સખીઓ સમસ્ત આ કે,
એની સાથ સુવા યદુરાજ આજ જાઉં હું ?

આહીં વક્તા નાયિકા છે અને બોદ્ધવ્ય કૃષ્ણ છે, નાયિકા રતિની ઇચ્છાથી સખીઓની હાજરી છતાં કૃષ્ણને સૂચની આપે છે કે મારી મા ઘેર નથી, દાઇ પણ માંદી છે, ચોકીદાર રતાંધળો છે જેથી તમે આવશો તોપણ કોઇ જોઇ શકશે નહિ. ઘર શુન્ય અને ઉન્નત છે એથી કોઇ જોઇ શકે એવો સંભવ નથી. માટે આપ રાત્રિએ મારે ત્યાં અવશ્ય પધારજો, એ વ્યંગ્ય રહેલો છે.

વ્યંગ્યથી પણ ત્રણ પ્રકારના વ્યંગ્ય પ્રગટ થાય છે. ૧ વાચ્યાર્થ વ્યંગ્યથી. ૨ લક્ષ્યાર્થ વ્યંગ્યથી. ૩ વ્યંગ્યથી.

## વાચ્યાર્થવ્યંગ્યથી વ્યંગ્ય.

યથા

માતા ! મને કહીશ વળી, કે તું કરતી નથી કામ ઘરનું.
લે કહે તે કરી આવું, મંદ થાય છે મુખડું દિનકરનું.

આમાં વાચ્યાર્થ સ્પષ્ટ છે. માતાની આજ્ઞા પુત્રીએ માનવી જોઇએ એ વ્યંગ્ય છે. અને આમાં કામને બ્હાને નાયકા સાંજનો

સમય બતાવે છે, એથી તેની પરપુરૂષ સાથે રમણ કરવાની ઇચ્છા તેની માતા ન જાણે તેમ વ્યંજિત થાય છે.

## લક્ષ્યાર્થ વ્યંગ્યથી વ્યંગ્ય.

યથા

સહી દંત નખ દેહે, ધન્ય ધન્ય કરી કરૂણા મુજ માથે;
હદ હિતસ્વિની થઇને, રાખી આવી તું સ્નેહ લાલ સાથે.

આહીં "ધન્ય ધન્ય" અને "હિતસ્વિની" -એ શબ્દ પોતાના મુખ્યાર્થનો બાધ કરી "ધિક્ ધિક્ અને અહિત ઇચ્છનારી" એવો અર્થ પ્રકટ કરે છે એ લક્ષ્યાર્થ. અને દંત અને નખના ક્ષત શરીરે સહન કરી લાલથી સ્નેહ રાખી આવી અર્થાત્ સંભોગ કરી આવી એ વ્યંગ્ય. હવે પોતે દુઃખી થએલ છે અને દૂતીના અપરાધને જાણે છે છતાં તેને છૂપાવે છે એ બીજો વ્યંગ્ય.

## વ્યંગ્યથી વ્યંગ્ય.

યથા,

નલિની પત્ર નિશ્ચલ છે, તે પર બક બેઠો છે તજી ત્રાસ;
જાણે મર્કતપાત્રે, વિમળ શંખનો અડગ હોય વાસ.

આહીં નલિની પત્ર નિશ્ચલ છે અને તેના ઉપર બગલો ભય તજીને બેઠો છે જેથી સ્થાન નિર્જન છે, એવો વ્યંગ્ય નીકળે છે; અને પાસે રહેલા નાયકને "ત્યાં વિહાર કરવા ચાલો" એવું સૂચવવા રૂપ બીજો વ્યંગ્ય પ્રકટ થાય છે.

## કાવ્ય ભેદ.

કાવ્યના ત્રણ ભેદ છે. ૧ ઉત્તમ, ૨ મધ્યમ, અને ૩ અધમ.

## ઉત્તમ કાવ્યનાં લક્ષણ.

કાવ્ય પ્રકાશકાર લખે છે:—

इदमुत्तममतिशयिनि व्यङ्ग्ये वाच्याद्ध्वनिर्बुधैः कथितः

જેમાં વાચ્યાર્થથી વ્યંગ્યાર્થ અધિક ચમત્કારયુક્ત હોય એ ઉત્તમ કાવ્ય કહેવાય છે; અને પંડિતો ઉત્તમ કાવ્યને ધ્વનિ કહે છે.

## व्यंग्य.

યથા,

ચાંદનીમાં મળી ચારૂ, ઉભયતણા ગાત્રની પ્રતિચ્છાય;
એક સંગ હરિ રાધા, ચાહે ચાલ્યાં ગલીમહીં જાય.

આમાં ચાંદનીમાં મળી હરિ રાધાનું ગલીમાં ચાલવું દુર્જનના ભયને સૂચવે છે એ વ્યંગ્ય છે. વિશેષ ચમત્કાર નથી.

## ध्वनि.

યથા,

પોષ માસમાં પ્રિયતમ, વિદેશ જાવા તયાર થાયે છે;
કામિની કર ગ્રહી વીણા, ગુણીયલ સુણતાં મલ્હાર ગાએ છે.

અકાલ વર્ષા યાત્રાનો નિષેધ કરે છે અને મલ્હાર રાગ ગાવાથી વર્ષા થાય છે. આમ સમજી નાયકાએ મલ્હાર રાગ ગાવા માંડ્યો. આમાં કરમાં વીણા ગ્રહણ કરવારૂપ ચેષ્ટાવૈશિષ્ટયથી ચમત્કારયુક્ત વ્યંગ્ય છે એ ધ્વનિ.

## ध्वनिभेद.

ધ્વનિના બે ભેદ છે. ૧ अभिधामूल, ૨ लक्षणामूल. આને શાબ્દી અને આર્થી પણ કહે છે. अभिधानमूल ध्वनिने विवक्षित वाच्य અને लक्षणामूल ध्वनिने अविवक्षित वाच्य કહે છે.

## लक्षणामूल ध्वनि.

જ્યાં વક્તાની ઈચ્છા વિના વચનનો સ્વભાવજ વ્યંગ્ય પ્રગટ કરે એ लक्षणामूल ( અવિવક્ષિતવાચ્ય ) ध्वनि.

અવિવક્ષિતવાચ્યના બે ભેદ છે ૧ अर्थान्तरसंक्रमित वाच्य, ૨ अत्यंततिरस्कृतवाच्य.

## [1]अर्थान्तरसंक्रमित वाच्य.

સીધો અર્થ થતો હોય છતાં કવિ વ્યંગ્ય કાઢી ચમત્કાર પ્રગટ કરે એ अर्थान्तरसंक्रमित वाच्य.

યથા.

મેંદી બુન્દે બાલા, મોહનનું મન હરણ કરી લીધું;
હવે કહે શા કારણ, કપટજાલ રચી મહદ માન કીધું.

મેંદીના બુન્દથી તેં મોહનનું મન હરણ કર્યું એવો આમાં સીધો અર્થ છે. છતાં કવિ માત્ર મેંદીના બુન્દેજ મન હર્યું છે તો બીજા અલંકારોની તો વાતજ શી કરવી એમ વ્યંગ્યથી ચમત્કાર બતાવે છે.

## [2]अत्यंततिरस्कृत वाच्य.

જ્યાં મુખ્યાર્થનો બાધ કરી રસમય અર્થ કરવામાં આવે ત્યાં अत्यंततिरस्कृत वाच्य.

યથા.

કનક રંગ છબિ અંગની, લોચન લલિત ચપળતા ધરનાર;
બાલ નવેલી નિરખી, બન્યા લાલ આનંદે ઉરહાર.

લાલનું હાર બનવું સંભવતું નથી એથી મુખ્યાર્થનો બાધ કરી સાથે રહેવાનો અર્થ કરવો પડે છે, માટે अत्यंततिरस्कृत वाच्य.

---

૧ અર્થાન્તરસંક્રમિત વાચ્યનું સરલ લક્ષણ નીચે પ્રમાણે છે.
ઉપાદાન લક્ષણામાં મુખ્યાર્થનો બાધ થતો નથી માટે જ્યાં ઉપાદાનલક્ષણા પ્રયોજનવતી હોય ત્યાં અર્થાન્તરસંક્રમિત વાચ્ય ધ્વનિ થાય છે.

૨ અત્યંત તિરસ્કૃતવાચ્યનું સરલ લક્ષણ નીચે પ્રમાણે છે:—
જ્યાં પ્રયોજનવતી લક્ષણલક્ષણાથી ધ્વનિ પ્રકટ થાય ત્યાં અત્યંત તિરસ્કૃત વાચ્યધ્વનિ થાય છે.

## अभिधामूल ध्वनि.

જ્યાં વક્તાની ઇચ્છાનો અર્થ વ્યંગ્યયુક્ત પ્રકટ થાય તે અભિધામૂલ (વિવક્ષિતવાચ્ય) ધ્વનિ.

વિવક્ષિત વાચ્યના બે ભેદ છે. ૧ असंलक्ष्यक्रम ध्वनि २ संलक्ष्यक्रम ध्वनि.

## असंलक्ष्यक्रम ध्वनि.

આ ધ્વનિ રસમાં અને ભાવમાં ત્વરાથી ક્રમ ન જાણવામાં આવે એમ પ્રકટ થઇ સજ્જનના ચિત્તને આલ્હાદ આપે છે. રસમાં પ્રકટ થનાર રસધ્વનિ અને ભાવમાં પ્રગટ થનાર ભાવધ્વનિ કહેવાય છે.

## असंलक्ष्यक्रमरसध्वनि.

યથા.

અંજન અધર ભર્યું છે, તાંબુલ દ્રગપર અલક્ત છે ભાલ;
રૂપ ધરી રસવંતું, ભલે પધાર્યા આજ તમે લાલ.

આમાં હાસ્ય રસ અંગપ્રધાન શ્રંગાર છે તેથી રસધ્વનિ.

## असंलक्ष्यक्रम भावध्वनि.

યથા.

હિયે વિરહ દુઃખ દારૂણ, ઉપાય એનો મળે નહીં કાંઇ;
જતાં જીવને રોકું, પતિની વાતો સંભળાવી બાઇ.

આમાં ચિંતા અને ત્રાસ સંચારી ભાવનું પ્રાધાન્ય હોવાથી ભાવધ્વનિ.

## संलक्ष्यक्रमध्वनि.

આ ધ્વનિ શબ્દશક્તિથી, અર્થશક્તિથી અને શબ્દાર્થશક્તિથી એમ ત્રણ પ્રકારે પ્રકટ થાય છે.

## शब्द शक्ति.

જે શબ્દનો પર્યાય શબ્દ દાખલ કરવાથી ઇષ્ટ અર્થની હાનિ થાય એ शब्दशक्ति

## शब्दशक्त्युद्भवध्वनिभेद.

શબ્દ શક્તિથી પ્રકટ થતી ધ્વનિ બે પ્રકારની છે, વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિ.

## वस्तु.

જ્યાં અલંકારથી ભિન્ન સીધો અર્થ પ્રકટ થાય એ વસ્તુ.

## शब्दशक्तिज वस्तुध्वनि.

યથા.

પરદેશી ગામ અમારૂં, શય્યા ભુવન નથી નથી ચતુર કોઇ;
રસિક પથિક રહો રાત્રિ, જાહિર ગાઢ પયોધર આ જોઇ.

આમાં એક અર્થ સીધો છે કે પયોધર-વાદળાં ગાઢ ચઢી આવ્યાં છે. જો વર્ષાનો ભય રાખતા હો તો રાત્રિ રહો. બીજા અર્થમાં નાયકા સ્વયંદૂતિકા સૂચવે છે કે અહીં શય્યા આદિ સામગ્રી નથી, સારાં ભુવન નથી, તેમ હું વિશેષ ચતુર પણ નથી છતાં આ ગાઢ પયોધરને જોઇ મારી સુતા ઉપર આસક્ત થતા હો તો અહીં રાત્રિ નિર્ગમન કરો. આમાં પયોધર શબ્દને બદલે અભ્ર કે વારિવાહ શબ્દ કરીએ તો ઇષ્ટ અર્થની હાનિ થાય છે, માટે શબ્દશક્તિ; અને નાયકાએ પોતપોતાનું દૂતત્વ કર્યું એ વસ્તુથી વસ્તુધ્વનિ.

## शब्दशक्तिज अलंकारध्वनि.

યથા.

હાટ કપાટ રૂપાળા, મનહર મહિષી જોઉં છું જ્યાંહ;
ગેર અને ગજ સાથે, સાચવી રાખે શાહ પાતશાહ.

અર્થ—હાટ (દુકાન) અને કપાટ (સામાન રાખવાના કપાટ) રૂપાળા છે. તેમજ મનને હરણ કરે એવી મહિષી (ભેંસો) જ્યાં જોઉં છું. ગેર (ચાળીશ રૂપીઆભારનું વજન) અને ગજ (કપડું માપવાનું ચોવીશ આંગળનું માપ) સાથે સાચવી રાખે છે એ શાહ (વેપારી).

હાટકપાટ ( સોનાના સિંહાસનો ) રૂપાળા છે તેમજ મનને હરણ કરે એવી મહિષી ( રાજરાણી–બેગમ ) જ્યાં જોઉં છું. શેર ( સિંહ ) અને ગજ ( હાથી ) જે સાથે સાચવી રાખે છે એ પાત-શાહ ( પૃથ્વીપતિ ). આમાં પણ હાટકપાટ, મહિષી, શેર, ગજ, ને બદલે તેના પર્યાય શબ્દો મૂકીએ તો ઈષ્ટ અર્થની હાનિ થાય છે માટે શબ્દશક્તિ અને શાહ તેમજ પાતશાહની ઉપમાનોપમેય અલંકારથી અલંકાર ધ્વનિ.

## अर्थशक्ति.

જ્યાં પર્યાય શબ્દ દાખલ કર્યા છતાં ઈષ્ટ અર્થની હાનિ ન થાય એ अर्थशक्ति.

અર્થશક્તિથી બાર પ્રકારના ધ્વનિ પ્રગટ થાય છે.

१ स्वतः संभवीवस्तुथी वस्तु ध्वनि.
२ स्वतः संभवीवस्तुथी अलंकार ध्वनि.
३ स्वतः संभवी अलंकारथी वस्तु ध्वनि.
४ स्वतः संभवी अलंकारथी अलंकार ध्वनि.
५ कविप्रौढोक्तिसिद्ध वस्तुथी वस्तु ध्वनि.
६ कविप्रौढोक्तिसिद्ध वस्तुथी अलंकार ध्वनि.
७ कविप्रौढोक्तिसिद्ध अलंकारथी वस्तु ध्वनि.
८ कविप्रौढोक्तिसिद्ध अलंकारथी अलंकार ध्वनि.
९ कविनिबद्धवक्तानी प्रौढोक्तियुक्त वस्तुथी वस्तु ध्वनि.
१० कविनिबद्धवक्तानी प्रौढोक्तियुक्त वस्तुथी अलंकार ध्वनि.
११ कविनिबद्धवक्तानी प्रौढोक्तियुक्त अलंकारथी वस्तु ध्वनि.
१२ कविनिबद्धवक्तानी प्रौढोक्ति अलंकारथी अलंकार ध्वनि.

## स्वतः संभवी.

જ્યાં જગત પ્રસિદ્ધ અર્થથી ઉચિત વ્યંગ્યાર્થ પ્રગટ થાય એ स्वतः संभवी.

## સ્વતઃ સંભવીવસ્તુથી વસ્તુધ્વનિ.

યથા.

કરતા પ્રલય વરષતા, જોરે જલધર મળી એક સાથ;
સુરપતિગરવ શમાવા, ધર્યો ગિરિધરેં હર્ષે ગિરિ હાથ.

આમાં ઇન્દ્રકોપ આદિ વસ્તુથી વૃજની રક્ષારૂપ વસ્તુ વ્યંગ્ય સ્વતઃ સંભવીથી પ્રકટ થાય છે માટે સ્વતઃ સંભવી વસ્તુથી વસ્તુધ્વનિ.

## સ્વતઃ સંભવીવસ્તુથી અલંકારધ્વનિ.

યથા

સખી તારો પતિ સારો, દિનમાં તુજથી દૂર રહે ખાસ;
મુજને તો મનમોહન, ઘડી ન છોડે પણ્યા રહે પાસ.

આમાં નાયકા પોતાનું સ્વાધીનપતિકાપણું, જણાવવા રૂપ વસ્તુથી વ્યતિરેક અલંકાર વ્યંગ્ય સ્વતઃ સંભવીથી પ્રકટ થાય છે માટે સ્વતઃ સંભવી વસ્તુથી અલંકારધ્વનિ.

## સ્વતઃ સંભવીઅલંકારથી વસ્તુધ્વનિ.

યથા,

એ આશે અટક્યો છે, અલિ ગુલાબના વૃક્ષતણે મૂળે;
ફરી વસંત ઋતુમાંહી, થશે પ્રફુલ્લિત આ ડાળો ફૂલે.

આમાં અન્યોક્તિ અલંકાર સ્વતઃ સંભવીથી સત્પુરૂષને સંપત્તિહીન થએલો જોઇને છોડવો નથી ઇત્યાદિ વસ્તુરૂપ વ્યંગ્ય પ્રકટ કરે છે માટે સ્વતઃ સંભવી અલંકારથી વસ્તુધ્વનિ.

## સ્વતઃ સંભવી અલંકારથી અલંકારધ્વનિ,

યથા,

અરિવધૂના અધરોની, પ્રબલ મટાડી દીધી તેં પીડા;
ચાવી અધર નિજ ચાંપે, રણમાં લડતા શત્રુસંગ ધીરા.

આમાં પોતાનો અધર ચાવી અરિવધૂના અધરોની પીડા મટાડી

એ વિરોધાભાસ સ્વતઃ સંભવીથી જે સમય તું અધર ચાવે છે તેજ સમય પીડા મટાડે છે. અધર ચાવવો કારણ, પીડા મટાડવી કાર્ય સાથે હોવાથી અક્રમાતિશયોક્તિ વ્યંગ્ય પ્રગટ થાય છે માટે स्वतः संभवीअलंकारथी अलंकारध्वनि.

## कविप्रौढोक्तिसिद्ध.

જેમાં કવિકલ્પિત અર્થ હોય અને દુનિયાની કલ્પનાથી ભિન્નતા દેખાય એ कविप्रौढोक्तिसिद्ध.

## कविप्रौढोक्तिसिद्ध वस्तुथी वस्तुध्वनि.

યથા,

કઠિણ પીડ પાવસની, અબળા સહીં શકવાની શી રીતેં;
ધીર ઘડી નથીં ધરતી, ચોટી ચોગુણીં ચંચલતા ચિત્તેં.

આમાં–પાવસ રૂતુમાં પીડાની કઠોરતા કવિપ્રૌઢોક્તિસિદ્ધ-વસ્તુથી બીજી ઋતુઓ કરતાં વર્ષામાં કામનું આધિક્ય વસ્તુ વ્યંગ્ય હોઇ कविप्रौढोक्तिसिद्ध वस्तुथी वस्तुध्वनि.

## कविप्रौढोक्तिसिद्ध वस्तुथी अलंकारध्वनि.

યથા.

પૂરણ શશિ નિશિ પામી, ગરવેં મહીનું શ્વેત કરે ગાત્ર;
ઉજવલ જગને કરતો, નૃપતિ તુજ યશ દિવસ અને રાત્ર.

આમાં કવિ પ્રૌઢોક્તિસિદ્ધ જગતને ઉજ્વલ બનાવવારૂપ વ-સ્તુથી, ચંદ્રથી નૃપયશની અધિકતા, વ્યતિરેકાલંકાર વ્યંગ્ય પ્રકટ થાય છે માટે कविप्रौढोक्तिसिद्ध वस्तुथी अलंकारध्वनि.

## कविप्रौढोक्तिसिद्ध अलंकारथी वस्तुध्वनि.

યથા,

ભ્રકુટિ ધનુષ દ્રગનાં શર, કેશ પાશને વેગે વિસ્તારી;
યુવકતણાં મન પકડે, જોર ધરી જગમાંહિ તરૂણ નારી.

આમાં ભ્રકુટિ ધનુષ્ય ઇત્યાદિ કવિ પ્રૌઢોક્તિસિદ્ધરૂપકાલંકારથી

હજારો યત્ન કર્યા છતાં નહી બચી શકાય ઈત્યાદિ વસ્તુ વ્યંગ્ય પ્રકટ થાય છે માટે કવિપ્રૌઢોક્તિસિદ્ધઅલંકારથી વસ્તુધ્વનિ.

## કવિપ્રૌઢોક્તિસિદ્ધ અલંકારથી અલંકારધ્વનિ.

યથા.

પ્રબળ હૃદય મુજ પત્થર, નારીનાં દ્રગ છે તીક્ષણ બાણ;
ફરિ ફરિ એ લાગે છે, પ્રકટે તેથી વિયોગાગ્નિ જાણ.

આમાં હૃદય પત્થર, દ્રગબાણ ઈત્યાદિ કવિપ્રૌઢોક્તિસિદ્ધ રૂપકાલંકારથી સમાલંકાર વ્યંગ્ય હોઇ કવિપ્રૌઢોક્તિસિદ્ધ અલંકારથી અલંકારધ્વનિ.

## કવિનિબદ્ધપ્રૌઢોક્તિ.

જ્યાં શ્રોતા, વક્તા, કવિકલ્પિત બનાવવામાં આવે એ કવિનિબદ્ધપ્રૌઢોક્તિ.

## કવિનિબદ્ધ વક્તાની પ્રૌઢોક્તિ વસ્તુથી વસ્તુધ્વનિ,

યથા.

મનગમતો મળવાની, કહી મોકલી વાત સખી સંગ;
ફૂલી ફરે આંગણમાં, નહી સમાયે અંગોમાં અંગ.

આમાં કવિ-નિબદ્ધ વક્તા સખીની] પ્રૌઢોક્તિ, અંગોમાં અંગ નથી સમાતાં એ વસ્તુથી અતિ આનંદ અને મળવાના મનોરથ વસ્તુ વ્યંગ્ય હોઇ કવિનિબદ્ધવક્તાની પ્રૌઢોક્તિ વસ્તુથી વસ્તુધ્વનિ છે.

## કવિનિબદ્ધવક્તાની પ્રૌઢોક્તિવસ્તુથી અલંકારધ્વનિ,

યથા.

મુજથી ચાતુરી ચલવે, તું નહીં ખુલ્લો કરે જરી ભેદ;
પ્રકટ કરી દે છે આ, પોષ માસમાં વળેલ પ્રસ્વેદ.

આમાં કવિનિબદ્ધવક્તાની પ્રૌઢોક્તિ પ્રસ્વેદના કહી દેવા રૂપ વસ્તુથી પ્રસ્વેદવિષે ચુગલનો આરોપ રૂપકાતિશયોક્તિ અલંકાર હોઇ કવિનિબદ્ધવક્તાની પ્રૌઢોક્તિવસ્તુથી અલંકારધ્વનિ.

## कविनिबद्धवक्तानी प्रौढोक्ति अंलकारथी वस्तुध्वनि.

યથા.

જાણે બિરદ નૃપકામનાં, પઢે કુંજમાં મોર;
ધનસિપાહી જાહિર કરે, માન કામનો ચોર.

આમાં કવિનિબદ્ધવકતાની પ્રૌઢોકિત મોરનું બીરદ બોલવું ઇત્યાદિ ઉત્પ્રેક્ષાલંકારથી કામની ફોજ આવે છે એ વસ્તુ વ્યંગ્ય હોઇ कवि.निवद्धवक्तानी प्रौढोक्तिअलंकारथी वस्तुध्वनि.

## कविनिबद्धवक्तानी प्रौढोक्तिअलंकारथी अलंकारध्वनि.

યથા.

મેનબાણ સમ દ્રગ છે, ભ્રકુટિ વાંકી કમાન સમ જાણ;
મુખ શશિસમ છે જેનું. તેને વશ છે પ્યારી તુજ પ્રાણ.

આમાં મેનબાણ ઇત્યાદિ કવિનિબદ્ધવકતાની પ્રૌઢોકિત ઉપમાલંકારથી પ્રાણનું વશ થવું કાવ્યલિંગ અલંકાર વ્યંગ્ય હોઇ कविनिवद्धवक्तानी अलंकारथी अलंकारध्वनि.

## उभय शक्त्युद्भव.

જ્યાં શબ્દ અને અર્થશકિતથી વ્યંગ્ય પ્રગટ થાય તે ઉભય શકત્યુદ્ભવ કહેવાય છે.

## उभय शक्त्युद्भव ध्वनि.

યથા.

સુન્દર અને સુવાસયુત, અરૂણ વરણ સુવિશાલ;
નીરભર્યાં કુમળાય કાં, લોચન તારાં બાલ

આહીં "સુવાસ", નો અર્થ સુંદર વસ્ત્ર અને સુગંધ, સુવાસને બદલે સુગંધ પદ રાખીએ તો ઇષ્ટ અર્થની હાનિ થાય માટે શબ્દશકિત, બીજા પદોને બદલે તેના પર્યાયશબ્દો મૂકીએ તોપણ ઇષ્ટ અર્થની હાનિ થતી નથી તેથી અર્થશકિત છે.

આમાં શબ્દાર્થશકિતથી કમલ વ્યંગ્ય પ્રકટ થાય છે તેથી उभय शक्त्युद्भवध्वनि.

## मध्यम काव्य लक्षण.

કાવ્યપ્રકાશકાર લખે છે:—

अतादृशि गुणीभूतव्यंग्यं व्यङ्ग्ये तु मध्यमम्

વ્યંગ્ય अतादृशि અર્થાત્ પહેલો કહ્યો એવો ન હોય; મતલબ જ્યાં વ્યંગ્યાર્થ વાચ્યાર્થથી અધિક ચમત્કારયુક્ત ન હોય એ મધ્યમ काव्य છે. મધ્યમ કાવ્યને गुणीभूत काव्य પણ કહે છે.

આ કાવ્યના આઠ ભેદો છે. ૧ इतरांग. ૨ असुन्दर. ૩ संदिग्ध. ૪ तुल्य प्राधान्य. ૫ वाच्य सिद्धयंग. ૬ अस्फुट. ૭ काकाक्षिप्त. ૮ अगूढ.

### इतरांग.

જ્યાં વિરોધી રસથી વ્યંગ્ય પ્રકટ થાય તે इतरांग.

યથા

નેણ મેનશર જેવાં, નિરખી શાને લલચાયે પ્રાણી;
કનક વરણુ તન ઉપર, મોહિત થામાં લે નશ્વર જાણી.

આમાં શ્રૃંગાર રસના વિરોધી શાન્ત રસથી વ્યંગ્ય હોઈ इतरांग.

### असुन्दर.

જ્યાં ધ્વનિથી વાચ્યની સુંદરતા વધારે હોય તે असुन्दर.

યથા

નવી જુવાની તારી, તુજપતિને તન કામ વિલાસ કરે;
પૂર્ણચન્દ્ર મધુયામિની, વધશે મળતાં અતિ આનંદ અરે!

આનો સીધો વાચ્યાર્થ એવો છે કે પછીથી અંધારી રાત્રિ આવશે અને આવો આનંદ નહી મળે. વ્યંગ્યાર્થ એવો નીકળે છે કે વૃદ્ધ થયા પછી આવો આનંદ નહી થાય. આ ધ્વનિમાં કોઇ પ્રકારની સુન્દરતા નથી માટે असुन्दर.

### संदिग्ध.

જ્યાં ધ્વનિમાં સંદેહ રહે એ संदिग्ध.

યથા

અહિં સખીયો નિરખે છે, જુઓ આમથી આવે બલિરામ;
શું હરિ જોઈ લલચાઓ, જાઉં છું હું તો સુને ધામ.

આમાં સંકેત વ્યક્ત થતું નથી. "સુને ધામ" એટલે પોતાનું રેહું ઘર કે નાયકાનું ઘર કે નિકુંજભુવન આમાં એકેનો ખુલાસો થતો નથી માટે संदिग्ध.

## तुल्य प्राधान्य.

જ્યાં વાચ્ય અને વ્યંગ્ય સરખાં પ્રકટ થાય તે तुल्य प्राधान्य.

યથા

ઠીક કર્યું ઠકરાણી, વિના વિલંબે પતિ મનાવી લીધો;
તારો કલહ સદાનો, સખી ! તેં સપત્નિને અરપણ કીધો.

આમાં વાચ્ય અને વ્યંગ્ય બન્ને સરખાં છે તેથી तुल्य प्राधान्य.

## वाच्य सिध्यंग.

જ્યાં અર્થસિદ્ધિમાં ધ્વનિ અંગ બને તે वाच्य सिध्यंग.

યથા

કરે પ્રકાશિત સહુ દિશિ, જાહિર જબરી જાગી જ્યોતિ અતિ;
વૈરી વંશપર તારો, છે પ્રતાપ નિત્ય દાવાગ્નિ નૃપતિ.

આમાં વંશ શબ્દ અનેકાર્થ છે. વાંસ અને સંતાનને વંશ કહે છે તેથી વ્યંગ્ય, શબ્દથી પ્રતાપમાં દાવાગ્નિપણું સ્થાપન કર્યું તેથી વાચ્ય. આંહી અર્થસિદ્ધિમાટે વ્યંગ્ય વંશ અંગ (સાધક) થયો તેથી वाच्य सिध्यंग.

## अस्फुट.

જ્યાં વ્યંગ્યને કવિ ઘણી મહેનતે સમજી શકે અગર બતાવ્યા વિના ન સમજી શકે તે अस्फुट.

યથા

ડર દુરજન ગુરૂજનનો, જ્યાં જાઉં ત્યાં અહનિશ અકલાઉં;
વિણુ દેખ્યે દુઃખી થાઉં, દેખીને પણ દેવ દુઃખી થાઉં.

આમાં સરલતાથી વ્યંગ્ય સમજી શકાય તેમ નથી. નાયકા પોતાનું વિરહદુઃખ :નિવેદન કરતાં ગુપ્તસંકેતની માગણી કરે છે એ વ્યંગ્ય.

## काकाक्षिप्त.

જ્યાં સ્વર ભેદથી ધ્વનિ પ્રકટ થાય તે काकाक्षिप्त.

યથા

જહાં રમે મન નિશદિન, તહાં રહો માનીને નિજ ગેહ.
એમાં રીંસ ન મારે, સત્ય કહું છું પ્રાણપતિ એહ.

આમાં—એમાં મારે રીંસ છે એવું સ્વર ભેદ (કાકુ) થી કહે છે.

## अगूढ.

જ્યાં વિના યત્ને ધ્વનિ જોવામાં આવે એ अगूढ.

યથા.

બંધુ ધંધ આ તારા, અવિલોકી ઉર એમ લઉં માની;
વિશ્વ વિષે આ વસુધા, જરુર તારી સંગે જાવાની.

આમાં પૃથ્વી કોઇ સાથે ગઇ નથી એ સ્ફુટ વ્યંગ્ય દેખાય છે.

## अधमकाव्य लक्षण.

કાવ્ય પ્રકાશકાર લખે છે:—

शब्दचित्रं वाच्यचित्रमव्यङ्ग्यंत्ववरं स्मृतम्.

વ્યંગ્યરહિત શબ્દચિત્ર અને વાચ્યાર્થચિત્ર માત્ર જ્યાં હોય એ अधम काव्य કહેવાય છે. તેના બે ભેદ છે. ૧ शब्दचित्र. ૨ अर्थचित्र.

## शब्दचित्र.

જ્યાં શબ્દરચનાનો ચમત્કાર વિશેષ હોય એ शब्दचित्र.

યથા.

ઇન્દુ કુન્દ કપૂરનું, દૂર કરે મગરૂરપણું ગાળી;
પાપતાપ હર મારો, ગંગ અભંગ તરંગ અંગવાળી.

આમાં વ્યંગ્ય નીકળે છે પણ અનુપ્રાસનો ચમત્કાર પ્રાધાન્ય હોવાથી શબ્દચિત્ર.

## अर्थचित्र.

જ્યાં અર્થચમત્કાર પ્રાધાન્ય હોય એ અર્થચિત્ર.

યથા.

હાર મણિ મુકતાના, શંખ પાણિમાં વાસ વસી છાજે;
સહાય વિષ્ણુ સરીખો, આ રત્નાકર રસવંતો રાજે.

વિષ્ણુપક્ષે–મણિ મુકતાના હાર, પાણિ ( હાથ ) માં શંખ, રસવંતો ( શૃંગાર આદિ રસવાળો. )

સમુદ્રપક્ષે–મણિમુકતાના હાર ( સમુહ ), પાણી ( જળ ), રસવંતો ( જળવાળો ). આમાં શબ્દચમત્કારથી અર્થચમત્કાર વિશેષ હોઇ અર્થચિત્ર છે.

## चित्रकाव्यनुं दिग्दर्शन.

શ્રીમાન્ કાશીરાજ ચિત્રચંદ્રિકામાં લખે છે:—

ચિત્રના ત્રણ ભેદ છે. शब्दचित्र, अर्थचित्र અને संकरचित्र.

શબ્દચિત્રમાં वर्णचित्र, स्थानचित्र, स्वरचित्र, आकारचित्र, बंधचित्र અને गतिचित्र આ છ ભેદો છે.

વર્ણચિત્રમાં एकवर्ण, द्विवर्ण, त्रिवर्ण, चतुर्वर्ण, सर्वमात्रा, सर्ववर्ण અને स, री, ग, म, प, ध, नी, આ સાત વર્ણનું એક ચિત્ર બને છે.

જ્યાં એકજ અક્ષરનો છંદ બનાવવામાં આવે એ एकवर्णचित्र.

જ્યાં અરધો છંદ એક અક્ષરમાં અને અરધો છંદ બીજા અક્ષરમાં બનાવવામાં આવે એ द्विवर्णचित्र.

જ્યાં ત્રણ વર્ણનો નિયમ જાળવી છંદ બનાવવામાં આવે એ त्रिवर्णचित्र.

જે છંદમાં પ્રથમ ચરણ એકજ અક્ષરનું, બીજું બીજા અક્ષરનું એ પ્રમાણે ચારે ચરણ ભિન્ન ભિન્ન અક્ષરના બનાવવામાં આવે એ चतुर्वर्णाचित्र.

જ્યાં એકજ છંદમાં સર્વ વર્ણ અને માત્રાઓ ગોઠવવામાં આવે એ सर्वमात्रा सर्ववर्णचित्र.

જ્યાં સ-રી-ગ મ-પ-ધ-ની- આ સાત વર્ણથી છંદ બનાવવામાં આવે એ स्वर व्यंजन चित्र.

स्थान चित्र માં, निष्कंठ्य. निष्तालव्य, निर्मूर्धन्य, निर्दंत्य અને निरोष्ठ. આ પાંચ ત્યાગ ભેદ છે. कंठस्थानी, तालुस्थानी, मूर्धस्थानी, दंतस्थानी, અને ओष्टस्थानी આ પાંચ ગ્રહણ ભેદ છે.

જ્યાં અ, હ, અને ક વર્ગનો ત્યાગ કરી તેમજ સર્વ માત્રાઓને છોડી ઈ, ઉ, રૂ એ ત્રણ સ્વરો વ્યંજનથી લગાવી છંદ બનાવવામાં આવે એ निष्कंठ्याचित्र.

જ્યાં ઈ-શ-ય અને ચ વર્ગનો ત્યાગ કરી છંદ બનાવવામાં આવે એ निष्तालव्याचित्र.

જ્યાં રૂ ષ-ર અને ટ વર્ગને છોડી છંદ રચાય એ निर्मूर्धन्यचित.

જ્યાં લૃ-સ- અને ત વર્ગને છોડી છંદ રચાય એ निर्दंत्याचित्र.

જ્યાં ઉ-વ અને પ વર્ગનો ત્યાગ કરી છંદ રચાય એ निरोष्ट चित्र.

નિષ્કંઠ્યમાં ત્યાગ કરેલા અક્ષરોથીજ છંદ રચાય એ कंठस्थानी चित्र.

નિષ્તાલવ્યમાં છોડેલા અક્ષરોજ ગ્રહણ કરી છંદ રચાય એ तालुस्थानी चित्र.

નિર્મૂર્ધન્યમાં ત્યાગ કરેલા અક્ષરોથીજ છંદ રચાય એ मूर्धस्थानी चित्र.

નિર્દંત્યમાં છોડી દીધેલા અક્ષરોથીજ છંદ રચાય એ दंतस्थानी चित्र.

નિરોષ્ઠમાં ત્યાગ કરેલા અક્ષરોથીજ છંદ રચાય એ ओष्ठस्थानी चित्र.

स्वरचित्रમાં सर्व गुरु स्वर, सर्व लघु स्वर અને निर्मात्रिक આ ત્રણ ભેદ છે.

જ્યાં તમામ ગુરૂ સ્વરથીજ કવિતા બનાવવામાં આવે એ सर्वगुरुस्वरचित्र.

જ્યાં સર્વ લઘુ સ્વરથીજ છંદ રચાય એ सर्वलघुस्वरचित्र.

જ્યાં અકારયુકત છુટા છુટા અક્ષરોથી છંદ રચાય એ निर्मात्रिक चित्र.

आकारचित्रમાં જેટલા ભેદો બંધના છે તેટલાજ આકારના છે. માત્ર કુદરતથી જે પ્રમાણે વૃક્ષાદિ ઉત્પન્ન થાય તેજ પ્રમાણે કવિ અક્ષરો ગોઠવે છે, જેમ કમલમાં પ્રથમ કોશ અને પછી પત્ર થાય છે. માટે કોશથી માંડી પત્ર સુધી અક્ષરો ગોઠવવા.

निर्बंधचित्रમાં ઉપરનો ક્રમ ન જાળવતાં કવિ પોતાના બુદ્ધિબળથી અક્ષરો ગોઠવે છે.

આકારબંધ ચિત્રમાં गुणवंध નામનો ભેદ છે. જ્યાં કવિ પુષ્પ ફલાદિકનું ચિત્ર બનાવી કવિતા ગોઠવે એ आकारवंध चित्र અને જ્યાં કવિ ચિત્ર નહી બનાવતાં ભાષા બંધ કરે અથવા જેમ કામધેનુ જે માગીએ તે આપે છે તેમ એક છંદ બનાવીને તેમાંથી જે છંદ માગીએ તે નીકળે, આને गुणवंध કહે છે.

આકારબંધચિત્રમાં कमलाकारवंध. चामराकारवंध. करमुष्ट्याकारवंध. कमठाकारवंध. त्रिपदीवंध. एकाक्षरत्रिपदीवंध. द्विअक्षर त्रिपदीवंध. गोमुत्रिकाकारवंध. कपाटवंध. चटाइवंध. अग्निकुंडवंध. पर्वताकारवंध. चक्रवंध. छत्रवंध. द्विश्रंगाटकवंध. पताकावंध. ध्वजावंध. चोपाटवंध. मुरजवंध. धनुषवंध. खड्गवंध. मालावंध. मयूरवंध.

ગુણબંધમાં नामैकगुणबंध. भाषाछलगुणबंध. कल्पवृक्ष गुणबंध. અને शतधेनुगुणबंध.

ગતિચિત્રમાં व्यस्त. समस्त. गतागत અને अश्वगति. આ ચાર ભેદ પ્રાધાન્ય છે.

જ્યાં ખંડખંડ કરી કાવ્ય ગોઠવાય એ व्यस्त.

જ્યાં સંપૂર્ણ કાવ્ય ગોઠવાય એ समस्त.

ઉપરના બન્નેની સાથે ગતાગત મળે છે.

ગતાગતમાં पादानुपादगतागत. अर्धगतागत, तदक्षरतदर्थ गतागत. भिन्नपदार्थगतागत. प्रतिलोमगतागत. अनुलोमगतागत. भाषान्तरगतागत. व्यस्तगतागत. समस्तगतागत. स्वस्तिकगति. डमरुगति. सर्वतोभद्रगति. रथगति અને अश्वगति વગેરે ભેદો છે.

અર્થચિત્રમાં एकाक्षर अर्थचित्र, द्विअक्षर अर्थचित्र, त्र्यक्षर अर्थचित्र, चतुरक्षर अर्थचित्र, प्रहेलिका अर्थचित्र, दृष्टकूट प्रहेलिका अर्थचित्र. शास्त्रोक्त प्रहेलिका अर्थचित्र. सनाम प्रहेलिका अर्थचित्र અને वर्ण प्रहेलिका अर्थचित्र આ નવ ભેદો છે.

અર્થચિત્રમાં एकाक्षरअर्थचित्र, द्विअक्षरअर्थचित्र, त्र्यक्षर अर्थचित्र, चतुरक्षरअर्थचित्र અને प्रहेलिकाअर्थचित्र.

ગૂઢકાવ્યચિત્રમાં सूक्ष्मालंकार अर्थचित्र, बहिर्लापिका अर्थचित्र, अन्तर्लापिका अर्थचित्र, गूढोत्तर अर्थचित्र, शासनोत्तर अर्थचित्र, एकानेकउत्तरआद्यंतचरणअर्थचित्र, अपह्नुति अर्थचित्र અને श्लेष अर्थचित्र.

જ્યાં બીજા અક્ષરની સહાયતા વિના એકજ અક્ષરથી અર્થ પ્રકાશ થાય એવા અક્ષરોથી કાવ્ય રચાય એ एकाक्षर अर्थचित्र.

જ્યાં ત્રીજા અક્ષરની સહાયતા વિના બે અક્ષરથીજ અર્થ થાય એવા અક્ષરોથી કાવ્ય રચાય એ द्विअक्षर अर्थचित्र.

જ્યાં ચોથા અક્ષરની સહાયતા વિના ત્રણ અક્ષરથીજ અર્થ થાય એ त्र्यक्षर अर्थचित्र.

જ્યાં ચાર અક્ષરથીજ અર્થ થાય એ चतुरक्षर अर्थचित्र.

જ્યાં કોઇ વાતનું છુપાવીને વર્ણન કરીએ એ प्रहेलिका अर्थचित्र.

જ્યાં સીધી વાતનું ફેરફારથી વર્ણન કરીએ એ गूढ काव्य अर्थचित्र.

જ્યાં ઇંગિતથી, નામચેષ્ટાથી અથવા આકારથી અંતઃકરણનો ભાવ (આશય) જાણી લેવાય એ सूक्ष्मालंकार अर्थचित्र.

જ્યાં ઉત્તર પદમાંથી નહીં નીકળતાં બાહેરથી નીકળે એ बहिर्लापिका अर्थचित्र.

જ્યાં પ્રશ્નનો ઉત્તર અંતિમ પદમાંથી નીકળે એ अन्तर्लापिका अर्थचित्र.

જ્યાં ઉત્તર અત્યંત છુપાવીને આપીએ એ गूढोत्तर अर्थचित्र.

જ્યાં અનેક પ્રશ્નના ઉત્તર એકજ ઉત્તરમાં દેવાય એ शासनोत्तर अर्थचित्र.

જ્યાં વ્યસ્ત (ટુકડે ટુકડે) થી ફરી: અનેક અર્થ નીકળે અને સમસ્તથી એક ઉત્તર નીકળે તેમજ આદિ અંતના અક્ષરોને ક્રમથી મેળવતાં બે બે અક્ષરના ઉત્તર નીકળે એ एकानेकउत्तरआद्यंतचरणअर्थचित्र.

જ્યાં મનની વાત છુપાવીને ફેરફારથી બીજી વાતનું આરોપણ કરવું એ अपन्हुति अर्थचित्र.

જ્યાં એક શબ્દના બે અર્થ કે એથી વિશેષ અર્થ કરવામાં આવે એ श्लेष अर्थचित्र. આના अभंग અને सभंग એ બે ભેદ છે.

જ્યાં શબ્દચિત્ર અને અર્થચિત્રનું ન્યૂનાધિકતા સિવાય સમ વર્ણન એક સાથે કરવામાં આવે એ संकर चित्र.

જ્યાં કવિની પ્રીતિ શબ્દરચનામાં હોય એ शब्दालंकार चित्र અને જ્યાં કવિની પ્રીતિ અર્થરચનામાં હોય એ अर्थालंकार चित्र તેમજ જ્યાં કવિની પ્રીતિ શબ્દ અર્થમાં સમ હોય એ संकर अलंकार चित्र છે.

સરસ્વતિ કંઠાભરણમાં યમકને ચિત્ર ગણેલ નથી, પણ મમ્મટાચાર્ય કાવ્યપ્રકાશમાં યમકને ચિત્ર ગણે છે; કારણકે યમકમાં શબ્દ અને અર્થનો સમ ચમત્કાર રહે છે તેથી તેને संकर ગણેલ છે.

યમકના બે ભેદ છે. शब्दयमक चित्र અને अर्थयमक चित्र. આ બન્ને सव्यपेत અને अव्यपेत ભેદથી મળી ૭ ભેદ થાય છે.

જેમાં શબ્દની પુનરૂક્તિ હોય એ शब्दयमक चित्र અને જેમાં અર્થની પુનરૂક્તિ હોય એ अर्थयमक चित्र.

જે શબ્દમાં અન્ય શબ્દનો અંતર હોય એ सव्यपेत અને જે શબ્દમાં અન્ય શબ્દનો અંતર ન હોય એ अव्यपेत.

## काव्य दोष.

રસરહસ્યકાર લખે છે:–જે શબ્દાર્થમાં પ્રકટ થઈ રસને સમજવા ન દે એ दोष.

કવિ વલ્લભકાર લખે છે:–જે આનંદ સ્વરૂપ રસને દોષિત કરે તે दोष.

દૂષણ ઉલ્લાસકાર લખે છે કે જે મુખ્યાર્થને ન્યૂન બનાવે તે दोष.

મુખ્યાર્થમાં રસ, રસના આશ્રયથી વાચ્ય અને એ બન્નેના ઉપયોગીપણાથી શબ્દ તેમજ શબ્દના વર્ણ પણ મુખ્યાર્થ ગણાય છે, મનુષ્યના શરીર વિષયક પંગ્વાદિ દોષ અને આત્માવિષયક કૃપણતાદિ દોષ છે, તેમ કાવ્યમાં શ્રુતિકટવાદિ શબ્દ દોષ અને અપુષ્ટાર્થ આદિ અર્થ દોષ છે, એ દોષો પાંચ પ્રકારના છે. ૧ પદદોષ, ૨ પદાંશદોષ, ૩ વાક્યદોષ, ૪ અર્થદોષ અને ૫ રસદોષ. આમાંથી પદાંશદોષ પ્રાકૃતભાષામાં નીકળી શકતા નથી; તેથી લખવામાં આવ્યા નથી.

## पददोष.

श्रुतिकटु, संस्कारहत, अप्रयुक्त, असमर्थ, निहितार्थ, निरर्थक, अश्लील, अनुचितार्थ, अवाचक, ग्राम्य, अप्रतीत, संदिग्ध, नेयार्थ, क्लिष्ट, अविमृष्टविधेयांश, विरुद्धमतिकृत.

## श्रुतिकटु.

રસજ્ઞ મનુષ્યોને જેનું શ્રવણ ઉત્કટ (કઠોર) લાગે તે શ્રુતિકટુ. શ્રોતાઓને ઉદ્વેગ થાય એ આ દોષનું કારણ. આ દોષ અનિત્ય છે.

યથા.

પતિ પરદેશ સિધાવ્યો, પડી ત્યારથી બનીને બેહાલ;
અતિદિન પતિ પતિ કહીને, બહુ બરાડા મારે છે બાલ.

આમાં "બરાડા" શબ્દ ઉત્કટ (કઠોર) છે.

## संस्कारहत.

શબ્દની અશુદ્ધતાથી અર્થની પ્રતીતિ ન થાય તે संस्कारहत છે. શાસ્ત્રની અજ્ઞાનતા આ દોષનું કારણ છે. આ દોષ નિત્ય છે.

યથા.

કરે શાણપણું શાને, સમજાવાને સખી શાણી સંગે;
ફૂલ સમું ન છુપાયે, પતિ આગમને ફૂલેલી અંગે.

"પતિ આગમને ફૂલેલી અંગે" ને બદલે "પતિ આગમને ફૂલેલું અંગ" જોઇએ, આમાં વ્યાકરણ શાસ્ત્રના નિયમનો ભંગ હોવાથી संस्कारहत दोष છે.

## अप्रयुक्त.

પ્રાચીન કવીશ્વરોએ કરેલો પ્રયોગ જે પદમાં ન હોય તે अप्रयुक्त. સંકેતનો નિષેધ આ દોષનું કારણ. આ દોષ અનિત્ય કહેવાય છે.

યથા.

કનકકુસુમસમ કાન્તિ, કલિત કાયાની ગણું સદા ગોરી;
મોદે મર્કટ કેરી, તુજ ચક્ષુએ ચંચલતા ચોરી;

ધતુરાના પુષ્પ સમાન શરીરની કાન્તિ અને મર્કટની ચંચલતા સમાન આંખોની ચંચલતા કહી. આવો પ્રયોગ પ્રાચીન કવિઓએ કરેલો નથી તેથી अप्रयुक्त.

## असमर्थ.

પ્રસિદ્ધાર્થ રહિત પદનું કથન એ असमर्थ. યથાયોગ્ય અર્થની અપ્રાપ્તિ એ આ દોષનું કારણ છે. આ દોષ નિત્ય છે.

યથા.

ક્ષીણ કટિ દ્રગ સુંદર, વિહરે દેવાંગના તણે વેશે;
ઝીણા પટ પહેરીને, ઝૂલે જલમાંહી ખુલ્લે કેશે.

આમાં " ઝુલવું " પદ ન્હાવાનો અર્થ બતાવવાને અસમર્થ હોવાથી असमर्थ દોષ છે.

## निहितार्थ.

ઉભયાર્થ વાચકનું અપ્રસિદ્ધાર્થમાં કથન એ निहितार्थ. વિલંબથી થતી અર્થપ્રાપ્તિ આ દોષનું કારણ. આ દોષ અનિત્ય છે.

યથા.

ઉન્નત ઉભય ઉરોજો, શાતકુમ્ભના કુંભ સદ્દશ શોભે;
રજનીવરણી ત્રપપર, કામાતુર મન કુમ્ભતણું લોભે.

" શાતકુમ્ભ " વૃક્ષ અથવા સુવર્ણ, રજની રાત્રિ અથવા હળદર " ત્રપ " લાજ અથવા વેશ્યા ( કુલટા ) " કુમ્ભ " ઘટ અથવા વેશ્યાપતિ ( વૈશિક ). આમાં આ તમામ પદોના બે અર્થ છતાં અપ્રસિદ્ધાર્થ વેશ્યા પક્ષે ઘટાવ્યો છે એથી निहितार्थदोष છે.

## निरर्थक.

માત્ર પૂર્ણતાના પ્રયોજન માટે પદનું કથન એ निरर्थक. પ્રયોજનનો અભાવ આ દોષનું કારણ છે. આ દોષ નિત્ય છે.

યથા.

વિકાશ વિધવિધ કરતી, ફરતી ફૂલ સમાન ફુલી ફાલી;
ગિરિધારી ગોવિંદને, મળવા ચતુરાં ચતુર બની ચાલી.

આમાં ફરતી, ફાલી, ગોવિંદ, ચતુર વગેરે પદો પદપૂર્ણતા માટે નિરર્થક રાખ્યાં છે, માટે निरर्थक दोष.

## अश्लील.

શ્રવણ કરનારને અપ્રિય થાય તે अश्लील. લાજ, ગ્લાનિ અને અમંગલ એ દોષનાં કારણ. આ દોષ અનિત્ય ગણાય છે. આના ત્રણ ભેદ છે.

## लज्जा अश्लील.

યથા.

ભગિની ભાવ ધરીને, સુભગ શ્યામને બનાવ ઉરહાર;
કેમ કરાંહી કરાંહી વૃથા મરે છે કર જયજયકાર.

આમાં "ભગિની" "સુભગ" "કરાંહી કરાંહી" અને "જય-જયકાર" આ પદો લજ્જા વ્યક્ત કરનાર હોવાથી लज्जा अश्लील છે.

## ग्लानि अश्लील.

યથા.

શત્રુસંગ સમરમાં. જીત મેળવી ઘર આવે સુખથી;
એક વખત આનંદે, જે નર ગુહનું નામ લહે સુખથી.

આમાં "ગુહ" (કાર્તિકેય) નામ ગ્લાનિ વ્યક્ત કરે છે, માટે ग्लानि अश्लील दोष છે.

## अमंगल अश्लील.

યથા.

માનિની મરી જવાની, બલબંધુવિણ બહુ તલફે બાલ;
ચિતા સમાન શય્યાપર, સળગે સૂતી હાય હાય હાલ.

આમાં "મરી જવાની" "ચિતા" "સળગે" અને "હાય હાય" એ પદો અમંગલ સૂચક હોવાથી अमंगल अश्लील दोष છે.

## अनुचितार्थ.

ઉચિત અર્થનો તિરસ્કાર કરીને અનુચિત અર્થ સહિત પદનું કથન એ अनुचितार्थ.

વિવક્ષિત અર્થનો ત્યાગ આ દોષનું કારણ. આ દોષ નિત્ય કહેવાય છે.

યથા.

વૈદ્ય વૃથા શ્રમ લે છે, કરી શીતલ ઉપચારો શ્યામાને;
વિરહદરદ ઝટ વણસે, આવી મળે જો પતિ વૈદ્ય આને.

આમાં નાયકને વૈદ્ય ઠરાવવાથી નિન્દા વ્યક્ત થાય છે માટે अनुचितार्थ દોષ છે.

## अवाचक.

કહેવા યોગ્ય અર્થવાળું પદ ન કહે તે अवाचक. વિપરીત અર્થનો બોધ આ દોષનું કારણ. આ દોષ નિત્ય છે.

યથા.

વિરહે દેહ સુકાણી, રહી જ્યારથી રસિક પ્રેમ રાહે;
વર્ષા થતાં વધારે, જળે જવાસા જેમ જગતમાંહે.

આમાં "સુકાણી" પદ બળવા વાચક નથી તેમ "રહી" પદ ગમનવાચક નથી તેથી अवाचक દોષ છે.

## ग्राम्य.

ગ્રામ્યવચનથી રસનો અપકર્ષ થાય એ ग्राम्य. શ્રોતાઓની વિમુખતા આ દોષનું કારણ. આ દોષ અનિત્ય છે.

યથા.

સદા ખાટલો ખુંચે, બને ખોરડાં ખવીશ સમ સજની;
ઘરવાળા વિણ ઘાયલ, રોજ વિતાવું ધલવલતાં રજની.

આમાં ખાટલો ( શય્યા ), 'ખોરડાં' ( ગૃહ ), 'ખવીશ' ( પ્રેત ), 'ઘરવાળો' ( ઘરધણી ), 'ધલવલતાં' ( બેચેનીમાં ) આ તમામ શબ્દો ગ્રામ્ય ( ગામડીઆ ) છે, તેથી ग्राम्यदोष થયો.

## अप्रतीत.

જેનો કેવળ શાસ્ત્રાન્તરમાં કે દેશાન્તરમાંજ પ્રસિદ્ધ સંકેત છે. તેનું કથન એ अप्रतीत.

બહુ શાસ્ત્ર અને બહુ દેશ ન જોએલાઓને અર્થની અપ્રાપ્તિ આ દોષનું કારણ છે. આ દોષ અનિત્ય છે.

યથા.

ભૂધરની ભક્તિથી, દિવ્યાનંદ ભલે નિત્ય દરશાયે;
એ શંકા ઉરમાં છે, કેમ નપુંસક જ્ઞાન પ્રગટ થાયે.

"જ્ઞાનશબ્દ" નપુંસક લિંગ છે એ માત્ર વ્યાકરણ શાસ્ત્રમાંજ પ્રસિદ્ધ છે તેથી અપ્રતીતદોષ થયો.

## સંદિગ્ધ.

જેમાં અર્થનો નિશ્ચય ન થઈ શકે એવા પદનું કથન એ સંદિગ્ધ. કહેવા યોગ્ય અર્થનો અભાવ આ દોષનું કારણ. આ દોષ અનિત્ય છે.

યથા.

સુઇ શકું નહીં સુખથી, વાસરમાં આરામ નથી વ્હાલી;
રહું કામવશ કાયમ, એથી તુંને નહીં મળી શકું આલી.

કામવશ એટલે ઘરકામને વશ કે કામદેવને વશ, આમાંથી એકે અર્થનો નિશ્ચય થતો નથી તેથી સંદિગ્ધદોષ છે.

## નેયાર્થ.

રૂઢી અને પ્રયોજનવતી શક્તિના પ્રકાશ વિના જ્યાં લક્ષ્યાર્થ કરવામાં આવે ત્યાં નેયાર્થ.

લક્ષણા જ્ઞાન રહિત ને અર્થની અપ્રાપ્તિ એ આ દોષનું કારણ. આ દોષ અનિત્ય છે.

યથા.

આનનકાન્તિ ઉમંગે, શશિ ઉપર પગ ધરી કરી ચાલે;
દાસ કરી મૃગ-દ્રગને, મનહરણીનાં ઉભય દ્રગો મ્હાલે.

આમાં શશિ ઉપર પગ ધરવાનો અર્થ મુખકાન્તિ શશિકાન્તિને જીતે છે એવો થાય છે. અને મૃગનાં દ્રગને દાસ બનાવવાનો અર્થ મૃગનાં દ્રગ કરતાં મનહરણીના દ્રગ વધારે ચંચલ છે એવો અર્થ

થાય છે. આમાં રૂઢી કે પ્રયોજન કાંઇ નથી. માત્ર મુખ્ય અર્થનો બાધ હોવાથી નેયાર્થદોષ છે.

## क्लिष्ट.

જ્યાં તુર્ત અર્થ-પ્રતીતિ ન થાય ત્યાં ક્લિષ્ટ. વ્યવધાનથી અર્થ પ્રાપ્તિ આ દોષનું કારણ. આ દોષ અનિત્ય છે.

યથા.

શૈલસુતાપતિસુતના, વાહનઅરિનો અરિ આજે બોલે;
શ્યામ વિનાનું સજની, દિલડું મારૂં વિરહ દુઃખે ડોલે.

આમાં મોર બોલવારૂપ અર્થપ્રતીતિ વ્યવધાનથી થાય છે; માટે ક્લિષ્ટદોષ.

## अविमृष्टविधेयांश.

વગર વિચારે વિધેયનું કથન ( વિધેય સ્પષ્ટ ન હોય ) એ અવિમૃષ્ટવિધેયાંશ.

વિધેયાર્થની વિલંબથી પ્રાપ્તિ આ દોષનું કારણ. આ દોષ નિત્ય છે.

યથા.

છે નૃપ બીજો મન્મથ, બીજી રતિ રચી નારી રસિક ભારી;
છઠ્ઠું બાણુ મદનનું, નારીના નયનોને લ્યો ધારી.

" બીજો " આ પદનો કામથી સમાસ કરી વિશેષણ તરીકે ઉપયોગ કર્યો એ નહી જોઇએ. " બીજો " નિર્દેશ છે, પણ બીજો કામ પ્રસિદ્ધ નથી. તેમજ " બીજી રતિ " " કામનું છઠ્ઠુ બાણુ " " નારીનાં નયનો " આમાં નિર્દેશ પ્રથમ અને વિધેય પછી હોવાથી અવિમૃષ્ટવિધેયાંશ દોષ છે.

## विरुद्धमतिकृत.

વિરૂદ્ધબુદ્ધિ ઉત્પન્ન કરનારા પદનું કથન એ વિરુદ્ધમતિકૃત.

વિરૂદ્ધ અર્થની પ્રાપ્તિ આ દોષનું કારણ છે, આ દોષ નિત્ય ગણાય છે.

યથા.

રૂદ્રાણીવલ્લભ નૃપ, સદા તમારૂં શુભ કલ્યાણ કરે;
અંબારમણ ઉમંગે, જ્ઞાનધનેથી ઉર ભંડાર ભરે.

આમાં "રૂદ્રાણી" એટલે રૂદ્રની સ્ત્રી કહ્યા છતાં "વલ્લભ" પદ ઉમેરવાથી કોઇ બીજા પતિનું ભાન થાય છે. અને "અંબા" એટલે ભવાની અથવા માતા કહી તેનો રમણ (પતિ) કહેવાથી પણ વિરૂદ્ધબુદ્ધિ ઉત્પન્ન થાય છે માટે विरुद्धमतिकृतदोष છે.

## वाक्यदोष.

प्रतिकूलवर्ण, वृत्तिहत, न्यूनपद, अधिकपद, कथितपद, पतत्प्रकर्ष, समाप्तपुनरात्त, अर्थांतरैकवाचक, अभिनवमतयोग, अनभिहितवाच्य, अस्थानस्थपद, अस्थानस्थसमास, संकीर्ण, गर्भित, प्रसिद्धहत, भग्नोपक्रम, अक्रम, अमतपरार्थ.

## प्रतिकुलवर्ण.

અન્યવૃત્તિના વર્ણનું અન્ય વૃત્તિમાં કથન એ प्रतिकुलवर्ण.

યથા.

ઠીઠી કરી ઠકુરાણી, દિયે ઉડાવી વચન સર્વ મારાં;
ઢમ ઢમ ઢોલ બજાવી, પ્રકટ કરે છે ટેડાં દ્રગ તારાં.

આમાં "ટ" "ઠ" "ડ" "ઢ" વગેરે અક્ષરોજ ગુણને ઉપકાર કરનારી પરૂષાવૃત્તિનાં છે. એ શ્રંગારને ઉપકાર કરનારી ઉપનાગરિકાવૃત્તિથી વિરૂદ્ધ છે માટે प्रतिकुलवर्णदोष થયો.

## वृतिहत.

છંદોભંગને वृत्तिहत કહે છે એના मात्रावृत्तिहत અને वर्णवृत्तिहत એવા બે પ્રકાર છે.

## मात्रावृत्तिहत.

યથા.

મનહરનારી આ મુરલી, વાજે વેરણ બની દિવસ રજની;
કામ નહી સુઝે કાંઇ, સૂતાં પણ સુખ લેશ નથી સજની.

"મનહરનારી આ મુરલી" આમાં "આ" અક્ષર હ્રસ્વ જોઇએ અને "કામ નહી સુઝે કાંઇ" આમાં "ઝે" અક્ષર હ્રસ્વ જોઇએ તેને બદલે દીર્ઘ છે તેથી मात्रावृत्तिहतदोष થયો.

## वर्णवृत्तिहत.

યથા

સદા સર્પના ભૂષણો અંગ સાજે,
શિરે જાહ્નવી નીર ગંભીર ગાજે;
હિમાંશુ જટાજૂટ ઉપર બિરાજે,
ભૂરિ ભક્તને નેહ ધારી નિવાજે.

આમાં ત્રીજી તુકમાં અક્ષર વધારે છે તેથી वर्णवृत्तिहत दोष થયો.

## न्यूनपद.

જે પદ વિના અર્થ બની શકે નહી એ પદનો અભાવ હોય ત્યાં न्यूनपद.

યથા

ચંગ ઉપંગ બજાવી, ગોરી સંગે ગાળી ગાઉં છું;
રંગે અંગ ભિંજાવી, ગાલે લાલ ગુલાલ લગાઉં હું.

આમાં ગોપાલને ગાલે ગુલાલ લગાઉં કહેવું જોઇએ તે નથી તેથી न्यूनपद दोष થયો.

## अधिकपद.

જે પદ ન હોય તો કાંઈ અપૂર્ણતા દેખાય નહી એવા પદનું કથન એ अधिकपद

યથા

ગૌર શરીર ચંપક સમ, ઇન્દુ સમાન રૂપાળું મુખ લેખું;
ચંચલ મૃગ ખંજનશાં, દારા તારાં ઉભય નયન દેખું.

થોડો પણ ગુણ અને લેશ પણ દોષ આમ હોવું જોઇએ એ નથી તેથી अनभिहितवाच्य दोष થયો.

## अस्थानस्थपद.

જ્યાં જે પદ જોઈએ ત્યાં તેનો અભાવ એ अस्थानस्थ पद दोष થયો.

યથા

પીત તને પટ શોભે, મૃદુ મુખથી થાયે વંસીનાદ;
સુણી જોઈ સખી થાયે, અંતરમાંહી અતનને ઉન્માદ.

આમાં તને (શરીરે) પીત પટ શોભે, અને મુખથી મૃદુ વંસીનાદ થાય એમ જોઈએ, તે નથી. માટે જે સ્થાને જે પદ જોઇએ તેના અભાવથી अस्थानस्थपददोष થયો.

## अस्थानस्थसमास.

જ્યાં સમાસ કરવો ઘટે ત્યાં નહી કરાય એ अस्थानस्थ समास.

યથા

કોણ ક્ષત્રિ છે એવો, લડે સમરમાં મુજથી ધરી હામ;
કઠિણ કુઠારની ધારા, એમ વદીને વિલોકતા રામ.

આમાં પરશુરામની ઉક્તિમાં સમાસ કરવો જોઇએ એ નથી તેથી अस्थानस्थसमासदोष થયો.

## संकीर्ण.

અન્ય વાક્યનું પદ અન્ય વાક્યમાં કહેવું એ संकीर्ण.

યથા

હરો નેહ પંકજમુખી, કરો માન આગળ બેઠો કંત;
મુજ વિનતિ લ્યો લક્ષે, જુઓ જામીઓ વસંત ધરી ખંત.

આમાં હરો પદ માન આગળ હોવું જોઇએ અને કરો પદ નેહ આગળ હોવું જોઈએ અને એમ ન હોવાથી संकीर्ण दोष થયો.

## ગર્ભિત.

અન્ય વાક્યમાં અન્ય વાક્ય મળે એ ગર્ભિત.

યથા

દુષ્ટ બુદ્ધિ દુર્જનની, સંગતિ તુર્ત પમાડે છે ત્રાસ;
હિતવચનો કહું તુજને, કદી ન એનો કરજે વિશ્વાસ.

આમાં "હિત વચનો કહું તુજને" એ શબ્દો વાક્યને અંતે જોઈએ તેને બદલે બીજા વાક્યના મધ્યમાં છે તેથી ગર્ભિત દોષ થયો.

## પ્રસિદ્ધહત.

કવિઓના સંકેતથી રહિત પદ જેમાં હોય એ પ્રસિદ્ધહત.

યથા

ગરજે વલય વિશેષે, તુરત થાય નૂપુરના ટંકાર;
ઘોર ધ્વનિ વિંછિયાની, શોર મેખલાતણા જોરદાર.

આમાં ગરજે, ટંકાર, ઘોરધ્વનિ, અને શોર આવાં પદોનો પ્રયોગ વીરરસમાં કરવો જોઇએ તેનો શ્રંગારમાં કવિસંકેતરહિત પ્રયોગ કર્યો તેથી પ્રસિદ્ધહત દોષ થયો.

## ભગ્નોપક્રમ.

જ્યાં પ્રસ્તાવ ક્રમ નહિ જાળવી શકાય ત્યાં ભગ્નોપક્રમ દોષ થાય છે.

યથા

અસ્ત થયો શશિ જાણી, સંગે અસ્ત થઇ ગઇ છે રજની;
નાથ સાથ તન ત્યાગે, એ નારી સહુથી ઉત્તમ સજની.

આમાં ચંદ્ર અસ્ત થયો જાણી રાત્રિ અસ્ત થઇ, આમ કહેવું જોઇએ તે ન કહેતાં પ્રસ્તાવક્રમનો ભંગ થયો માટે ભગ્નોપક્રમ દોષ થયો.

## अक्रम.

ક્રમનો અભાવ એ अक्रम दोष.

યથા

પદ ભુજ કુચ આનન દ્રગ, એના એ શ્રંગાર સદા શોભે;
અંજન નૂપુર ચોળી, બીડું બાજુ જોઈ ચિત લોભે.

આમાં નૂપુર, બાજુ, ચોળી, બીડું અને અંજન આમ જોઈએ એમ નહી હોવાથી अक्रम दोष થયો.

## अमतपरार्थ.

પ્રકર્ણ વિરૂદ્ધ અન્ય અર્થનો ઉદ્ભવ એ अमतपरार्थ.

યથા.

રામ કામના શર થકી, વ્યથિત નિશાચરી ખાસ;
રૂધિર મલયજા ગંધ ભરી, ચાલી પ્રિયની પાસ.

આમાં તાડિકા બિભત્સ રસનું પ્રધાન આલંબન છે તેનું શ્રંગારમાં વર્ણન કર્યું. શ્રંગાર બિભત્સ વિરોધી રસ હોવાથી अमत-परार्थ दोष થયો.

## अर्थदोष.

અર્થ પ્રતીતિ થયા પછી જે દોષનો બોધ થાય તે अर्थदोष. એ તેવીશ પ્રકારના છે.

अपुष्टार्थ, कष्टार्थ, व्यर्थार्थ, अपार्थ, व्याहत, अर्थपुनरुक्ति, दुःक्रम, ग्राम्य, संदिग्ध, निर्हेतु, प्रसिद्धविरुद्ध, अनविकृत, नियम, अनियम, विशेष, अविशेष, साकांक्ष, अपदमुक्त, सहचराभिन्न, प्रकाशविरुद्ध, विधिअनुवादविरुद्ध, त्यक्तपुनःस्वीकृत, अर्थअश्लील.

## अपुष्टार्थ.

ઘણાં પદો જ્યાં અર્થને પુષ્ટ ન કરી શકે એ अपुष्टार्थ.

યથા.

લાંબા કેશ દશનમિસી, નથી કરતી અભિસાર કહે શાને;

જોતાં શહુ રસિકવર, વખત વિચારી જુવતી ઝટ જાને.

આમાં લાંબા કેશ અને દાંત ઉપર લગાવેલી મિસી અભિસારનાં અર્થને પુષ્ટ કરતા નથી માટે અપુષ્ટાર્થ દોષ થયો.

## कष्टार्थ.

કવિના હૃદયનો અર્થ સારી રીતે પ્રાપ્ત ન થાય અને કષ્ટથી અર્થ કરવો પડે એ કષ્ટાર્થ.

યથા.

સેવિત યોગિનિઓથી, હરદમ છે હરિણીનો જ્યાં વાસ;
શિખિપત્રોથી શોભે, કષ્ટહરણ આ કાનન કઈલાસ.

હરિણી નામ સુંદર સ્ત્રીનું પણ છે, પત્ર પાંખો અને વૃક્ષના પાન. આમાં પાર્વતીની પ્રતીતિ કષ્ટથી થાય છે. માટે કષ્ટાર્થ દોષ થયો.

## व्यर्थार्थ.

એક પ્રબંધમાં આગલો પાછલો અર્થ જ્યાં મળતો ન હોય એ વ્યર્થાર્થ.

યથા.

શત્રુ સબલ સંહારો, ચાહે કરમાં ચઢાવીને ચાપ;
સહુજન કહે છે સાધુ, આ અવનિમાં અજાતરિપુ આપ.

આમાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધના અર્થમાં વિરૂદ્ધતા હોવાથી વ્યર્થાર્થ દોષ થયો.

## अपार्थ.

મદોન્મત્ત જેવાં વચનો હોય અને જેનો અર્થ સમજવામાં ન આવે એ અપાર્થ.

યથા.

નૃસિંહને પી જાયે, છે એવો અતિશય સજ્વર દેહ;
ઐરાવત હરિ ગમતો, નયને મેં નિરખ્યો ગર્જિત મેહ.

આનો અર્થ સમજાય તેવો નથી માટે અપાર્થ દોષ થયો.

## व्याहत.

પ્રથમ જે વસ્તુની નિન્દા કરી હોય તેને ફરી ગ્રહણ કરીએ એ વ્યાહત જાણવો.

યથા.

જડ સુરતરૂથી સુંદર, તુજ યુગ કર કલ્પદ્રુમ કહેવાયે;
જેને જોતાંવેંતજ, દુષ્ટ વિત્તનો લોભ દૂર જાયે.

આમાં પ્રથમ સુરતરૂની નિન્દા કરી અને પાછળથી કરને કલ્પદ્રુમની ઉપમા આપી તેનો ઉત્કર્ષ કર્યો તેથી વ્યાહત દોષ થયો.

## अर्थपुनरुक्ति.

એક અર્થના સંભ્રમથી બીજીવાર અર્થ કરવો એનું નામ अर्थपुनरुक्ति.

યથા.

મેઘ દશે દિશિ દોડે, મઘવા ઘન ઉપર થઈ આરૂઢ;
કઠિણ કોપથી ચડીયો, આજે વ્રજ ઉપરે ઇન્દ્ર મૂઢ.

આમાં મેઘ, મઘવા, ઘન, ઈન્દ્ર વગેરેનો એકજ અર્થ છે છતાં ભ્રમથી બીજીવાર અર્થ કરવો પડે છે. તેથી अर्थपुनरुक्ति દોષ થયો.

## दुःक्रम.

પ્રસિદ્ધ ક્રમથી વિરૂદ્ધ હોય તે दुःक्रम.

યથા

દીયો લાખ ધન મુજને, કે કરોડ ધન કૃપા કરી આપો;
દીયો અશ્વ આનંદે, કે ગજ આપી કષ્ટ સરવ કાપો.

આમાં કરોડ પછી લાખ અને ગજ પછી અશ્વ કહેવા જોઇએ એમ યોગ્ય ક્રમ નથી જળવાયો તેથી दुःक्रम દોષ થયો.

## ग्राम्य.

રસિક પુરૂષોને જે અર્થ અપ્રિય લાગે તે ग्राम्य.

યથા

ભાવે બહુ ભિંજાવી, કોરા ઘટની જબરી જળધારે;
ટાટી જવાસા કેરી, દુઃખદ ઉન્હાળે ધરો સહુ દ્વારે.

આમાં ગુલાબના જળને બદલે કોરા ઘડાનું પાણી, ઉશીરને બદલે જવાસાની ટાટી અને ગ્રીષ્મને બદલે "ઉન્હાળો" કહ્યો એથી ग्राम्य दोष થયો.

## संदिग्ध.

પ્રકર્ણ વિના જ્યાં અર્થનો નિશ્ચય ન થાય ત્યાં संदिग्ध दोष જાણવો.

યથા

વડા વિદિત સહુ જગમાં, અચલ પ્રકૃતિ જેની કહેવાયે;
વિવિધ ગુણોની ખાણી, સહનશીલ સજ્જનને સુખદાયે.

આમાં પર્વતની પ્રશંસા છે કે પંડિતની છે એ સંદેહ રહે છે માટે संदिग्ध दोष થયો.

## निर्हेतु.

કારણ કહ્યા વિના અર્થ કરવો એ निर्हेतु.

યથા

વૃંદાવન અતિ શોભિત, અહનિશ જ્યાં યમુના જલ અભિરામ;
એવું વ્રજ તજી સજની, ચાલો વસિયે જઇ અવર ગામ.

આમાં કૂલવધૂનો ધર્મ કૃષ્ણ રહેવા દેતો નથી એ અગર વ્રજમાં કોઇ અસુરનો મહાન ઉપદ્રવ થયો છે એ હેતુ ( કારણ ) બતાવેલ નથી માટે निर्हेतु दोष થયો.

## प्रसिद्ध विरुद्ध.

પ્રસિદ્ધથી વિરૂદ્ધ અર્થ થાય તે प्रसिद्ध विरुद्ध. આના નીચે પ્રમાણે ભેદ છે.

लोकविरुद्ध, शास्त्रविरुद्ध, कविसंप्रदायविरुद्ध, अवस्था विरुद्ध, क्रियाविरुद्ध, देशविरुद्ध, कालविरुद्ध.

## लोकविरुद्ध.

યથા

કંચુકી ભોગિની સંગે, મસ્તક મણિ ધરી રસજ્ઞ બહુ બનિયા;
વિજ્ઞ અતિ અહિ મહિપતિ, જેના ડરથી ડરે બધી દુનિયાં.

આમાં રાજાપક્ષે બરાબર છે પણ સર્પની રસજ્ઞતા તેમજ અતિ વિજ્ઞતા લોકવિરૂદ્ધ હોવાથી लोकविरुद्ध दोष થયો.

## शास्त्रविरुद्ध.

યથા.

ભાગો લક્ષ્મણ મખથી, જુઓ સરવની થડકે છે છાતી;
પરશુરામ આવે છે, ત્વરિત ગ્રહી તરવાર કરે તાતી.

આમાં પરશુરામનું તરવાર ગ્રહણ કરવું શાસ્ત્રથી વિરૂદ્ધ છે માટે शास्त्रविरुद्ध दोष થયો.

## कविसंप्रदायविरुद्ध.

યથા.

અધર મધુર માખણ સમ, કપિ સમાન ચંચલ છે દ્વય નેણ;
મુખ દ્યુતિ રવિસમ દેખું, મોર સરીખાં માનું મૃદુ વેણ.

અધરને માખણની, નયનને કપિની, મુખદ્યુતિને રવિની અને વચનને મોરની ઉપમા કોઇ કવિઓએ આપી નથી તે આમાં હોવાથી कवि संप्रदायविरुद्ध दोष થયો.

## अवस्थाविरुद्ध.

યથા.

ઝળકી દ્યુતિ યૌવનની, અંગોઅંગ અનંગ-કળા ઝળકી;
ઉરજ ઉત્તુંગ નિહાળી, ક્ષણ ક્ષણ વારે જાયે શ્યામ છકી.

મુગ્ધા સ્ત્રીના ઉરોજનું ઉત્તુંગપણું અવસ્થાવિરૂદ્ધ હોવાથી अवस्थाविरुद्ध दोष થયો.

## क्रियाविरुद्ध,

યથા.

બંધનમુક્ત થએલા, બધાં જનોને રાખે છે બાંધી;
મુનિઓ મોદ ધરીને, મારે મૃગને સદા બાણ સાંધી.

આમાં બંધનથી મુક્ત થએલ બાંધે છે અને મુનિઓ મૃગને મારે છે; આવી વિપરીત ક્રિયા હોવાથી क्रियाविरुद्ध दोष થયો.

## देशविरुद्ध.

યથા.

મોટાં મરૂસ્થલ માંહી, જળે ભરેલાં સરવર બહુ શોભે;
વારિજ વૃન્દની ઉપર, ગુંજે મધુકર જોઇ ચિત્ત લોભે.

મરૂસ્થલ ( મારવાડ ) માં મોટાં સરોવરનું વર્ણન વિરૂદ્ધ હોવાથી देशविरुद्ध दोष થયો.

## कालविरुद्ध.

યથા.

ફૂલ્યાં જહાં કદંબો, ફૂલ્યાં ગહરાં ગુલાબનાં વૃક્ષ;
સત્વર ચાલી શ્યામા, એ શોભાને અવિલોકો અક્ષ.

કદંબ વૃક્ષ વર્ષામાં ફૂલે છે અને ગુલાબ વસંતમાં ફૂલે છે છતાં આહીં એકજ સમયમાં ફૂલ્યાં કહ્યાં જેથી कालविरुद्ध दोष થયો.

## अनवीकृत.

અનેક પદોનો એકજ ભાવાર્થ હોય અને નવિન ભાવાર્થ બિલકુલ જોવામાં નહીં આવે એ अनवीकृत.

યથા.

સદા ન પીઅર પરોણા, સદા ન રહેવાના કાળા કેશ;
સદા ન સંગ સહેલી, સદા ન રહેવાનો બાળો વેશ.

આમાં " સદા " પદ ઘણી વખત આવ્યા છતાં એકજ ભાવાર્થ રહ્યો છે અને નવિન અર્થ કાંઇ નીકળતો નથી. તેથી अनवीकृत दोष થયો.

## नियम.

જ્યાં નિયમની ચાહના કરીએ ત્યાં અનિયમનો નિર્વાહ એ नियम.

યથા,

ચિન્તામણિ આભાસે, પત્થરને મણિ કર્યો ચિત્તચાહે;
જૂદા કર્યે જણાશે, પ્રસિદ્ધ પત્થરપણું પલકમાંહે.

આમાં આભાસથી કરી મણિ બનાવ્યો એ નિયમ જોઇએ ત્યાં અનિયમ હોવાથી નિયમ દોષ થયો.

## अनियम.

અનિયમને ઠેકાણે નિયમની સ્થાપના એ અનિયમ.

યથા.

સરસઅંગની શોભા, રસથી વશ ગોવિન્દ કર્યા ગોપી;
હાવભાવ લાવણ્યે, ચપલ ચતુરનું ચિત્ત લીધું ચોરી.

આમાં અનિયમ અંગશોભા કહી. ફરી હાવભાવ નિયમની સ્થાપના હોવાથી અનિયમદોષ થયો.

## विशेष,

વિશેષમાં અવિશેષનું કથન એ વિશેષ.

યથા.

સઘન કુંજ મધુ ગુંજે, ઉપમા જેની જણાય નહીં જોતાં;
સહુ વૃન્દાવન સુન્દર, જીવન પ્રાણ ગણી રસિક મુદે હોતા.

આમાં સઘનકુંજ, મધુગુંજ, વિશેષ કહીને "સહુ વૃન્દાવન સુંદર" અવિશેષનું કથન અનુચિત્ત હોવાથી વિશેષ દોષ થયો.

## अविशेष दोष.

અવિશેષમાં વિશેષનું કથન એ અવિશેષ.

યથા.

મથુરાં મંડળ મુદપ્રદ, સહુ સુખમાં સંયુક્ત સરવ કહે છે.
સુઘટ ઘાટની રચના, ચતુરજનોનાં ચિત્ત ચોરી લે છે.

આમાં "સહુ સુખમાં સંયુક્ત મથુરાં મંડલ", અવિશેષ કહી "સુઘટ ઘાટની રચના" વિશેષનું કથન ઉચિત નથી તેથી અવિશેષ દોષ થયો.

## साकांक्ष.

જે અર્થ વિશેષ અર્થની આકાંક્ષા રાખે તે સાકાંક્ષ દોષ જાણવો.

યથા.

આવ્યો કટક ચલાવી, ભૂમિ તજી નહીં ભાગી શક્યો કોઈ;
અવાસની ગઈ આશા, સરવ શત્રુઓ ડર્યા દિલે જોઇ.

"આનાથી કેવી રીતે જીવ બચે" આટલા અર્થની આકાંક્ષા રહે છે માટે साकांक्ष दोष થયો.

## अपदमुक्त

જ્યાં અર્થ પૂર્ણ કરવો જોઈએ, ત્યાં નહીં કરતાં અન્ય જગોએ પૂર્ણ કરાય એ अपदमुक्त.

યથા.

શરદ ચાંદની પ્રગટી, તાપ હરે છે ત્રિવિધિ પવન ચાલી;
સખી કહે પતિની સંગે, કર વિહાર દઈ હિતમાં ચિત્ત આલી.

આમાં "કર વિહાર" આ જગોએ વાક્યાર્થ પૂર્ણ કરવો જોઈએ તેને બદલે "હિતમાં ચિત્ત આલી" અહીં પૂર્ણ કર્યો તેથી अपदमुक्त दोष થયો.

## सहचरभिन्न

ઉત્તમ સંગે અધમની યોજના એ सहचरभिन्न.

યથા.

નભ શોભે ચંદ્રેથી, શોભે છે વિદ્યાથી દ્વિજરાજ;
કુલવધૂ શોભે લાજે, ગણિકા શોભે ત્યાગ કરી લાજ.

આમાં કુલવાન સ્ત્રીની સંગે ગણિકાની સહચરતા અનુચિત હોવાથી सहचरभिन्न दोष થયો.

## प्रकाशविरुद्ध

વિરૂદ્ધ અર્થનો પ્રકાશ થાય એ प्रकाश विरुद्ध.

યથા.

તુંથી બચેલી લક્ષ્મી, દાસ તણે ઘર રહી નિવાસ કરી;
રાજા તુજ સુત રાજે, છત્ર છાંયમાં નિત્યે નેહ ધરી.

આમાં પૂર્વાર્ધનો અર્થ એવો થાય છે કે,—"તમારો ત્યાગ કરી લક્ષ્મી જતી રહી" અને ઉત્તરાર્ધમાં "રાજા જીવતાં કુમાર છત્રછાયા નીચે રાજે" આવો વિરૂદ્ધ અર્થ થવાથી प्रकाश विरुद्ध दोष થયો.

## विधि अनुवाद विरुद्ध.

વિધિ અનુવાદ રહિત અયુક્ત અનુવાદ એ विधि अनुवाद विरुद्ध.

યથા.

પ્રવીણ કોક કલાના, રસભર રામાઓથી રિઝનારા;
પ્રેમ ધરીને પ્રભુજી, મોટાં પાપો પ્રજાળજો મારાં.

આમાં પાપો પ્રજાળવાના વિધિનું કોકકલા પ્રવીણ અને રામાઓથી રીઝનારા વિશેષણ અયુક્ત હોવાથી विधि अनुवाद विरुद्ध દોષ થયો.

## त्यक्त पुनः स्विकृत.

ત્યાગ કરેલ અર્થને ફરી ગ્રહણ કરવો એ त्यक्तपुनःस्विकृत.

યથા.

જો ભલ ભાગ્ય ન હોયે, તો છે શું કામનું કહો રૂપ;
વડા થયા છે વિશ્વે, ભારે ગુણ શીલથી રિઝવી ભુપ.

આમાં "પ્રારબ્ધ વિના રૂપ નકામું છે." આ જગોએ અર્થ પૂર્ણ કરી ફરી "ગુણ શીલથી રાજાને રીઝવી મોટા થયા છે." આવો અર્થ અંગીકાર કર્યો તેથી त्यक्तपुनः स्विकृत दोष થયો.

## अर्थ अश्लील.

અર્થમાં લજ્જા, અમંગલ અને ગ્લાનિ પ્રકટ થાય એ अश्लील

## अर्थ लज्जा अश्लील.—यथा.

વાંસળી તણી જગોએ, વરવામાના અધર શ્યામ રાખો;
કોડે રસ ક્રીડાનો, ચતુર શિરોમણિ ચાહ ધરી ચાખો.

આ સખીની ઉક્તિમાં લાજ પ્રગટ કરે છે માટે अर्थ लज्जा

## अर्थ अमंगल अश्लील.–यथा.

ચાલો ચિત્ત વપુ છોડી, પતિ પરદેશ વસે છે ત્યાં જ્યારે;
સહશો અહીં ઉપાધિ, ત્યારે ફરી સુખ મેળવશો ક્યારે.

આમાં અમંગલ પ્રકટ છે માટે अर्थ अमंगल अश्लील दोष થયો.

## अर्थ ग्लानि अश्लील.–यथा.

નખક્ષત રૂધિર ઉરોજે, શોભે જાણે કુમકુમનો રંગ;
લૂછો શ્રમજલબિન્દુ, ભામા આપનું ભીંજાયે અંગ.

આમાં નખક્ષત રૂધિર અને પસીને અંગનું ભીંજાવું ગ્લાનિ પ્રકટ કરે છે. માટે अर्थ ग्लानि अश्लील दोष થયો.

## रसदोष नाम.

रसनामधारण, संचारीनामधारण, स्थाइनामधारण, कष्टथी-अनुभावप्रतीति, कष्टथी विभावप्रतीति, प्रतिकुल विभावादिग्रहण.

## रसनामधारण–यथा.

પ્રકટયો રસ સહુ રીતે, મળ્યાં વિરહ તજી પતિપત્ની જ્યારે;
ગહરી કુંજગલીમાં, ઉદ્‌ભવીયો શ્રંગાર અધિક ત્યારે.

આમાં રસ અને શ્રંગારનું સ્ફુટનામ આપવામાં આવ્યું છે. તેથી रसनामधारण दोष થયો.

## संचारी स्थाइनामधारण.

જ્યાં સંચારી કે સ્થાઇ ભાવોમાંથી કોઈનું નામ સ્ફુટ આવે ત્યાં संचारी स्थाइनामधारण

યથા.

પતિમુખ ચુંબન કરતાં, લલના અંગે લાજ વધી ભારી.
પ્રીતિ થઇ રસ રીતે, વિલસે બેઉ ઉર ઉમંગ ધારી.

આમાં લજ્જા સંચારીનું સ્ફુટ નામ છે તેમજ પ્રીતિ સ્થાઇનું પણ નામ હોવાથી संचारी स्थाइनामधारण दोष છે.

## कष्टथी अनुभावप्रतीति.

જ્યાં અનુભાવની પ્રતીતિ કષ્ટથી થાય, ત્યાં कष्टथी अनुभावप्रतीति

યથા

પુષ્પ ગુચ્છને ફેંકે, સુરતિ હાસ્ય સંયુક્ત નાથ નિરખી;
વક્ર દ્રષ્ટિયુત દ્રગ છે, નૌતમ નારી કામવધૂ સરખી.

આમાં નાયકા વિભાવથી પુષ્પગુચ્છ ફેંકવા અને વક્ર દ્રષ્ટિ અનુભાવની કષ્ટથી પ્રતીતિ થાય છે. માટે कष्टथी अनुभावप्रतीति दोष થયો.

## प्रतिकुल विभावादि ग्रहण.

જ્યાં પ્રતિકુલ વિભાવ ગ્રહણ કરવામાં આવે, ત્યાં प्रतिकुल विभावादि ग्रहण.

યથા.

પતિ અતિ વિનતિ કરતો, જો આકાશે મેહ ચડયો ભારી;
તનનો નથી ભરૂંસો, નાહક માન કરે છે કાં નારી.

અહીં શ્રૃંગારમાં શાંતનો વિભાવ પ્રતિકુલ હોવાથી प्रतिकुल विभावादि ग्रहण दोष થયો.

રસને પુષ્ટ કરે તે વિભાવ. આમાં "તનનો નથી ભરૂંસો" એ શ્રૃંગારમાં શાંતનો વિભાવ પ્રતિકુલ છે અને એ વિભાવથી નિર્વેદ સંચારી થયો, આ પણ શ્રૃંગારમાં પ્રતિકુલ છે.

## प्रबंध दोष नाम.

अकान्ड प्रथन, अकाण्ड छेद, अंगाविस्तार, प्रकृति विपर्यय छेद.

## अकाण्ड प्रथन.

અકાણ્ડનો અર્થ અપ્રકરણ, કાણ્ડનું (પ્રકરણનું) અન્ય રીતે વર્ણન કરવામાં આવે ત્યાં अकाण्ड प्रथन.

જેમ વેણીસંહાર નાટકના દ્વિતીય અંકમાં "અનંક" નો સંહાર કર્યા પછી દુર્યોધનનો ભાનુમતિ સાથે વિહાર વર્ણન કરેલ છે.

## अकाण्ड छेद.

જ્યાં ચાલતા વર્ણનને નહી છોડવાની જગોએ છોડી અન્ય વર્ણન શરૂ કરે એ अकाण्ड छेद. જેમકે "વીરચરિત્ર" નાટકમાં શ્રી રામચંદ્રજીનું યુદ્ધ પરશુરામ સાથે થાય છે ત્યાં શ્રી રામ કહે છે કે હું કંકણ છોડવા જાઉં છું.

## अंगविस्तार.

જ્યાં અંગીને વિશેષ નહીં કરતાં માત્ર અપ્રધાન અંગનું વર્ણન કરવામાં આવે, ત્યાં अंग विस्तार. જેમ રાજાના પ્રસંગમાં રાજાનું અલ્પ વર્ણન કરી ખવાસ પાશવાન વગેરેનું વર્ણન વિસ્તારથી કરે.

## प्रकृतिविपर्यय.

પ્રકૃતિ ( રસનો આલંબન ભાવ ) નું અન્ય રીતે વર્ણન કરવામાં આવે, ત્યાં પ્રકૃતિવિપર્યય દોષ થાય છે.

પ્રકૃતિ ત્રણ પ્રકારની છે. દિવ્ય, અદિવ્ય અને દિવ્યાદિવ્ય. તેમાં ઈન્દ્રાદિ દિવ્ય, મનુષ્યાદિ અદિવ્ય, અને અર્જુન આદિ દિવ્યાદિવ્ય. ધીરોદાત્ત વીરપ્રધાન, ધીરોદ્ધત રૌદ્ર પ્રધાન, ધીરલલિત શ્રંગાર પ્રધાન, અને ધીરપ્રશાન્ત શાન્તપ્રધાન છે. તેનું પોતપોતાની પ્રકૃતિથી વિરૂદ્ધ વર્ણન કરવામાં આવે ત્યાં દોષ થાય. જેમકે "કુમારસંભવ મહાકાવ્ય" ના આઠમા સર્ગમાં શિવપાર્વતીનું રતિનું વર્ણન કરવામાં આવ્યું છે એ દોષ.

## छेद.

ચાલતા વર્ણનને પૂર્ણ ન કરે ત્યાં છેદ દોષ થાય છે. જેમકે રસિક પ્રિયામાં વિભાવ, અનુભાવ, સાત્વિક અને સંચારીનાં લક્ષણ આપી ઉદાહરણ ન આપ્યાં.

## अलंकार दोष नाम.

१ उपमामां जातिन्यूनता दोष.

२ उपमामां प्रमाणन्यूनता दोष.
३ उपमामां जातिअधिकता दोष.
४ उपमामां प्रमाणअधिकता दोष.
५ असंभवथी उपमा दोष.
६ असादृश्यथी उपमा दोष.
७ भिन्नलिंगथी उपमा दोष.
८ भिन्न वचनथी उपमा दोष.
९ उत्प्रेक्षामां अवाचकता दोष.
१० यमकभंग दोष.
११ उपमामां अधिकपद दोष.
१२ उपमामां न्यूनपद दोष.
१३ उपमामां कालभेद दोष.
१४ विफल अनुप्रासथी अपुष्टार्थ दोष.
१५ समासोक्तिमां अर्थपुनरुक्ति दोष.
१६ अनुप्रासमां प्रसिद्ध विरुद्ध दोष.

## उपमामां जातिन्यूनता—यथा.

ધરી બાણ ધનુ કરમાં, કમરપરે કાળી કૃપાણ બાંધી;
શત્રુ સમરેં હણુતો, નૃપ ચંડાલ સમાન બાણ સાંધી.

આમાં રાજાની સ્તુતિ કરતાં તેને અધમ જાતિ ચાંડાલની ઉપમા આપી તેથી उपमामां जातिन्यूनता दोष थयो.

## उपमामां प्रमाणन्यूनता—यथा.

રવિ પંખા સમ પેખે, વિધુ કપૂરના ચૂર્ણ તણો વૃન્દ;
શય્યા કમલદલવાળી, ગણે ધરાને, સન્તો સુખકન્દ.

આમાં ઉપમા ઉપમેયમાં પ્રમાણની ન્યૂનતા હોવાથી उपमामां प्रमाणन्यूनता दोष थयो.

## ઉપમામાં જાતિઅધિકતા--યથા.

ભુજ ઉરમાં ભ્રમ એવો, દિગ્ગજ જેવો જણાય તું રાજા;
તુજ ઉર અવનિ સરખું, વર વિશાલ છે ક્ષત્રિતણી માજા.

આમાં ઉપમા ઉપમેયની જાતિ અધિકતા હોવાથી ઉપમામાં જાતિ અધિકતા દોષ થયો.

## ઉપમામાં પ્રમાણઅધિકતા--યથા.

આ દારાનાં દશનો, સ્ફટિક અદ્રિનાં શિખર સદૃશ શોભે;
મેરૂ શ્રંગ સમ મ્હોટા, ઉભય ઉરોજો જોઈ મન લોભે.

આમાં ઉપમા ઉપમેયમાં પ્રમાણની અધિકતા હોવાથી ઉપમામાં પ્રમાણ અધિકતા દોષ થયો.

## અસંભવ અને અસાદૃશ્યથી ઉપમા--યથા.

પ્રકાશ તુજ છબિ કેરો, બળતા જળની ધાર સમો ધારૂં;
અર્ધાઘટ સમ આંખો, નિરખી થાયે મોહિત મન મારૂં.

આહીં પૂર્વાર્ધમાં ઉપમાન " બળતા જળની ધાર " અસંભવિત હોવાથી અસંભવથી ઉપમા દોષ થયો અને ઉત્તરાર્ધમાં " અર્ધઘટ " ઉપમા અસાદૃશ્ય હોવાથી અસાદૃશ્યથી ઉપમા દોષ થયો.

## ભિન્નલિંગ તથા ભિન્ન વચનથી ઉપમા--યથા.

કલ્પલતા સમ તુજ પતિ, તું તરૂણી છે સુરતરૂના સરખી;
દ્રગ ઇન્દીવર જેવું, નિત્ય નિહાળું હૃદય મહીં હરખી.

આહીં પૂર્વાર્ધમાં ઉપમા ઉપમેયના લિંગ જુદા હોવાથી ભિન્ન લિંગથી ઉપમાદોષ થયો. અને ઉત્તરાર્ધમાં ઉપમેય બહુ વચનને બદલે એક વચન હોવાથી ભિન્ન વચનથી ઉપમા દોષ થયો.

## ઉત્પ્રેક્ષામાં અવાચકતા--યથા.

મૂર્ત્તિમાન શ્રંગાર જયમ, શ્રીરંગ કરે વિહાર;
સુખદાયક શ્રાવણ મહીં, ચાલ પ્રિયા કર પ્યાર.

આમાં "જેમ" ઉપમાવાચક ન હોવા છતાં ઉત્પ્રેક્ષાવાચક બનાવ્યું અને ઉત્પ્રેક્ષિત અર્થનું અર્થાન્તર ન્યાસથી સમર્થન કર્યું. તેથી उत्प्रेक्षामां अवाचकता दोष થયો.

## यमकभंग--यथा.

ભજ ગોપાલ કહ્યું 'તું, મેં નહીં કહ્યું હતું કે ગોપાલ;
મેં ન કહ્યું તે કરીયું, તેથી તારા બુરા થયા હાલ.

આમાં ગોપાલ એટલે કૃષ્ણ અને ઇન્દ્રિયનું પાલન કર એ બે અર્થ છે. આવી શબ્દયોજના યમક કહેવાય છે. એ પૂર્વાર્ધમાં છે પણ ઉત્તરાર્ધમાં નથી નભી શકી માટે यमकभंग दोष થયો.

## उपमामां अधिकपद--यथा.

નગદુહિતા સહ શોભે, શંકર ધરીને ભૂતિ શ્વેત અંગે;
શરદજલદ વિદ્યુત યુત, જેમ વિરાજે ઇન્દ્રધનુષ સંગે.

આમાં "ઇન્દ્રધનુષ" અધિક પદ છે. કારણકે ઉપમા તો "શરદ જલદ વિદ્યુતયુત વિરાજે" આ જગોએજ પૂર્ણ થયેલ છે માટે उपमामां अधिकपद दोष થયો.

## उपमामां न्यूनपद--यथा.

ધરી પીત પટ અંગે, રસિક વિહારી રાધાયુત રાજે;
મર્કતમણિ કુન્દનમાં, જેમ જડેલો છટા ભર્યો છાજે.

આમાં "રાધા કૃષ્ણ" "અને કુન્દન મર્કતમણિ" ઉપમા ઉપમેય છે, પણ પીતપટની ઉપમા બાકી રહી ગએલી હોવાથી उपमामां न्यूनपद दोष થયો.

## उपमामां काल भेद--यथा.

વિબુધ સમાજ સહિત અતિ, ભીષ્મ ભૂપ શોભે છે અહીં આજ;
અંબરમાં ઉડુગણયુત, જેવો શોભે પૂરણ દ્વિજરાજ.

આમાં જ્યારે પૂર્ણ ચન્દ્ર હોય છે, ત્યારે ઉડુગણ નથી દેખાતા. કારણકે ચન્દ્રના પૂર્ણ પ્રકાશકાલમાં તારાઓના પ્રકાશનો અભાવ હોય છે, માટે उपमामां कालभेद दोष થયો.

## विफल अनुप्रासथी अपुष्टार्थ दोष--यथा.

સાડી સરસ સંચારી, પહેરી લે ગહેરે રંગે અંગ;
રસવશ રસ રાખીને, બનાવવા ગોરી તજ ગૃહ સંગ.

આમાં:સાડી, સરસ, સંચારી, પહેરી અને ગહેરે વગેરે વિફલ અનુપ્રાસોથી અર્થ ચમત્કાર પુષ્ટ થતો નથી. માટે विफल अनुप्रासथी अपुष्टार्थ दोप થયો.

## समासोक्तिमां अर्थपुनरुक्ति दोष--यथा.

સુમન તણો રસ લેવા, આ અલિપૂરણ પ્રવીણ પેખાયે;
મધુપ સદા મધુ લોભી, જ્યાં સુવાસ ત્યાં જોર ધરી જાયે.

આમાં પ્રસ્તુત વર્ણન ભ્રમરનું છે, તેમાં અપ્રસ્તુત નાયકનું વર્ણન સ્ફુરે છે તેથી સમાસોક્તિ; અને અલિ કહી ફરી મધુપ કહ્યો તેથી समासोक्तिमां अर्थ पुनरुक्ति दोप થયો.

## अनुप्रासमां प्रसिद्धविरुद्धदोष--यथा.

નાશ ત્રાસનો થાયે, નિરખી નિશાકર તણો ભવ્ય ભાસ;
હાસ્ય વિલાસ હુલ્લાસે, રમે ગર્વથી ગણેશજી રાસ.

આમાં ગણેશજીનું રાસ રમવું કહ્યું એ શાસ્ત્ર વિરૂદ્ધ છે માટે अनुप्रासमां प्रसिद्धविरुद्ध दोप થયો.

## दूषणोद्धार.

ક્યાંઈક દોષ દોષજ રહે છે. ક્યાંઈક દોષ ગુણ બને છે અને ક્યાંઈક દોષ દોષ પણ રહેતો નથી તેમ ગુણ પણ બનતો નથી.

## श्रुतिकटुगुण.

જ્યાં કોઇ વક્તા ઉદ્ધત વાક્યમાં રૌદ્રાદિક રસનું વર્ણન કરે, ત્યાં श्रुतिकटुगुण થાય છે.

## श्रुतिकटुगुण--यथा.

લંક જાળી જોરેથી, હણ્યું ક્ર્વ્યાદ અવર્ણ્ય કર્મ કીધાં;
ગાઢ ગર્જી હનુમંતે, ગર્ભ થકી અર્ભક પાડી દીધાં.

આમાં કર્ણકટુ શબ્દો આવ્યા છતાં રૌદ્રરસનું વર્ણન હોવાથી શ્રુતિકટુગુણ થયો.

યથા.

ઘર ઘર શૂકર ગર્જે, ગવન કરે ગહકંતા મૃગરાજ;
ઝપટિ લપટિ પાંખોથી, બહુ પક્ષીના પ્રાણ હરે બાજ.

આમાં કોઇ પણ રસ નહીં હોવાથી ગુણ નથી તેમ દોષ પણ નથી.

## अप्रयुक्त अने निहितार्थ गुण.

અપ્રયુક્ત અને નિહિતાર્થ દોષો શ્લેષાદિના સંબંધથી ગુણ થાય છે.

### अप्रयुक्त गुण--यथा.

માધવી પતિની પાસે, માધવી વશ બની મોકલતી નારી;
કૈરવ વનમાં કૈરવ, શ્રવણ કરે ઉત્સવ ઉત્સવ ધારી.

આમાં માધવી-સખી અને મદિરા, કૈરવ,-કમળ અને અનેક પ્રકારના શબ્દ. ઉત્સવ-આનંદ અને કોપ આવા અપ્રયુક્ત શબ્દો આવ્યા છતાં શ્લેષના સબંધથી अप्रयुक्त गुण થયો.

### निहितार्थ गुण--यथा.

શોભે કાર્મુક કરમાં, વિરહિણી વિકલ બને નયને નિરખી;
અમૃત અહાર વિજય પ્રિય, જો આવે છે દર્પક શ્યામ સખી.

આમાં કાર્મુક એટલે બાણ અને વેણુ, અમૃત-પિયૂષ અને ગોરસ. તેમાંથી પ્રસિદ્ધ અર્થ છોડી વેણુ અને ગોરસ અર્થ ગ્રહણ કર્યો તેથી નિહિતાર્થ દોષ શ્લેષ પ્રાધાન્ય હોવાથી निहितार्थ गुण થયો.

## लज्जा अश्लील गुण.

પુરૂષની ઉક્તિમાં લજ્જા અશ્લીલ ગુણ થાય છે.

યથા.

નહીં તૂટે તારાથી, કઠિન અતિ પુંગીફલ છે પ્યારી;
કામ તોડવા કેરૂં, નિત્ય અમારૂં માની લે નારી.

આમાં પુરૂષ કહે છે તેથી લજ્જા અશ્લીલ દોપ મટી ગુણ થાય છે.

## ग्लानि अश्लील गुण.

શાંત રસમાં ગ્લાનિ અશ્લીલ ગુણ થાય છે.

યથા.

નાસા ઉદરમહીં મલ, માંસગ્રન્થિ કુચ મુખમાં લાળ વહે;
મોહિત થાય મૂરખનર, નર્ક કુન્ડ નારીને સુકવિ કહે.

આમાં શાન્તરસ હોવાથી ग्लानि अश्लील गुण થયો.

## संदिग्ध गुण.

વ્યાજસ્તુતિ અલંકારમાં સંદિગ્ધ દોષ ગુણ થાય છે.

યથા.

રંચ કનક જ્યાં ન મળે, જ્યાં ત્યાં અતિશય વિભૂતિ દ્રગ દેખું;
લાખોના આ ભૂષણ, તુજ મુજ ઘર એકજ સરખાં લેખું.

આમાં જરા પણ કનક જ્યાં નથી, એટલે એક અર્થમાં બીલકુલ કનક નથી અને બીજા અર્થમાં રંચ કનક નથી પણ ઘણું છે. "વિભૂતિ" એક અર્થમાં ભસ્મ અને બીજા અર્થમાં સમૃદ્ધિ. "લાખોના ભૂષણ" એક અર્થમાં લાખના અને બીજા અર્થમાં લાખો રૂપિઆના. આવા બે અર્થ હોવાથી રાજાનું વર્ણન છે કે ભિક્ષુકનું છે એ નિશ્ચય થતો નથી તેથી સંદિગ્ધ છે પણ રાજાની સ્તુતિ અને ભિક્ષુકની નિન્દાની વ્યાજ સ્તુતિ હોવાથી संदिग्ध गुण થયો.

## अप्रतीत अने ग्राम्य गुण.

જ્યાં અર્થ તુર્ત સમજવામાં આવે, ત્યાં અપ્રતીત દોષ ગુણ થાય છે તેમજ ગ્રામિક મનુષ્યોની ઉક્તિમાં ગ્રામ્ય દોષ ગુણ થાય છે.

યથા.

કહી હતી મેં તમને, તે દિન બેસી નદી પરે વાત;
રાબ રાંધી લઇ જાઉં, પરણ્યા સારૂ ભાવ ધરી ભાત.

અહીં પૂર્વાર્ધમાં નદી પ્રવાંહને કહે છે, તે ઉપર બેસવું અસંભવિત છે. માત્ર લક્ષણાશક્તિથી અર્થ થાય છે છતાં તુરત સમજાતો હોવાથી અપ્રતીત ગુણ થયો અને ઉત્તરાર્ધમાં રાબ ( જુવારથી બનતી ખોરાકી ) પરણ્યા માટે ( ઘરધણી માટે ) ભાત ( ભાતું—નાસ્તો ). આ શબ્દો ગ્રામ્ય છે, છતાં ગામડીયાની ઉક્તિ હોવાથી ગ્રામ્યગુણ થયો.

## ન્યૂનપદગુણ.

હર્ષ કે શોક વશ બોલનારની ઉક્તિમાં ન્યૂનપદ દોષ ગુણ થાય છે.

યથા.

સમેટીને સુખ સર્વે, આનંદનું નહીં રાખ્યું એંધાણ;
ગયા ગયા તજી આલી, નથી નિકળી જાતાં પાપી પ્રાણ.

આમાં પતિપદ ન્યૂન છે, છતાં શોકવશ વિરહિણી બોલે છે માટે ન્યૂનપદગુણ થયો.

## અધિકપદગુણ.

કેટલીએક જગોએ અધિકપદ દોષ ગુણ થાય છે.

યથા.

ચોખ્ખું ચિત્ત રાખીને, કઠિણ અમિત છે નિભાવવો નેહ;
નહીં નહીં જાણે જરીએ, ફક્ત રસિકજન જાણે છે એહ.

આમાં જાણે છે એ પદ બે વાર ( અધિક પદ ) આવેલ છે. છતાં " નહીં " મતલબ જે રસિક નથી તે જાણતા નથી અને જે રસિક છે તે જાણે છે. આમ સકારણ અધિકપદ હોવાથી અધિકપદગુણ થયો.

## પુનરુક્તિ ગુણ.

વિહિત કથનમાં, વિષાદમાં, લાટાનુપ્રાસમાં, વિસ્મયમાં, કો-

ધમાં, દીનતામાં, દયામાં, અર્થાન્તરસંક્રમિતવાચ્યમાં, પ્રસાદનમાં હર્ષમાં અને નિશ્ચયમાં પુનરૂક્તિ દોષ ગુણ થાય છે.

### વિહિતકથનમાં અને વિષાદમાં પુનરુક્તિ ગુણ.

ઉદ્દેશ્યમાં વિધેયનું ફરી કથન કરાય ત્યાં, અને વિષાદમાં પુનરૂક્તિ દોષ ગુણ થાય છે.

યથા.

અરૂણ સૂર્ય છે ઉગતાં, આથમતાં પણ અરૂણ સદા ભાળું;
જાઓ જાઓ પતિ જાઓ, અંતરમાં દેઇ સ્થાન વિરહવાળું.

આહીં પૂર્વાર્ધમાં સૂર્ય ઉદ્દિશ્ય અને અરૂણ વિધેયનું ફરી કથન કર્યું તેથી **વિહિત કથનમાં પુનરુક્તિ ગુણ** થયો. અને ઉત્તરાર્ધમાં વિષાદયુકત વામાએ જાઓ જાઓ એમ વારંવાર કહ્યું તેથી **વિષાદમાં પુનરુક્તિ ગુણ** થયો.

### લાટાનુપ્રાસમાં પુનરુક્તિગુણ.

લાટાનુપ્રાસ અલંકારમાં પુનરૂક્તિ દોષ ગુણ થાય છે.

યથા.

નાથ નિકટ સખી જેને, ગ્રીષ્મ ચાંદની અમૂલ્ય છે એને;
નાથ નિકટ નથી જેને, ગ્રીષ્મ ચાંદની ત્વરિત બને તેને.

આમાં નાથ, નિકટ, ગ્રીષ્મ, ચાંદની વગેરે શબ્દો વારંવાર આવ્યા છતાં લાટાનુપ્રાસમાં હોવાથી **લાટાનુપ્રાસમાં પુનરુક્તિ ગુણ** થયો.

### વિસ્મયમાં પુનરુક્તિગુણ.

વિસ્મય યુકત વાકયમાં પુનરૂકિત દોષ ગુણ થાય છે.

યથા.

કળા અલૌકિક આ તો, બાલપણાની જોઇ જોઇ હરખું;
આજ કાલની માંહી, ઉર ઉક્સેલાં નારીનાં નિરખું.

આહીં "જોઈ જોઈ" બે વાર આવ્યું છતાં વિસ્મયયુકત વાકય હોવાથી **વિસ્મયમાં પુનરુક્તિ ગુણ** થયો.

## क्रोधमां पुनरुक्ति गुण.

ક્રોધયુક્ત કથનમાં પુનરૂક્તિ દોષ ગુણ થાય છે.

યથા.

મારો મારો અગ્નિને, ચક્ર સહિત ચાંપેથી કલિમાંહી;
નવા નવા હર સરજો, હાર તમે જરી જોવાના નાહીં.

આમાં "મારો મારો" અને "નવા નવા" શબ્દો વિશેષ વખત આવ્યાં છતાં ક્રોધાવેશમાં કહેલ હોવાથી क्रोधमां पुनरुक्ति गुण થયો.

## दीनतामां पुनरुक्ति गुण.

દીનતામાં પુનરૂક્તિ દોષ ગુણ થાય છે.

યથા.

થાકી સખી હવે હું, ચપલ કાન્હને લખી લખીને ચીઠ્ઠી;
નહીં નહીં ન્યાળે તોયે, મોહન સુજને કરી નજર મીઠી.

આમાં "લખી લખી" અને "નહીં નહીં" શબ્દો અધિક વખત આવ્યા છતાં દીનતા હોવાથી दीनतामां पुनरुक्ति गुण થયો.

## दयामां पुनरुक्ति गुण.

દયા પ્રાધાન્યમાં પુનરૂક્તિ દોષ ગુણ થાય છે.

યથા.

જા ઘર પથિક નવિન છે, ઘણી ત્વરાથી જા ઘર તું ભાઈ;
ફરી ન જીવતાં જોઇશ, પછી કરીશ શું વિચારી જો કાંઇ.

આમાં "જા ઘર, જા ઘર" બે વખત આવ્યા છતાં દયાના પ્રાધાન્યપણાથી दयामां पुनरुक्ति गुण થયો.

## अर्थान्तरसंक्रमितवच्यमां पुनरुक्ति गुण.

અર્થાન્તરસંક્રમિતવાચ્યમાં પુનરૂક્તિ દોષ ગુણ થાય છે.

યથા.

એ કેકી કહીં કેકી, સુણી ગર્જના ઘનની સ્વર બોલે;
કોકિલ છે કોકિલ તવ, ઋતુ વસંતમાં બળ ધારી બોલે.

આમાં "કેકી" અને "કોકિલ" બબ્બે વાર આવ્યા છતાં અર્થાન્તરસંક્રમિતવાચ્યમાં હોવાથી **अर्थान्तरसंक्रमितवाच्यमां पुनरुक्ति गुण** થયો.

## प्रसादनमां पुनरुक्ति गुण.

પ્રસાદનમાં પુનરૂક્તિ દોષ ગુણ થાય છે.

યથા.

વાર વાર કરૂઁ વિનતિ, ધાર ધાર ધરણીધર તું ધ્યાને;
તાર તાર ત્રિભુવનપતિ, ઠાર ઠાર મુજ અંતર બળતાને.

આમાં "વારવાર, ધારધાર, તારતાર, ઠારઠાર" શબ્દો પુનરૂક્તિવાળા હોવા છતાં પ્રસાદનમાં હોવાથી **प्रसादनमां पुनरुक्ति गुण** થયો.

## हर्षमां अने निश्चयमां पुनरुक्ति गुण.

હર્ષમાં તેમજ નિશ્ચયમાં પુનરૂક્તિ દોષ ગુણ થાય છે.

યથા.

આવ્યો આવ્યો મુજ પતિ, હેરિ હેરિ હરખાઉં;
એ આ આ એ આજ છે, વ્હાલે વારી જાઉં.

આમાં પૂર્વાર્ધમાં "આવ્યો" હેરિ હેરિ" પદોબબ્બેવાર હોવા છતાં હર્ષમાં હોવાથી **हर्षमां पुनरुक्ति गुण** અને ઉત્તરાર્ધમાં "એ આ આ એ આજ છે" આમ વારંવાર આવ્યા છતાં નિશ્ચયમાં હોવાથી **निश्चयमां पुनरुक्ति गुण** થયો.

## नित्य दोष.

કવિના વિવક્ષિત અર્થની પ્રતીતિ નહી કરાવનાર, ગત સંસ્કૃત, અસમર્થ, અવાચક, નિરર્થક વગેરે નિત્ય દોષો છે.

કોઇ કવિએ નાયકાની સ્તુતિ કરતાં "ભલી" ને બદલે "ભલો" કહ્યો. એમાં નાયકાની સ્તુતિ વિવક્ષિત છે અને "ભલો" પુરુષવાચી શબ્દ હોવાથી નાયકાની સ્તુતિ પ્રતીત કરાવનાર નથી બની શકતો. એમજ અસમર્થ દોષ કવિના વિવક્ષિત ચલનમાં "ઝૂલે"

આદિ શબ્દ હીંચવાનું ભાન કરાવે છે. અવાચક દોષ અને નિરર્થક ચરણ પૂર્ણાર્થ કવિના વિવક્ષિત અર્થનો તિરસ્કાર કરાવી પછીથી અર્થની પ્રતીતિ કરાવે છે માટે વિરૂદ્ધમતિ કૃત સિવાય બીજા નિત્ય દોષો ગુણ બનતા નથી.

## विरुद्धमतिकृत गुण.

સ્ત્રી પુરૂષ અથવા સખી નાયકના પરિહાસમાં વિરૂદ્ધમતિકૃત દોષ ગુણ થાય છે.

યથા.

વિજ્ઞ વધૂને યજ્ઞે, તેને જોયો પ્રેમ ધરી પાસ,
સમાધિમાંહિ સમાધિ, કરતાં જોઇ પ્રગટ્યો પરિહાસ.

આમાં " વિજ્ઞ " સર્વ શાસ્ત્ર જાણનાર, બીજા અર્થમાં સર્વ કામસાસ્ત્ર જાણનાર " સમાધિ " સરખી બુદ્ધિ, બીજા અર્થમાં રતિ ઇચ્છાવાળી સરખી બુદ્ધિ. સમાધિ—યોગ સબંધી ક્રિયા, બીજા અર્થમાં વિપરીત રતિ. આમાં સીધો અર્થ યજ્ઞ પક્ષે વિરૂદ્ધબુદ્ધિ ઉત્પન્ન કરે છે તેથી विरुद्धमतिकृतदोष છે પણ પરિહાસમાં હોવાથી विरुद्ध मतिकृत गुण થાય છે.

## न्यूनपद गुण.

આનંદમગ્નાદિમાં ન્યૂનપદ ગુણ થાય છે.

યથા.

એ તો સહુ ભ્રમમાંહિ, પતિ મેં આપની બાંહ નથી ઝાલી;
પડછાયાથી પૂછું, શિદ સંકોચિત તમે બનો ખાલી.

આમાં તમને નથી કહેતી એ ઉપરથી સમજાય છે, માટે ન્યૂનપદ દોષ થયો, પણ આનંદમાં હોવાથી न्यूनपद गुण થાય છે.

## पतत्प्रकर्ष गुण.

જ્યાં પૂજ્યના ક્રોધ વચનનો ઉત્તર વિનયમાં અપાય ત્યાં પતત્પ્રકર્ષ ગુણ થાય છે.

યથા

પરશુરામ—દંડ દઉં હું એને, જેણે આ કોદંડ ધર્યું તોડી;
શ્રીરામ—તમથી જીતે હારૂં, માટે નમન કરૂં છું કરજોડી.

આમાં પૂર્વાર્ધમાં સકોપ વચન છે અને ઉત્તરાર્ધમાં વિનય વાક્ય છે તેથી પતત્પ્રકર્ષ દોષ થયો પણ પૂજ્ય પરશુરામને બ્રાહ્મણ્ય જાણી શ્રીરામનાં વિનય વાક્ય હોવાથી પતત્પ્રકર્ષ ગુણ થાય છે.

## સમાપ્તપુનરાત્ત ગુણ.

જ્યાં સમાપ્ત કર્યા પછી વિશેષણ નહી લગાવતાં અન્યપદ હોય ત્યાં સમાપ્ત પુનરાત્ત ગુણ થાય છે.

યથા.

લંક પ્રજાળી રાખ કરી, કર્યો દનુજ સંહાર;
અહાર હરને આપીયો, હરના ઉરને હાર.

આમાં પૂર્વાર્ધમાંજ સમાપ્તિ દેખાય છે છતાં ઉત્તરાર્ધ ઉમેર્યું તેથી સમાપ્ત પુનરાત્ત દોષ થયો પણ વિશેષણ ઉમેરેલ નહીં હોવાથી સમાપ્ત પુનરાત્ત ગુણ થયો.

## નિર્હેતુ ગુણ.

પ્રસિદ્ધાર્થમાં નિર્હેતુ દોષ ગુણ થાય છે.

યથા.

ગયાં ચાલતાં ચાલી, સંગે સુખ સહુ જરા જઈ કહેજો;
ગ્રીષ્મદિવસ શિશિરનિશા, આવે ત્યારે પતિ સંગે રહેજો.

આમાં ગ્રીષ્મના દિવસો અને શિશિરની રાત્રિ મોટાં છે એ હેતુ કહ્યો નથી તેથી નિર્હેતુ દોષ છે, પણ ગ્રીષ્મના દિવસો અને શિશિરની રાત્રિ મોટાં છે એ લોકપ્રસિદ્ધ હોવાથી નિર્હેતુ ગુણ થયો.

## રસ દૂષણોદ્ધાર.

જ્યાં રસ, સંચારી અને સ્થાઇનું નામ આપ્યા વિના નહી સમજી શકાય ત્યાં દોષ નથી ગણાતો અને કારણ કાર્ય સાથે હોય ત્યાં પણ દોષ નથી થતો.

યથા.

દેહધારી રસપતિ છે, શુદ્ધ લાજનું સ્વરૂપ સ્રી શોભે;
પતિ શ્રૃંગારની મૂર્તિ, રામા રતિને જોઈ ચિત્ત લોભે.

આમાં રસનું, રસવાચક શ્રૃંગારનું, લાજ સંચારીનું અને રતિ શ્રૃંગારના સ્થાઈ નામ આપ્યા વિના અર્થ પ્રતીતિ થતી નથી માટે દોષ નથી.

યથા.

વક્રદ્રષ્ટિ વામાતણી, મળી લાજ ભય સંગ;
ભર્યો મોહ ઉન્માદ ઉર, જ્વર સમ પીડે અંગ.

આંહીં પણ નામ આપ્યા વિના સંચારી સમજવામાં આવે તેમ નથી: માટે દોષ નથી.

યથા.

ઉત્સુકતા અબળાની, પૂરણ ચંચલતાને પ્રગટાવે;
લાજ બની અરિ તેમાં, હરિ વિલોકતાં નિત્ય આડી આવે.

આમાં ઉત્સુકતા કારણ અને ચંચલતા કાર્ય છે. તેમજ લાજ પામવાનું કારણ દુર્જનનો ડર છે માટે લાજ, ઉત્સુકતા, ચંચલતા આદિ નામ આપ્યા છતાં દોષ નથી થતો.

યથા.

કુચ ગ્રહતો જે કરથકી, દેતો જાવક પાય;
મુજ દ્રગ અંજન આંજતો, મુવો પડયો એ હાય.

આમાં કરૂણા રસમાં શ્રૃંગારનું સ્મરણ રસ વિરૂદ્ધ છે, છતાં શ્રૃંગાર કરૂણાના વૃદ્ધિ કરનાર હોવાથી દોષ નથી.

## काव्य गुण.

યશવંત યશોભૂષણકાર લખે છે:—

ગુણ શબ્દનો અર્થ લોકોને પોતા તરફ લાવવાં.

"ચિન્તામણિ કોષકાર" લખે છે:—

"गुण आमन्त्रणे" કાવ્યના પ્રસાદ આદિ ગુણો પણ સહૃદયને પોતા તરફ ખેંચે છે. મનુષ્યમાં ઉદારતા આદિ ગુણો છે તેમ

કાવ્યમાં માધુર્યાદિ ગુણ છે. કાવ્યમાં ગુણની આવશ્યકતા માટે વ્યાસ ભગવાન અગ્નિ પુરાણમાં નીચે પ્રમાણે લખે છે:—

अलंकृतमपि प्रीत्यै न काव्यं निर्गुणं भवेत् ।
वपुष्यललिते स्त्रीणां हारो भारायते परम् ॥

અર્થ—અલંકારયુક્ત પણ નિર્ગુણ કાવ્ય પ્રીતિ ઉપજાવનારૂં બનતું નથી. જેમ સ્ત્રીઓના બેડોળ (કુરૂપ) શરીર ઉપર હાર ભાર કરનાર થાય છે. એ ગુણો મુખ્ય ત્રણ છે, માધુર્ય, ઓજ અને પ્રસાદ.

કાવ્ય નિર્ણયકાર લખે છે:—જેમ વીર પુરૂષના હૃદયમાં શૂરતાદિ ગુણો વિરાજે છે, તેમ વિદગ્ધ પુરૂષના અંતઃકરણમાં દશવિધિ ગુણ સહજ શોભે છે.

રાવણેશ્વર કલ્પતરૂકાર લખે છે:—"જેમ યોગી પોતાના હૃદયમાં યોગસાધન કર્યા કરે છે તેમ કવિ કોવિદ દશ ગુણોને પોતાના હૃદયમાં રાખે છે. એ ગુણો નીચે પ્રમાણે છે:—

સમતા, કાન્તિ, ઉદારતા, અર્થવ્યક્ત, સમાધિ, શ્લેષ અને પુનરૂક્તિપ્રતિકાશ. આ સાતે ગુણોનો ઉપર બતાવેલ માધુર્યાદિ ગુણોમાં સમાવેશ થઇ જાય છે.

## माधुर्यगुण.

જેમાં ટ, ઠ, ડ, ઢ, અક્ષરો ન આવે, સ્વલ્પ સમાસ, અનુસ્વારવાળા વિશેષ વર્ણ અને તમામ અક્ષરો મૃદુ તેમજ બિન્દુયુક્ત આવે એ **माधुर्यगुण**. આ ગુણ ચિત્તમાં દ્રવીભાવ પ્રગટાવી આલ્હાદક બને છે અને શ્રંગારરસમાં વધારે શોભે છે.

યથા.

નંદનનંદ તણા સખોં, દિવ્ય સુખો વૃજને છે દેનારા;
મોર મુકુટ ધરી માથે, લલિત વંસી કર કંજે લેનારા.

## ओज गुण.

જેમાં ઉદ્ધત શબ્દ, દીર્ઘ સમાસ, સ, ક અને ટ વર્ગ વિશેષ તેમજ સંયોગી વર્ણો આવે એ **ओज गुण**. આ ગુણ ચિત્તની દી-

ક્તિનો વિસ્તાર કરે છે. વીર, બિભત્સ અને રૌદ્ર રસમાં ઉત્તરોત્તર અધિક જાણવો.

યથા.

પ્રચંડ આ ભુજ દંડે, ધરી કોદંડ કરૂં ખંડો અરિના;
મત્ત કેસરી ક્રોધે, જેમ વિદારે કઠિણ કુમ્ભ કરિના.

## प्रसाद गुण.

જેમાં મધુર, રોચક અને સરલ વર્ણો, જોઇએ એટલા જ સમાસ અથવા નહી, ગંભીર અર્થશકિત અને શિથિલ શરીર ( બંધારણ ) હોય એ प्रसाद गुण છે. આ ગુણ અર્થનો શીઘ્ર પ્રકાશ કરી ચિત્તને પ્રસન્ન કરે છે.

યથા.

નહીં કદિ દૃષ્ટિ ડોલાવી, મોહિત થઇ શ્રી મોહનમાં કાંઈ;
પરમ સુભગતા નિરખી, ધર્મ સાચવ્યો કહે કોણે બાઇ.

## समता गुण.

જેમાં પ્રાચીનોની રીતિથી ભિન્નતા દેખાય અને દૂષણ રહિત વર્ણન હોય એ समता गुण.

યથા.

મુજ હૃદય દૃગકુવલયને, આ નિશિ આપે અપૂર્વ આનંદ;
સદા રહે વૃજ ઉપર, ઉદિત ઉમંગે ભર્યો કૃષ્ણચંદ.

## कान्ति गुण.

જેમાં મનને રૂચે એવાં મધુર વચન હોય, ગ્રામ્યપદ ન હોય તેમજ અર્થ ગુપ્ત પણ ન હોય અને પ્રકટ પણ ન હોય એ कान्ति गुण.

યથા.

ગુંજાહાર ગળામાં, વર વનમાળા વક્ષઃસ્થળ માથે;
ભાલ તિલક લકુટીકર, જો સખીઁ આવે શ્યામ ગ્વાલ સાથે.

## उदारता गुण.

જેને અન્વય બળથીજ બુદ્ધિમાન બોલી શકે છે અને રસિક સિવાય અન્યજનો સમજી શકતા નથી એ उदारता गुण.

યથા.

કદન અમિત વિઘ્નોના, એક રદન ગજવદન શ્રી ગણરાય;
વન્દનયુત કરૂં વન્દનં, પવિત્ર પુષ્કર શા પુષ્કર પાય.

## अर्थव्यक्त गुण.

જેમાં અર્થ પ્રકટ, સરલ વાતો, સમાસનું અધિકપણું નહીં અને સહજ સ્વભાવે વર્ણન કરવામાં આવે એ અર્થવ્યક્ત ગુણ.

યથા.

હરિ રાધાને નિરખે, રાધા નિરખે હરિને અનિમેષ;
ઇન્દુ બન્યાં દ્વય આનન, ચારે ચક્ષુ ચકોર બન્યાં બેશ.

## समाधि गुण.

જેમાં આરોહ અવરોહવાળું, રૂચિર અને ક્રમસહિત તેમજ પરિપૂર્ણ ભૂષણયુક્ત વર્ણન કરવામાં આવે એ સમાધિ ગુણ.

યથા.

વર તરૂણીનાં વચનો, સુણી શર્કરા ચકિત બની જાય;
ઇક્ષુ દ્રાક્ષ દુઃખ માને, સુધાસભય બની ઝટ સંકોચાય.

## श्लेष गुण.

જેમાં ઘણા શબ્દોનો એકજ સાથે સમાસ કરવામાં આવે એ શ્લેશ ગુણ તેના ગુરૂ સમાસ, મધ્યમસમાસ અને લઘુસમાસ એવા ત્રણ ભેદ છે.

## गुरुसमासश्लेष गुण—यथा.

રઘુકુલ વિપુલ સરસોરૂહ, સુખદ ભાનુ પદ ચારૂ ધરી ચિત્ત;
કામ ક્રોધ મદમત્સર, મહદ મોહ અરિતણી કરૂં જીત.

## मध्यमसमासश्लेष गुण—यथा.

દીનતણું દુઃખભંજન, યદુકુલ રંજન અમિત હર્ષ આણી;
કૃપા વારિધર વેગે, કરો કૃપા નિજ દાસ મને જાણી.

## लघुसमासश्लेष गुण–यथा.

કમલનયનો સખી કોડે, નિરખે ઇન્દુઆનન ઘનશ્યામ;
વિદ્યુત્ હાસ બિમ્બાધર, દારિમ દશન અહોનિશ અભિરામ.

## पुनरुक्तिप्रतिकाश लक्षण.

જેમાં એક શબ્દ વધારે વખત આવે છતાં રૂચિર અર્થ થાય એ **पुनरुक्ति प्रतिकाश गुण.**

યથા.

બણિ બણિ ચાલી બાલા, ગણિ ગણિ પગલાં ધરે ધરાબાથે;
ધન્ય ધન્ય દ્રગ હરિછબિ, ક્ષણ ક્ષણ નિરખે સબલ સ્નેહ સાથે.

માધુર્ય, ઓજ અને પ્રસાદ ગુણને તમામ ગુણો આધીન છે એથી મમ્મટ કવિરાજે એ ત્રણને જ ગુણ ગણેલ છે.

સાહિત્યસારકાર લખે છે:—

માધુર્યાદિ ગુણો શબ્દ અને અર્થ એ બન્નેમાં ગૌણીભૂત છે, અને રસમાં પ્રધાનભૂત છે, શબ્દ અને અર્થ (બન્ને) ત્રણ પ્રકારની રીતિ, વૃત્તિ અને લક્ષણવડે માધુર્ય વગેરે ગુણોને પ્રકટ કરે છે. જે શબ્દથી રીતિ અને વૃત્તિવડે માધુર્યાદિ ગુણોની વ્યક્તિ થાય, તે શબ્દમાંજ તેઓ બાહ્યગુણરૂપ ગણાય. વળી જે અર્થથી લક્ષણવડે તે ગુણોની વ્યક્તિ થાય તે અર્થમાં તેઓ આંતર ગુણ કહેવાય છે.

माधुर्यादौ च दोषाणामभावेऽलंकृतौ ध्वनौ ।
जरत्तरमता अंतर्भूताः श्लेषादयो गुणाः ॥

જરત્તરો (પ્રાચીનો) એ માનેલ શ્લેષાદિ ગુણોનો માધુર્ય વગેરેમાં, દોષોના અભાવમાં, અલંકૃતિમાં અને ધ્વનિમાં અંતર્ભાવ થાય છે.

श्लेष प्रसादोदारत्वौजः समाधय ओजसि ।
दोषाभावे तु समता कान्तिश्च सुकुमारता ॥

ઓજ ને વિષે શ્લેષ, પ્રસાદ, ઉદારત્વ, ઓજ અને સમાધિ

વગેરે ગુણોનો અન્તર્ભાવ થાય છે, અને દોષાભાવમાં સમતા, કાન્તિ અને સુકુમારતા અન્તર્ભાવ પામે છે.

माधुर्य एव माधुर्यमर्थव्यक्तिः प्रसादके ।
प्रकाशादिमतेनांतर्भूताः श्लेषादयोगिरः ॥

માધુર્યગુણમાં મધુરતાનો અને પ્રસાદકમાં અર્થવ્યક્તિનો અન્તર્ભાવ થાય છે. આ પ્રમાણે કાવ્યપ્રકાશ ઈત્યાદિકના મતમાં એ શબ્દગુણોનો અન્તર્ભાવ થાય છે.

## आर्थिक गुणो.

ओजःप्रसादसमतामाधुर्यसुकुमारताः ।
उदारत्वं च दोषाणामभावेंऽतर्भवन्त्यमी ॥
काव्यरूपे समाधिश्च तथा कान्ती रसध्वनौ ।
अर्थव्यक्ति स्तथा श्लेषोऽलंकार इति चार्थिकाः ॥

દોષોના અભાવમાં ઓજ, પ્રસાદ, સમતા, માધુર્ય, સુકુમારતા અને ઉદારતાનો, કાવ્યરૂપમાં સમાધિનો, રસધ્વનિમાં કાન્તિનો, અલંકૃતિમાં અર્થવ્યક્તિ અને શ્લેષનો અન્તર્ભાવ થાય છે.

पुराणसंख्यं विज्ञेयं लक्षणं त्वार्थतो गुणान् ।
आंतरान्वयं जयच्चंद्रालोकाभरणसारतः ॥

ચન્દ્રાલોક અને સરસ્વતી કંઠાભરણને અનુસરીને એ આન્તરિક આર્થિક ગુણો અષ્ટાદશ પ્રકારના બતાવ્યા છે.

द्राक्षापाकस्तथा प्रेयो माधुर्य सुकुमारता ।
श्लेषः सौक्ष्म्यं च माधुर्य व्यनक्ति मधुरार्थतः ॥

દ્રાક્ષાપાક, પ્રેય, માધુર્ય, સુકુમારતા, શ્લેષ અને સૌક્ષ્મ્ય એ છએ ગુણો માધુર્યને પ્રકટ કરે છે.

## द्राक्षापाक

द्राक्षापाकः सबाह्यांतस्तत्समप्रस्फुरद्रसः ।

દ્રાક્ષની માફક અંદર અને બાહિર રસયુક્ત જે ગુણ તે द्राक्षापाक.

યથા.

रघुवीरगुरोः पादपांसवो मुक्तिकुंकुमम् ।

શ્રી રામચન્દ્રજીના ગુરૂની ચરણરજ એ મુક્તિના સૌભાગ્યનું કુંકુંમ છે.

આમાં કુંકુંમ પદથી ગુરૂના ચરણકમળનું અલૌકિક આરૂણ્ય મનાય છે.

સ્ત્રીઓને જેમ કુંકુમમાં સૌભાગ્ય સર્વસ્વ રહેલું છે, તેમ આ મુક્તિરૂપી સ્ત્રીને ગુરૂના ચરણની રજરૂપી કુંકુમ રહેલું છે. માટે સૌભાગ્ય સર્વસ્વ ગુરૂને આધીન રહેલું છે, તેથી કરીને મુક્તિ એ તો ગુરૂની કિંકરી છે. માટે ગુરૂની સેવાથીજ મુક્તિ મળે છે.

## પ્રેયઃ

प्रायः सहृदय स्वांतकर्षकं प्रेय उच्यते ।

સહૃદય મનુષ્યોનાં અંતઃકરણનું આકર્ષણ કરનારો જે રસ તે પ્રેય ગુણ કહેવાય છે.

યથા

कैवल्यमपि वैकल्यं याति कान्ताद्रगंततः ।

કાન્તાના નેત્રાન્તથી કૈવલ્ય પણ વિકલતાને પ્રાપ્ત થાય છે.

## માધુર્ય.

माधुर्यं वर्णनं नत्याः क्रोधादेरपिसूचने ।

ક્રોધાદિને સૂચવતાં જે વિનયનું વર્ણન તે માધુર્ય.

યથા

स्मितचन्द्रिकया राधा दाशि सन्ध्यां तिरोदधे

ખંડિત થવાથી રાધાએ પોતાની દ્રષ્ટિમાં થયેલ જે રક્તવર્ણ તેને હાસ્યરૂપી ચન્દ્રિકાથી ઢાંકી દીધો.

આમાં સન્ધ્યા શબ્દથી દ્રષ્ટિમાં રહેલા ક્રોધનું સૂચન થાય છે. અને સ્મિત ચન્દ્રિકાવડે એ ક્રોધને દૂર કરવાથી પ્રણુતિનું વર્ણન કર્યું છે.

## सुकुमारता.

अतिकोमलतार्थस्य सौकुमार्यमुदीरितम्

જેમાં અર્થની અતિ કોમલતા હોય તેનું નામ સુકુમારતા.

યથા

यास्यामि मथुरामेवं श्रुत्वा राधाऽगमद्धराम् ।

હું મથુરા જઈશ એમ કૃષ્ણનું વચન સાંભળીને રાધાજી પૃથ્વી ઉપર પડી ગયાં.

આમાં કૃષ્ણના વચનનું શ્રવણ થયું તેજ ક્ષણે થએલ રાધિકાનો મૂર્છા લક્ષણવાળો કોમળ અર્થ જણાવેલ છે.

## श्लेष.

श्लेषस्त्वर्थस्य रचनाचातुरीसूत्रचित्रता.

અર્થની રચનાનું જે ચાતુર્ય તે શ્લેષ.

યથા

उमाकपोलं सोऽचुंबच्छंभुर्गंगास्यवीक्षणात्

મહાદેવે ગંગાના મુખને જોવાના છળથી પાર્વતીના કપોલનું ચુંબન કર્યું.

યથા

दृष्ट्वैकासनसंस्थिते प्रियतमे पश्चादुपेत्यादरा
देकस्या नयने प्रिधाय विहितक्रीडानुबन्धच्छलः ।
ईषद्वक्रितकंधरः सपुलकः प्रेमोल्लसन्मानसा,
मन्तर्हासलसत्कपोलफलकां धूर्तोऽपरांचुम्बति ॥

એક આસન ઉપર બેઠેલી બે પ્રિયતમાઓને જોઈને પાછળથી આવીને આદર સહિત એક જણીનાં નેત્રોને રમતના બ્હાનાથી ઢાંકી દઈને જરા ડોક નમાવીને ધૂર્ત નાયક રોમાંચ સહિત પ્રેમથી મન જેનું ઉલ્લાસ પામેલું છે એવી અને ઉરમાં ઉભરાતા હાસ્યથી જેનો કપોલ ભાગ પ્રફુલ્લિત છે એવી બીજી નાયકાને ચુમ્બન કરે છે.

આમાં ચાતુરી સ્પષ્ટ જ છે તેથી શ્લેષ.

## सौक्ष्म्य.

सौक्ष्म्यं त्वर्थस्य सूक्ष्मत्वं

અર્થની જે સૂક્ષ્મતા તેનું નામ સૌક્ષ્મ્ય.

યથા.

पीयूषांशोर्मरीचिवत् ।
सीतयैक्षिरघूत्तंसो वंचयित्वा मनोपि च ॥

સીતાએ મનને છેતરી ચન્દ્રમાના કિરણની માફક સુશોભિત એવા રામચન્દ્રજીને જોયા.

ધનુષ ભાંગ્યા પહેલાં જે સમયે સખીઓએ વર્ણવેલા રામને જોવાને સીતાએ સંકલ્પ કર્યો તેજ વખતે અત્યંત લજ્જા અને કામથી થએલ સાત્વિકાનુભાવને લીધે મન સ્તબ્ધ થવાથી સંકલ્પ માત્રથી પ્રેરાએલાં એવાં નેત્રથી રામચન્દ્રજીને સીતાજીએ જોયા. માટે આમાં મનનો વ્યાપાર નહીં હોવાથી સંકલ્પ માત્રની જ પ્રેરણા હોવાથી મનનું વંચન સિદ્ધ છે. આમાં અર્થની સૂક્ષ્મતા હોવાથી સૌક્ષ્મ્ય.

व्यनक्त्योजो नालिकेरीपाकः शोभा च विस्तरः ।
गंभीरत्वमुदारत्वरीतिश्च परुषार्थतः ।

નાલિકેરીપાક, શોભા, વિસ્તર, ગંભીરત્વ, ઉદારત્વ તથા રીતિ એ ૭ ગુણો પરુષા નામની વૃત્તિને અનુકૂલ જે અર્થએ અર્થદ્વારા ઓજસ્ ગુણને પ્રકટ કરે છે.

## નાલિકેરીપાક.

તેને હાસ્યકલ્પ नालिकेरीपाको यः स्वान्तर्गूढरसो दृढः

આમાં સન્દેહ ગૂઢ રસ રહેલ છે, અને જે દૃઢ છે તે નાલીકેરીપાક અને સ્મિત ચન્દ્રિકાવ

યથા.

धिग्भ्रमद्भृंगतुंगाक्षीं गुर्वपांगेऽगरंगिणि ।

મારા શરીરને વિષે સંચરતા એવા ગુરૂના કૃપાકટાક્ષ છે ત્યાં ચંચલ એવા ભ્રમરાની માફક ઉન્નત નેત્રવાળી રમણીને ધિક્ છે.

આમાં ગુરૂના કૃપાકટાક્ષના સંચારથી રમણીના તિરસ્કારને વિષે ત્યાગવીરનો ગૂઢ ભાવ છે અને રચના દૃઢ છે. તેથી नालिकेरीपाक.

## शोभा.

शोभा प्रमितदोषोऽपि गुणोत्कर्षेण बाध्यते ।

નિર્ણય કરેલ દોષનો અધિક ગુણોથી જે બાધ થાય તેનું નામ शोभा.

યથા.

निंदन्ति रमणीं भ्रान्ताश्चूडाला किं न मुक्तये ।

વિરાગીઓ ભ્રાન્ત થઇને રમણીઓને નિન્દે છે પણ શું સ્ત્રીઓ મુક્તિને વાસ્તે નથી?

આમાં સ્ત્રીને વિષે નિર્ણય કરેલા દોષનો મુક્તિરૂપી ગુણોત્કર્ષ-થી બાધ કર્યો છે માટે शोभा.

## विस्तर.

भंगीवैपुल्यतो यत्राकूतं व्यक्तं सविस्तरः

ભંગીની વિપુલતાથી જેમાં અભિપ્રાય સ્પષ્ટ હોય તે विस्तर

યથા.

येन वृन्दावने रेणुर्भवेयं तत्तपःक्वमे

તેવું મારૂં તપ ક્યાં કે જે તપવડે વૃન્દાવનમાં હું રેણુ થાઉં?

આમાં વૃન્દાવનને વિષે રેણુ થવા રૂપી ભંગીની વિપુલતા બતાવે છે તેથી विस्तर.

## गाम्भीर्य

ध्वनिः प्रतिपदं दिव्यो यदि गाम्भीर्यमीर्यते ॥

જ્યાં દરેક પદે દિવ્ય એવો ધ્વનિ હોય તે गाम्भीर्य કહેવાય છે.

યથા.

अभीमोऽप्यभवोपीशोऽस्म्यनुमापतिरप्यहम् ॥

હું અભીમ, અભવ, તથા અનુમાપતિ છું છતાં ઈશ્વર છું.

અહીં "अहं" એ શબ્દથી અહંકારોપલક્ષિત કૂટસ્થ પ્રત્યક્ ચિદાત્મા જાણવો.

"अभीम" એ શબ્દથી અહિંસાપ્રધાન સન્યાસાન્ત નિત્યાનિત્ય વસ્તુ વિવેક વગેરે ચાર સાધનોની સંપત્તિ રૂપી પરિપાક સૂચવેલો છે.

"इश" શબ્દથી જગતના જન્મ ઇત્યાદિક કારણ સૂચવાય છે.

"अनुमापति" શબ્દથી અનુમાનરૂપ બુદ્ધિના પ્રકાશક કહેવાય છે.

આમાં દરેક પદે દિવ્ય ધ્વનિ રહેલ છે તેથી गाम्भीर्य.

## उदारत्व.

ऐश्वर्योत्कर्षशालित्वमुदारत्वमुदीर्यते ॥

જ્યાં ઐશ્વર્યનો ઉત્કર્ષ બતાવાય તે उदारत्व.

યથા.

गुरुपन्नखदीप्त्यक्तरेणू श्री शारदे खलु ।

લક્ષ્મી અને સરસ્વતિ એ બન્ને ગુરૂના ચરણ નખની કાન્તિવાળી રજ છે.

આમાં ઐશ્વર્યનો ઉત્કર્ષતા બતાવી છે, તેથી उदारत्व.

## रीति.

उपक्रमादिषड्लिंगानुग्रहो रीतिरीरिता.

ઉપક્રમ તથા ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ અને ઉપપત્તિ એ છ ની જેમાં અનુકૂલતા હોય તે रीति જાણવી.

યથા.

भार्गवे भग्नभूभृद्धे भार्गे कः प्रतिभूर्भवेत्.

કાર્તવીર્ય વગેરે રાજાઓના પ્રભાવને નષ્ટ કરનાર એવા ભૃગુકુળને વિષે ઉત્પન્ન થએલા પરશુરામને વિષે કોણ પ્રતિપક્ષી હોય ?

આમાં ભાર્ગવ–ભૃગુવંશમાં ઉત્પન્ન થએલ, એ પ્રમાણે વંશનું કીર્તન કરી ઉપક્રમ બતાવેલો છે અને પ્રતિપક્ષી કોણ હોય એ ઉપસંહાર બતાવ્યો છે.

ક્ષત્રિયોનો ક્ષય એ અભ્યાસ બતાવેલ છે,

લોકોત્તર હોવાથી અપૂર્વતા છે.

પિતૃઋણમાંથી મુક્ત એ ફલ જાણવું.

ભાર્ગવ એટલે મહાદેવનો શિષ્ય એમ કહેવાથી ઉપપત્તિ અને અનેક ઇતિહાસમાં પ્રસિદ્ધ હોવાથી અર્થવાદ જાણવો.

सहकाराभपाकाक्षरसंहतिसमाधयः ।
संमितत्त्वोक्तिसमताः प्रौढार्थेन प्रसादकाः ॥

सहकाराभपाक, अक्षरसंहति, समाधि, संमितत्त्व, उक्ति અને સમતા એ બધા પ્રૌઢાર્થથી પ્રસાદક છે.

## सहकाराभपाक.

सहकाराभपाकस्तु गूढागूढार्थगुम्फनम् ।

ગૂઢાગૂઢ અર્થની જે રચના તે सहकाराभपाक.

યથા.

स्तनौन्नत्यनतापि त्वं भ्रुवौ ते नोन्नते कुतः ।

હે પ્રિયે ! તું સ્તનની ઉન્નતિથી નમી ગએલી છે પણ તારી ભ્રકુટિ કેમ ઉંચી થતી નથી ?

આ ઉદાહરણમાં ભ્રકુટિ ઉંચી કેમ નથી એ કહેવાથી ઉર્ધ્વ દૃષ્ટિ કરવી એવો ગૂઢ અર્થ નીકળે છે તેથી सहकाराभपाक.

## अक्षरसंहति.

शब्दाल्पत्वेऽपि भूर्यर्थरचनाक्षरसंहतिः ।

થોડા શબ્દોમાં ઘણા અર્થની રચના તે अक्षरसंहति.

યથા.

धनुस्तृड्यातुवाल्यब्धि तत्पजिज्जानकीपतिः ।

धनुष्–મહાદેવનું ધનુષ, तृट्–રાજ્ય તૃષ્ણા, यातु–રાક્ષસ वाली–રાક્ષસનું નામ છે, अब्धि–સમુદ્ર અને तत्पजित्–તેનો પતિ જે રાવણ તેને જીતનારા जानकीपति છે.

धनुष બાલકાંડ સૂચવે છે, तृट् અયોધ્યાકાંડ સૂચવે છે, यातु અરણ્યકાંડ સૂચવે છે, वाली કિષ્કિન્ધાકાંડ સૂચવે છે, समुद्र સુન્દર-કાંડ અને तत्पजित् યુદ્ધકાંડ તથા जानकीपति એ શબ્દથી ઉત્તર-કાંડ બતાવે છે.

આમાં થોડા શબ્દોમાં ઘણા અર્થની રચના છે તેથી अक्षरसंहति.

## समाधि.

उक्तिं विनैवयच्छन्नसमाधिः सोऽभिधीयते ।

ઉક્તિવિના જે છન્ન, તે समाधि કહેવાય છે.

યથા.

सिंहावलोकनं चक्रे राधाकंडूयनच्छलात् ॥

રાધાએ ખંજોળવાના મિષથી સિંહાવલોકન કર્યું.

આહીં ખંજોળવાના બ્હાનાથી સિંહાવલોકન કર્યું એમ જે બતાવેલ છે, એમાં સિંહાવલોકન શા માટે કર્યું એવો કાંઈ સંબંધ બતાવ્યો નથી એથી समाधि.

## संमितत्त्व.

संमितत्वं तु यत्रार्थौ समान तुलिताविव ।

જેમાં બન્ને અર્થો સમાન રીતે તોળાય તે संमितत्त्व.

યથા.

दृक्तुलापात्रतोराधानुरागौ समतोलयत् ।

દૃષ્ટિરૂપી તુલાપાત્રથી રાધાએ બે અનુરાગને તોળ્યા.

આમાં કૃષ્ણમાં રહેલો પોતાનો અનુરાગ અને પોતાને વિષે રહેલ કૃષ્ણ સંબંધી અનુરાગને દૃષ્ટિથી તોળ્યા. તેમાં એ અનુરાગરૂપી પદાર્થોની સમતાથી સંમિતત્ત્વ ગુણ રહેલો છે.

## उक्ति.

उक्तिर्युक्तिवशेनार्थः स्विष्टश्चेत्पुष्टतामियात् ।

યુક્તિને લીધે પોતાના ધારેલા અર્થની પુષ્ટિ થાય એ उक्ति કહેવાય છે.

યથા.

द्रष्टः कुत्रापि संपूर्णो माधवो राधया विना,

ક્યાંઇ રાધા વિનાના માધવને સંતુષ્ટ જોયા ?

આહીં કોઇ એક સ્ત્રી પોતાની સખીને કહે છે જે સહસ્ર ગોપીઓનો સંભોગ કરીને પણ મારી સખી રાધિકાના આસ્વાદન વિના સ્વપ્નમાં પણ તૃપ્તિને પામેલા માધવને જોયા ? તાત્પર્ય કે એના ચરણ પૂજવાને વાસ્તે શ્રીકૃષ્ણ ફરીને આવે છે, આવાં વિનોદ લક્ષણવાળો શ્લિષ્ટાર્થ છે એથી उक्ति.

## समता.

क्रमवाद्विषमार्थत्वशून्यत्वं समता मता ।

ક્રમવાળાનો જે સમ અર્થ તેનું નામ समता.

યથા.

हेमंतेऽहो वसंते ते बदराम्रोपमौ कुचौ ।

હે પ્રિયે ! તારા કુચ હેમન્ત ઋતુમાં અને વસન્ત ઋતુમાં બદરીફળ તથા આમ્રફળનાં જેવાં છે.

આમાં હેમન્ત અને વસન્ત ઋતુનાં ક્રમથી જે સ્તનને બદરી તથા આમ્રફળની ઉપમા આપી છે એથી समता.

## रीति.

સાહિત્યદર્પણકાર લખે છે:—

पदसङ्घटना रीतिरङ्गसंस्थाविशेषवत् ।
उपकर्त्री रसादीनाम् सा पुनः स्याच्चतुर्विधा ॥

શ્રૃંગાર આદિ નવ રસ તથા ભાવ અને રસાભાસ ઈત્યાદિકનું પોષણ કરનારી શરીરના અવયવોની માફક પદોનો જેમાં યથાસ્થાન વિન્યાસ કરેલ હોય તે રીતિ કહેવાય છે; તેના ચાર પ્રકાર છે.

वैदर्भी चाथगौडीच पाञ्चाली लाटिका तथा

૧ વૈદર્ભી, ૨ ગૌડી, ૩ પાંચાલી, ૪ લાટિકા.

## वैदर्भी.

माधुर्यव्यञ्जकैर्वर्णैरचना ललितात्मिका ।
अवृत्ति रल्पवृत्तिर्वा वैदर्भी रीतिरिष्यते ॥

સમાસ રહિત અથવા થોડા સમાસવાળી માધુર્યને પ્રકટ કરનાર વર્ણોવાળી જે લલિત રચના તે વૈદર્ભી રીતિ.

## गौडी.

ओजःप्रकाशकैर्वर्णैर्बन्धः आडम्बर पुनः ।
समास बहुला गौडी.

ઘણા સમાસવાળી ઓજગુણને પ્રકટ કરનારા વર્ણોયુક્ત જે સુન્દરરચના તે ગૌડી રીતિ.

## पाञ्चाली.

वर्णैः शेषैः पुनर्द्वयोः ।
समस्तपञ्चपपदोः बन्धः पाञ्चालिकामता ॥

જેમાં પાંચ કે છ પદો સમાસવાળાં હોય અને ઓજસ તથા માધુર્યગુણને પ્રકટ કરનારા વર્ણો સિવાયના વર્ણો વાળી જે રચના તે પાञ्चाली.

## लाटी.

लाटी तु रीतिर्वैदर्भीपाञ्चाल्योरन्तरास्थिता

વૈદર્ભી તથા પાંચાલી બન્ને રીતિના ધર્મવાળી જે રચના તે લાટિ રીતિ કહેવાય છે.

સાહિત્યસરસીકાર લખે છે:—

## वैदर्भी.

कम समास कि समास नहि, अच्छर सानुस्वार;
विन ट वर्ग लघु रेफतें वैदर्भी सरदार.

સમાસ વિનાની અથવા થોડા સમાસવાળી માધુર્યને પ્રકટ કરનારા વર્ણોથી સુંદર એવી રચના તે વૈદર્ભી રીતિ.

યથા.

શોભે ચન્દનબિન્દુથી, બન્ધુર આનન ઇન્દુ;
ગ્રહી ગયંદની મન્દ ગતિ, લે છે પદ અરવિન્દ.

આમાં ચન્દન, બિન્દુ, બન્ધુર, ઇન્દુ, ગયન્દ, મન્દ અને અરવિન્દ આ તમામ શબ્દો સાનુસ્વાર છે અને માધુર્યને પ્રકટ કરનાર છે, સમાસ અલ્પ છે, ટ વર્ગ બીલકુલ નથી, લઘુ અક્ષરો વિશેષ છે, એથી વૈદર્ભી રીતિ જાણવી.

## गौडी.

टादि सँयोगी वरनमें, हो हि सु वडो समास
तासों गौडी कहतहै, वामन मत परकास.

અત્યંત સમાસવાળી, લાંબા અર્થને પ્રકટ કરનારા વર્ણોવાળી જે રચનાવિશેષ તે ગૌડી રીતિ કહેવાય છે.

યથા.

મારતંડવંશજ તણા, છે પ્રચંડ ભુજદંડ;
ખોળી ખંડે ખંડથી, દે દુષ્ટોને દંડ.

આમાં મારતંડ, પ્રચંડ, ભુજદંડ અને ખંડેખંડ ઇત્યાદિ ટ વર્ગના અક્ષરો હોવાથી ઓજનો પ્રકાશ કરે છે, બીજું પ્રચંડ, દુષ્ટો

ઇત્યાદિ સંયોગી વર્ણ છે અને સમાસ દીર્ઘ હોવાથી ગૌડી રીતિ જાણવી.

## पांचाली.

गौडी बैदर्भी मिलित, पांचाली है जात;
उपजत तहां प्रसादगुन, बरनत सुकवि सिहात.

વૈદર્ભી અને ગૌડી રીતિમાં બતાવેલા વર્ણોથી મિશ્રિત રચના કે જેમાં પ્રસાદગુણ ઉપજે તે પાઞ્ચાલી રીતિ કહેવાય છે.

યથા.

મહા સર્પ કન્દર્પવિષ, જ્વાળ રહી અંગ જાગી;
કંજશયન ચન્દન થકી, ત્રિયા શકે નહિ ત્યાગી.

આમાં પૂર્વાર્ધમાં દીર્ઘ સમાસ છે, રેફવાળા શબ્દો છે, તેમજ ઓજગુણનો પ્રકાશ કરે છે. ઉત્તરાર્ધમાં અલ્પ સમાસ છે, ટ વર્ગના અક્ષરો નથી, અને સાનુસ્વાર અક્ષરો હોવાથી માધુર્ય ગુણનો પ્રકાશ કરે છે એથી પાંચાલી રીતિ જાણવી.

યથા

ગ્રહ્યો શ્યામ શ્યામાસુકર, લહ્યો મહા સુખપુંજ;
પંકજ પત્ર સરોજ જહાં, કુંજોમાં અલિગુંજ.

આમાં પણ ઉપર પ્રમાણે પૂર્વાર્ધમાં ગૌડી અને ઉત્તરાર્ધમાં વૈદર્ભી હોવાથી પાઞ્ચાલી રીતિ જાણવી.

## लाटि.

ચમત્કારચન્દ્રિકાકાર કહે છે:—

कोमल पद जहं रहत है, उपजत गुन परसाद।
लाटी रीति तहां कहे, लागे पढत सुवाद॥

યથા.

અધર સુધારસથી સુખદ, બોલે બાલ સુબોલ;
લાલ લાલ લોચન લલિત, શોભે નીલ નિચોલ.

આમાં કોમલ પદો વડે પ્રસાદ ગુણ ઉત્પન્ન થાય છે તેથી લાટિ રીતિ જાણવી.

સાહિત્યસારકાર લખે છે:—

तत्तद्रसार्हपदसंघटना रीतिरीरिता ।

જે રસ હોય તે રસને યોગ્ય પદયુક્ત રચના તે રીતિ કહેવાય છે.

वैदर्भी च तथा गौडी पांचाली चेति तत्क्रमात् ।

વૈદર્ભી, ગૌડી તથા પાંચાલી એવી રીતે રીતિના ત્રણ પ્રકાર છે.

## वैदर्भी, गौडी, पांचाली.

असमासा तुरीयोर्ध्वसमासा च यथेप्सितम् ॥
तदेकान्तसमासा च विज्ञेया सा यथाक्रमम् ॥

સમાસરહિત અને જે રસ હોય તે રસને યોગ્ય પદની રચનાવાળી રીતિ वैदर्भी.

ચારથી અધિક પદો જેમાં સમાસવાળાં છે ને જે રસ હોય તે રસને યોગ્ય પદોવાળી રચના गौडी રીતિ કહેવાય છે.

ફક્ત ચાર પદ સુધીજ જેમાં સમાસવાળાં પદ હોય અને જે રસ હોય તે રસને યોગ્ય એવા પદસંઘટ્ટનાન્વિત જે રચના તે પાંચાલી કહેવાય છે.

## वृत्ति.

रसेष्टवर्णरचना वृत्तिरित्यभिधीयते ।
सापि त्रिधैव विज्ञेया पूर्वादिगुणक्रमात् ॥

રસને ઇષ્ટ જે વર્ણ તે વર્ણયુક્ત જે રચના તે वृत्ति કહેવાય છે, અને પૂર્વે કહેલા માધુર્યાદિ ગુણોને અનુસાર તેના ત્રણ પ્રકાર છે.

मधुरा परुषा प्रौढा माधुर्यौजः प्रसाददाः
चन्द्रालोकमता भद्रा ललिता मधुरैव मे

મધુરાવૃત્તિ માધુર્ય ગુણને, પરૂષાવૃત્તિ ઓજ ગુણને અને પ્રૌઢા પ્રસાદ ગુણને પ્રકટ કરે છે. ચન્દ્રાલોકમાં જે ચોથી ભદ્રા તથા પાંચમી લલિતા નામની વૃત્તિ બતાવી છે, તે અમારા મતમાં તો મધુરા વૃત્તિ જ છે.

कैशिक्यारभटी चैव सात्वती चेतिताःक्रमात्
मतापरुद्र आर्थिक्यो मे सात्वत्येव भारती

'પ્રતાપરૂદ્ર' ગ્રંથમાં એની એ વૃત્તિઓને कैशिकी, आरभटी, તથા सात्वती એવાં ક્રમ મુજબ નામ આપીને આર્થિક કહેલી છે. તેમાં જે भारतीवृत्ति કહેલી છે, તે અમારા મતમાં सात्वतीજ ગણી છે.

## मधुरावृत्ति.

भूयः शिरोगवर्गात्या सोष्माऽटाऽल्पासुरुपिणी
ह्रस्वमध्यरणद्वंद्राऽनुपान्या मधुरा भवेत् ॥

જેમાં વારંવાર અનુસ્વાર, પર સવર્ણ અને શુદ્ધ અનુનાસિકરૂપે રહેલા ङ, ञ, ण, न, म, તથા श, ष, स, ह, ट, વર્ણને છોડી દઇ દરેક વર્ગના પહેલા, ત્રીજા અને પાંચમા અક્ષરો, य, र, ल, व, જેના પછી હ્રસ્વ સ્વર આવતો હોય તેવા 'र' અને 'ण' તથા બે 'ल' નો સંયોગ આટલાં વાનાં આવતાં હોય અને વર્ગના બીજા તથા ચોથા અક્ષરનો સંયોગ જેમાં ન આવતો હોય તેવી રચનાને मधुरावृत्ति કહે છે.

યથા.

सोल्लासयति गोविन्दं मन्दं मन्दं विहारिणम् ।
पंचमैरलसा कुञ्जे शिञ्जितानां मिषेण किम् ॥

હે સખિ ! તે રાધા સુંદર લતાથી આચ્છાદિત પ્રદેશમાં, મંદ મંદ વિહારી એવા ગોવિન્દને પોતે શિથિલ થવાથી માત્ર કરના કંકણ વગેરે અલંકારના શબ્દોરૂપી પંચમનાદથી ઉત્સાહવાન કરે છે, એટલે સુરત–નિષેધ કરે છે. કારણ કે નિષેધ એજ કામોદ્દીપન અને

ઉત્સાહ કરનારો છે. આ પદ્યમાં સર્વથા સમાસનો અભાવ હોવાથી વૈદર્ભી રીતિ છે, અને વળી ક, ચ, ત, પ, ગ, જ, દ, બ, ણ, ન, મ, શ, ષ, સ, હ, ય, ર, લ, વ, અનુસ્વાર એટલા સિવાય અન્ય વર્ણનો અભાવ છે, માટે ઉપરના લક્ષણ મુજબ મધુરાવૃત્તિ છે, વળી આમાં સંભોગ નામનો શ્રૃંગાર બતાવ્યો છે, તેથી કરીને તેમાં રહેલ માધુર્યની પણ વ્યંગ્યતા છે.

સીતાજીનો પૃથ્વીપ્રવેશ થયા પછી સીતાને આગળ ઉભેલાં માનીને રામચન્દ્ર મનને વિષે શોકયુક્ત વાક્ય કહે છે:—

यैंदुं कुंदं मिलिन्दानां वृन्दं चेन्दीवरं वरं ।
मन्दं सुन्दरि विन्दन्ती सेन्दिरा धरणीं गता ॥

હે સુન્દરિ ! જે તું મુખવડે અર્ધા ઉઘડેલા કુન્દના પુષ્પને, કોમલ હાસ્યથી ચન્દ્રને, કુટિલ એવા કેશના સમુહથી ભ્રમરાના સમુહને અને વિશાળ નેત્રથી કમળને પણ તુચ્છ માનતી હતી; આકારથી પણ સાક્ષાત્ લક્ષ્મી હતી તે તું અત્યારે પૃથ્વીમાં ગઈ માટે મન્દ ભાગ્યયુકત મને ધિક્ છે.

આમાં ઉપર પ્રમાણેજ રીતિ અને વૃત્તિ સમજવી; પણ અહીંયાં કરૂણારસદ્વારા માધુર્યગુણ રહેલો છે.

કોઈએક કૃષ્ણરૂપી નાયકને કહે છે:—

सा शंपां कंपयंतीव चंपकैरपि कंपते ।
अंतरंगमनंगोयमंगनानां यदिङ्गति ॥

હે કૃષ્ણ ! તે રાધા અતિશય કાન્તિવડે જાણે વિજળીને કંપાવતી હોય નહી તેમ કંપ્યા કરે છે, કારણ કે આ મદન અંગનાઓના અંતરંગને સ્વાધીન કરી દે છે. અહીંયા પણ ઉપર પ્રમાણે બતાવેલ કરૂણારસના ઉદાહરણ કરતાં આમાં વિપ્રલંભ શ્રૃંગારરસદ્વારા માધુર્યની અધિકતા છે.

સુવર્ણ અને કામદેવ, એ ચંચલ પુરૂષોનેજ વશ કરે છે, પણ સ્થિર બુદ્ધિવાળાને વશ નથી કરી શકતા. તેથી કરીને હું અદ્વૈત

આત્માનું હમેશાં ચિન્તવન કરૂં છું. અને પ્રાણાન્ત સંકટમાં પણ બીનું ચિન્તવન નથી કરતો, કારણ જે એ સર્વ અનર્થ કરનારી છે. આ ચાર પ્રકારના ઉદાહરણોમાં વૈદર્ભી રીતિ, મધુરાવૃત્તિ તથા આર્થિક કૈશિકીવૃત્તિ રહેલી છે.

## परुषा,

संयोगपरह्रस्वाढ्याऽखिलवर्णाऽतिगुर्वसुः ।
अर्द्धाद्राऽतिविसर्गाद्याऽत्यूर्ध्वरा परुषा मता ॥

જેમાં સંયોગ જેની પછી આવતા હોય તેવા હ્રસ્વ અક્ષરો હોય, તથા જેમાં દરેક વર્ણો પણ આવતા હોય, વર્ગના બીજા અક્ષરો, ચોથા અક્ષરો અને શ, ષ, સ, હ, એ વધારે આવતા હોય, એ 'લ' નો સંયોગ ન હોય, વિસર્ગ જીહ્વામૂલીય અને ઉપધ્માનીય અત્યંત હોય અને અક્ષરો ઉપર રેફ વધારે આવતા હોય તેવી રચનાને परुषावृत्ति કહે છે. આ વૃત્તિ તામસી કહેવાય છે.

યથા.

यस्त्रिनेत्रैकदोर्दंडमंडिकोदंडखंडकृत्
दाशवक्रे शरं धर्तुं समरे सकरः कृपः ॥

ત્રિનેત્ર એવા જે મહાદેવ તેના ભુજદંડને વિષે વિરાજમાન એવા ધનુષ્યને જે હાથે તોડયું છે, તે હાથ આ રાવણના યુદ્ધમાં બાણ ધારણ કરવાને કરૂણાવાળો છે.

આ પદ્યમાં ચાર પદોથી અધિક પદોનો સમાસ રહેલો છે, તેથી गौडी નામની રીતિ છે, અને વીરરસદ્વારા ઓજસ્ ગુણને પ્રકટ કરવાવાળી परुषा નામની વૃત્તિ છે, અને આર્થિક आरभटी વૃત્તિ છે.

યથા.

प्रेता नृत्यन्ति मास्तिष्कमेदःस्नायंत्रवृषितः ।
श्मशाने मांसभुक्क्रोष्टृक्रूरगर्जनजर्जरे ॥

માંસનું પ્રાશન કરનારા એવા જે શિયાળ તેની ક્રૂર ગર્જનાથી

જર્જરિત એવા પ્રેતો સ્મશાનમાં મસ્તિષ્ક, મેદ, સ્નાયુ અને આંતરડાથી તૃપ્ત થઇ નાચ્યા કરે છે.

આમાં ઉપર પ્રમાણેજ રીતિ, વૃત્તિ તથા આર્થિક વૃત્તિ સમજવી, પણ બિભત્સ રસદ્વારા ઓજસ્ ગુણને પ્રકટ કરે છે.

યથા.

नखवज्राग्रविच्छिन्नदृप्यद्दनुजवक्षसः ।
नृहरेः प्रज्वलत्कल्पज्वलनेर्ष्यादृशोऽभवन् ॥

નખરૂપી વજ્રના અગ્રથી જેણે ગર્વવાળા રાક્ષસનું વક્ષઃસ્થળ ચીરેલું છે, એવાં નૃહરિનાં નેત્ર જ્વલિત એવો જે પ્રલયનો અગ્નિ તેની ઈર્ષ્યાવાળાં હતાં.

આમાં ઉપર પ્રમાણેજ રીતિ, વૃત્તિ તથા આર્થિક વૃત્તિ છે, પણ રૌદ્રરસદ્વારા ઓજસ્ ગુણને પ્રકટ કરે છે.

## प्रौढा.

प्रौढा तु मधुरा क्वापि कुत्रापि परुषा मता ।
श्रुतिमात्रेण या स्वार्थं ददाति करबिल्ववत् ॥

શ્રુતિ માત્રથીજ જે પોતાના અર્થને હાથમાં રહેલા બીલાની માફક જણાવી આપે છે, તે રાજસી प्रौढावृत्ति જાણવી. આ વૃત્તિ ક્યાંઇ મધુરા છે અને ક્યાંઇ પરૂષા પણ છે.

યથા.

प्रौढा तु मधुरा क्वापि कुत्रापि परुषा मता ।
श्रुतिमात्रेण या स्वार्थं ददाति करबिल्ववत् ॥

કોઈ એક પુરૂષ પોતાની સાળીને ઉદ્દેશીને પોતાના મિત્ર પ્રત્યે કહે છે. હે મિત્ર ! આ મારી સાળી પ્રૌઢા થઈ ત્યારે ક્યાંઇ મધુરા અને ક્યાંઇ પરૂષા મેં જોએલ છે, અને વળી "તને દ્રવ્ય આપીશ" એવાં જારનાં વચનના શ્રવણ માત્રથી જે સ્વાર્થને (સ્તનને) હાથમાં રહેલા બીલાની માફક આપે છે.

આમાં ચોથા પદ સુધી સમાસ રહેલો છે, તેથી કરીને પાંચાલી રીતિ છે, અને હાસ્ય રસદ્વારા પ્રસાદગુણનો પ્રકાશ કરનારી મધુરા તથા પરૂષાથી મિશ્ર એવી રાજસી પ્રૌઢાવૃત્તિ છે, અને આર્થિક સાત્વતીવૃત્તિ છે.

યથા

मौढा तु मधुरा क्वापि कुत्रापि परुषा मता।
श्रुतिमात्रेण या स्वार्थं ददातिकरबिल्ववत् ॥

એકાંતમાં બેસીને અર્જુનને સુભદ્રા તથા દ્રૌપદીનું શીલ પૂછતા શ્રીકૃષ્ણ પ્રતિ અર્જુનનું ઉક્ત વાક્ય છેઃ—

હે કૃષ્ણ! પ્રૌઢા જે દ્રૌપદી તે તો રત્યાદિવેલામાં મધુરા એટલે મધુરભાષિણી છે. અને કોઈ વખતે એટલે અશ્વત્થામાએ કરેલા પોતાના પુત્રવધ વખતે પરૂષા એટલે કઠોરભાષિણી છે, એમ માનું છું, અને પોતાના નિરાકાંક્ષ અને નિર્બાધ વાક્યથી સ્વાર્થ એટલે સુખાદિ પુરૂષાર્થને આપે છે.

આમાં મધુરા અને પરૂષાથી મિશ્ર એવી રાજસ પ્રૌઢાવૃત્તિજ છે. અને સાત્વતી નામની આર્થિક પણ છે, અને અદ્ભુત રસદ્વારા પ્રસાદ ગુણને વ્યક્ત કરે છે.

યથા.

मौढा तु मधुरा क्वापि, कुत्रापि परुषा मता।
श्रुतिमात्रेण या स्वार्थं ददाति करबिल्ववत् ॥

યશોદાથી ઉલૂખલમાં બંધાયલા, કંપતા, રૂદન કરતા ભગવાન પ્રતિ કોઇ એક ગોપાલબાલનું આ વાક્ય છે.

હે કૃષ્ણ! આપણે સર્વ બાલકો તો સર્વને વિષે મધુર છીએ અને આ પ્રૌઢા યશોદા તો કોઈ વખતે એટલે લાલન વગેરે સમયમાં મધુરા છે, અને કોઈવાર એટલે તાડનાદિ સમયમાં પરૂષા છે (માટે એનાથી બીવું એ તાત્પર્ય છે) તો પણ મતા એટલે માન્યા છે. કારણ જે લાલનને વખતે શ્રુતિ એટલે નિર્બાધ એવાં વચનોથી સ્વાર્થ

એટલે સુખ આપે છે, અને તાડનને સમયે નીતિના ઉપદેશથી પરિણામે સુખ આપે છે.

આમાં પણ ઉપર પ્રમાણેજ રીતિ, વૃત્તિ તથા આર્થિક વૃત્તિ જાણવી. ફક્ત ભયાનક, રાજસરસદ્વારા પ્રસાદગુણને જણાવે છે.

## पद.

एतासामुपयुक्तानि संति षोढा पदान्यपि ।
कठोरप्राकृतग्राम्यकोमलं नागरोपते ॥

રીતિઓ તથા વૃત્તિઓને ઉપયોગી એવાં છ પ્રકારનાં પદો છે:- १. कठोर, २. प्राकृत, ३. ग्राम्य, ४. कोमल, ५. नागर, ६. उपनागर.

## कठोर.

सानुस्वारविसर्गादिदीर्घस्वरजगौरवं ।
कठोरं तत्पदं गौडीपरुपाऽऽरभटीस्थितं ॥

સાનુસ્વાર, વિસર્ગ અને જેમાં દીર્ઘસ્વરથી ગૌરવતા હોય તેવું પદ **कठोर** કહેવાય છે, અને તે ગૌડી રીતિ, પરૂષાવૃત્તિ, અને આર્થિક આરભટીવૃત્તિમાં રહેલું હોય છે.

## प्राकृत.

अनेकदीर्घस्वरजैकसंयोगजगौरवम् ।
प्राकृतं तत्तु पांचालीप्रौढासात्वत्युपस्थितम् ॥

અનેક દીર્ઘસ્વરોથી તથા એકજ સંયોગથી જેમાં ગૌરવતા હોય તે પ્રાકૃતપદ કહેવાય છે, અને પાંચાલી રીતિ, પ્રૌઢાવૃત્તિ તથા આર્થિક સાત્વતી વૃત્તિમાં રહ્યું છે.

## ग्राम्य.

सर्वलोकप्रसिद्धंचैव, प्रयुक्तं ग्राम्यमुच्यते ।
पांचाल्यादौ च गौडयादौ यथा युक्तं प्रतीयताम् ॥

સર્વ લોક પ્રસિદ્ધ તથા પાંચાલી અને ગૌડી આદિમાં રહેલું પદ ગ્રામ્યપદ કહેવાય છે.

## कोमल.

एकस्वरगुरुत्वं वाऽगुरु वा कोमलं मतं ।
वैदर्भीमधुराकैशिक्युपगं तद्विलोक्यतां ॥

એક સ્વર જેમાં ગુરૂ છે, અથવા ગુરૂરહિત વૈદર્ભી, મધુરા, અને કૈશિકીમાં રહેલું પદ कोमल કહેવાય છે.

## नागर.

पंडितैकप्रसिद्धंयन्नागरं तत्पदं स्मृतं ।
वैदर्भ्यादौ च गौड्यादौ पांचाल्यादौ यथायथं ॥

જે પંડિત જનોથીજ પ્રસિદ્ધ ( અતિ પ્રસિધ્ધ ન હોય ) વૈદર્ભ્યાદિ, ગૌડ્યાદિ અને પાંચાલ્યાદિમાં રહેલું પદ नागर જાણવું.

## उपनागर.

पंडितानुचरद्वित्रिचतुरैकप्रसिद्धिकं ।
उपनागरमेतच्चाप्युक्तरीत्यैव वीक्ष्यताम् ॥

જે પદ અત્યંત અપ્રસિધ્ધ હોય અને વૈદર્ભી આદિમાં, આદિમાં અને પાંચાલી આદિમાં રહેલું હોય તે उपनागर જાણ

मधुरायां यावदार्या मालती च प्रहर्षिणी ।
मंजुभाषिण्यपि ज्ञेया वसंततिलका तथा ॥
हरिणीतद्वदेवेष्टा मंदाक्रान्ता तथैवच ।
पुष्पिताग्रा मालभारिण्येतन्नान्यत्र युज्यते ॥

જેટલા આર્યાના ભેદો છે તેટલી આર્યાઓ, માલતી, મંજુભાષિણી, વસંતતિલકા, હરિણી, મન્દાક્રાન્તા અને

આટલાં વૃત્તો મધુરા વૃત્તિમાં આવવાં જોઇએ, બીજી વૃત્તિઓમાં નહીંજ.

परुषायां तु पृथ्व्येका न तु साऽन्यत्र राजते ।

परुषा વૃત્તિમાં પૃથ્વીછંદ આવવોજોઇએ કારણ કે તે અન્યત્ર શોભતો નથી.

प्रौढायामन्यछन्दांसि प्राधान्याच्च तयोरपि ।

ઉપર બતાવેલ છંદો સિવાય અન્ય છંદો प्रौढावृत्ति માં આવવા જોઇએ.

एवं यद्यपि रीत्यादेर्गुणैकायत्तता स्थिता ।
तथापि वक्त्राद्यौचित्यादन्यथात्वमपीष्यते ॥

એ પ્રમાણે જો કે રીત્યાદિની કેવલ ગુણાધીનતા રહેલી છે, તો વક્તા, વાચ્ય અને પ્રબન્ધની યોગ્યતાથી કરીને ગુણ કરતાં અન્યથી પણ આધીનતા ઇચ્છાય છે.

मंथेति भीमसेनोक्तौ वेण्यां वक्रेकयोग्यतः ।
प्रश्नेऽपि गौडी रीतिश्च वृत्तिश्च परुषा तथा ॥

વેણીસંહારમાં 'मंथाय' ઇતિ ભીમસેનની ઉક્તિમાં ફકત એક વકતાની યોગ્યતાથી પ્રશ્નમાં પણ ગૌડી રીતિ છે અને વૃત્તિ પરૂષા છે.

યથા

मंथायस्तार्णवांभः प्लुतिकुहरचलन्मंदरध्वानधीरः
कोणाघातेषु गर्जत्प्रलयघनघटान्योन्यसंघट्टचंडः ।
कृष्णाक्रोधाग्रदूतः कुरुकुलनिधनोत्पातनिर्घातवातः
केनास्मत्सिंहनादप्रतिरसितसखो दुंदुभिस्ताडितोयम् ॥

જે મન્થન દંડથી ઉછાળેલ સમુદ્રના જલથી વ્યાપ્ત થએલ જે મધ્યભાગ તેને લીધે ચલાયમાન એવા મન્દરાચલના ધ્વનિની માફક ગભીર એવો તથા કોણાઘાત વખતે ગર્જના કરતા એવા જે પ્રલયના મેઘો તેનાં અન્યોન્ય મળવાની માફક પ્રચંડ એવો તથા કૃષ્ણા

(દ્રૌપદી) ના ક્રોધને પહેલવહેલો સૂચવનારો તેમજ કુરૂકુલના મરણ-રૂપી ઉત્પાતના પ્રચંડ વાયુરૂપ અને આપણા સિંહનાદના પડઘાના મિત્રરૂપ દુંદુભિ કોણે વગાડયો ?

આમાં વક્તાની યોગ્યતાથી વક્તાને વિષેજ ક્રોધની પ્રાધાન્યતા છે. માટે ભીમસેન નામના વક્તાનું ઔદ્ધત્ય જાણવું, પણ તામસ રસનિષ્ટ ઓજ ગુણને આધીનતાથી નહીં, એટલે આની રીતના પ્રશ્નમાં પણ ગૌડી રીતિ અને પરૂષાવૃત્તિ રહેલી છે.

बालरामायणे विश्वामित्राश्रमजनोक्तितः ।
रक्तेति वाच्यैकौचित्याद्रीत्याद्यौद्धत्यमीक्षते ॥

બાલરામાયણમાં 'रक्ता' એ પ્રમાણે વિશ્વામિત્રના આશ્રમના મનુષ્યોની ઉક્તિથી એક માત્ર વાચ્યનીજ યોગ્યતાથી રીત્યાદિનું ઔદ્ધત્ય દેખાય છે.

યથા

रक्ताभ्यक्तोरुरुद्रकागुरुकवलगलज्जांगलव्यग्रतालुः
फेत्कारैः फुल्लगल्लव्यतिकरगुरुभिः कंपयंति जगंति ।
अन्योन्येनाग्रपाणिप्रणयिशवयुगं ताटका ताडयंति,
सेयं द्रागद्रष्टदंष्ट्राकुरकषणरणत्कारभीमाभ्युपैति ॥

જેની જીહ્વા રૂધિરથી વ્યાપ્ત છે, તથા મોટા શ્વાસને લીધે મુખમાં પડી જતાં માંસને ગ્રહણ કરવામાં જેનો તાલુ આતુર છે, તથા પ્રફુલ્લિત ગળાના સંબંધથી મોટા ઓંત્રાસા ખાવાથી જગતને કંપાવતી તથા પગના અગ્ર ભાગમાં રહેલા બે શબને પરસ્પર પછાડતી તથા દાઢ ભીંસવાથી થએલ રણત્કારથી ભયંકર એવી આ તાટકા એકદમ આવે છે. અહીં વાચ્યની યોગ્યતાથી વાચ્યને વિષેજ ઔદ્ધત્ય હોવાથી રીત્યાદિનું ઔદ્ધત્ય સમજવું.

आख्यायिकायां संभोगेप्येव वक्तर्यनुद्धते ।
विकटा एव रीत्याद्याः स्युहर्षचरितादिवत् ॥

कथायां तु तथा कादंबर्यादौ तामसेपि च ।
रसे प्रासंगिकेनातिविकटा रीतिवृत्त्यः ॥

આખ્યાયિકામાં શ્રૃંગાર વ્યંગ્ય હોય તો પણ રીતિ આદિક તો હર્ષચરિતની માફક વિપરીતજ હોય છે. આ પ્રબન્ધનું ઔચિત્ય બતાવ્યું છે. તેમાં વળી કથામાં વિશેષ કહે છે. કથામાં એટલે કાદંબરી આદિકમાં જે પ્રાસંગિક રૌદ્ર તથા તામસ રસમાં રીતિ આદિકની એટલી બધી વિપરીતતા આવતી નથી.

હવે એવી આશંકા થાય કે આખ્યાયિકામાં અને કથામાં પણ ગદ્ય તો સરખુંજ હોય, ત્યારે તે બન્નેમાં શું તફાવત ?

महापुरुषसौख्यैकप्रतिपत्तिसमर्पणम् ।
कर्तुं तस्याः कल्पितत्वाद्विदर्भ्यांघात्मिकैव सा ॥

કથાનો ઉદ્દેશ તો વર્ણનીય મહાપુરૂષના સુખની ગૌરવતા જણાવવી અથવા તો જ્ઞાન કરાવવું તેજ છે.

एवं दृश्ये नाटकादावपि स्यात्तामसे रसे ।
प्रधानेऽपि न वैकट्यं वेण्यां कृतमिति स्फुटम् ॥

હવે જે પ્રમાણે કથાની વાત કહી તેજ પ્રમાણે દ્રશ્ય નાટકાદિમાં પણ તામસરસ પ્રધાન હોય તો પણ રીતિ આદિકનું વૈપરીત્ય આવતું નથી, એમ 'વેણીસંહાર' ઉપરથી સ્ફુટ જણાય છે.

## पद्य.

मुक्तकं युग्मकं संदानितकं तद्विशेषकं ।
कालापकं च कुलकमेकपद्यादिकं क्रमात् ॥
चतुर्दशांतमेव स्यात्कुलकं तत्र मुक्तके ।
रसानुसारिरीत्यादिभूयादमरुके यथा ॥

મુકતક, યુગ્મક, [સંદાનિત], વિશેષક, કાલાપક અને કુલક નામના પાંચ પ્રકારનાં પદ્યો છે. જેમાં એક શ્લોકથી અન્વય પૂરો થતો

હોય તે પદ્ય મુક્તક, બે શ્લોકથી અન્વય પૂરો થતો હોય તે 'युग्मक' અથવા 'संदानित' જાણવું, ચાર શ્લોકથી અન્વય પૂરો થતો હોય તે પદ્યને 'कालापक' અને ચારથી આરંભીને ચૌદ શ્લોકો સુધીમાં જેનો અન્વય પૂરો થતો હોય તે 'कुलक' કહેવાય છે.

'मुक्तक'માં અમરૂ શતકની માફક રસાનુસારી રીતિ છે, અને 'संदानित' વગેરેમાં સમાપ્તિ સુધી વૈદર્ભી સિવાયની રીતિઓ અને મધુરા સિવાયની વૃત્તિઓ છે. આ પ્રમાણે અમોએ દિગ્દર્શન કર્યું છે.

## [1]रसनिरूपण.

અપરિમિત સ્થાઈ ભાવ જ્યારે વિભાવ, અનુભાવ અને સંચારી ભાવો સહિત ચમત્કારયુક્ત બની મનુષ્યોના હૃદયમાં અનિર્વચનીય આનંદ ઉત્પન્ન કરે ત્યારે તેને રસ કહે છે. એના ચાર અંગ છે. ૧ स्थाइ, २ संचारी, ३ अनुभाव, ४ विभाव.

## स्थाइ भाव.

જેની રસમાં સદાકાળ સ્થિતિ રહે છે એને स्थाइभाव કહે છે. આના નવ ભેદ છે. १ रति, २ हास, ३ शोक, ४ क्रोध, ५ उत्साह, ६ भय, ७ जुगुप्सा, ८ आश्चर्य, ९ निर्वेद.

## रति स्थाइ.

પ્રિયા અને પ્રિયતમને મળવાની ઇચ્છાથી ઉત્પન્ન થએલી અપૂર્વ પ્રીતિને रति કહે છે. આના ત્રણ ભેદ છે. १ उत्तम रति, २ मध्यम रति, ३ अधम रति.

યથા.

તુજ હિત માટે પ્રગટયું, નવિન નેહતરૂ હરિના ઉરમાંહે;
શુભ રતિ જળથી સીંચે, સદા સાચવી સફલ થવા ચ.હે.

---

૧ રસનિરૂપણ અમે અમારા નાટ્યશાસ્ત્રમાં બહુજ વિસ્તારથી લખ્યું છે. એથી અહીં માત્ર સંક્ષેપમાંજ લખીએ છીએ.

## उत्तम रति.

સદા એકરસ રહેવાવાળી એકાંગી પ્રીતિને ઉત્તમ રતિ કહે છે.

યથા.

ભ્રમર કંજમાં મરતો, જાળે દીપે પતંગ નિજ અંગ;
વિશિખ ખાય મૃગ રાગે, તોય ન છોડે પ્રેમ તણો રંગ.

## मध्यम रति.

કાંઇ પણ કારણ વિના પ્રગટ થએલી પરસ્પરની પ્રીતિને મધ્યમ રતિ કહે છે.

યથા.

હરિને નિરખે રાધા, રાધાને નિરખે હરિ આજ અલી;
એક બીજાના અંતર, પ્રગલ પ્રેમથી જોજો જાય છલી.

## अधम रति.

સ્વારથ માટે થએલી પ્રીતિને અધમ રતિ કહે છે.

યથા.

ભલે પધાર્યા પ્રિયતમ, વારિજ પેઠે મુજને વિકસાવી;
કનકવલય કે કંઠો, ભેટ આપો મુજને ભેટો આવી.

## हास स्थाइ.

કૌતુકને માટે બેડોળ વચન અથવા વિચિત્રરૂપ રચનાથી પ્રગટ થએલ આલ્હાદયુક્ત મનોવિકારને હાસ કહે છે.

યથા.

ગ્વાલિનિ વેષે ગિરિધર, મોદે મળવા ગયા પ્રિયા પાસે;
ઓળખી દઇ મુખ અંચલ, મિશ કરી રાધા હસ્યાં મંદ હાસે.

## शोक स्थाइ.

પ્રિય પદાર્થના વિયોગથી ઉત્પન્ન થએલ રતિરહિત મનોવિકારને શોક કહે છે.

યથા.

ભૂરિશ્રવાની ભામા, રહી રખડતો પતિનો ભુજ ભાળી;
ચાંપે હૃદયે ચાંપી, કરવા લાગી રૂદન નયન ઢાળી.

## क्रोध स्थाइ.

અપમાનાદિથી ઉત્પન્ન થએલ હર્ષના પ્રતિકુલ મનોવિકારને **क्रोध** કહે છે.

યથા.

મારૂં મહીથી શોધી, પાતાલે પેઠેલ નહીં છોડું;
આ ભુજ પરશુ તૃષિત છે, હરકોદંડ કહો કોણે તોડયું.

## उत्साह स्थाइ.

શૂરતા અથવા દયાથી ઉત્પન્ન થએલી ઉત્તરોત્તર ઇચ્છાવૃદ્ધિને **उत्साह** કહે છે.

યથા.

શસ્ત્ર ધરી શૂરવીરો, શત્રુ સંગ લડવા સમરે જાયે;
ભુજ ફરકે તન પુલકિત, ઉરમાંહી ઉત્સાહ નહી માયે.

## भय स्थाइ.

અપરાધ, વિકૃત શબ્દ, ચેષ્ટા અથવા વિકૃત જીવાદિથી ઉત્પન્ન થએલ મનોવિકારને **भय** કહે છે.

યથા.

દશ મુખ વીશ ભુજા છે, વળી લંકપતિ ભૂરિ બળેથી ભર્યો;
રામ તણી સેનામાં, એમ સુણીને કાંઇક ભય પ્રસર્યો.

## जुगुप्सा स्थाइ.

અશ્રદ્ધાથી સર્વ ઇન્દ્રિયોના સંકોચને **जुगुप्सा** કહે છે.

યથા.

સ્મરે કૃષ્ણ રાધાને, રંગ રૂપ ગુણ અન્તરમાં આણી;
સતભામા મુખ મરડે, ગમાર ગ્વાલિની તણી જાતિ જાણી.

## आश्चर्य स्थाइ.

સમજવામાં ન આવે એવી વસ્તુના જોવાથી, સાંભળવાથી અથવા સ્મરણથી ઉત્પન્ન થએલ મનોવિકારને आश्चर्यस्थाइ કહે છે.

યથા.

પ્રથમ પુચ્છ સળગાવી, બળથી ઠેકી સહુ લંકા બાળી;
પવનતનયનું પરાક્રમ, ચકિત થયા સર્વે રાક્ષસ ભાળી.

## निर्वेद स्थाइ.

વિશેષ જ્ઞાન થવાથી સંસારીક વિષયોમાં નિન્દાબુદ્ધિ ઉત્પન્ન થયેલ મનોવિકારને निर्वेद કહેછે.

યથા.

રે મનભ્રમર! ભટકી કાં, અમૂલ્ય વાસર વિતવે વિણકામ,
હરિના ચરણકમલ વિણ, વ્હાલા મળશે કયાંઇ ન વિશ્રામ.

## संचारी भाव.

જે ભાવ રસમાં ઉપયોગી બની જલનાં તરંગ પેઠે સર્વ રસોમાં સંચરણ કરે એને संचारी भाव કહે છે; એના तेत्रीश ભેદ છે.

१. निर्वेद. २ ग्लानि. ३ शंका. ४ असूया. ५ श्रम. ६ मद. ७ धृति. ८ आलस्य. ९ विषाद. १० मति. ११ चिंता १२ मोह. १३ स्वप्न, १४ विबोध. १५ स्मृति. १६ आमर्ष, १७ गर्व. १८ उत्सुकता, १९ अवहित्थ. २० दीनता. २१ हर्ष. २२ व्रीडा. २३ उग्रता. २४ निद्रा. २५ व्याधि. २६ मरण. २७ अपस्मार. २८ आवेग. २९ त्रास, ३० उन्माद, ३१ जडता. ३२ चपलता. ३३ वितर्क.

## निर्वेद संचारी.

વિપત્તિ, ઈર્ષા અને જ્ઞાનાદિથી સ્વશરીર અથવા પદાર્થોના તિરસ્કારને निर्वेद संचारी કહે છે.

યથા.

આવે એવું મનમાં, સખી આ સર્વે જગની તજું આશ;
હરિને નિત્ય નિરખવા, વનમાં જઈને વસું હવે વાસ.

## ग्लानि संचारी.

નિર્બલતાથી શિથિલતા અથવા અસહનશીલતાના ખેદને ग्लानि संचारी કહે છે.

યથા.

ગાઢ ઘનો નભ ઘેરી, વિષબિન્દુ ધરણીપર શું ધારો ?
મોર શોર કરી મોટા, શા કારણ મુજ મરેલીને મારો.

## शंका संचारी.

વિષમ, અનિષ્ટ અથવા ઇષ્ટ હાનિના વિચારને शंका संचारी કહે છે.

યથા.

છે એ શંકા જ્યારથી, હરિને હસતા તમે ગાઇ જોયા,
તેજ વખતથી જાણું, મુજ બદનામી તણાં બીજ બોયાં.

## असूया संचारी.

અન્યના ઉત્કર્ષની અસહનતા અથવા એને હાનિ પ્હોંચાડવાની ઇચ્છાને असूया संचारी કહે છે.

યથા.

સજલ રહીને પોતે, બીજાને તન તાપ દીયે દાડી;
વિયોગીનાં ઉર વીંધે, રાખી નિજ સંગે ચપલા રાણી.

## શ્રમ સંચારી.

હરકોઇ કાર્યના કરવાથી સંતોષસહિત અનિચ્છાને **શ્રમ સંચારી** કહે છે.

યથા.

નિજકાંધે કર ધારી, ગ્રહી કામિની તણી કટિ કરમાં;
સેજથી ધીરે ધીરે, સખી સમજાવી લાવે મંદિરમાં.

## મદ સંચારી.

મદિરાદિકના સેવનથી હર્ષાધિક્યસહિત ક્ષોભને **મદ સંચારી** કહે છે.

યથા,

ઘડી કર ધરી નિરખતી, ઘડી ભરી પ્યાલો મુખે લગાવે છે;
પ્રમદા મદિરા પીતી, પ્રિયતમને મદમસ્ત બનાવે છે.

## ધૃતિ-સંચારી.

વિપત્તિના વખતમાં અચલ રહેનારી બુદ્ધિને **ધૃતિ સંચારી** કહે છે.

યથા

શર ફેંકી સ્મર હાર્યો, હાર્યો મારી શશિ કરનાં ભાલાં,
શાને કાળી કોયલ, દિલ ડરાવવા કરે શબ્દ ઠાલા.

## આલસ્ય સંચારી.

કાર્ય કરવામાં સમર્થ હોવા છતાં ઉત્સાહહીન થવાને **આલસ્ય સંચારી** કહે છે.

યથા.

ક્યાં સખી જામિની જાગી, ઉજાગરે બનિ છે આંખો રાતી;
મંદ મંદ મારગમાં, ડગલાં ભરતી અતિ આળસ

## विषाद संचारी.

ઇષ્ટની હાનિ અથવા અનિષ્ટની પ્રાપ્તિથી દુઃખી થવાને વિષાદ સંચારી કહે છે.

યથા.

મનભાવનને મળવા, ગઇ નદીતટ મળ્યા ન ત્યાં શ્યામ;
કોણે છળ્યો છબીલો, ક્યારે મળું ફરિ વિચારતી વામ.

## मति संचारी.

ભ્રાન્તિનું કારણ રહ્યા છતાં પણ યથાર્થ જ્ઞાન કાયમ રહે એને મતિ સંચારી કહે છે.

યથા.

કોઇ પુરૂષ યશ ગાયે, કોઇ ગાયે ગુણ નિત નારીતણા;
સુકવિ નરવને ત્યાગી, કોઇ ગાયે ગુણ કંસારિતણા.

## चिन्ता संचारी.

કોઇ અહિતકર વસ્તુના વિચારને ચિંતાસંચારી કહે છે.

યથા.

ભ્રકુટિ ખેંચી દ્રગ વીંચી, કપોલને ટેકાવી કર માંહે;
મઠોલ બેઠી અબળા, ટ્હોંટે મોટા શા વિચાર ચાહે.

## मोह संचारी.

ભ્રમથી ઉત્પન્ન થયેલા વૈચિત્યને મોહ સંચારી કહે છે.

યથા.

લકુટી છુટી પડી કરથી, મુકુટ પડ્યો શિરથી પગમાં આવી.
એ ગતિ કરી મોહનની, રાધાએ નિજ આનન અંતવાવી.

## स्वप्न संचारी.

નિદ્રાવસ્થામાં કોઈ વસ્તુનું જ્ઞાન થવાને **સ્વપ્ન સંચારી** કહે છે.

યથા.

હસિ હસિ કાંઈક કહેતી, ખેંચે નિજ કરથી કરને આલી;
સ્વપ્નામાં શ્યામાને, શ્યામ મળેલા જણાય છે આલી.

## विबोध संचारी.

નિદ્રાની પ્રતિકુલ અવસ્થાને વિબોધ સંચારી કહે છે.

યથા.

દ્રગ વીંચી તન મરડે, આળસથી વપુ ભરિયું અભિરામ;
જુવતી જાગી જગાડે, શ્યામતણા મનમાંહીં અમિત કામ.

## स्मृति संचारी.

ગત પદાર્થોના પુનર્જ્ઞાનને સ્મૃતિ સંચારી કહે છે.

યથા.

તેં મુજને જે કહીં'તી, યમુના તટપર વિહસિ વાત પ્યારી;
સત્ય કહું સમ ખાઈ, ભૂલ્યે પણ એ નથી વિસરનારી.

## आमर्ष संचारी.

બીજાનો અહંકાર ન સહન થવાથી તેને નષ્ટ કરવાની ઇચ્છાને **આમર્ષ સંચારી** કહે છે.

યથા.

જગત બધું જાણે છે, દાસીને વશ બનીયા વૃજરાજ;
એની વાતો કરતાં, કાં નથી આવતી સખી તુંને લાજ.

## गर्व संचारी.

ગર્વ કરતાં પોતામાં બુદ્ધિની અધિકતા અથવા સર્વમાં ન્યૂન

બુદ્ધિની કલ્પના કરનારી બુદ્ધિને गर्व संचारी કહે છે.

યથા.

પાઠવેલ પ્રિયતમનો, ચારૂ ચાંદલો કપાળમાં ચોડી;
સગર્વ જઇ શોકયોમાં, બેઠી બાળા તુરત બની ટેડી.

## उत्सुकता संचारी.

કોઇ કાર્યમાં થતો વિલંબ ન સહન થવાથી તેમાં તત્કાલ તત્પર થવાને उत्सुकता संचारी કહે છે.

યથા.

જોતાં વાટ ગયો દિન, તોય નહીં આવ્યા શ્રી વૃજરાજ;
હવે જીવ જાયે છે, જોઇ સખી આ રજનીના સાજ.

## अवहित्थ संचारी.

ચતુરાઇથી કોઇ વાતના છુપાવવાને अवहित्थ संचारी કહે છે.

યથા.

બહુણ શોકય શ્રંગારો, જોઇ ઘૂંઘટે મુખ ઢાંક્યું ખાસ;
હાળી કર હાસીનો, ખાંસીને મિષ છુપાવિયું હાસ.

## दीनता संचारी.

દુઃખાદિથી ચિત્તનું નમ્ર થવું એને दीनता संचारी કહે છે.

યથા.

તુજ ભયથી વનવનમાં, બની દીન અરિનારી ભાગે છે;
જે પગ લાગતી મેંદી, તે પગમાંહી કંટક લાગે છે.

## हर्ष संचारी.

"ચિત્તની પ્રસન્નતાને हर्ष संचारी કહે છે.

યથા.

નંદલાલને મળતાં, નાગરીને ઉર હર્ષ નહીં માયે;
જેમ સ્યામ ઘન વરસ્યે, જળ પ્રવાહથી સરો છલિ જાયે.

## व्रीडा संचारी.

સ્વચ્છંદ ક્રિયાથી સંકુચિત થવાને व्रीडा संचारी કહે છે.

યથા.

સખી સંગે સ્વચ્છંદે, રમતી હતી રામા મુદમાં છાકી;
જોઇ અચાનક પતિને, બેસી ગઇ ધરણીપર મુખ ઢાંકી.

## उग्रता संचारी.

નિર્દયપણાની ઇચ્છાને उग्रतासंचारी કહે છે.

યથા.

શીષ ફૂલપતિ લાવ્યા, શોકયતણા કર તણું બનાવેલું,
પછી શીશપર ધારીશ, સ્થાનક આપું પદતલમાં પહેલું.

## निद्रा संचारी.

શ્રમને અંતે પૂર્ણ નિદ્રા આવવાને निद्रासंचारी કહે છે.

યથા.

રતિને અંતે રામા, જો સૂતી છે પ્રસારીને ગાત્ર;
અચલ સર્વ અંગો છે, નકવેસરનું મોતી ચલિત માત્ર.

## व्याधि संचारी.

શરીરમાં રોગાદિના સંચારને व्याधिसंचारी કહે છે.

યથા.

વાલમતણે વિયોગે, પ્રબલ રોગથી પિડાય છે નારી;
ફળ નથી પડતી કાંઇ, ઔષધ આપી હકીમ ગયા હારી.

## मरण संचारी.

શરીરમાંથી પ્રાણવાયુના વિયોગને મરણસંચારી કહે છે.

યથા.

સમરાંગણમાં શત્રુ, નૃપતિ તુજ સમશેર તણી ચોટે;
અમિત સુવા બહુ મરતા, મરણ પથારી પડ્યા ઘણા લોટે.

## अपस्मार संचारी.

હરકોઈ કારણથી કંપાદિ થઇ પૃથ્વીપર પડી જવું અને ફેનાદિ મુખમાં આવવાથી અપસ્માર રોગની માફક દેખાતી સ્થિતિને અપસ્મારસંચારી કહે છે.

યથા.

શીદ બજાવી બંસી, જુવતીના જીવ લેવાને કાના;
પૃથ્વી પરે પડી છે, મુખમાં ફીણ નથી વદતી હા ના.

## आवेग संचारी.

અકસ્માત્ ઇષ્ટ અથવા અનિષ્ટની પ્રાપ્તિથી ચિત્તમાં આતુરતા પ્રકટ થવાને આવેગ સંચારી કહે છે.

યથા.

સૂતી હતી પતિસંગે, ઓચીંતી તે સ્થલે સાસુ આવી;
શરમાણી સંકુચાણી; ભાગી ભુવનમાં દિલમાં ડર લાવી.

## त्रास संचारी.

અણચિંતવ્યુ અહિત પ્રાપ્ત થવાથી અવિચારિત ચિત્તવિકારને ત્રાસ સંચારી કહે છે.

યથા.

હસતાં હસતાં કોપી, પતિથી રીસ કરી ચાલી રાણી;

નિજ પ્રતિચ્છાયા પેખી, ભાગી ડરી પતિઅંગે લપટાણી.

## उन्माद संचारी.

રોગથી અથવા કોઇ કારણથી વૈચિત્ય થવાને उन्माद संचारी કહે છે.

યથા.

ક્ષણુ રોતી ક્ષણુ હસતી, ક્ષણુમાં તોડતી પુષ્પતણી માલ;
યમુના તટપર જાતાં, નવિન બાલના થયા એહ હાલ.

## जडता संचारी.

વિવેકશુન્ય ચિત્તવૃત્તિને जडतासंचारी કહે છે.

યથા.

કાળાં દ્રગ કામાનાં, પતિને જોઈ અચલ બન્યાં એમ;
સ્થિર મનથી બેસે છે, કમલ પુષ્પપર ઊભય ભ્રમર જેમ.

## चपलता संचारी.

અસ્થિરતા યુક્ત કાર્ય કરવાને चपलता संचारी કહે છે.

યથા.

અહીંથી તહીં અહીં તહીંથી, ચમકી ચમકી ઉઠી ચાલતી બેહાલ;
વિલોકવા વનમાલી, બની દામિની સરખી એ બાલ.

## वितर्क संचारी.

શંકા સમાધાન પૂર્વક યથાર્થ જ્ઞાનને वितर्क संचारी કહે છે.

યથા.

વિકસેલું વારિજ કે, મદનરચિત આ મુકુર અમલ માનું,
પૃથ્વીપર શશિ પ્રકટયો, કે આ સુંદર મુખ છે શ્યામાનું.

## अनुभाव.

જે ક્રિયાઓથી રસાસ્વાદનો અનુભવ (અનુમાન) થાય એને

અનુભાવ કહે છે. એના ચાર ભેદ છેઃ- सात्विक, कायिक, मान-सिक, અને आहार्य.

## सात्विक.

શરીરના અકૃત્રિમ અંગવિકારને सात्विकभाव કહે છે. એના આઠ ભેદ છે. स्तम्भ, स्वेद, रोमांच, स्वरभंग, कंप, वैवर्ण्य, अश्रु અને प्रलय.

## स्तम्भ.

કોઈ કારણથી સંપૂર્ણ અંગોની ગતિનો અવરોધ થઈ જવાને स्तम्भ કહે છે.

યથા.

હરિને જોઈ તારૂં, થકિત થયું છે ગાત્ર કેમ હાલ;
રહ્યો રવાયો કરમાં, દધિ નથી મથી શકતી તું કાં બાલ.

## स्वेद.

રોમકૂપથી નીકળતા જળને स्वेद કહે છે.

યથા.

રતિશ્રમથી રામાને, સ્વેદ બિન્દુ સહુ તનમાં ગયાં વળી;
જાણે લતા કનકની, મનોહર મુક્તા ફૂલથી આજ ફળી.

## रोमांच.

કોઈ કારણથી ઉભાં થયેલાં રોમને रोमांच કહે છે.

યથા.

આવી શ્યામ અચાનક, સ્પૃશી આંગળી નાગરીકુચમાંથે;
કમલ કોશ મટી વિકસ્યાં, પુષ્પ કદંબતણા બનિને સાથે.

## स्वरभंग.

સ્વાભાવિક ધ્વનિના વિપર્યયને स्वरभंग કહે છે.

યથા.

ગાતા હતા સુસ્વરથી, કોને જોઇ છકી ગયા છકથી;
સાવ થયો સ્વર ખંડિત, નથી સુરીલી તાન નિકળી શકતી.

## कम्प.

શીત, કોપ અને ભય આદિથી અકસ્માત્ અંગોના સંચલિત થવાને **कम्प** કહે છે.

યથા.

નથી નિરખતા નટવર, કર્ણપુટે નહીં શબ્દ પડે કોઇ;
વેલિ સદૃશ વાયુથી, ક્યાં લગી ઉભી થરથરીશ બાઇ.

## वैवर्ण्य.

શરીરના કાન્તિવિપર્યયને **वैवर्ण्य** કહે છે.

યથા.

આપ વિરહથી વામા, પડી તલ્પમાં તલફે તજી હામ;
પીળું વદન પડ્યું છે, સદન પધારી જુઓ જરા શ્યામ.

## अश्रु.

કારણવશ નેત્રોથી સલિલપ્રવાહ ચાલવાને **अश्रु** કહે છે.

યથા.

પતિને જોઇ પ્રિયાના, ઉભય નયનથી અતિ અશ્રુ વ્હે છે,
વિરહે તપેલ ઉરને, જાણે ભામિની જળથી ભીંજવે છે.

## प्रलय.

કોઇ વસ્તુમાં તન્મય થઇ પૂર્વ દિશાની વિસ્મૃતિને **प्रलय** કહે છે.

યથા.

ત્યારથી સુધિ નથી તનની, જ્યારથી યમુના તટે મલ્યા લાલ;
નથી ખાતી નથી પીતી, પડી રહી છે બાલા બેહાલ

## कायिक अनुभाव.

કટાક્ષાદિથી કૃત્રિમ ચેષ્ટાઓને कायिक अनुभाव કહે છે.

યથા.

ગુરૂજનમાં હતી ગોરી, મળ્યા કૃષ્ન મારગમાં કંઇ કહેવા;
દાંતે જીભ દબાવી, કર અંગુલિથી કહ્યું દૂર રહેવા.

## मानसिक

મનઃકૃત પ્રમોદાદિ અનુભાવને मानसिक अनुभाव કહે છે.

યથા.

જગત તાપથી જળતું, વરસી રહી લૂ રાન અને રાહે;
આ સમયે હરિસંગે, રાધા રમતી આનંદ ઉત્સાહે.

## आहार्य.

આરોપિત વેષને आहार्य अनुभाव કહે છે.

યથા.

મોર મુકુટ પીતામ્બર, જરકસી જામો અંગે અભિરામ;
કર લકુટી મુખ મુરલી, જો આવે શ્યામા બનીને શ્યામ.

## हाव.

### (અનુભાવાન્તરગત.)

સંયોગ સમયમાં સ્ત્રીઓની સ્વાભાવિક ચેષ્ટાવિશેષને हाव કહે છે. એના અગ્યાર ભેદ છે. ૧ लीला, ૨ विलास, ૩ विच्छित्ति, ૪ विभ्रम, ૫ किलकिंचित्, ૬ मोट्टायित, ૭ विव्वोक, ૮ विहृत, ૯ कुट्टमित ૧૦ ललित, ૧૧ हेला.

## લીલા.

પ્રેમવિવશ થઇ પ્રિયાપ્રિયતમના અન્યોન્ય વેષ ધારણ કરવાને **લીલાહાવ** કહે છે.

યથા.

હરિનો વેષ ધરીને, રસિક રાધિકા ગઇ કુંજ ધામ;
ભૂલી વેશ ચકિત બની, જ્યાં જોવે ત્યાં શ્યામ, શ્યામ, શ્યામ.

## વિલાસ.

સંયોગ સમયમાં કટાક્ષાદિ અનેક ક્રિયાઓથી પુરૂષને મોહિત કરવાને **વિલાસ હાવ** કહે છે.

યથા.

ભ્રકુટિ ખેંચી તન મરડી, વક્ર નયન કરી અતિ આળસ ખાઇ;
અબળા પતિ ઉચ્છંગે, મુદ ભરતી જરી મુખથી મલકાઇ.

## વિચ્છિત્તિ

કિંચિત્ શ્રૃંગારથી પુરૂષને મોહિત કરવાને **વિચ્છિત્તિ** કહે છે.

યથા.

બાલ લાલ તુજ બિન્દી, અજબ કામ કરી રહી વસી ભાલ;
શ્યામ કરે શોકયોને, કરે શ્યામનો રંગ સદા લાલ.

## વિભ્રમ

સંયોગ સમયમાં આતુર થવાથી ક્રિયા અને ભૂષણાદિના વિપર્યયને **વિભ્રમ હાવ** કહે છે.

યથા

કુમકુમ બિન્દી કપોલે, મેશ તણું કરી તિલક ભવ્ય ભાલ;
કહે પ્રીતમ મન હરવા, અતિ ઉતાવળી જાયે છે બાલ

## किलकिंचित्

સંયોગ સમયમાં શ્રમ, અભિલાષ, ગર્વ, સ્મિત, હર્ષ, ભય અને ક્રોધ એક સાથે પ્રકટ થવાને किलकिंचित् હાવ કહે છે.

યથા.

હરબાલે શશિમાંહી, શિવા નિજ તણું પ્રતિબિંબ જોઇ;
કોપી કરી છકિ રોઇ, હસી પછી ફરી જવ શ્રાન્તિ સર્વ ખોઈ.

## मोट्टायित

સંયોગ સમયમાં કટુ ભાષણ કર્યા છતાં પણ પ્રતિપ્રીતિ કાયમ રહેવાને मोट्टायित હાવ કહે છે.

યથા

એકે વચન ન માન્યું, રજની આખી ખાસ વ્યર્થ ખોઈ;
મુગ્ધ બની ગઈ મુગ્ધા, હરિનું હૃદય હરાયું એ જોઈ.

## विब्बोक

સંયોગ સમયમાં ગર્વપૂર્વક પ્રિયતમના અનાદરને विब्बोक હાવ કહે છે.

યથા

મુજ મુખ ચંદ્ર સરીખું, નિત વ્રજચંદ્ર કહે છે સુણ સજની,
તો શા કારણ કહેને, ચંદ્ર જોઈ નથી વિતાવતા રજની.

## विहृत.

સંયોગ સમયમાં લજ્જાદિથી અભિલાષના અસંતોષને विहृत હાવ કહે છે.

યથા.

કરતાં વાત શ્રી હરિથી, આવી ગતિ થઇ બાલાની આજ;

ખોલાવે સ્મર સુખને, બંધ કરાવે તુરત પ્રગટી લાજ.

## कुट्टमित.

સુખના સમયમાં મિથ્યા દુઃખની ચેષ્ટાને कुट्टमित हाव કહે છે.

યથા

ક્ષણ કુચ મસળી તજે ક્ષણ, ક્ષણ મુખ નિરખે વધારીને પ્યાર;
હસી છિંકાવતી પતિને; મુખ મરડી ફરી કરતી સીસકાર.

## ललित.

સંયોગ સમયમાં સર્વાંગ સરસ શ્રૃંગારિત કરવાને ललित हाव કહે છે.

યથા.

પટભૂષણ સજવાથી, અંગ અંગ છબિ જેમ પ્રકટ થાયે;
તેમજ તનભૂષણથી, પટભૂષણની જ્યોતિ અધિકાયે.

## हेला,

સંયોગ સમયમાં વિવિધ વિલાસ પ્રકટ કરવાને हेलाहाव કહે છે.

યથા.

રમતા ફાગ પકડીને, ગોવિંદને ઘરમાં લઈ ગઇ ગોરી;
મનવાંછિત કરી બોલી, લાલ આવજો રમવા ફરી હોરી.

## अन्य मतानुसार दश हाव.

बोधक, मौग्ध्य, हसित, मद, तपन, विक्षेप, चकित केलि, कुतूहल, उद्दीपन.

## बोधक.

કાંઈ ક્રિયા કરી પોતાના મનની વાત નાયકને સમજાવવામાં

આવે તે बोधकहाव કહેવાય છે.

યથા.

માંગ મધ્ય ધરીં અંગુલિ, નીલ વસ્ત્રથી ભવ્ય ભાલ ઢાંકી;
મધ્ય રાત્રિએ મળવા, આંએ કરી પતિપાસ વાત પાકી.

## मौग्ध्य.

જ્યાં અજાણપણું બતાવવામાં આવે એને मौग्ध्य हाव કહે છે.

યથા.

રમણ સંગ રમવાને, ભટકી વનવન બની શ્રમિત ભારી;
કવણ લતા મંડપમાં, જીવન જોતા હશે વાટ મારી.

## हसित.

પ્રિયતમની પાસે રસયુક્ત બની હાસ્ય કરવામાં આવે એને हसित हाव કહેવાય છે.

યથા.

સખીઓથી ડરીં મુખ ફેરવીં, શુભ સુહાગના પરમ સુખે પાગી;
આળસ ભરડી અબળા, હૃદયનાથ સામે હસવા લાગી.

## मद.

સૌન્દર્ય અથવા યૌવનનો જ્યાં ગર્વ બતાવવામાં આવે એ मदहाव કહેવાય છે.

યથા.

રૂપ અને યૌવનનો, ગર્વ ધરી માનિની મદન જોરે;
આંખોમાં મદ આંજી, ચાલ ચટકતી ચાલી ચિત્ત ચોરે.

## तपन,

કોઇ કારણસર સંતાપ પ્રકટ કરવામાં આવે એ तपनहाव કહેવાય છે.

યથા.

સુહાગના ભૂષણ સજી, શ્યામાએ પતિપ્રયાણ સાંભળીયું;
એ ભૂષણ વિરહાગ્નિથી, બળતાં કંચન ધરાપરે ઢળીયું.
યામિનીના દ્વય યામો, ગયા છતાં ગિરિધર આવ્યા ન ગૃહે;
કામ વામ બની બાળે, કહો કયાંથી લાડિલી આરામ લહે.

## विक्षेप

કોઈ વિષયમાં તલ્લીન બન્યાંને સમયે અન્ય જન આવી અવરોધ કરે તે विक्षेपहाव કહેવાય છે.

યથા

ડર દુનિયાનો છોડી, નટવર સામે નજર કરી રહી છે,
ગાગર ભર્યા વગર સખી, કઈ ગલીમાં વૃત્તિ તારી વહી છે.

## चकित.

કાંઇ આશ્ચર્યકારક બનાવને જોઇ અચાનક ચોંકી ઉઠવું चकितहाव કહેવાય છે.

યથા

ચોંકી ઘન ગર્જનથી, ભયયુત ભામા પ્રિયને ભેટી પડી;
જેમ શ્યામ જલધરમાં, ચમકી વેગે છુપાય છે વિજળી.

## केलि.

રતિક્રીડા રચી પતિને રીઝાવવામાં આવે તે केलि हाव કહેવાય છે.

યથા

બળથી ફાગને બ્હાને, પ્રિયતમને પટરહિત કર્યા પ્રીતે;
પાછો નાચ નચાવ્યો, ખેંચતાણ હા ના કરી બહુ રીતે.

## कुतूहल.

કૌતુકની રચના કરી સંકેત સ્થાન તરફ પ્રયાણ કરવામાં આવે તે **કુતૂહલ હાવ.**

યથા.

શ્યામ શ્રૃંગાર સજે છે, સુણી એમ દોડી વ્રજ વૃજબાળા;
ટીલી ટપકી ક્યાંઈ, ક્યાંઈ ઓઢણી ક્યાંઇ પુષ્પમાળા.

## उद्दीपन.

વાર્તાના વિસ્તારથી પતિને પ્રસન્ન કરવામાં આવે તે **ઉદ્દીપન હાવ.**

યથા.

હું તમને ઇચ્છું છું, સુણતાં શ્યામે દીધો દીપ ઠારી;
પતિએ પાણી માગ્યું, નેહે હાથ મિલાવી રહી નારી.

## विभाव.

જે વિશેષ કરીને રસને પ્રગટ કરે એને **विभाव** કહે છે. એના બે ભેદ છે, ૧ उद्दीपन ૨ आलंबन.

## उद्दीपन.

જે રસને પ્રોત્તેજીત કરે એને **उद्दीपन विभाव** કહે છે. જેમકે सखा, सखी, दूती, ऋतु, पवन, वन, उपवन, चन्द्र, चांदनी, पुष्प અને परागादि.

## सखा.

જે પુરૂષ સુખદુઃખાદિ સમયમાં નાયકની સમાનતાને પ્રાપ્ત થાય અને નાયકનાયકાનું મિલન કરાવે એને **सखा** (નર્મસચિવ)

કહે છે. એના ચાર ભેદ છે. ૧ पीठमर्द ૨. विट. ૩ चेट ૪. विदूषक.

## सखा यथा.

નીરક્ષીરની પેઠે, નાયક સંગે સખા મળી જાયે;
અગ્નિ ક્ષીરને બાળે, ત્યારે પહેલાં નીર બળી જાયે.

## पीठमर्द.

માનિની સ્ત્રીઓને પ્રસન્ન કરવામાં સમર્થ સખાને પીઠમર્દ કહે છે.

યથા.

કહે થયું શું તુજને, શા કારણથી રામા રીસાય;
કોપ કરે જો તું તો, કહે આવી કો પકડે નહીં પાય?

## विट.

સંપૂર્ણ કામકળામાં નિપુણ સખાને વિટ કહે છે.

યથા.

શ્વેત વસનથી પરખી, જરીં ન કળાયે અંગ રંગ તારો;
એમ કહી કહે ચાલો, સમય શ્યામને મળવાનો સારો.

## चेट.

નાયકનાયકાને એકત્ર કરવામાં ચતુર સખાને ચેટ કહે છે.

યથા.

કર્યો ઈશારો આવી, સખાયે તજવા પતિએ પ્રમદાને;
સખે કહ્યું સમજીને, ચાલો જઈએ ગાય ગોતવાને.

## विदूषक.

કૌતુકથી નાયકનાયકાને પ્રસન્ન કરવામાં સમર્થ સખાને વિદૂષક કહે છે.

## कुतूहल.

કૌતુકની રચના કરી સંકેત સ્થાન તરફ પ્રયાણ કરવામાં આવે તે **कुतूहल हाव.**

યથા.

શ્યામ શ્રંગાર સજે છે, સુણી એમ દોડી વન વૃજબાળા;
ટીલી ટપકી ક્યાંઈ, ક્યાંઈ ઓઢણી ક્યાંઈ પુષ્પમાળા.

## उद्दीपन.

વાર્તાના વિસ્તારથી પતિને પ્રસન્ન કરવામાં આવે તે **उद्दीपन हाव.**

યથા.

હું તમને ઇચ્છું છું, સુણતાં શ્યામે દીધો દીપ ઠારી;
પતિએ પાણી માગ્યું, નેહેં હાથ મિલાવી રહી નારી.

## विभाव.

જે વિશેષ કરીને રસને પ્રગટ કરે એને **विभाव** કહે છે. એના બે ભેદ છે, ૧ उद्दीपन ૨ आलंबन.

## उद्दीपन.

જે રસને પ્રોત્તેજીત કરે એને उद्दीपन विभाव કહે છે. જેમકે सखा, सखी, दूती, ऋतु, पवन, वन, उपवन, चन्द्र, चांदनी, पुष्प અને परागादि.

## सखा.

જે પુરૂષ સુખદુઃખાદિ સમયમાં નાયકની સમાનતાને પ્રાપ્ત થાય અને નાયકનાયકાનું મિલન કરાવે એને **सखा** (નર્મસચિવ)

કહે છે. એના ચાર ભેદ છે. ૧ पीठमर्द २. विट. ३ चेट ४. विदूषक.

## सखा यथा.

નીરક્ષીરની પેઠે, નાયક સંગે સખા મળી જાયે;
અગ્નિ ક્ષીરને બાળે, ત્યારે પહેલાં નીર બળી જાયે.

## पीठमर्द.

માનિની સ્ત્રીઓને પ્રસન્ન કરવામાં સમર્થ સખાને पीठमर्द કહે છે.

યથા.

કહે થયું શું તુજને, શા કારણથી રામા રીસાય;
કોપ કરે જો તું તો, કહે આવી કો પકડે નહીં પાય?

## विट.

સંપૂર્ણ કામકળામાં નિપુણ સખાને विट કહે છે.

યથા.

શ્વેત વસનથી પરખી, જરી ન કળાયે અંગ રંગ તારો;
એમ કહી કહે ચાલો, સમય શ્યામને મળવાનો સારો.

## चेट.

નાયકનાયકાને એકત્ર કરવામાં ચતુર સખાને चेट કહે છે.

યથા.

કર્યો ઈશારો આવી, સખાયે તજવા પતિએ પ્રમદાને;
સખે કહ્યું સમજીને, ચાલો જઈએ ગાય ગોતવાને.

## विदूषक.

કૌતુકથી નાયકનાયકાને પ્રસન્ન કરવામાં સમર્થ સખાને विदूषक કહે છે.

યથા.

કુંજમહીં કોડથી, હરિ રાધાનો કરાવી મેળાપ;
રૂપ ધરી યશુમતિનું, ગાય ગોતવા ફરી આવ્યો આપ.

## सखी

જે સહચરીથી નાયકનાયકા કોઇ વાત છુપાવે નહી એને सखी કહે છે. એના ચાર ભેદ છે. ૧ हितकारिणी, २ विज्ञानविदग्धा, ३ अंतरंगिणी, ४ बहिरंगिणी.

યથા.

ડાઘ છોલવા શશિનો, જાય કોઇ જ્યમ છુરી સજાવાને;
નીતિ સુણાવે ત્યમ તું, મુજને હરિનો નેહ તજાવાને.

## हितकारिणी.

તન, મન, ધનથી નાયકનું હિત ચાહનારી સખીને हितकारिणी કહે છે.

યથા.

તુજ તન સખી ચિત ચાહું, દીપ્તિ ભરેલું દીપક પરિમાણ;
દેહ પતંગ તણો ધરી, જન્મ જન્મ વારૂં તુજપર પ્રાણ.

## विज्ञान विदग्धा

નાયકાના સૂચવવા શિવાય વાત જાણી જનારી ચતુર સખીને विज्ञानविदग्धा કહે છે.

યથા.

શું જા લેવા આજે, કહે ગઇ હતી કહી કુંજે બાઈ,
આંખ ઉઘાડી જો તું, કંટક ક્ષતથી રહ્યું શરીર છાઇ.

## अंतरंगिणी.

નાયકાના અંતરની વાત જાણનારી સખીને अंतरंगिणी કહે છે.

યથા.

સર્વ સ્વાર્થનું સમજે, વ્યથા ન જાણે અન્ય તણી કોય;
પ્રિયા ઉરે પતિ વસતો, અણસમજુથી ઉપાય શો હોય.

## वहिरंगिणी.

નાયકાના અંતરની વાત નહિ સમજનારી સખીને वहिरंगिणी કહે છે.

યથા.

પતિને જોઇ સ્મરેથી, પ્રમદાના અંગમાં ધ્રૂજ આવી;
સખી શીત સમજીને, અનલઅઁગીઠી સળગાવી લાવી.

## कार्यपरत्वे सखीभेद

૧ મંડન, ૨ શિક્ષા, ૩ ઉપાલંભ, ૪ પરિહાસ.

## मंडन

નાયકાને વસ્ત્રભૂષણાદિ સજાવનારી સખીને मंडन કહે છે.

યથા.

વિધિથી ગુંથી વેણિ, વસ્ત્રાભરણ સજાવી તિલક કીધાં,
રાઇ લુણ ઉતારી, વ્હાલે સખીના સુવારણાં લીધાં.

## शिक्षा

નાયકાને હિતશિક્ષા કરનાર સખીને शिक्षा કહે છે.

યથા.

નિજ ઘરમાં રહે બેઠી, બાહિર તું પગ ધરીશ નહિ ક્યાંયે,
એ ડર મુને રખેના ! હરિની દૃષ્ટે હરાઇ ચિત જાયે.

## उपालंभ.

નાયકાને ધમકી આપી સમજાવનારી સખીને उपालंभ કહે છે.

ગીતિ.

જેને તેંજ જીવાડયો, પૂર્ણ પ્રેમના પિયૂષને પાઇ;
તેને મારે ગાંડી, ક્લેષવિષેથી કર વિચાર કાંઇ.

## परिहास.

નાયકનાયકાને કૌતુક કરી હસાવનારી સખીને परिहास કહે છે.

યથા.

વિછિયાધ્વનિ સુણવાનું, શ્યામ લીંયો સુખ ભાવે ભરપૂર;
ક્ષુદ્રાવલિ બોલ્યાના, દાણી સમજો દિવસ હજી દૂર.

## दूती.

નાયકનાયકાના મધ્યમાં સંદેશા લઇ જનારી સ્રીને दूती કહે છે. એના ત્રણ ભેદ છે. उत्तमा, मध्यमा અને अधमा. આ તમામના છ કાર્ય છે. १ स्तुति, २ निन्दा, ३ विनय, ४ प्रबोध ५ विरहनिवेदन, ६ संघट्टन.

યથા.

હું રીઝી છું જોઇ, તમો રીઝશો જોઇ જરૂર લાલ;
સોનજુહીસમ કાન્તિ, મળતાં થાયે માલતીની માલ.

## उत्तमा.

ઉત્તમ રૂપથી દૂતત્વ કરવાવાળી પ્રિયભાષિણી સ્રીને उत्तमा दूती કહે છે.

યથા.

શિર કલંક લે કાં મુખ, વિણકલંક શશિને પામી બાઇ;
જો ચકોર દિન વિતવે, વિરહઅંગારા ખાસ રોજ ખાઇ.

## मध्यमा.

મધ્યમ રૂપથી દૂતત્વ કરવાવાળી પ્રિયભાષિણી સ્રીને

મધ્યમા દૂતી કહે છે.

યથા.

સત્વર લ્યો-સુધિ આવી, વિલંબ જરીએ કરો ન ઘનશ્યામ;
મેં જોઈ એ ચાતકી, અહનિશ રટતી આપ તણું નામ.

## અધમા.

અધમ રૂપથી દૂતત્વ કરવાવાળી કટુભાષિણી સ્ત્રીને અધમા દૂતી કહે છે.

યથા.

પતિવ્રતતણા પુકારો, ત્યાંસૂધી કરી ગજાવને ગામ;
જ્યાંસૂધી તુજ નજરે, ગમાર ગૂજરી પડે ન ઘનશ્યામ.

## નાયકાની સ્તુતિ-યથા.

જલશાયી કહેવાણા, સહુથી ઉત્તમ સમુદ્રને જાણી,
તેને ક્યાં નહી પામે, અપાર અબળા તુજ તનનું પાણી.

## નાયકની સ્તુતિ-યથા.

એના રૂપની વાતો, સખી મુજ મુખથી કહી નહી જાય;
મોહન છબિ મન ધરતાં, મહાનનું પણ મોહિત મન થાય.

## નાયકાની નિન્દા-યથા.

ગર્વ કરે શું ગોરી, તું નિજ રૂપ વિશેષ ઉરે ધારી;
તુંથી અધિક રૂપાળી, વસે નગરમાં બહુ નાગરી નારી.

## નાયકની નિન્દા-યથા.

મોરપિચ્છ ધરી માથે, ગુંજાહાર હૃદય લકુટી હાથે;
આવે રૂપે લાલા, શું મળવા ચાહો રાધા સાથે.

## नायकाथी विनय–यथा.

નિત્ય નિરખતી જેને, દ્રગનાં બાણુ ચલાવીને બાલ;
તેને જિવાડવાને, હેતે હસીં કર યત્ન હવે હાલ.

## नायकथी विनय–यथा.

જેને તમે જીવાડી, ઈન્દ્રકોપથી ધરીં ગિરિવર હાથ;
એને આપ ન બાળો, વિરહતણા અગ્નિમાં વ્રજનાથ.

## नायकानो विरहनिवेदन–यथा.

કહું દશા શું એની, બોલે છે જવ ચાતક મધરાત;
પીયુ પીયુ સુણીંને જીવે, નહીંતો જુવતી જરૂર મરી જાત.

## नायकनो विरहनिवेदन–यथा.

જ્યારથીં તેં મૃગનયની, મારી ચંચલ ચક્ષુતણી ચોટ;
ત્યારથીં તમામ ત્યાગી, લાલ બનીને પડ્યા લોટપોટ.

## नायकाने प्रबोध–यथा.

ચિત્ત ચિન્તા નહીં કરજે, આવી મળ્યો છે મેળ અનાયાસ;
તારા મિત્રતણી છે, ઉચીં અટારી તુજપતિ ઘરપાસ.

## नायकने प्रबोध–यथा.

શ્યામ જરા ન સુકાશો, પ્રિયાવિરહનું દુઃખ મનમાં માની;
આ હોળીને ખેલે, માનિની તમને મુદથી મળવાની.

## उत्तमा संघट्टन–यथा.

તુજ મુખથી શરમાઈ, શશિ નભ ભ્રમતો કલંકને ધારી;
ખ્યારો ગયો પ્રથમથી, કર પ્રયાણ ઝટ મળવાને પ્યારી.

## उत्तमाविरहानिवेदन–यथा.

એ તરૂણીના તનની, દશા નિરખવા ચાહો જો આપ;
તો આવો મુજ સાથે, અવિનાશી ઓચિંતા ચુપચાપ.

## मध्यमासंघट्टन–यथा.

કોયલ કુહુકુહુ બોલી, સાવધાન રહેવાને સૂચવે છે;
ભ્રમર કરી ગુંજારવ, માન ન કરવા સ્મર દુહાઇ દે છે.

## मध्यमाविरहनिवेदन–यथा.

અવધિ સાંઝની આપી, શું પ્રકટાવા ચાહે છે પ્રાત;
નટવરને નિશ્વાસે, જળી જાય છે સરવે જલજાત.

## अधमा संघट्टन–यथा.

ઘુંઘટ તાણી ઘરમાં, દ્રગ નીચાં કરી તજ ફરવું બાલ;
ત્રપા જોઈ મેં તારી, ક્ષપા ચાંદની હરિને મળ હાલ.

## अधमा विरहानिवेदन–यथा.

બહુ બદનામ થયા છે, તુંજ માટે ગોકુલમાં ગિરિધારી;
વિવિધ વ્યાધિઓ વેઠે, તું નહી પીગળે પત્થર સમ પ્યારી.

## स्वयं दूती.

નાયકથી સ્વયં દૂતત્વ કરી નિજ અભિપ્રાયને પ્રકટ કરવાવાળી સ્ત્રીને स्वयं दूती કહે છે.

યથા.

આવ્યા ક્યાંથી તમે ? જાઓ છો ક્યાં પરદેશી ?
મુજ વાલમ તો સદા, રહે છે વિદેશ બેસી;
કાળી આ ઘન ઘટા, જુઓ નભમાં ચડી આવી,
ભ્રમર પુંજ કુંજમાં, રહે છે મુખરી મચાવી;

રોકાઓ ઘડી રાગથી, અનુપ સમય આરામનો,
હું આવું છું આપવા, સંદેશો મુજ શ્યામનો.

## दूती जाति

ઘણું કરી નીચે બતાવેલ જાતિની સ્ત્રીઓ દૂતીઓ હોય છે. १ वाणदीयाणी, २ चितारी, ३ नटिनी, ४ मणीआरण, ५ दासी, ६ मालण, ७ धोबण, ८ तंबोलण, ९ सन्यासिनी, १० पटवण, ११ पाडोषण, १२ याचकण, १३ दरजण, १४ सोनारण.

## वाणदीयाणी–यथा.

તુજ પગમાં એ માટે, ઉત્તમ જાવક મેં આપ્યો આજે;
રહ્યો રસિક સંકેતે, ચાલ ચતુર સ્ત્રી ઝટ મળવા કાજે.

## चितारी–यथा.

લીધી ગતિ લલનાએ, એનો કાંઈ ઉપાય નહીં થાય;
એ છબિ અપૂર્વ એની, ચતુર ઘણી છું તોય ન ચિતરાય.

## नटिनी–यथा.

નેણુ નચાવી નમણા, પરવશ કીધી પ્રમદાને રસિયા;
જાણું કળા સરવ એ, ચાલો મળો ત્વરિત છો ઉર વસિયા.

## मणीयारण–यथा.

ચાઈ ચુડી પહેરાવી, હમણાં હું આવી છું તમ પાસે;
ચાલો ચતુર હવે ઝટ, પ્રમદા પાસે નહી તો તક જાશે.

## दासी–यथा.

સમય સાચવી શાણા, ચાલો ઝટ લલનાનું સુખ લેવા;
નહી આવશે અડચણ, સારી રજની કરીશ સુખે સેવા.

## मालण—यथा.

તુરત સુકાણી શાણુ, પુષ્પમાલ મે પહેરાવી જ્યારે;
આ ગતિ છે અબળાની, કરો તયારી પધારવા પ્યારે.

## धोबण—यथा.

શ્વેત સાડી તુજ સ્નેહે, ધોઇ લાવી છું પહેર હવે પ્યારી
ચાલ રાત ચાંદની છે, રસિયો રાહ જુએ છે ત્યાં તારી.

## तंबोलण—यथा.

નાખે છે નિઃશ્વાસા, પાન દઉં છું યુવતીને જ્યારે,
ચિત્ત ચોરી આવ્યા છો, આપો પાછું પધારી આ વારે.

## सन्यासिनी—यथा.

ગુરૂને કસમ કહું છું, છુટી જાય છે મારો વૈરાગ;
જુઓ પધારી પ્યારા, દારાના દિલ તણા વિરહદાગ.

## पटवण—यथा.

ગુંથી હાર છડાઓ, મનહર મખતૂલ ના દઇ આવી;
પ્રમદા પાસ પધારી, દીયો દરશ રસ લીયો હૃદય લાવી.

## पाडोशण—यथा.

આપ આવજો વહેલા, હું વનિતાને ખબર દઉં વારૂ;
વિણ પુછેજ પરખજો, એના ઘર સામું છે ઘર મારૂં.

## ढोलण—यथा.

ચાલો નિધડક ચંચલ, માનિનીને મળવા ઝટ ઘર મારે;
નક્કી કરી આવી છું, ઢોલ બજાવવા ગઇ હતી ત્યારે.

## दरजण—यथा.

દારાને દઇ આવી; કલિત કંચુકી નવિન સીવી હમણા;
શંકા સર્વ શમાવી, લીયો અંકમાં આવી નર નમણા.

## સોનારણ–યથા.

કંકણુ કનકતણા ઘડી, પ્રમદાને પહેરાવ્યાં મેં હાલ;
કર સ્પર્શતાં જણાશે, દેખાશે નહીં દ્રષ્ટિથી લાલ.

## મિલન સ્થાન.

નાયકનાયકાને મળવાના સ્થાન નીચે પ્રમાણે છે.

જમણવાર, ઉત્સવ, ધાત્રગૃહ, શૂન્યગૃહ, અંધારી રાત્રિ, ઉપવન, ભયમિષ, રોગમિષ, સખીગ્રહ, અને દાસીગ્રહ.

## જમણવારનું મિલન–યથા.

જમવા આવી યુવતી, નિજ રસિયાને ઘેર હર્ષ ધારી;
બેઠી જોવાને મિષ, મળી મુદેથી પ્રિયતમને પ્યારી.

## ઉત્સવનું મિલન–યથા.

ગઇ વિવાહમાં ગોરી, નિજ પીયરના સર્વ સ્નેહી સંગે;
હતો રસિક પણ તેમાં, જાનીવાસે મળી રમી રંગે.

## ધાત્રગ્રહનું મિલન–યથા.

જુઓ રમે મુજ લાડીલી, નથી જવાની ગઇ ઘણી રાત;
રજાઈ ઓઢી રસીયા, સુવો સંગમાં પધારજો પ્રાત.

## શૂન્યગ્રહનું મિલન–યથા.

જમાઇ ગૃહ ગઈ જનની, ગયા ભ્રાત ભાભી મેળામાંહી;
એકલી ઘરમાં અબળા, મળો ત્વરાથી મનહર જઈ ત્યાંહી.

## અંધારી રાત્રિનું મિલન–યથા.

કાળી નિશિમાં કામા, જુવો ગોતવા ગાય જાય આજ;
સંગે કોઇ ન સાથી, મનહર મળીને કરો સિદ્ધ કાજ.

## उपवननुं मिलन—यथा.

પુષ્પ વીણવા પ્રીતેં, સખીઓ સંગે જશે આજ શ્યામા;
જરૂર પડીને જૂદી, મળશે રહેજો છુપાઈ લતિકામાં.

## भय मिषनुं मिलन—यथा.

જળઘટ ભરતાં યુવતી, પગ સરકાવી જઈ પડી જળમાં;
દોડો દોડો કહેતાં, બાથ ભરી પ્યારે કાઢી પળમાં.

## रोग मिषनुं मिलन—यथा.

શિર દુઃખ્યાનું શ્યામા, કાઢી ન્હાનું નખાવવા ઝાડો;
જાવા લાગી જાહિર, રસિયા પાસે રાત અને દા'ડો.

## दासी ग्रहनुं मिलन—यथा.

ગઈ બોલાવવા બાળા, નિજ દાસીને ઘર કારજ સારૂ;
મળ્યો તહાં મનમાન્યો, વિના પ્રયત્ને મિલન થયું પ્યારૂં.

## ऋतु.

ઉષ્મ, વર્ષા અને શીત ક્રમાનુસાર બબ્બે માસમાં વિભક્ત થએલ વર્ષના ખંડોને ऋतु કહે છે. એના છ ભેદ છે. १ वसंत, २ ग्रीष्म, ३ पावस, ४ शरद, ५ हेमंत, ६ शिशिर.

## वसंत.

ચૈત્ર અને વૈશાખ અથવા કુંભ અને મીનની સંક્રાન્તિને वसन्त ऋतु કહે છે.

યથા.

વિવિધ પુષ્પ વિકસાવતી, તરૂ ડોલાવતી ત્રિવિધિ પવન લાવી;
ચાંદનીને ચમકાવતી, વ્હાલ વધારિણી વસંત ઋતુ આવી.

આ વસંત ઋતુ માંહિ, કહો ન કોને ઉરે હર્ષ વ્યાપે;
કલરવ કરતી કોયલ, ભ્રમર કરી ગુંજારવ સુખ આપે.

સંગ લઈ શશિ સ્નેહે, આગળ કીધી વસંત અભિરામ;
રોગ જગતના હરવા, જણાય આવ્યો ધનવંતરિ કામ.

## ગ્રીષ્મ.

જ્યેષ્ટ અને આષાઢ અથવા મેષ અને વૃષની સંક્રાન્તિને ગ્રીષ્મ ઋતુ કહે છે.

યથા.

નલ ને'રો સર સરિને, ત્યાગ કરી જળ નભમાંહી નાસે;
જુલ્મ જોઈ ગ્રીષમનો, દાદ માગવા જાયે રવિ પાસે.
કોઈ ભરે કોઈ ઠલવે, કોઇ જુવતી જલ છાંટે દોડી;
જલકેલિ કામાની, નિરખી રહ્યો છે નાથ મંચન ચોડી.
તપાવી તાપ પ્રચંડે, મંગલપવનની દ્રઢ ફાંસી ધારે.
ખળથી ખરે બપોરે, પકડી પ્રાણી માત્રને ગ્રીષ્મ મારે.

## પાવસ.

શ્રાવણ અને ભાદ્રપદ અથવા મિથુન અને કર્કની સંક્રાન્તિને પાવસ ઋતુ કહે છે.

યથા.

ઇન્દ્રલોકથી અધિકાં, જગતમહીં પાવસમાં સુખ પેખું;
સુરવધૂ જેવી સુન્દર, વિહાર કરતી દિવ્ય ઋતુ દેખું.
પુરાઈ પુષ્પસુગન્ધે, મંદ મંદ ચાલથી ચાલી આવે;
હ્રદય લાગી પ્રૌઢાસમ, મનહરણી વરષા વ્હાલી આવે.
અરૂણ ચીર તન ઓઢી, વિધ વિધ કરતી વિહાર નવ નારી;
જાણે સુરની શ્યામા, આવી ધરાપર હરિત ધરા ભાળી.

## શરદ.

આશ્વિન અને કાર્તિક અથવા સિંહ અને કન્યાની સંક્રાન્તિને શરદ ઋતુ કહે છે.

યથા.

ચંદ્રછત્ર શિરધારી, અનંગનો ઉપદેશ પામી પ્રીતે;
કમલયંત્ર ધરી કરમાં, શરદ ભૂપ આ જગત બધું જીતે.

ખંજનનયન નચાવી, ચંદ્ર વદનને ચાહે ચમકાવી,
સર્વ પ્રાણીને છળતી, શરદ અપ્સરા અવનિપર આવી.

વારિ અમલ દિન શોભે, કમલ પ્રકાશે ખેદ સરવ ખોઈ;
નિશિ શોભે વિણુ અભ્રે મોહ પામતું હૃદય ચંદ્ર જોઇ.

## હેમન્ત.

માર્ગશીર્ષ અને પોષ અથવા તુલા અને વૃશ્ચિકની સંક્રાન્તિને **હેમન્ત ઋતુ** કહે છે.

યથા.

નિશિ દિન રવિ શશિ લાગે, હિમ સમાન શીતલ પામી શીત;
મુદચકોરને ચિત્તમાં, ચક્રવાકનાં ચિત્ત છે ભયભીત.

હિમ હારીને હિમ્મત, ભૂમિ તજી નહિ જઇ શકે ક્યાંઇ;
ધૂમ્ર અગ્નિ નહીં છોડે, શીત ડરે રહે ભૂમિ પર છાઇ.

શીતતણો સેનાપતિ, હિમ સમીરના તીર હાથ ધારી;
કરાલ કોપે ચડીયો, વિરહી વામાને નાખે મારી.

## શિશિર—યથા.

અશ્રુ વહે આંખેથી, અધિક સતાવે બેચેની આવી;
તોય શિશિરમાં સર્વે, રાખે અનલઅઁગીઠી સળગાવી.

બોલે છે બત્રીશી, સાલ દુશાલા ઓઢે છે તોયે;
ખાયે ગરમ મસાલા, શય્યા ન તજે સંયોગી કોયે.

માન રહે નહિ કોઈનું, શિશિર ધૂર્તો બની ઘણી રચે ઘાત;
શિખવી આપે સહજે, સહુને સી સી સી કેરી વાત.

## પવન.

પવન છ પ્રકારનો છે. શીતલ, મંદ, સુગંધિત, તીવ્ર, તપ્ત અને દુર્ગન્ધિત.

યથા.

સરવરમાં કરી સ્નાન સહર્ષ, અભિનવ કમલ તણો કરી સ્પર્શ;
ચાલે હંસસદૃશ ધરી ધીર, શીતલ, મંદ, સુગંધિ સમીર.

### શીતલ–યથા.

ઉંચાં અભ્ર થકી ગિરિશ્રંગ, સ્નેહે શીતલતા લઈ સંગ;
ડોલાવતો અમિત જલજાત, ચાલે સુખકર શીતલ વાત.

### મંદ–યથા.

રણિત ભૃંગ ઘંટાવલિ થકી, દીપંતો મધુદાને છકી;
મંદ મંદ ચાલેં ચાલતો, કુંજરતુલ્ય પવન મહાલતો.

### સુગન્ધિત–યથા.

ગુલાબ કુન્દ ચમેલી જાઇ, દોનામરૂવામાં લપટાઇ;
કરવા સંયોગીનાં કાજ, આવે અનિલ સુગંધિત આજ.

### તીવ્ર–યથા.

ખેરી પત્ર વિખેરે શાખા, પાડે પૃથ્વીપર તરૂ આખાં;
ઘન વિદ્યુતને રાખે સંગ, પાવસપવન ધ્રુજાવે અંગ.

### તપ્ત–યથા.

તહખાનાને તંદુલ કરે, ખસખાનામાં અગ્નિ ભરે;
તપાવતો જળથળ આકાશ, ગ્રીષ્મ પવન આપીને ત્રાસ.

### દુર્ગંધિત–યથા.

કિંશુકને કચનારો તજી, શ્રોણિતને રહે છે શું ભજી?
પુષ્પ તજી મજ્જાપર જાય, અરે પવન નહીં કાં પસ્તાય?

## वन-यथा.

શીતલ મંદ સમીર શુભ, શ્રવે પુષ્પ રસવૃન્દ;
પરિમલ ગ્રહી પ્રેમે કરે, મનહર શબ્દ મિલિન્દ.
આમ તેમ ઉડતાં લવે, કોકિલ મોર ચકોર,
ભય તજી મૃગ ભાવે ફરે, ઉડતા શુક કરી શોર.
વિવિધ વિટપના વૃંદથી, વર લપટાઇ વેલિ;
સ્નેહે શીતલ છાંયમાં, કપોત કરતાં કેલિ.
નંદન વન કરતાં અધિક, ઉરે ભરે આનંદ;
શ્યામા શ્યામ સુખે તહાં, ક્રીડા કરે અમંદ.

## उपवन--यथा.

ચંપક જાઇ ચમેલીને, કલિત કુન્દ મન્દાર;
પારિજાતને સેવતી, માલતી મનહરનાર.
હરિત ભૂમિ તૃણજાલથી, બહુ છૂટે જલયંત્ર;
ભ્રમર અમિત ભાવે જપે, મહદ કામના મંત્ર.
માધવી લતિકાથી લલિત, છાયા વિવિધ વિતાન;
નહેરો તટે નિકુંજ બહુ, દિયે પ્રેમનું દાન.
વળી અશોકને આમ્ર પર, કોકિલ કરતી શોર;
બકુલપરે શુક સારિકા, બોલે ચિત્તનાં ચોર.
નારિકેલ નિમ્બુ અમિત, કદંબને કચનાર;
પુંગ વૃક્ષ સેતુર અને, દ્રાક્ષ બદામ અનાર.
સરસિજ વિકસ્યાં સુખદ બહુ, સુન્દર સરસી માંહીં;
હંસ અને કારંડવો, કલરવ કરતાં ત્યાંહીં.
ઇન્દ્રતણા ઉદ્યાનનો, સર્વ ગર્વ દે ગાળી;
રસિક રાધિકા સહ કરે, વિહાર ત્યાં વનમાળી.

## ચન્દ્ર—યથા.

સમી સાંઝથી આવી, કટારી કરની બતાવે,
પામી કૃશાનુ કુસંગ, તીવ્ર તાપેથી તાવે;
સુધા ધામ ધરી નામ, કામ વિષ કેરૂં કરે છે,
અંગ કલંકથી યુક્ત, છતાં તજી શંક ફરે છે.
અરે ચંદ મતિમંદ કાં, લાજ લેશ ઉર ના ધરે;
વધ કરતાં વિરહીતણો, દિલમાં લેશ નહી ડરે.

## ચાંદની—યથા.

ઋતુરાજે સહુ રાગ, વિમલતા જગમાં ધરવા,
કર્યો ચંદ્રરજકને, હુકમ અંબર સિત કરવા;
તરૂ તમામ ગિરિ ગહન, શ્વેત કરવા શુભ રીતે,
મઢાવીયાં રજતથી, જાણું આલય અતિ પ્રીતે.
ચિતહર ચારે તરફથી, અવનિ સહુ અવદાત બની;
અદ્ભુત કેવી આ સમે, ચારૂ બિછાવી ચાંદની.

## પુષ્પ—યથા.

કુન્દ અને મન્દાર, હાર મુજ હામ હરાવે;
પારિજાતનાં પુષ્પ, તીવ્ર અગ્નિ સમ તાવે.
જાઇ ચમેલીતણા, ગુચ્છ જાણું અંગારા,
સોનજુહીની માલ, કરે નિત્ય સુખને ન્યારાં
સેવતી જળ સીંચે છતાં, ઉર અગ્નિ સળગે અતિ
આ પુષ્પો પીડા કરે, પાસ નથી પ્યારો પતિ.

## પરાગ—યથા.

ફૂલ્યા વને પલાશ, ભીડ ભ્રમરોની ભારી,
દેખી બનું દિવાની, ભ્રમિત થાયે મતિ મારી;

ગયું જ્ઞાન ઉર ત્યાગી, હાય દુઃખડે હદ વાળી,
આ પરાગ યુત પવન, નાથ વિષ્ણુ નાખે બાળી.

## आलम्बन विभाव.

જેના આશ્રયથી રસની સ્થિતિ થાય એને आलम्बनविभाव કહે છે. એ આલંબન નાયકા અને નાયક છે. તેમાં નાયકા મન્મથના બળને વિશેષ આધીન હોવાથી પ્રથમ તેનું વર્ણન કરવામાં આવે છે.

## नायका.

જે સ્ત્રીના નિરક્ષણ માત્રથી પુરૂષના હૃદયમાં પ્રીતિ ઉત્પન્ન થાય તેને नायका કહે છે.

## शिखनखवर्णन–यथा.

અલકપરેં અલિ વૃન્દ, અર્ધ શશિ વારૂં ભાલપર,
ભ્રૂપર વારૂં ધનુષ, દ્રગેં વારિજદલ સુન્દર;
નાસા ઉપર કીર, કપોલેં વારૂં મુકુરવર,
બિમ્બ અધરપર વારૂં, દંતપર દારિમ દુઃખહર.
ચિબુકપરેં ફલ આમ્ર, કંઠપર કંબુ વારૂં,
ભુજપર વારૂં મૃણાલ, કુચોપર કોક ઉતારૂં;
ત્રિવલિપરેં તરંગ, નાભિ અલિ નિતમ્બપર નગ,
વારૂં રંભના સ્થંભ, જંઘપર સહુ જોતાં જગ.
સ્મરનિષંગ પીંડીએ, વારૂં રવિ ઉભય ગુલ્ફપર,
દારિમકલિ એડીએ, વારૂં મણિ પદ નખ ઉપર;
આંગળીઓપર વારૂં, સુધાકર કિરણો સાથે,
વારૂં મખમલ લાલ, બાલના પદતલ માથે.

## प्रशंसा–यथा.

ગૌરીતુલ્ય અનુપમ, મનહરણી કમલા સરખી પરખી,
સરસ્વતી સમ જાણી; વર્ણન કરતાં સુકવિ હૃદય હરખી;

મુખશશિ જોઈ ચકોરો, તનપાણી નિરખી મુદથી મીન,
પદપંકજને નિરખી, ભ્રમરતણાં દ્રગ થાયે રસલીન.
શિવ તનમાં રહી ગિરિજા, કમલા રાજે શ્રીહરિના મનમાં;
હૃદય હરણ કરી તું તો, રાજે રામા હરિના તનમનમાં.
રત્ન ચતુર્દશ કાઢયાં, સિન્ધુ વલોવી સુરોએ બાંધી કટિ;
મેધાસિન્ધુ મથીને, વેધાએં એકજ તુજને પ્રગટી.

ઉપર બતાવેલ નાયકા જાતિથી ચાર પ્રકારની છે.

૧ પદ્મિની, ૨ ચિત્રની, ૩ શંખિની, ૪ હસ્તિની. પ્રકૃત્યાનુસાર ત્રણ પ્રકારની છે. ૧ ઉત્તમા, ૨ મધ્યમા, ૩ અધમા. ધર્માનુસાર ત્રણ પ્રકારની છે. ૧ સ્વકીયા, ૨ પરકીયા, ૩ સામાન્યા. વયક્રમાનુસાર ત્રણ પ્રકારની છે. ૧ મુગ્ધા, ૨ મધ્યા, ૩ પ્રૌઢા. અવસ્થાનુસાર આઠ પ્રકારની છે. ૧ પ્રોષિતપતિકા, ૨ ખંડિતા, ૩ કલહાન્તરિતા, ૪ વિપ્રલબ્ધા, ૫ ઉત્કંઠિતા, ૬ વાસકસજ્જા, ૭ સ્વાધીનપતિકા, ૮ અભિસારિકા.

## પદ્મિની

કમળ સમાન કોમળ અને ચંપકપુષ્પના રંગ સમાન અંગવાળી, ચકિત મૃગલીનાં નેત્ર સમાન દ્રગવાળી, શ્રીફલની શોભા હરણ કરનાર ઉરોજવાળી, તિલનાં પુષ્પ સમાન નાસિકાવાળી, લીલાયુક્ત મંદ ગતિવાળી, લલિત ત્રિવલિવાળી, લાંબા અને કાળા કેશવાળી, હંસ સમાન વાણીવાળી, અત્યંત મૃદુતાવાળી, રાત્રિ-દિન પવિત્ર રહેવાવાળી, અત્યંત લાજવાળી, અલ્પ ભોજન કરવાવાળી, શ્વેત પુષ્પ જેવાં વસ્ત્ર ધારણ કરવાવાળી, દેવ ગુરૂની ભક્તિ રાખવાવાળી, મોતીનાં ભૂષણ ધારણ કરવાવાળી, સહજ સુવાસ યુક્ત અંગવાળી, ઉત્તમ વસ્તુ ઉપર પ્રેમ રાખવાવાળી અને અલ્પ રતિઇચ્છાવાળી સ્ત્રીને પદ્મિની કહે છે.

યથા.

તન સુગંધમય શોભે, સલજ નયન મન શુચિ થકેલ નીતિ;
સુવર્ણવર્ણી શ્યામા, જગ શોભાને લીધી તેં જીતી.
સુવર્ણ સાથ સુગંધિ, શ્યામા તારા શરીરમાં શોભે;
પતિ દ્રગ ષટ્પદ સ્નેહે, જેને જોઇ ક્ષણ ક્ષણમાં લોભે.

## ચિત્રની.

સુંદર ગતિવાળી, સમાન અને પાતળા અંગવાળી, ઉન્નત ઉરોજવાળી, વિશાલ જઘનવાળી, ઉત્તમ અધરવાળી, ૨ કંબુસમાન કંઠવાળી, ચકોર સમાન સ્વરવાળી, ચચલ પ્રકૃતિ અને ચપલ દ્રષ્ટિવાળી, નૃત્ય ગીતમાં પ્રેમ રાખવાવાળી, પતિના ચિત્રને હર વખત જોવાવાળી, રક્તવર્ણના અલંકાર અને રક્ત વસ્ત્ર ધારણ કરવાવાળી, અને બાહ્ય રતિ ઉપર પ્રીતિ રાખવાવાળી સ્રીને ચિત્રની કહે છે.

યથા;

સુખી રહે છે શાણી, પતિનું ચિત્ર વિલોકી નિજ ચિત્તે;
નાચે વાદ્ય વજાવે, ગૃહ ગજાવતી ગોરી શુભ ગીતે.
અધિક ન નિરખે પતિને, ચિત્ર વિલોકે ચાહે ચિત્ત લાવી;
ચકિત ચિત્તમાં બનતી, નજર પડે પ્રિય પક્ષી જો આવી.

## શંખિની.

પુષ્ટ અધરવાળી, રકત પંકજ સમાન નેત્રવાળી, કઠિણ ઉરોજવાળી, લાંબા કંઠવાળી, લીલાં વસ્ત્ર ધારણ કરવાવાળી, મ્હોટા શરીરવાળી; વિશેષ કોપ કરવાવાળી, સુરતિ સમય પતિને નખક્ષત કરવાવાળી, મલિન ચિત્તવાળી, અત્યંત ઇર્ષાવાળી, રાસભ સમાન પુષ્ટ અવાજવાળી અને કટુભાષિણી સ્રીને શંખિની કહે છે.

મુખશશિ જોઈ ચકોરો, તનપાણી નિરખી મુદથી મીન,
પદપંકજને નિરખી, ભ્રમરતણાં દ્રગ થાયે રસલીન.
શિવ તનમાં રહ્યો ગિરિજા, કમલા રાજે શ્રીહરિના મનમાં;
હૃદય હરણ કરી તું તો, રાજે રામા હરિના તનમનમાં.
રત્ન ચતુર્દશ કાઢયાં, સિન્ધુ વલોવી સુરોએ બાંધી કટિ;
મેધાસિન્ધુ મથીને, વેધાએ એકજ તુજને પ્રગટી.

ઉપર બતાવેલ નાયકા જાતિથી ચાર પ્રકારની છે.

१ पद्मिनी, २ चित्रनी, ३ शंखिनी, ४ हस्तिनी. પ્રકૃત્યાનુસાર ત્રણ પ્રકારની છે. १ उत्तमा, २ मध्यमा, ३ अधमा. ધર્માનુસાર ત્રણ પ્રકારની છે. १ स्वकीया, २ परकीया, ३ सामान्या. વયક્રમાનુસાર ત્રણ પ્રકારની છે. १ मुग्धा, २ मध्या, ३ प्रौढा. અવસ્થાનુસાર આઠ પ્રકારની છે. १ प्रोषितपतिका, २ खंडिता, ३ कलहान्तरिता, ४ विप्रलब्धा, ५ उत्कंठिता, ६ वासकसज्जा, ७ स्वाधीनपतिका, ८ अभिसारिका.

## पद्मिनी

કમળ સમાન કોમળ અને ચંપકપુષ્પના રંગ સમાન અંગવાળી, ચકિત મૃગલીનાં નેત્ર સમાન દ્રગવાળી, શ્રીફલની શોભા હરણ કરનાર ઉરોજવાળી, તિલનાં પુષ્પ સમાન નાસિકાવાળી, લીલાયુક્ત મંદ ગતિવાળી, લલિત ત્રિવલિવાળી, લાંબા અને કાળા કેશવાળી, હંસ સમાન વાણીવાળી, અત્યંત મૃદુતાવાળી, રાત્રિ–દિન પવિત્ર રહેવાવાળી, અત્યંત લાજવાળી, અલ્પ ભોજન કરવાવાળી, શ્વેત પુષ્પ જેવાં વસ્ત્ર ધારણ કરવાવાળી, દેવ ગુરૂની ભક્તિ રાખવાવાળી, મોતીનાં ભૂષણ ધારણ કરવાવાળી, સહજ સુવાસ યુક્ત અંગવાળી, ઉત્તમ વસ્તુ ઉપર પ્રેમ રાખવાવાળી અને અલ્પ રતિઈચ્છાવાળી સ્રીને પદ્મિની કહે છે.

યથા.

તન સુગંધમય શોભે, સલજ નયન મન શુચિ ચડેલ નીતિ;
સુવર્ણવર્ણી શ્યામા, જગ શોભાને લીધી તેં જીતી.
સુવર્ણ સાથ સુગંધિ, શ્યામા તારા શરીરમાં શોભે;
પતિ દ્રગ ષટ્પદ સ્નેહે, જેને જોઇ ક્ષણ ક્ષણમાં લોભે.

## ચિત્રની.

સુંદર ગતિવાળી, સમાન અને પાતળા અંગવાળી, ઉન્નત ઉરોજવાળી, વિશાલ જઘનવાળી, ઉત્તમ અધરવાળી, ૨ કંબુસમાન કંઠવાળી, ચકોર સમાન સ્વરવાળી, ચંચલ પ્રકૃતિ અને ચપલ દ્રષ્ટિવાળી, નૃત્ય ગીતમાં પ્રેમ રાખવાવાળી, પતિના ચિત્રને હર વખત જોવાવાળી, રક્તવર્ણના અલંકાર અને રક્ત વસ્ત્ર ધારણ કરવાવાળી, અને બાહ્ય રતિ ઉપર પ્રીતિ રાખવાવાળી સ્ત્રીને ચિત્રની કહે છે.

યથા.

સુખી રહે છે રાણી, પતિનું ચિત્ર વિલોકી નિજ ચિત્તે;
નાચે વાદ્ય વજાવે, ગૃહ ગજાવતી ગોરી શુભ ગીતે.
અધિક ન નિરખે પતિને, ચિત્ર વિલોકે ચાહે ચિત્ત લાવી;
ચકિત ચિત્તમાં બનતી, નજર પડે પ્રિય પક્ષી જો આવી.

## શંખિની.

પુષ્ટ અધરવાળી, રક્ત પંકજ સમાન નેત્રવાળી, કઠિણ ઉરોજવાળી, લાંબા કંઠવાળી, લીલાં વસ્ત્ર ધારણ કરવાવાળી, મ્હોટા શરીરવાળી, વિશેષ કોપ કરવાવાળી, સુરતિ સમય પતિને નખક્ષત કરવાવાળી, મલિન ચિત્તવાળી, અત્યંત ઈર્ષાવાળી, રાસભ સમાન પુષ્ટ અવાજવાળી અને કટુભાષિણી સ્ત્રીને શંખિની કહે છે.

યથા.

મન મલિન તન દીરઘ, કઠિણુ હ્રદય નિત નીલવસન ધારે;
સુરતિસમય પતિને તન, અતિ આતુર બની નખના ક્ષત મારે.
પતિઉર નખ ક્ષત નિરખી, સકોપ પ્રકટી હ્રદયે સંદેહ;
નખેં ખોદીને ચાટે, જાણે કરવા પતિનું ઉરગેહ.

## हस्तिनी.

ઉંચી અને અલલિત અંગવાળી, સ્થૂલ અને વાંકી અંગુલીઓવાળી, ટુંકા કંઠવાળી, પુષ્ટ અને ન્હાના ચરણુવાળી, ક્રોધથી ભરેલાં રક્ત નયનવાળી, લાંબા અધરવાળી, થોડા ભૂરા અને ન્હાના વાળવાળી, ઉષ્ણ અને કટુ, તિક્ત તથા કષાય ભોજન જમવાવાળી, હસ્તિ સમાન શબ્દ ઉચ્ચારવાવાળી, ન્હાના ઉરોજવાળી, ચંચલ ચિત્તવાળી અને પ્રસ્વેદમાં ગજમદના ગંધ સમાન ગંધવાળી સ્રીને हस्तिनी કહે છે.

યથા.

અતિ વિષયેં અકળાતી, મદનનાવ યૌવનમદથી માતી;
સખી સંગ ગજગામિની, જતા યુવકને વિલોકતી જાતી.

## रति.

સ્રીપુરૂષના સંભોગપ્રસંગને रति કહે છે. એના બે ભેદ છે. १ बाह्य रति, २ आभ्यन्तर रति.

બાહ્ય રતિના બે ભેદ છે. १ दर्श रति, २ स्पर्श रति. અનિમેષ દ્રષ્ટિથી રતિયુક્ત જોવાને दर्श रति કહે છે. સ્પર્શ રતિના સાત ભેદ છે. १ वचन, २ मान, ३ कचाकर्षण, ४ नखक्षत, ५ दंतक्षत, ६ आलिंगन, ७ चुंबन.

આભ્યન્તર રતિના બે ભેદ છે. १ समरति, २ विषम रति.

પદ્મિનીનાયકા અને પાંચાલનાયક, ચિત્રનીનાયકા અને દત્ત-નાયક, શંખિની નાયકા અને કુચમાર નાયક, હસ્તિની નાયકા અને ભદ્ર નાયકના સંભોગ પ્રસંગને **સમ રતિ** કહે છે.

પદ્મિની નાયકા અને દત્ત નાયક, ચિત્રની નાયકા અને પાંચાલ નાયક, શંખિની નાયકા અને ભદ્ર નાયક, હસ્તિની નાયકા અને કુચ-માર નાયકના રતિ પ્રસંગને **વિષમ રતિ** કહે છે.

## ઉત્તમા.

પ્રિયતમ અહિતકારી હોવા છતાં પણ હિતકારિણી સ્ત્રીને **ઉત્તમા** કહે છે.

યથા.

ભાવેં કરો ભોગી કે બનાવો હવે યોગી તમે,
પીડા આ વિયોગતણી સહન થતી નથી;
વિનતિ અમારી આ કહેજો જઇ કૃષ્ણજીને,
આપ વિણ એક ક્ષણ સુખથી જતી નથી.
ધ્યાન ધરી રહીએં નિરંતર હરિનું છતાં,
દુઃખીયાં દ્રગોને દર્શ–પ્યાસ છિપતી નથી;
ઉદ્ધવ વિશેષ આથી કે'વાને અશક્ત અમે,
યોજવા ઉપાય અન્ય હિમ્મત રતિ નથી.

યથા.

નહિ દેખે પતિદુર્ગુણો, પ્રિયા પ્રેમને જોર;
મુખમયંક પતિનું થતાં, નારી નયનચકોર.
યદપિ ભ્રમર રસને ગ્રહે, બહુ પુષ્પોને પામી;
તદપિ માલતીનું હૃદય, ખાસ ન નિરખે ખામી.

## મધ્યમા.

પ્રિયતમના હિતાહિતકારી થવાથી હિતાહિતકારિણી બન વાળી સ્ત્રીને મધ્યમા કહે છે.

યથા.

સ્વપ્નમાં વિલોક્યું શ્યામે કાંઇ અપરાધ કર્યો,
ઝબકીને જાગી શંકા ભયને ભરી ગઈ;
મોતી જેવાં સ્વચ્છ બિન્દુ અશ્રુઓનાં આંખોથકી,
ખાસ લાગ્યાં ખરવાં વિવેક વિસરી ગઈ.
કાનસુધી ખેંચી પંચબાણે માર્યું બાણ તેથી,
માન કરી બેઠી ચિન્તા કામણ કરી ગઇ;
પ્યારો આવ્યા પાસ ત્યારે કાંઇક ઉદાસી ટળી;
કસમ સુણીને ભ્રૂકમાન ઉતરી ગઇ.

યથા.

પતિ સન્મુખથી સન્મુખ, વિમુખ થતાં પતિ વિમુખ બની જાય;
હું પ્રતિબિમ્બ ગ્રહવામાં, દારા દરપણ જેવી દેખાય.
વિના સ્નેહ લુખાઈ, સ્નેહ પામતાં ચારૂ ચિકણાઇ;
કચના જેવી કામા, દુનિયામાં તુજ રીતિ દરશાઈ.

## અધમા.

પ્રિયતમના હિતકારી હોવા છતાં અહિતકારિણી સ્રીને અધમા કહે છે.

યથા.

ડરતો દાડી રહે નાથ નિજની નારીથી,
એક પતિવ્રત પાળી, પ્રેમ રાખે પ્યારીથી;

સત્યવાદીને સાધુ, વળી સજ્જનતા સારી,
તોપણ તેની સાથ, રમે નહીં વ્હાલ વધારી;
કરે ખુશામદ ખંતથી, નિત્ય નિત્ય નારીતણી,
તોપણ કરતી ક્રોધ અતિ, ભાવ તજી પ્યારાભણી.

યથા.

જેમ તેમ પતિ પ્રીતેં, ગર્વ તજી ગોરીના ગુણ ગાય;
તેમ તેમ અતિ તંતે, માન વધારી માનિની મરડાય.
વિના ગુન્હે વામાના, યદપિ માન તજી પગે પડે લાલ;
તદપિ માનસિન્ધુમાં, જતી ડૂબતી બહુ બળથી બાલ.

## स्वकीया.

પોતાના પતિ સાથેજ અનુરાગ રાખનારી સ્રીને स्वकीया કહે છે.

યથા.

ક્યાં સુધી આ પ્યારાં ચક્ષુઓને તલસાવું સખી,
ક્યાં સુધી તપું હું વિરહાનલના તાપથી;
એક ક્ષણ ચેન નથી પડતું અરેરે મને,
ક્યાં સુધી હું કષ્ટ પામું કલેજાના કાપથી;
આવે છે વિચાર મારા મનમાં હવે તો એવા,
બોલાવ્યા વિનાની જાઉં શોક્ય ગૃહે આપથી;
પામતાં દરશ પ્રાણ પ્યારાના હરષ પામું,
ભલે ઘટે માન છો છપાઉં દાસી છાપથી.

યથા.

સખી ગણી રાખે સંગે, લાજ અને કુલરીતિને લલના;
નિજ પ્રિયતમની પ્રીતિ, પ્રાણ સમાન ગણી તજતી પલ ના.

નંગ જડેલી ચોકી, કંઠમાલમાં કદી નથી ધરતી;
રખે છાંય પડી જાયે, અન્ય પુરૂષની એથી દિલ ડરતી.

## મુગ્ધા.

કામ ચેષ્ટારહિત અંકુરત યૌવનાને મુગ્ધા કહે છે. એ મુગ્ધાના બે ભેદ છે. ૧ अज्ञातयौवना. ૨ ज्ञातयौवना.

યથા.

મુખમાં મનોહર સુહાસ્યનો પ્રકાશ થયો,
આંખોમાંહિ આવી કીધો વ્હાલેં વક્રતાએં વાસ,
અધ ખુલ્લાં વચનો વદે છે દિલેં રાખી ડર,
મંદતા ગતિમાં મળી તનમાં વધારે ત્રાસ;
ઉછળવા લાગી અંગોઅંગમાં પ્રસિદ્ધ પ્રભા,
સહિત સુરંગ ક્રીડા કરતી સદા સુવાસ;
ચંદ્રમુખી કેશ ચારૂ તનમાં નવિન યુવા,
વધતી વિલોકું જેમ શુદીનો સુધાનિવાસ.

## अज्ञातयौवना.

જે મુગ્ધાને પોતાના યૌવનનું જ્ઞાન નથી તેને अज्ञातयौवना કહે છે.

યથા.

કાંઇ પણ કર્યા વિના આપથી અરેરે આજ,
કહો થાય કેશ મારા ચીકણા ને કાળા કેમ ?
વારવાર મારૂં કેમ વદન વિલોકે શોકય,
ઉડે જાણે અંગમાં સુવાસના ફુહારા કેમ ?
જંઘ લાગી જામવા, નિતંબ લાગ્યાં પુષ્ટ થવા,
લંક ઘટે રોજ હરિ દર્શ લાગે પ્યારાં કેમ ?

શું થયો છે રોગ મને સઘ સમજાવ સખી,
દ્રષ્ટિ બની અસ્થિર નયન વધે મારાં કેમ ?

## જ્ઞાતયૌવના.

જે મુગ્ધાને પોતાના યૌવનનું જ્ઞાન છે તેને જ્ઞાતયૌવના કહે છે. એના બે ભેદ છે. ૧ નવોઢા, ૨ વિશ્રબ્ધ નવોઢા.

યથા.

બાલ્યતણું અજ્ઞાન, દૂર લાગ્યું છે વસવા,
શાણી બની સખી સંગ, લાગી હેતેથી હસવા;
પગે મંદ ગતિ ગ્રહી, ચપલતા લાગી ખસવા,
દ્રષ્ટિ વક્ર બની રહી, ઉરો લાગિયાં ઉકસવા;
લલિત નિરખવા લાલને, આતુર આંખો લાગતી,
અબળાને અંગે અમળ, જ્યોતિઃયુવાની જાગતી.

## નવોઢા.

લાજ અને ભયની અધિકતાથી જે પતિસંભોગની ઇચ્છા નથી કરતી તેને નવોઢા કહે છે.

યથા

નેહ સહિત નારીને, નાથની સંગ મિલાવા;
સખીઓ મળીને સર્વ, લાગી એ વાત ચલાવા;
સુણી પીળી પડી ગઇ, આવતો નાથ વિલોકી,
ભાગી છુપી ભુવનમાં, ચિત્તમાં અધિકી ચોંકી;
પતિએ કર પકડ્યો તદા, કંપ સ્વેદમય દેહથી,
ભાગી છૂટી ભામિની, જેમ વીજળી મેહથી.

યથા.

સખી કહે ભૂપણ સજ, છતાં સજે નહિ શ્રૃંગારો વામ;
સંકોચાતી ડરતી, મનમાં રટતી નાથતણું નામ.

પતિને વેષે સખીને, આવતી જોઇ ભય ધારી ભાગી;
પન્નગીપેઠે પ્રમદા, અન્ય સખીના ઉરમાં જઇ લાગી.

## વિશ્રબ્ધનવોઢા.

જે નવોઢાનો પતિ ઉપર કિંચિત્ અનુરાગ અને વિશ્વાસ થાય છે તેને વિશ્રબ્ધનવોઢા કહે છે.

યથા

ઝાંઝરના ઝણુકાર, થશે કંકણુ ખણુકાર;
પાસે સૂતી સખી, જાગી જાશે પતિ મારા;
ઉઠી સવારે સર્વ, મશ્કરી કરશે મારી,
અધઘડી છોડો લાલ, ધ્યાનમાં વિનતિ ધારી;
ક્રીડા કરવાને હજી, આ રજની આબાદ છે,
કરો ઉતાવળ આવડી, આ તે શો ઉન્માદ છે.

યથા.

ચલ બળેથી પતિએ, નવિન નારી લીધી આલિંગનમાં,
ઔષધ બળથી પારદ, જેમ રહે છે સ્થિર થઇ અગ્નિમાં.
સમ ખાયે જવ સ્વામી, આવે ત્યારે આગળ શરમાતી;
સુરતિવાત હિમવાતે, કમલિનિ પેઠે કામાં કરમાતી.

કોઇ એક કવિ મુગ્ધાના ભેદ નીચે પ્રમાણે માને છે.

१ अंकुरितयौवना, २ शैशवयौवना, ३ नवयौवना, ४ अज्ञातयौवना, ५ ज्ञातयौवना, ६ नवलअनंगा, ७ अविदितकामा, ८ विदितकामा, ९ नवलवधू, १० नवोढा, ११ विश्रब्धनवोढा १२ लज्जाआसक्तरतिकोविदा.

## અંકુરિતયૌવના.

જે મુગ્ધાના શરીરમાં યૌવનનો અંકુર પ્રગટ થવા લાગ્યો છે તેને અંકુરિતયૌવના કહે છે.

યથા

વાવેલું વિધિકૃષિવલે, બીજ તરૂણતા જેહ;
સમય પામી સખીશરીરમાં, થયું અંકુરિત એહ.

## શૈશવયૌવના.

જે મુગ્ધાના શરીરમાં શૈશવ અને યૌવન અભેદપણે રહેલું હોય તેને શૈશવ યૌવના કહે છે.

યથા.

સુંદરીની શિશુતામાં, યુવાપ્રવેશ જણાય થયો એમ;
મીન રાશિના રવિમાં, તુલ્ય દિવસ રજની થાયે જેમ.

## નવયૌવના.

જે મુગ્ધાના શરીરમાં યૌવનની કળા શુદિના ચંદ્ર પેઠે વધતી જાય તેને નવયૌવના કહે છે.

યથા.

નિત્ય કુચો રહે વધતાં, ખાસ કરી કટિ ક્ષીણ થતી જાય;
વધઘટ નિરખી નયને, અમિત અચંબે ગોરી ગભરાય.

## અજ્ઞાતયૌવના—યથા.

દોડી જઇ કહે દાસ, આજ કાલથી મને ન સુખ શાતા;
જો મુજ છાતી ઉપર, નવિન વ્યાધિએ વાસ કર્યો માતા.

## ज्ञातयौवना–यथा.

નિજ વખાણ સખીં મુખથી, સાંભળતાં હસીં લલના લજવાય;
જેમ કમલને કોશે, ભ્રમર શબ્દ કરીં બંધ રહી જાય.

## नवलअनंगा.

જે મુગ્ધાના શરીરમાં નવોજ અનંગનો પ્રવેશ થવા લાગ્યો છે તેને નવલ અનંગા કહે છે.

યથા.

ગણે ન સ્મર ચાબુકને, પડેલ લંજાનું બંધન પાય;
દારાના દ્રગ હયસમ, જરાક ઠેકી બંધ રહી જાય.

## अविदितकामा.

જે મુગ્ધાને કામ પ્રગટ્યાની ખબર નથી પડતી તેને ——कामा કહે છે.

યથા.

ઉપજી વ્યાધિ એવી, હાય વિસરીંયું સર્વતણું હેત;
ચાર દિવસથી ચાંદનીં, મારાચિત્તનું હરણ કરે ચેત.

## विदितकामा.

જે મુગ્ધાને પોતાને પ્રગટ થએલા કામની ખબર પડે છે તેને विदितकामा કહે છે.

યથા.

રમતાં ઢીંગલી કેરાં. લગ્ન ઢીંગલા સંગ કરી દીધાં;
મિલાવીં એને મુદથી, નિરખીં નયન નિજ સંકુચિત કીધાં.

## નવલવધૂ.

જે મુગ્ધાને નવિન વધૂપણ પ્રાપ્ત થએલું છે તેને **નવલવધૂ** કહે છે.

યથા.

ચકોર બનિયાં પતિદ્રગ, શોકયોમુખ નિશિમાંહિ કમલ થાયે;
શ્યામામુખશશિ જોઇ, ગુરૂજન સાગરતુલ્ય છલી જાયે.

## નવોઢા–યથા.

પતિઅંકેથી છૂટી, સશંક ભાગી રહી ન ગ્રહે હાથ;
વ્યર્થ ગયો શ્રમ સર્વે, રહ્યો મસળતો હાથ ઉભય નાથ.

## વિશ્રબ્ધનવોઢા–યથા.

જંઘ જંઘથી જોડી, ઢાંકયાં કુચ કરથી પકડી રસના;
પિંડિથી પિંડિ મિલાવી, હસે તોય થાયે પતિને વશ ના.

## લજ્જાઆસક્તરતિકોવિદા.

જે મુગ્ધા પ્રીતિને સમજવામાં ચતુર હોય છતાં લાજમાં આસક્ત બની પ્રકાશ નહી કરી શકે તેને **લજ્જાઆસક્તરતિ કોવિદા** કહે છે.

યથા.

નાથે નિજમણી જોવા, વિનયકરી મુજને હૃદયે ધારી;
નિરખી શકી નહી તોયે, પ્રિય પતિમુખ હું લજ્જાની મારી.

## मुग्धानुं शयन--यथा.

પતિડરથી નિશિજાગી, સુતી શ્યામા મુખે ધરી હાથ;
સવારમાં શશિઅરિને પકડે જ્યમ દ્વય કમળો મળીં સાથ.

## मुग्धानो सुरतारंभ–यथा.

ભાગતીં ગ્રહીં ભામાને, ઉરમાં ચાંપી શ્યામે સુખ સાથે;
જેમ ઠેકતી ચપળા, મુદે મેઘ ધારી લે નિજ બાથે.

## मुग्धानी सुरति–यथा.

રતિ ક્રીડામાં કામા, કરતી જોર જરાય ન સ્થિર થાય;
વ્યાધે ગ્રહેલ હરિણી, જેમ છૂટવા ઉરમાં અકળાય.

## मुग्धानो सुरतांत--यथा.

આમ ન મસળે કોઇ, દૂર કરીને દયા હૃદયમાંથી;
ચાહે પુષ્પને ચોળી, કહો સુગંધિ લેવાના ક્યાંથી.

## मुग्धानुं मान–यथा.

મુગ્ધા ભરાઇ માને, પતિને પરત્રિયકુચ ગ્રહતો પેખી;
દોડી પતિ દાસને, ઉરે લગાવે રીસાયલી લેખી.

## मध्या.

જે નાયકાની અવસ્થામાં લાજ અને મદનની સમાનતા હોય **તેને मध्या** કહે છે. આ અવસ્થા ઘણીજ સૂક્ષ્મ અને અચિરસ્થાયી હોય છે. મધ્યા અને મુગ્ધાના ભેદ કેવળ સ્વકીયામાંજ માનવામાં આવ્યા છે.

યથા.

મદન કહે પતિ નિરખ, લાજ કહે નિરખ નહી પતિ;
લાજ કહે રહે દૂર, મદન દે માળવાની મતિ.
પકડે રતિને લાજ, મદન છુટી કરતો રતિ;
નથી કળાતી કાંઇ, લાજને મદનતણી ગતિ;
આપ કદી નહીં આણશો, લાલ અભાવો એ ભણી,
બની બિચારી બાલ એ, રૈય્યત દ્વય રાજા તણી.

યથા.

રમણીનું મન જરીએ, લાજ મદનનો પામે નહિ અંત;
ઉભય તરફ ખેંચાયે, જેમ દુઃખી દ્વય નારીનો કંત.
આમ તેમ દ્વય ઉભાં, વચમાં રાખીને પ્રમદા પ્યારી;
લાજ મદનની મધ્યે, તુલાશૂચિકાતણી ગતિ ધારી.

મધ્યાના કેટલાએક કવિઓ ચાર ભેદ બતાવે છે. ૧ उन्नत यौवना, २ उन्नतमदना, ३ प्रगल्भवचना, ४ सुरतिविचित्रा.

## उन्नतयौवना.

જે મધ્યાને ઉન્નતયૌવન પ્રાપ્ત થયું હોય તેને उन्नतयौवना કહે છે.

યથા.

હતો લખેલો વિધિએ, સ્નેહ ધરી સંયોગ એક સંગ;
નારીઉર કુચ ચઢીયાં, પતિઉર ચઢીયો અનંગનો રંગ.

## उन्नतमदना.

જે મધ્યાને લાજથી મદન વિશેષ હોય તેને उन्नतमदना કહે છે.

યથા.

નારીતણા નયનમાં, લાજ કામ એ રીતે દરશાય;
સ્નેહ સલિલમાં જેવું, ઢાંકી જળને ઉપર તરી જાય.

## પ્રગલ્ભવચના.

જે મધ્યા રીંસ કરી પતિને પ્રગલ્ભ વચનથી અટકાવે તેને પ્રગલ્ભવચના કહે છે.

યથા.

આ અવિવેકી કારજ, નાથ આપનું મને રૂચે નાહીં;
બહુ પુષ્પના મધુપને, સ્થાન હોય છે હાય હૃદયમાંહી.

## સુરતિવિચિત્રા.

જે મધ્યા વિચિત્ર પ્રકારથી કામક્રીડા કરી જાણે તેને સુરતિવિચિત્રા કહે છે.

યથા.

ક્ષણ કરતી રતિ ક્રીડા, ક્ષણ વિપરીત રચી પ્રગટે કામ;
તૂટે હાર છૂટે કચ, કરકંકણધ્વનિ થાયે અભિરામ.

કેટલાએક કવિઓ મધ્યાનો લઘુલજ્જા નામનો પાંચમો ભેદ બતાવે છે.

## લઘુલજ્જા.

જે મધ્યામાં લાજનો માત્ર અંશજ રહી ગયો હોય તેને લઘુલજ્જામધ્યા કહે છે.

યથા.

લજ્જા રાખી પાછળ, આગળ કરી પતિપ્રીતિ મનમાની;
નિજ અપમાને લજ્જા, કરે તયારી રીસાઇ જાવાની.

## મધ્યાનો સુરતારંભ—યથા.

રતિઆરંભ નિહાળી, બાહુ છોંડાવી રીસ ઉરે ધરતી;
ભ્રૂદ્રગ નાસા અધરે, પતિમન હરવા કોટિ ભાવ કરતી.

## મધ્યાની સુરતિ—યથા.

લાજમદનમય લલના, વ્હાલે રમીં વિપરીત રતિ થાકી;
હાંકે સારથી રથને, ઉભય લીંટીઓ પરે જેમ તાકી.

## મધ્યાનો સુરતાંત—યથા.

વિખાયલાં ભૂષણને, સજ્યા વિના બેઠી રહીં પર્યંકે;
રંસિં પતિતન નિરખે, નારી વારંવાર નયન વાંકે.

## પ્રૌઢા.

સંપૂર્ણ કામકલાદિ સંપન્ન નાયકાને પ્રૌઢા કહે છે. એના બે ભેદ છે. ૧ રતિપ્રીતા, ૨ આનંદસમ્મોહિતા, માન ભેદાનુસાર પ્રૌઢા તેમજ મધ્યાના ત્રણ ભેદ છે. ૧ અન્યસુરતદુઃખિતા, ૨ વક્રોક્તિ ગર્વિતા, ૩ માનવતી.

યથા.

મંજુકુંજ ગૃહમાંહિ, વિવિધ વિપરીત રતિ રચીં હરિ;
મત્ત મધુપ મધુ ગ્રહી, કરે ગુંજારવ ફરી ફરી;
કોકિલ કીર કપોત, તણા રવથી દિલ લોભે,
શ્યામની છાતી પરેં, ક્ષામ કટિવાળી શોભે;
જાણે હરિએં નાભિથી, અવર નલિન ઉત્પન્ન કરીં;
નિજ સમ અવર થશે ગણી, વિધિ નિરખે દ્રગ ક્રોધ ભરીં.

યથા.

લાજ અને ડરના દિન, હવે ગયા વીની મારા બાઇ;
પલભર પણ પ્યારાને, આંખથી અળગો કરૂં નહીં કયાંઇ.

યૌવનરવિ દરશાણો, વનિતાનો વૃષ રાશિમાં જ્યારે;
પ્રતિ દિવસે સ્મર તપતો, લાજ શીત ભયથી ભાગી ત્યારે.

## रतिप्रीता.

રતિથી અતિ પ્રીતિવાળી અને પતિ સાથે એકમેક થઈ જનારી પ્રૌઢાને રતિપ્રીતા કહે છે.

યથા.

કુર્કુટને કરૂં કેદ, સમય ક્રીડાનો સાંધી,
સર્વ વાયસો તણાં, મુખો લઉં બળથી બાંધી.
મેના પોપટતણે, પાંજરે પડદા નાખું;
દીપકમાં ભરી સ્નેહ, પ્રકાશિત પૂરણ રાખું;
ઉંઘ અરૂણની આંખમાં, ધણી વિશ્વપતિ ઘાલજે;
માંડ માંડ પતિને મળી, ચંદ મંદ તું ચાલજે.

યથા.

અધરપાનથી પ્રિયતમ, ભૂખ પ્યાસ ભાવે ભૂલી જાય;
હેત પિયૂષ ન ચાખે, ખાંતે મિસરી દારિમ નહીં ખાય.
લાલ રંગથી રામા, રહીં રંગાઇ ચિત્ત ન ક્યાંઇ લોભે;
સદા સુહાગિણીકેશ, કલિત કુસુમ સમ ગૃહદામિની શોભે.

## आनंदसम्मोहिता.

જે પ્રૌઢા રતિક્રીડાના આનંદમાં સંમોહિત બની જાય તેને आनंदसम्मोहिता કહે છે.

યથા.

કુન્દનવેલિ જાણીં, લવંગ વિટપ સાથે મળીં;
ચંદ્ર ચન્દ્રિકા જાણીં, ભાવથી કલંકમાં ભળી.

જાણે રતિ સ્મરસંગ, વિટાણી વ્હાલ વધારી;
જાણે દામિની મળી, મેઘથી ચમકે ભારી,
અગ્નિવાળા ધૂમ્રથી, મળી ચાંદની ભ્રાંત મહીં.
કેલિસમય ત્યમ કામિની, શ્યામઅંગ લપટાઈ રહે.

યથા

પતિએ ગ્રહતાં બાહુ, તજી સ્થિરતા સ્ત્રી થરથરવા લાગી;
ભાગી દ્રગથી લજ્જા, હૃદયથકી સુધિ તુરત ગઈ ભાગી.
પતિઆલિંગન પામી, મોહઉંઘથી જાગૃતિ વિસરાવી;
નખદંતોના ક્ષતથી, સવારમાં શ્યામાને સુધિ આવી.

અન્ય કોઇ કવિ પ્રૌઢાના બે ભેદ ઉપરાંત બીજા ચાર ભેદ બતાવે છે. ૧ उद्भटयौवना, ૨ मदनमदमाती, ૩ लब्धपतिका, ૪ रतिकोविदा. આનાં લક્ષણો નામમાંજ છે.

## उद्भटयौवना--यथा.

ગજગામિની તુજ ગતિને, નિરખી અમિત હર્ષિત બનતી હાલ;
કુચકુંભોથી કામિની, લલચાવી વશ કરી લીધો લાલ.

## मदनमदमाती--यथा.

કુચ લગાવી પતિ હૃદયે, આળસ ખાધી મુંદે અંગ મરડી;
સ્તન પકડ્યાં જવ પતિએ, મંદ હસીને કરી નજર કરડી.

## लब्धपतिका--यथा.

ધન્ય સ્વરૂપ ને સુમતિ, ભવ્ય સરસ પ્રિયતમને ભાવે તું;
દારા ગુરૂજન દુર્જન, ઇશ સદૃશગણી શીશ નમાવે તું.

## रतिकोविदा--यथा.

રતિ સ્વરૂપ ધરી જન્મે. ભણે ભારતી પાસે ભાવ ધરી.

તોય સુરતિગુણ તારો, શ્યામા કોઈ શકે ન પ્રાપ્ત કરી

## પ્રૌઢાનો સુરતારંભ--યથા.

કર ગ્રહતાં કરી સી વી, કુચ ગ્રહતાં કરી વક્ર દ્રષ્ટિનામે;
રામા રતિક્રીડામાં, નિજ રસિયાને અતિ રૂચિ ઉપજાવે.

## પ્રૌઢાની સુરતિ--યથા.

આલિંગનને ચુંબન, કોક કળાથી ધારી સ્નેહ સજે;
દંપતી રતિ રસ લેતાં, તૃપ્ત ન થાયે શ્રમને નહીં સમજે.

## પ્રૌઢાનો સુરતાંત યથા.

ધર્યાં હતાં જે ભૂષણ, તેં સર્ખાં ઉપજાવાને રસરંગ;
એને અધિક બગાડે, સ્વેદ બુન્દ વળીને તારે અંગ.

કોઈ કવિ પતિદુઃખિતા નામનો ભેદ બતાવે છે. એમાં પ્રસિદ્ધ રસાભાસ જણાય છે પણ વખતે મુગ્ધા અને કુલટામાં એ ગુણો હોય છે ખરા. પતિદુઃખિતાના ત્રણ ભેદ છે. १ मूढपतिदुःखिता २ वालपतिदुःखिता, ३ वृद्धपतिदुःखिता.

## मूढपतिदुःखिता--यथा.

મિષ્ટ અને રસભર અતિ, ફલ રસાલનું ભવ્ય જણાયે છે;
કાંઈક કાચાઈથી, પ્રકટ મને પતિ કઠણ જણાયે છે.

## वालपतिदुःखिता--यथा.

બાલક પતિના ભુજને, નિજ સ્તન પર રાખે છે નારી;
જાણે શશિ શિવ પૂજે, કમલ પુષ્પથી દ્રઢ સ્મર ભય ધારી.

## वृद्धपति दुःखिता--यथा.

અતિ અકળાયે સ્મરથી, વૃદ્ધ નાથને દ્રગ જોતાંવેંત;

શ્વેત કેશ અવિલોકી, શ્યામાનું બની જાય શરીર શ્વેત.

## ધીરા.

અન્ય નારીવિલાસસૂચક સાધારણ ચિહ્નદર્શનથી ધૈર્ય સહિત સાદર કોપ પ્રકાશ કરવાવાળી સ્ત્રીને **ધીરા** કહે છે. એના વયઃક્રમાનુસાર બે ભેદ છે.

### ૧ મધ્યા ધીરા, ૨ પ્રૌઢા ધીરા.

કેટલાએક કવિઓ કહે છે કે ધીરાદિ ભેદો સ્વકીયા, પરકીયા અને સામાન્યા એ ત્રણેમાં હોવા જોઈએ. પણ પ્રાચીન નિયમાનુસાર ધીરાદિ ભેદ માત્ર સ્વકીયામાંજ હોવા યોગ્ય છે. કેમકે પરકીયા અને વૈશિકનો સૂક્ષ્મ પરસ્પર વ્યવહાર ક્રમાનુસાર કેવળ પ્રેમ અને ધનના આધાર ઉપર રહેલો છે. એવી અવસ્થામાં જો એ સાધારણ રતિક્રીડાના ચિહ્ન જોઈ કોપનો પ્રકાશ કરવા લાગે તો એ સૂક્ષ્મ અને ગુપ્ત પ્રેમનો નિવાહ કરવામાં ઘણી મુશ્કેલીઓ નડે.

કોઈ કવિ એવો મત પ્રદર્શિત કરે છે કે મુગ્ધામાં ધીરાદિ ભેદ હોવો જોઈએ. એ કદી સત્ય માનીએ તો વખતે વિશ્રબ્ધ નવોઢામાં થોડે અંશે ઘટે પણ ધીરાદિમાં મૂળથીજ વ્યંગ્યાદિની ટેક છે. એ મુગ્ધામાં કદી પણ વ્યંગ્યાવ્યંગ્યનો વિચાર હોતો નથી.

## મધ્યા ધીરા.

માનથી આદરયુક્ત વ્યંગ્યદ્વારા કોપનો પ્રકાશ કરવાવાળી સ્ત્રીને **મધ્યા ધીરા** કહે છે.

યથા.

સખીની સાથે શ્યામ, કુંજથી બાહિર આવ્યા,
લાજ ગર્વને હર્ષ, ભૂરિ અંગે ભરી લાવ્યા;
અતિ પ્રેમે પ્યારીને, મળ્યા મનમોહન જ્યારે,
સ્વેદ બિન્દુઓ સર્વ, શરીર પર જોયાં ત્યારે;

કાંઈ વચન કહ્યા વિના, નલિનપત્ર કરમાં ગ્રહી,
પવન નાખવા પ્યારી ઝટ, પતિ આગળ ઉભી રહી.

યથા,

શું નિરખો મુજ નયનો, ઉંઘ ન આવી આજ મને લાલ;
પરિશ્રમ એનો પેખું, આપતણી આંખોમાંહિ હાલ.
શિથિલ ગાત્ર મુખ પીળું, અંગોઅંગ મહીં આળસ લાવ્યા;
કઈ બાલાની સાથે, લાલ લડીને સવારમાં આવ્યા.

## પ્રૌઢા–ધીરા.

માનથી સંયોગ સમયમાં ઉદાસીનતાવલંબન કરવાવાળી સ્ત્રીને પ્રૌઢા ધીરા કહે છે.

યથા.

પ્રથમ તુલ્ય મૃદુ વચન, વિલોકવું પણ છે તેવું;
હાવ ભાવ રસ રીત, સર્વ છે આગળ જેવું;
મળવું હળવું તેજ, સ્વભાવ સરલ પણ તેવો,
આલિંગન ચુંબનો, મહીં રસ પ્રકટે એવો;
માત્ર કામ ક્રીડા વખત, કંચુકી કસતી જાય છે,
જવ પતિ અતિ આવે નિકટ, મિષ કરી ખસતી જાય છે.

યથા.

જોઇ આવતો પતિને, આદર આપી હસી વાત કીધી;
કંચુકી પર કર ધરતાં, લલનાએ ભ્રૂ તુર્ત તાણી લીધી.

## અધીરા.

નારીવિલાસસૂચક સાધારણ ચિહ્નદર્શનથી અધીર બની પ્રત્યક્ષ કોપ કરવાવાળી સ્ત્રીને અધીરા કહે છે. એના વયઃક્રમાનુસાર બે ભેદ છે. ૧ મધ્યા અધીરા ૨ પ્રૌઢા અધીરા.

## મધ્યાઅધીરા.

માનથી કટુ ભાષણ સહિત કોપ પ્રકાશ કરવાવાળી સ્ત્રીને મધ્યાઅધીરા કહે છે.

યથા.

તાવ્યું નહીં ધરીં તંત, હુતાશનમાં ઘડીં થોડી;
એરણ પર ઘડીં એક, ન ટીપ્યું મારીં હથોડી.
જંતરડે જોરથી, નહીં ખેચ્યું બળ લાવી;
તાછયું નહીં તિલભાર, સરાઇ ખૂબ સજાવી,
આ કંકણ કલધૌતના, મેળ ન જેનો માપને;
કોણ ગમાર સુનારણે, ઘડીં અરપ્યાં પતિ આપને.

યથા.

એક આંખમાં અગ્નિ, પ્રગટીં શિવે સ્મર બાળીં ધૂળે ધરવા;
ઉભય આંખમાં અગ્નિ, ભરીં લાવ્યા પતિ મને ભસ્મ કરવા.
સંયોગી અક્ષર સમ, લાલ તમારી રીતિ ચડે ચિત્ત;
બીજાને દ્યો ગુરૂતા, મળી રહો બીજા સંગે નિત્ય.

## પ્રૌઢા અધીરા.

માનથી ધમકી, તાડન અને વેપનાદિદ્વારા કોપનો પ્રકાશ કરવાવાળી સ્ત્રીને પ્રૌઢા અધીરા કહે છે.

યથા.

નીલકમલ સમ અંગ, સંગ નીલામ્બરથી મળીં;
ઉપજી આ છબિ સખી, કેમ શકતી નથી તું કળીં;
આ તારા અંગની, લાલને લલાટ ઝાંઇ
શા માટે કરીં કોપ, મરે છે મફત મુઁઝાઈ.
ભ્રકુટિ ચડાવે શીદ તું, પડી ચૂક આ ભૂલથી;
અટક ડરાવતી માર નહીં, સખી ગુલાબના ફૂલથી

યથા.

પ્રેચ પાગના પેખી, જરા ખસેલા રામા અતિ રૂઠી;
પુષ્પછડી ગ્રહી કરમાં, નિજ પ્રિયતમને ધમકાવા ઉઠી

## ધીરાધીરા.

અન્ય નારીવિલાસસૂચક સાધારણ ચિહ્નદર્શનથી કાંઈક ગુપ્ત અને કાંઈક પ્રગટ કોપ પ્રકાશ કરનારાંવાળી સ્ત્રીને ધીરાધીરા કહે છે. વય: ક્રમાનુસાર એના પણ બે ભેદ છે. ૧ મધ્યા ધીરાધીરા, ૨ પ્રૌઢા ધીરાધીરા.

## મધ્યાધીરાધીરા.

માનથી રોદન સહિત વ્યંગ્ય વચનદ્વારા કોપ પ્રકાશ કરવાવાળી સ્ત્રીને મધ્યા ધીરાધીરા કહે છે.

યથા.

આજે તારી આંખ, કેમ ભાળું અશ્રુભર;
શ્યામા કહી દે સત્ય, ખાસ ખોલીને અંતર;
કાંતો મારી ચૂક પડી, કોપી એ ઉપર.
નથી ચૂક આપની, ચૂક છે મારી મનહર;
ટોણુ યુવાનીને મદે, લલનાપર નહીં લોભશે,
જે કરશો તે આપને, શ્યામ બધુંએ શોભશે.

યથા

રાત વિખૂટી વામા, રોઇ આવતો જોઇ નાથે નજરે;
જેમ ઉફાણે આવે, ઓટાઈને દૂધ અગ્નિ ઉપરે.
કેમ ન બોલે બાળા, પતિએ પૂછી વાત પકડી હાથે;
દારાના દ્રગમાંથી, ઝરવા લાગ્યાં અશ્રુ વાત સાથે.

મધ્યા ધીરાધીરાના બે બીજા પણ ભેદ છે. ૧ આકૃતિગોપના, ૨ સાદરા.

## આક્રાંતિગોપના–યથા.

પતિ વિનવે છે પ્યારી, સુણે ન શું કાનમાં ધર્યું તૂલ;
લાલ તરફ નથી જોતી, અન્ય તરફ ખેંચે દ્રગ એ ભૂલ.

## સાદરા–યથા.

આદર વચન વદે છે, મધુર સ્નિગ્ધ જે માનિની આજ મળી;
વિષની શંકા પ્રગટે, જેમ મધુને ધૃત સમ તુલ્ય ભળી.

## પ્રૌઢાધીરાધીરા.

માનપૂર્વક રતિથી ઉદાસીન બની ધમકી, તાડન અને વેપનાદિદ્વારા કોપ પ્રકાશ કરવાવાળી સ્ત્રીને પ્રૌઢાધીરાધીરા કહે છે.

યથા.

શ્રમજલ અલકે ઝરે, પલક ઉપર તાંબુલ રસ;
ખસ્યા પાગના પેચ, અધર લાગ્યું અંજન મસ,
પુષ્પમાલ ચોળાઇ તૂટલી કસ જામાની;
એ રૂપે પતિ આવી, ભુજા પકડી ભામાની;
જોયા જાદવરાયને, આલિંગનમાં આવતી,
કોપ કરી કામા આધક, ચાંપે ભ્રકુટિ ચડાવતી.

યથા.

નિરખી લાલ દ્રગ લાલના, કાંઇ ન બોલી બાલ;
કર આલ્યો તવ તોડી કસ, મારી પુષ્પની માલ.

## જ્યેષ્ટા કનિષ્ટા.

અનેક વિવાહિતા સ્ત્રીઓમાં જે પતિને પરમ હોય તેને જ્યેષ્ટા કહે છે અને અન્યને કનિષ્ટા કહે છે.

યથા.

પ્યારી પ્રિયતમ તણી, શોકયસહ ઘુમી અવાસે.
પ્હોંચ્યો પ્રિયતમ તરત, ઉભય વામાની વાંસે
મૂઠી ભરી ગુલાબની, એકતીં આંખે નાખતો,
બીજીને લઇ બાથમાં ચતુર અધરરસ ચાખતો.

યથા

અધિક ઠગારો છે સખી, નિશ્ચય મારો નાથ;
ચક્ષિ બતલાવ્યો શોકયને, મુજ ઉર નાંખ્યો હાથ.

## परकीया.

ગુપ્તપરપુરૂષાનુરાગિણી સ્ત્રીને परकीया કહે છે. એના બે ભેદ છે. ૧ ऊढा ૨ अनूढा તથા એ બંનેના બે ભેદ છે:- ૧ उद्‌बुद्धा ૨ उद्‌बोधिता.

યથા.

શા માટે હસી હેરિ, હર્યું મુજ હૃદયું આવી;
શા માટે ચિતચાહ, પ્રગટી હિત અમિત બતાવી,
શા માટે અમૃતે ભર્યાં શુભ વચન ઉચાર્યાં.
શા માટે નેણુથી, મેનનાં બાણ માર્યાં;
ભૂલ્યા એ સહુ ભૂધરા જાય, ન આપ ગુણો ગણ્યા,
આવો પાઠ અનીતિનો, ભાવે કયાં જઇને ભણ્યા.

## ऊढा.

પરપુરૂષરતા વિવાહિતા સ્ત્રીને ऊढा કહે છે.

યથા.

ચંદ દ્યુતિ થઇ મંદ, જવા દો સદય સલૂણા;
કરશે નણદી કલેશ, મારશે મેણા ટોણાં,
જેઠાણીનું જોર, ગુન્હા ગણનારી મારા.
સાસુ શૂળી સમી, પજવશે મુજને પ્યારા,

પાડોશી છે પાપીઓ, કરશે ગિલ ગલી ગલી;
અંક થકી અળગી કરો, અન્જ ધરી ઉર અટલી

યથા.

કેમ કરી આંખોથી, મોહનના દર્શનનું સુખ લહીએ;
જોતાં કલંક લાગે, આ ગમાર ગામમાં શીદ રહીએ.
હાડી સાસુ ડરાવે, કાયમ નણદી રિસાયલી રહે છે;
થતાં નેહ હરિસંગે, હાય સગાં હલકા પગની કહે છે.

## अनूढा.

પરપુરૂષરતા અવિવાહિતા સ્રીને, अनूढा કહે છે.

યથા.

ગોપસુતા ગુણવંતી, ગૌરીનું પૂજન કરતી,
ધુપ દીપ નૈવેદ્ય. ધૃતિ ધારીને ધરતી;
ગંધ પુષ્પ અક્ષતે વધાવે આનંદ આણી,
ચરણે શીશ નમાવી, જોડી જુગતે દ્વય પાણિ.
વિનતિ વ્હાલ વધારીને, વારવાર કરે અતિ;
જો આપો તો આપજો, નૌતમ નંદકુંવર પતિ.

યથા.

વિવાહની સુણી વાતો, બહુ અકળાઈ ગનતી બેહાલ;
ફસી નેહને ફંદે, ઘડિ ઉઠે ઘડિ બેસી જાય બાલ.
ભલું બાલપણું સહુથી, ફરવું જેમાં નિત્યે નિઃશંક;
પાપ સ્વરૂપ પરણવું, જેમાં લાગે કલંક અકલંક

## उद्‌बुद्धा.

સ્વેચ્છાપૂર્વક ઉપપતિથી પ્રેમ કરવાવાળી પરકીયાને उद्‌बुद्धा કહે છે.

યથા.

અષ્ટ સિદ્ધિ નવનિધિ આપી જાણીશ તેં આણી,
જર આખા જગતનું, ગણીશ તેં આપ્યું તાણી,

પેસીને પાતાલ, સુધાઘટ જાણીશ લાવી;
માનીશ સુરતરૂ લાવી ઇન્દ્રથી યુદ્ધ મચાવી.
મુજ મનમાન્યાને મળી, સમજાવી શુભ રીતથી;
કોઇ ન જાણે એમ અહીં, પધરાવી દે પ્રીતથી

## ઉદ્બોધિતા.

ઉપપતિની ચતુરાઇ ભરેલી પ્રેરણાથી પ્રીતિ કરવાવાળી પરકીયાને ઉદ્બોધિતા કહે છે.

યથા

ખંત ધરી ખેલતી, હતી શતરંજ સુખેથી,
હું ઉભી રહી જઇ ન બોલી કાંઇ મુખેથી.
બેડી ધરીને મૌન્ય, નિકટ જવ અંગુલિ સ્પર્શે;
દ્રષ્ટિ ખેંચી તદા, હૃદયમાં મુજપર હર્ષે.
રિઝવી રસની વાતથી, વ્યથિત થઇ સ્મરથી યદા;
પ્રેમપત્રિકા આપની, તરૂણીને દીધી તદા.

કેટલાએક કવિઓ પરકીયાના ઉપર બતાવેલ ચાર ભેદ સિવાય નીચે પ્રમાણે વિશેષ ભેદો બતાવે છે. ૧ દ્રષ્ટિજ્યેષ્ટા ૨ અસાધ્યા ૩ સાધ્યા.

## દ્રષ્ટિજ્યેષ્ટા--યથા.

સખીગણમાં ઉભેલી, ખચિત પ્રીતિથી ક્ષણ ક્ષણ;
નાયકને નિરખતી, ચલાવી ઇક્ષણ તીક્ષણ,
દ્રગથી દ્રગ મેળવે, સરવની દ્રષ્ટિ ચુકાવી.
પૂછે તેને તુર્ત, બંધ કરતી ધમકાવી;
ડરતી નથી દિલમાં જરી, વાંચ્છિત કાજ કરી રહી
જેમ ચોર ચોરી કરી, મરે તોય માને નહી.

## असाध्या.

કોઇ પ્રકારના ભયથી કે મદદગાર નહી મળવાથી જારકર્મ કરતાં અટકનારી સ્ત્રીને असाध्या કહે છે. એના નીચે મુજબ ભેદ છે. गुरुजनभीता, २ धर्मसभीता, ३ दूती वर्जिता, ४ अतिक्रान्ता ५ खलाधिष्ठिता.

### गुरुजनभीता--यथा.

દિયર દ્વાર સાચવતો, ડેલી રોકે નણુદ દિવસ રજની;
મન માન્યાને મળવા, કહે શીં રીતેં આવીં શકું સજની.

### धर्मसभीता--यथा.

લાજ અને પતિવ્રતની, રેષાપર પગ ધરતાં દિલ ડરતી;
એથી મન મોહનનો, શાણી સખીં હું સંગ નથી કરતી.

### दूतीवर्जिता--यथा.

જેને મનની વાતો, કહું એવી સખીં કોઇ નથી મળતી;
ઇચ્છિત કરતાં અટકું, અંતર પીડા તેથી નથી ટળતી.

### अतिक्रान्ता--यथा.

સઘન રાત્રિ અંધારી, નિરખી હરિને મળવા મન કરતી;
વિદ્યુતસમ કાન્તિથી, છુપી શકું નહીં તેથી દિલ ડરતી.

### खलाधिष्ठता-यथा.

કરતાં વાત ડરૂં છું, ચુગલખોર છે ખરેખરૂં ગામ;
હરિનુ નામ ઉચરતાં, વ્યભિચારિણી કહી કરશે બદનામ.

## साध्या.

અડચણ વિના સહજમાં જારકર્મ કરી શકનારી સ્ત્રીને

સાધ્યા કહે છે. એના નીચે મુજબ ભેદો છે. ૧ वृद्धवधू, २ बालकवधू, नपुंसकवधू, ४ विधवावधू, ५ गायकावधू, ६ सेवकवधू, ७ निरंकुशावधू, ८ जारवधू, ९ रोगीवधू.

## वृद्धवधू--यथा.

વૃદ્ધનાથની વામા ક્રીડા કરતી હરદમ હુલ્લાસેં;
ઝમકાવતી પગ ઝાંઝર, છયોક જાયે દીયરની પાસે.

## बालकवधू--यथा.

મમ ઉન્નત ઉર કેરો, સ્પર્શ નથી કરતા બાલક સ્વામી;
પાડોશીની પાસેં, અરે તમારી પૂર્ણ કરીશ ખામી.

## नपुंसकवधू--यथा.

જેવી હું એવો એ, શુ લડવાનો સત્ય કહું તુજને;
સખી જ્યાં કહે ત્યાં આવું, સાનુકૂલ છે સમય સદા મુજને.

## विधवावधू--यथा.

યથા.

પતિનું મરણ થવાથી, અશરણ એકલી ભુવન નહીં ભાવે;
સાંજ સવારે રાત્રે, અહીં આવતાં કોય ન અટકાવે.

## गायकावधू--यथा.

કંઠ રાગ રસવંતો. ઉરનો રાગ મળ્યો એની સાથે;
વિશ્વબંધુ વશ કરવા, વામા તે વીણા ધારી હાથે.

## सेवकवधू--यथा.

વિકલ થવા નથી દેતી, મારા પ્રભુને મહી કોઇ વાતેં;
મમપતિ દિવસે સેવે, હાજર રહું હું સેવામાં રાતેં.

## निरंकुशावधू–यथा.

દેવદર્શને જાઉં, બાગબગીચે સહેલ કરૂં સારી;
જો પતિ બોલે કાંઈ, તો તેને કાઢું છું ધિક્કારી.

## जारवधू–यथा.

સખી પાડોશણ સંગે, સદા વળુંધેલો મારો વર છે;
આખી રાત અમારી, દુનિયામાં બીજા કોનો ડર છે.

## रोगीवधू–यथा.

દિવસે દુઃખે માથું, રહે રાત્રીએ જ્વરથેને સૂતો;
મુજપતિ રોગી મોટો, ફાવે છે ત્યાં ફર્યા કરૂં હું તો.

ઉપર બતાવેલ પરકીયાના પ્રકૃતિથી છ ભેદ થાય છે. १ गुप्ता २ विदग्धा ३ लक्षिता ४ कुलटा ५ अनुशयना ६ मुदिता.

## गुप्ता.

પરપુરૂષ સબંધી રતિક્રિયાને ગોપન કરવાવાળી સ્ત્રીને गुप्ता કહે છે. એના ત્રણ ભેદ છે. १ भूतसुरतगोपना २ भविष्यसुरतगोपना ३ वर्तमानसुरतगोपना.

## भूतसुरतगोपना–यथा.

ઘાટ છોડીને ગઈ, આજ એ ઘટ યમુનાપર;
પાણી ભરવા કાજ, ધરી શિર સુંદર ગાગર,
ઓચિંતો આવીઓ, મારતો બહુ ફુંફાડા.
ભયથી ભાગી પડી, આવતાં આડા ખાડા;

છુટી વેણી તૂટી કસો ફૂટી ગઈ ગાગર અરે,
માંડ બચી મ્હારા કર્યા, આ હવાલ એ વિષધરે'

યથા.

આજ ગઈ'તી કુંજે, સખી હું એકલી બહુ ગુંજા લેવા;
કરીર કેરે કાંટે, જો કરીયા મુજ હાય હાલ કેવા.
ભૂલ થઇ સખી મારી, ગઇ વરસાણે હતી છતાં હોળી,
સખીઓ સહુ રાધાએ, પકડી પરાણે રંગમહીં રોળી.

## वर्तमानसुरतगोपना–यथा.

પીડા પામ્યું નથી, પિયરમાંહિ મારૂં તન,
જો કદિ કાંઇક થતું, વિકલ બનતાં સહુનાં મન;
આહીં આવ્યા પછી, ભ્રમિત રહે છે મન મારૂં,
જાણું નહિં હું કાંઇ, રોગનું કારણ વારૂ.
આજ મને આવી મળ્યો, વૈદ્ય પિયરનો સદ્દગુણી,
પેટ બતાવું છું સખી, પૂરણ પોતાનો ગણી.

યથા.

સખી સીડીએ ચડતાં, ખસી જતાં પગ પડી ગઇ હેઠી,
આ મુજ દીયર આવી, કરે બિચારો બાથ ભરી બેઠી.
આંખ મિંચામણી રમતાં, એકજ મને પકડતા વનમાળી,
બદલો લેવા બાઇ, આઆ બળથી હરિને રહી ઝાલી.

## भविष्यत् सुरतगोपना--यथा.

આજ થકી નહીં જાઉં, હવે દધિ વિક્રય માટે;
નંદલાલ બહુ બાલ, સહિત ઉભો રહે વાટે,
દોડીને દધિખાય, માર લકુટિનો મારે;
ચીરે કંચુકી ચીર, કરે મનમાં જે ધારે,
ભાદરવા શુદ ચોથનો, મેં શશિ નિરખ્યો ભૂલ થકી;
કલંક કૂડું મુજ શિરે, જરૂર ચડવાની વકી.

યથા.

મેં ન કદી વન જોયું, પુષ્પ ન વિણ્યાં હતી જ્યાંથી ન્હાની;

છો કંટકંતન લાગે, જાઈશ સાસુતણો હુકમ માની.

## વિદગ્ધા.

ચતુરાઇથી પરપુરૂષ સંબંધી પ્રીતિકાર્ય સાધન કરવાવાળી સ્રીને વિદગ્ધા કહે છે. એના બે ભેદ છે. ૧ વચનવિદગ્ધા. ૨ ક્રિયાવિદગ્દા.

## વચનવિદગ્ધા.

વચનચાતુરીથી પરપુરૂષ સંબંધી પ્રીતિ કાર્યસાધન કરવાવાળી સ્રીને વચનવિદગ્ધા કહે છે.

યથા.

દાઈ ગઈ રીસાઇ, નહી આવે એ આજે;
માત ભ્રાત પણ ગયા, તિર્થમાં ન્હાવા કાજે;
ગાય અમારી આજ, કોણ દોશે અહીં આવી,
દાસી પણ ગઇ ન્હાસી, રીસ અંતરમાં લાવી;
આલી હું અકળાઉં છું, એ ઉપાધિથી અંગમાં;
ઘરના બંધ કમાડ કરી, પોઢી જાઉં પલંગમાં.

યથા.

રાખી લે રંગારા, તયાર સરવે રંગતણા સાજ;
સાંઝ થતાં હું આવીશ, શ્યામ વસન લેવા માટે આજ.

## ક્રિયાવિદગ્ધા.

ક્રિયાચાતુરીથી પરપુરૂષ સંબંધી પ્રીતિકાર્ય સાધન કરવાવાળી સ્રીને ક્રિયાવિદગ્ધા કહે છે.

યથા.

જતી હતી કુંજમાં, ગોરી ગુરૂજનની સાથે;
સામા મળીયા શ્યામ, મોરપંખ ધારી માથે;
અબળા ઉત્સુક બની, નિરખવા મોહનનું મુખ,
સાસૂથી શરમાણી, અધિક લાજે દીધું દુઃખ;

પીડ દઇ પ્રમદા રહી, કાંઈ નહીં મુખથી કહ્યું;
કરકંકણુ આદર્શમાં, નેહે હરિમુખ નિરખીયું.

યથા.

આવ્યા હરિ કેતેથી, નક્કી કરવા મિલન સમય જ્યારે;
પ્રથમ સૂર્યને પ્રણમી, દ્રગપર દ્વયકર ધરે તરૂણી ત્યારે.

કોઇ કવિઓ વિદગ્ધાના બીજા બે ભેદો બતાવે છે. ૧ પતિવંચિતા. ૨ દૂતીવંચિતા.

## પતિવંચિતા.

પતિના દેખતાં જે સ્ત્રી પરપુરૂષમાં લીન થાય તેને પતિ વંચિતા કહે છે.

## દૂતીવંચિતા.

જે સ્ત્રી દૂતીથી પ્રપંચ કરી પ્રિયમિલનને છુપાવે તેને દુતી વંચિતા કહે છે.

## લક્ષિતા.

જે સ્ત્રીની પરપુરૂષ સંબંધી પ્રીતિ લક્ષણાદિકથી જાણવામા આવી જાય તેને લક્ષિતા કહે છે.

યથા.

કહીં દે મનની વાત, દૂર સહુ કપટ કરીને;
કાલિન્દીને તીર, કાલ મળી હતી હરિને,
હું નહિં હાજર હતી, છતાં જાણું છું બાઇ.
ભલો રમી છળભેદ, કર્યો નહી વિચાર કાંઇ;
હું તારી હિતુ સર્વથી, તેને પણ ઠગવા ચહે,
આ શુભ અભિનવ ચાતુરી કયાં જઇને શીખી કહે.

યથા.

હું પૂછું છું ત્યારે, દારા સુજને ડરાવવા લાગે;

મળી હતી મોહનને, મેં જોયું'તુ વંસીવટ આગે
સહુ સાબિત થયું છે, ગોવિન્દને મળી સુખ લુંટયું ગરવે,
ચુપકર ચાડી કરે છે, આ તારી સાડીના સળ સરવે.

કોઈ કવિઓ લક્ષિતાના ભેદો નીચે મુજબ બતાવે છે.
૧. હેતુલક્ષિતા ૨. સુરતિલક્ષિતા ૩. પ્રકાશલક્ષિતા.

## હેતુલક્ષિતા—યથા.

દ્રષ્ટિ દ્રષ્ટિથી મળતાં, તુર્ત હસ્યા હરિ કરી ઢોંગ ન્યારા;
મેં જોયું મુજ આંખે, દાબે દંતે શીદ અધર દારા.

## સુરતિલક્ષિતા—યથા.

કોણ ચતુર છે માળી, સીંચી રસથી હર્ષ ધરી હાલ,
આ કંચન વેલિમાં, લલિત લગાવ્યાં મુકતાફળ લાલ.
કોણ મહાવત મળીયો, જેણે જોરે વશ કરવા કાજ;
તુજ યૌવનગજગંડે, અંકુશ માર્યો અવરેખું આજ.

## પ્રકાશલક્ષિતા—યથા.

પ્રકટ થઇ તુજ તનની, નેહ લાગતાં અતિ કાન્તિ યુવતી,
જાહિર જગ જાણે છે, નેહ લાગતાં વાળ કાન્તિ વધતી.

## કુલટા.

જાર પુરૂષોના સંભોગાદિકથી અસંતુષ્ટ રહેવાવાળી સ્ત્રીને **કુલટા** કહે છે.

યથા.

તરૂવર બદલે તરૂણ, પુરૂષ પ્રભુ જો પ્રકટાવે;
પત્થર બદલે પુરૂષ, નેહ ધારી નિપજાવે;
પશુઓને પલટાવી, રૂપ નરનું દે નિત્યે,

કરે ષંઢને પુર્ષ, ચાહુ ધારીને ચિત્તે.
પુષ્પ બદલ પુરૂષો કરે, શ્રી હરિ ચારૂ ચામના.
પૂર્ણ થાય તો તોસખી, સહુ મારી મનકામના.

યથા

વિધિ સુવર્ણકારે શી, કંચનકાયા ઘડી તારી કામા;
અમિત પુરૂષનંગોથી, જડિત કરેલી ભાળું છું ભામા.

## अनुशयना.

સંકેત નષ્ટ થવાથી સંતાપ પામેલી સ્ત્રીને अनुशयना કહે છે. એના ત્રણ ભેદ છે. ૧ संकेतविघट्टना. ૨ भाविसंकेतनष्टा, ૩ रमणगमना.

## संकेतविघट्टना.

વર્તમાન સંકેત નષ્ટ થવાથી સંતાપિત સ્ત્રીને संकेतविघट्टना કહે છે.

યથા

નદી કિનારે નાથ, ગઈ ભરવા જળ જ્યારે,
આકાશે ઘન ઘોર, ચોંપથી ચડીયો ત્યારે;
ઉભી તરૂ આશ્રયે, ભવ્ય વર્ષા છબિ ભાળે,
પ્રબળ પાણીનું પૂર, નદીમાં વધતું ન્યાળે;
સરિતાતટની કુંજને, જોઈ ઉખડતી જે ઘડી,
અશ્રુબિન્દુ આંખોથકી, ટપટપ પડીયાં તે ઘડી.

યથા

નિર્દય લુહાર લેખું, અચર જીવના પીડે છે દેહ;
નાહક અધમ બને છે, ઘડી કુહાડા જગમાંહી જેહ.
પાદરડામાં પેખ્યો, વાડ શેરડીતણો કપાએલો,
એજ ક્ષણે અબળાના, દ્રગથી ચાલ્યો અશ્રુતણો રેલો.

## भाविसंकेतनष्टा.

ભાવિસંકેત નષ્ટ થવાની સંભાવનાથી દુઃખિતા સ્ત્રીને भाविसंकेतनष्टा કહે છે.

યથા.

અટકે છે શા માટ, સદા સુખી રહે જે શાણી,
તુજ સાસરીયું સુખદ, જુકિતથી લેજે જાણી.
બાગ બગીચા ઘણા, ઘણા તરૂ છે ગિરિ મોટા,
વિવિધ લતા મંડપો, નથી કુંજોના તોટા;
કલરવ નિત્ય કર્યા કરે, કપોત શુક કોયલ ઘણી,
અલગ કરી અપશોસ સહુ, સિધાવ સાસરીયાભણી.

યથા

ઉજ્જડ કરી માતાગૃહ, શાણી સખી તું સાસરીયે ચાલી;
શોચ કરે શા માટે, ઉજ્જડ ગૃહને વસાવ જઇ આલી.
પુષ્પ જોઈ મુજ કરમાં, નાખે છે શિદ નિઃશાસો નારી,
તુજ પતિના ઘર પાસે, સઘન શોભતી પુષ્પતણી વાડી.

## રમણગમના.

સંકેતમાં પ્રિયગમનના અનુમાનથી પોતાની અનુપમ સ્થિતિ ઉપર સંતાપિત સ્ત્રીને રમણગમના કહે છે.

યથા.

અનુપમ અંબરથકી, ગંધ પુષ્પોનો આવે;
ભ્રમે ભ્રમર મદ અંધ, શબ્દની ભીડ મચાવે;
શ્યામ વદન ઉપરે, પુષ્પનો પરાગ શોભે,
એ છબિ હરિની જોઇ, ક્ષીણ બની બાળા ક્ષોભે;
સમય ચૂક સાલે સબળ, શોચ સોગણો ઉર સહે,
સુમન ગુલાબનું જોઇ શિર, ગુલાબનીર દ્રગે વહે.

યથા

છડી સપલ્લવ કરમાં, ગ્રહી તમાલની આવે છે લાલ,
જોઈ સુમનમાલાસમ, તુરત ગઈ કરમાઇ તરૂણ બાલ.

## મુદિતા.

પરપુરૂષની પ્રીતિ સંબંધી મનવાંચ્છિતની અકસ્માત્ પ્રાપ્તિથી

પ્રસન્ન થવાવાળી સ્ત્રીને मुदिता કહે છે.

યથા

ઘરનાં સરવે ગયાં, ગામ બીજે જમવાને,
ન્હાની નણુદી ગઈ, કૈઈને ઘર રમવાને;
ત્યાંજ રહેશે રાત, આજ નહીં આવે આહીં,
બહેરી દાસી વિના, કોઈ ન મળે ઘરમાંહી;
અનુપમ અવસર આજ છે, ખાસ મળો હરિ આ ક્ષણે,
ખડકી ખુલ્લી રાખીને, બેઠી છુ હું બારણે.

યથા

કાલે નણુદી જાશે, નિજ સાસરીયે નણુદોઈ સંગ;
એહ ખબર સુણી સત્વર, ફૂલ્યાં અબળાનાં અંગોઅંગ.
વહુ રહેજે ઘર જઇએં, અમે તીર્થમાં પખાળવા દેહ;
કદલીદલસમ ફાટી, કંચુકી કામ તણી સુણી એહ.

## परकीयानो सुरतारंभ–यथा.

મળતાં નયનો વસી મુખ, મુખે બોલતાં હૃદય આવી લાગી;
હૃદયે લાગી તજી સુધી, ભય પામીને ગઈ લાજ ભાગી.

## परकीयानी सुरति–यथा.

મળી સંકેતે મોહન, ઝટ લપટયા રાધાને ધરી પ્યાર;
જેમ ગોળ ચોરીનો, ત્વરિત ખાઇ જાય છે ચોરનાર.

## परकीयानो सुरतांत–यथा,

ઓટકતી વરવસ્રો, આનન લૂતી જોઇ અરીસામાં;
લાલ નિરખી લજવાતી, કરડાં દ્રગ કરતી હતી સામાં.

કોઈ કવિઓ પરકીયા તથા સ્વકીય માં નીચેના વિશેષ ભેદો બતાવે છે. १ कामवती, २ अनुरागिणि, ३ प्रेमअशक्ता.

## कामवती—यथा.

શિર મુજ કરકુચ ધારે, શા માટે મુજ તન લપટે ખાસ;
ઓસ ચાટતાં આલી, કદી નહી બૂઝે તારી પ્યાસ.

## अनुरागिणी—यथा.

પતિ કુંડલના ચિહ્નો, પડેલ જોઇ પ્રમદા નિજ ગાંહે;
ક્ષણુ નિરખે ક્ષણુ ચૂમે, ક્ષણુ લગાવતી અબળા ઉરમાંહે.

## प्रेमअशक्ता—यथा,

આ રસલોભી નયનો, રોકી રાખ્યે અધિકાં અકળાય;
પ્રિય મુખકમળ નિરખતાં, મધુપની પેઠે જોર ધરી જાય.

## सामान्या,

કેવળ ધનને માટેજ પ્રેમ કરનારી સ્ત્રીને सामान्या કહે છે, એના બે ભેદ છે. ૧ स्वतंत्रा, ૨ जनन्याधीना.

યથા.

નોતમ નાચી ગાઇ, રસિકને રિઝાવનારી,
ધન લેવાની વાત, વદે બહુ પેચ વધારી;
રાખે તન શ્રંગારી, ઓઢતી અંબર આછાં,
મૂકે ખુલ્લા વાળ, જતા નર વાળે પાછા;
વિનય વધારી વાર વધૂ, વચનામૃત વરસાવતી,
હાવ ભાવ કરી હર્ષથી, ભલા ભલાને ભાવતી.

## स्वतंत्रा

તમામ વાર વધૂઓમાં માન પામી સ્વતંત્રતાથી રમણુ કરવાવાળી સામાન્યાને स्वतत्रा કહે છે.

યથા.

નિધડક બનીં બહુ નરને, ગીત વાદ્યથીં આનઁદ અતિ દે છે;
છેલોને છળ કપટેં, મોહિત કરીને લાખો ધન લે છે.

## जनन्याधीना.

જે વાર વિલાસિની જનનીને આધીન રહી રમણુ કરે તેને जनन्याधीना કહે છે.

પર હાથે રહીં પ્રમદા, ઉર ધરીં ભૂષણુ ભોજનની આશ;
ધનીપક્ષિને પકડે, બાજની પેઠે ખલકમહીં ખાસ.

## सामान्यानो सुरतारंभ–यथा.

આલિંગનમાં લેતાં કામિનીંએં કાંઇક કામણુ કીધું;
અવર સ્ત્રીઓનું રતિસુખ, આણે આરંભમાં અરપીં દીધું.

## सामान्यानी सुरति–यथा.

સ્વરતરંગિણી રામા, ચાર ધનીને ઉર લપટી એમ;
તરંગિણી સિન્ધુમાં, ચપલ તરંગો સહિત ભળે જેમ.

## सामान्यानो सुरतांत–यथा.

નથા રસિક મેં જોયા, કલ્પિત કરનારા સ્રીની કાય;
કનક લઇ શું કરીએં, જેહ પ્હેરતાં કાન તૂટીં જાય.

કેટલાએક કવિઓ સ્વતંત્રાસામાન્યાના બીજા બે ભેદ બતાવે છે.

૧. नियमिता. ૨. धनमंमदुःखिता.

## नियमिता.

જે સામાન્યા પગાર ઠરાવી અમુક દિવસની બંધીથી રાખી હોય તેને नियमिता કહે છે.

યથા.

પ્રિયનું ચિત નિત ચોરે, ચોગુણી ચાહ વધારીને મ્હાય;
હેમનિયમ ઘટી જાતાં, પ્રેમનિયમ પળમાંહી ઘટી જાય.

## धनप्रेमदुःखिता.

એક ધની સાથે લાંબો વખત રમણ કરી છુટી થવાથી દુઃખિત થનારી સામાન્યાને धनप्रेम दुःखिता કહે છે.

યથા.

વિભવ સુખોને નાણુ, મેળવીયાં અતિ કરી વશ ધની જેહ;
કરમ ફૂટેલાં મારાં, આજ અચાનક અલગ થયો એહ.

સ્વકીયા, પરકીયા, અને સામાન્યામાં થતા ભેદો.

## अन्यसंभोगदुःखिता

સંભોગ ચિન્હિત સ્રી ઉપર દુઃખ પ્રગટ કરનારી સ્રીને अन्यसंभोगदुःखिता કહે છે.

યથા.

આવી અણુમણી બની, વદનપર પીળ પછાઇ,
સુધ નથી રહી જરાય, અવર નિજનાની કાંઇ;
કહેવા જાય કાંઇ, કહે છે કાંઇ મુખેથી,
દુઃખાયલી દેખાઇ, હાય કંઇ મહદ દુઃખેથી;
બેસી શાન્તિ બાઇ લે, મુજ માટે શ્રમ બહુ સહ્યા,
કાં ન વજ્ર મુજ શિર પડ્યું, મોકલી મેં તુજને તહાં

યથા

તારા તનમાં આલી, મ્હેકે ખુશબો નેહતણી મ્હોળી;
મુજ માટે નહીં લાવી, એકલી આવી આપ અંગ ચોળી.
લેવા ગઇ'તી બાગે, મુજ માટે વર પુષ્પ જેહ વ્હાલી,
તેતો ત્યાંજ વિલાયું, આવી અહીં મદમસ્ત બની આલી.

## ગર્વિતા.

જે સ્ત્રી પોતાનું રૂપ અથવા પ્રિયના પ્રેમનું અભિમાન કરે છે. તેને ગર્વિતા કહે છે. એના બે ભેદ છે. ૧. રૂપગર્વિતા. ૨. પ્રેમગર્વિતા.

કોઈ કવિ ગુણગર્વિતા નામનો ત્રીજો ભેદ પણ બતાવે છે.

### રૂપગર્વિતા—યથા.

આ દ્યુતિવાન સદાય, એહ દ્યુતિહીન સવારે;
સદાય આ સ્વચ્છ છે, શ્યામતા એ નિત ધારે;
એકજ સરખું રહે, સદાયે આતો સુંદર,
વિધવિધ વધઘટ થાય, અહોનિશ એની અંદર;
સરવ રીતથી શ્રેષ્ઠ છે, આ મુખ એહ મયંકથી,
શું ચકોર સમજ્યા વિના, ભમો ચંદ્રની શંકથી.

યથા

મુજ સ્વરૂપની સંગે, યૌવન મળીને ઘણો કેર કરશે,
જગત મારશે એ દ્વય, નાહક મારે શિરે પાપ ધરશે,
હવે સહીશ નહીં હું તો, સખી માહરી સત્ય વાત એ છે;
મુજ મુખ શશિ સરખું કહી, કાન્ત માહરો કલંક અરપે છે.

### પ્રેમગર્વિતા—યથા.

મિસરી દ્રાક્ષ અનાર, તણી દરકાર ન રાખે;
અહો રાત્રિ મમ અધર, તણો રસ ચાહે ચાખે;
બોલાવે બહુ વાર શબ્દ સાંભળવા સારૂં;
નિરખે છે અનિમેષ, નયનથી મુખડું મારૂં;
શું ઉપાય સજની કરૂં, અલગ એક ક્ષણ નહિ રહે;
જવા ચાહું દૂરે જરી, પ્રાણનાથ પાલવ ગ્રહે.

યથા

મુજને દેખી દાઝી, બળ્યા કરે છે દિલે દ્વેષ ધારી;
કેવળ પતિને પ્રેમે, કરે ખુશામત સહુ શોકયો મારી.

## ગુણગર્વિતા—યથા.

ગુણી કાન્હનું ગાન, વખાણ કરો નહિ કાંઇ;
મુજ ગાયન સાંભળી, પછીથી કહેજો બાઇ,
વીણા કરમાં ધરીશ, જે ઘડિ હું હુલ્લાસે;
પાણી પવન વિમાન, પક્ષિ પશુ થંભી જાશે,
ગાનવિધાનો વિવિધથી, માન કાન્હ કેરૂં હરૂં;
તીખાં તાન પ્રસારીને, જગ આખું વશ હું કરૂં.

યથા.

મુજમાં ગુણ નથી કાંઇ, એમ સમજી તું પતિને ઘર રાખે.
પણ જો ક્ષણ મુજ મળશે, તો ફરી તુજ અધરામૃત નહીં ચાખે.
ત્યાંસુધી વશ તારે, પ્રાણનાથ છો વરતે અણજાણ્યા;
જ્યાં સુધી મેં મારી, વીણા ઉપર તાર નથી તાણ્યા.

## માનવતી.

પ્રિયના અપરાધ સૂચક ચેષ્ટાધારિણી સ્ત્રીને માનવતી કહે છે.

યથા.

જો નભમાં ઘન ઘોર, શોર કરતો ચડી આવ્યો
સંગે ધારી સ્નેહ, લલિત ચપલાને લાવ્યો;
માન કરી નાદાન, હજી બેઠી કાં બાઇ;
ભૂલી સમયનું ભાન, કરે નહિ વિચાર કાંઇ;
સિધાવશે પતિ શોક્યઘર, પૂરણ પસ્તાવો થશે.
આ મિજાજ તારો બધો, જબરે પૂર વહી જશે.

યથા.

પતિઅપરાધ ન પેખ્યો, કહે વિના કારણ અગળા આજ;
ભ્રકુટિ ચડા[illegible] શાને, ગ્રીવા નમાવી બેઠી શા કાજ.
રમતાં રીસ ચડે છે, એ કહેવાય કહે કેવી વાત;
પ્રિયતમની હાંસીપર, આવો ન ઘટે કરવો ઉતપાત.

## अष्टविधि नायका.

અવસ્થાનુસાર નાયકાઓના આઠ ભેદ છે.

१. प्रोपितपतिका २. खंडिता. ३ कलहान्तरिता. ४ विप्रलब्धा ५. उत्कंठिता ६ वासकसज्जा. ७ स्वाधीनपतिका. ८ अभिसारिका. આ ભેદો વયઃક્રમસહિત સ્વકીયા, પરકીયા, અને સામાન્યાના થાય છે.

### प्रोपितपतिका.

પ્રિયના દેશાન્તર ગમનથી સંતાપિત સ્ત્રીને प्रोषितपतिका છે. વિયોગની દશ દશા અનુભવવારૂપ એની ચેષ્ટા છે.

### मुग्धाप्रोषितपतिका—यथा.

પતિપ્રીતિનો ભાર, નથી સહી શકતી નારી,
બેઠી મતિને ખોઇ, દુઃસહ દુઃખ દિલમાં ધારી;
સુખ વાયુથી મલિન, થાય છે સુંદર તનડું,
કહે ન મુખથી કાંઇ મુંઝાઇ રહ્યું છે મનડું.
જાતાં પતિ પરદેશમાં, અલગ કર્યો આરામને;
ગુલાબ કળીસમ ગોરી આ, ફગજે થઇછે કામને

યથા

પતિવિયોગ દુઃખ અમિત, મુખથી કહેતાં લજવાયે ભારી;
બંધ કરી જળ નળમુખ, રોકે જળની તુલ્ય નવલ નારી.

### मध्याप्रोषितपतिका—यथा.

વાલમ ગયો વિદેશ, કંજનયનીનો જ્યારથી;
સાજ સુખોના સર્વ, તોડી નાંખ્યા છે ત્યારથી,
પાપી પપીહો સદા, મુખે પીયુ પીયુ પુકારે;
ઉર અગ્નિ ઉપજાવી અધિક બળતીને બાળે.
ઘોર ગર્જના ઘન કરી, અર્પે દુઃખડાં અંગમાં;
લલના લાજ મદન ભરી, પોઢી રહે પલંગમાં.

યથા.

પતિવિણ પ્રિયાદ્રગેંથી, શ્રવતા જલને લે કીકી તાણી.
જેમ કમળ રસ ઝરતો, પી જાયે ભમરો આનંદ આણી.
પતિ-વિરહે પ્રમદાના, નિશ્વાસોનો અધર સ્પર્શ થાય;
કાંઇક બાહિર આવે, કાંઇક અંદર પાછા ફરી જાય.

## प्रौढाप्रोषितपतिका—यथा,

વાલમ વિના વસંત, જળાવે છે દિન રજની,
દશ દિશિમાં દુઃખ ભર્યું, લેશ સુખ છે નહીં સજની;
છાતીમાં પડી છિદ્ર, ચારણી બની છે ચોખ્ખી,
તોય કોકિલા ક્રૂર, બોલતી રહે ન રોકી;
શશિ શત્રુ બની નભથકી, વિષધારા વરસાવતો;
સ્મર સેના લઇ સામટી, હરદમ હલ્લે આવતો.

યથા.

નિશિ જગાવીને પ્રીત, પ્રાણનાથ પરદેશ ગયા હાલ;
નવો અંગનગરીમાં, આવી સ્થપાયે. વિરહ કોટવાલ.
નિશદિન રહે વરષતાં, થાયે તોય નહીં એ નિર્મૂલ,
હૃદયાગ્નિને જાણે. નીર નયનનાં બનિયં ધૃતતુલ્ય.

## परकीयाप्रोषितपतिका—यथा,

નીન્દ પાવસમાંહી, ક્ષણ ન ચપલા વિણ રાજે;
પુલકાવલિ સુપ્રસિદ્ધ, વૃદ્ધ અચલા તન આજે;
રજવતી સરિઓ છતાં, સિન્ધુથી મળવા ધાયે;
કુસુમલતાઓ કોટિ, લલિત વૃક્ષે લપટાયે;
ઉદ્ધવ આ સમયે શ્રી હરિ, બેઠા પાદર પારકે,
વ્રજવનિતા શી રીતથી, લલ વિનાની રહી શકે.

યથા

રકત બુન્દ કાજળભર. ખેરે રોતી છુપાઇને બાલ;
જાણે દ્રગો દિયે છે, આસ નિશાની કાજ ગુંજમાલ.

## सामान्याप्रोषितपतिका—यथा.

અટારીપર દિન એક, અર્ધનિશ સમયે શાણે,
સુણી તાનભરગાન, અર્પી મુદ્રિકા પરાણે;
વીણા કરમાં ધરી, ગાન જબ મેં ફરી કીધું.
ભૂષણ નંગ જડેલ, તે ઘડી હુલ્લે દીધું;
એ વિદેશમાં આજ છે, ચેન નથી ચિતમાં જરી.
સુણશે ક્યારે આવીને એ ઉદાર ગાયન ફરી

યથા

સજતી જેહ શ્રૃંગારો, નિત્ય ધનીને બતાવવા પ્યાર;
એને વિરહે આજે, એજ શ્રૃંગારો બનતા અંગાર

## खंडिता.

અન્યનારી સંભોગજનિત અસાધારણ ચિન્હયુક્ત પ્રાત:આગમનથી કોપાયમાન થએલી સ્ત્રીને खंडिता કહે છે આલાપ, ચિન્તા, દીર્ઘ નિશ્વાસ, અને અંતરતાપયુક્ત મૌન્ય. કરવું એ એની ચેષ્ટાઓ છે.

## मुग्धाखंडिता—यथा.

આવ્યા પ્રાત:કાલ, ભ્રમણ કરી લાલ ભુવનમાં.
આપ કૃત્યથી તાપ વધ્યો તરૂણીના તનમાં.
બોલે નહીં મુખ બોલ, ખોલતી ભેદ ન ક્યાંઈ,
સ્વેદ તમારે તને, જોઇ ઝટ સંકોચાઇ;
નિરખીં આપના ઉરપરેં, નખક્ષત નવલા દુ:ખી થઇ,
જોઇ કલાનિધિ કંજમુખી, કારમી કરમાઇ ગઇ.

યથા

_ખીના શિખવવાથી, બોલી જાવક જોઇ નાથ ભાલ;
જાઓ તમે ઘર તેને, જ્યાંથી આવ્યા રંગાઇ લાલ.

## मध्याखंडिता–यथा.

આવ્યો રજની રમી, સવારે ઘરપર સ્વામી;
ઘેરાયો ઘેનમાં, જોઇ પ્રગટ દુઃખ પામી,
જાવક ભાલેં ભર્યો, જોઇ પિચકારી પલકપર.
ધીરા સ્વરથી વદી, પૂર્ણ શોભો છો. સુખકર.
આંખોથી અશ્રુતણી ધારા દ્રઢ સ્તનપરધરે,
જાણે શશિ ગંગા જળે, શિવજીની સેવા કરે.

યથા.

પતિતન નખક્ષત નિરખી, થયા નારીનાં ઉભયનયન રાતાં.
કાંઇક ખુલ્લાં ઢાંકયાં, કાંઇક બોલી વચન તોતળાતાં,

## प्रौढाखंडिता–यथा.

આવ્યા પ્રિય પરભાત, રેખ નખની તન ધારી,
જાણે ઘનશ્યામમાં, બાલ શશિ ધર્યો વિચારી.
રંજન કરવા મને, અધરપર અંજન રાજે,
જેમ બિમ્બ ઉપરે ભવ્ય ષટ્પદ ગણ ભ્રાજે.
જાવક ભાલપરેં ભર્યો, હૃદવિણ મારૂં મન હરે,
જાણે સ્મરના શીશપર સુરતિરાગ શોભા ધરે..

યથા.

લાલ તમારે ભાલેં, જાવક પાવકનયન બની ભ્રાજે;
જેણે મારા મનનો, મદન બાળીને ભસ્મ કર્યો આજે.

## परकीयाखंडिता–यथा,

સખીયો કેરી શીખ, જરી ઉરમાં નહીં આણી;
ગેહકાજ કુળલાજ, છોડી પ્રેમે બંધાણી;
એનો બદલો આજ, દયા કરી મુજને દીધો;
હેરી વિષ્ણુ ગુણ માલ, કૃષ્ણ મચકો ભલ કીધો;

લાલ લાલ લોચન રસિક, આનંદ આપે અંગમાં;
જેમ મેનના મીન હ્યય, તરે કુસુમ્ભી રંગમાં.

યથા.

તન અંકોથી અંકિત, નિરખી લાલનું લલના દુઃખી થાય;
જે કંઈ કહે સમજીને, તે સહુ વચનો જૂઠાં બની જાય.

## सामान्याखंडिता—यथा.

જાગ્યાં જામિની માંડી, થયાં રાતા અતિ લોચન;
જાવકતણી જલૂસ, ભાલ ભ્રાજે મદ મોચન;
અંજન કેરી રેખ, અધરપર જુલ્મિની જોઉં,
ઉર વિણગુણની માલ, વિલોકી ખામી ખોઉં;
નિરખી પ્રભાતે આ છબિ, પ્રજળું આગ પ્રચંડમાં;
પ્રિય પ્રવાલની માલ આ, દેવી પડશે દંડમાં.

યથા.

વિણગુણ માળા પ્હેરી, ભલે પધાર્યા માલધણી કંત;
મુજમન માણિક સાથે, મણિ માણિકનો આવી જશે અંત.

## कलहान्तरिता.

સ્વયં પ્રિયનું અપમાન કરી પશ્ચાત્તાપ કરવાવાળી સ્ત્રીને कलहान्तरिता કહે છે. ભ્રાન્તિ, મોહ, સંતાપ સજ્વર શરીર, શ્વાસ અને પ્રલાપ એ તેની ચેષ્ટાઓ છે.

## मुग्धाकलहान्तरिता—यथा.

જોયું નહીં જરાય, વિચારીને ઘડી વ્હાલી,
પીળું તન પેખાય, ગઇ ચંચલતા ચાલી;
ગુરૂજન સરવે ફરે, જોઈ તુજને ગભરાટે;
દેરાણી જેઠાણી, નણદ તલસે તુજમાટે;
માન કરી અપમાનથી, હવે ધ્યાન ધરી શું રહે;
ભૂલ વિના ભરથારને, કાં રિસાવીયો તું કહે.

યથા.

કહ્યું ન માન્યું પતિનું, પછી બાલ મનમાંહી પસ્તાય;
એ દુઃખ અંતરમાંથી, જરાક મુખડામાથે દેખાય.

## मध्याकलहान्तरिता यथा.

રસિયાથકી રીસાઈ, કલેશ વિણુકાજ વધારી,
શિર ધુણાવતી રહી, શીખ નહીં શ્રવણે ધારી;
ગયો રીસાઇ નાથ, અમિત ગોરી ગભરાણી;
ડર સ્મરનો દિલમાંહીં, નેણુમાં લાજ ભરાણી;
બોલ્યા વિણુ બાળા કરે, ઉપચારો આરામના;
ચંદન ચાંદનીં સુમનસંગ, બને ન કાંઈ કામના.

યથા.

પતિ વિનતિ કરીં પૂરણુ, ગયા સિધાવી એ દુઃખ ન સહાય.
સ્રીમુખકંજથીં નિકળી, મધુપનીં પેઠે ફરી છુપી જાય.

## प्रौढाकलहान्तरिता–यथा.

રસની લુંટાલુંટ, કરી નિશદિન જે સંગે,
ઉર ધરીં હર્ષ અપાર, રોજ રમતી હું રંગે;
જેની સંગે શુદ્ધ, પ્રેમનો પ્યાલો પીધો,
એનું કરીં અપમાન, આજ મેં જાવા દીધો;
જાલિમ એનીં જુદાઈથી, અકળાઉં આગારમાં,
વીતે વેરણુ રાત તો, સ્વામીં મનાવું સાવરમાં.

યથા.

પતિનું વચન ન માન્યું, અણુસમજણુથી કર્યો અધિક રોષ,
અમૃત તજીં વિષ પીધું, દઉં હવે હું સખીં કોને દોષ.
પતિ મુખશશિ નહિ નિરખ્યો, કરનાંતા જવ વિનય વારંવાર;
પછીંથી નયનચકોરો, ખાવા લાગ્યા વિયોગઅંગાર.

## परकीयाकलहान्तरिता–यथा.

જેને માટે જગત, તણી દરકાર ન રાખી;

મેળું ટોણા સર્વ રહી; જે માટે ઝાંખી,
પતિનો છોડયો પ્યાર, લાજ કુલની લુંટાવી,
એ દુઃખની ઘડી આજ, અરે કાં યાદ ન આવી.
જાવા દીધા જીવનને, વચન ન માન્યું મેં જરી,
કલેશ વધાર્યો કામવિણ, મૂર્ખાઈ મોટી કરી.

યથા.

પતિ તર્જ્યો જે માટે, હેત માત તાતનું તજ્યું બાઇ.
એને આજ રીસાળો વિચાર મેં તો કર્યો નહી કાંઇ
મને માનઅહિ ડસીયો, વિનયમંત્ર હરિ ભણ્યાં ધરી નેહ;
તોય ક્રોધવિષ જરચો, છુટયું નહીં છુટશે હવે દેહ.

## सामान्याकलहान्तरिता-यथा.

ફરતો મારે માટ, બની દિનરાત દિવાનો,
મોજી દેતો મોજ, સુણી મુજ મીઠાં તાનો;
જરી ઉદાસ અવરેખી, રીઝવતો મુજને રસીયો,
કર્યો એહથી કલેશ, ક્રોધઅહિ મુજને ડસિયો.
સુવિચારો કાઢયા સરવ, હાંકી હૃદયનિકેતથી,
લઉં મનાવી લાલને, હવે ગળે તો હેતથી.

યથા.

મટી હતી જે મળતાં, સર્વ વિત્તની ચિત્ત ચિન્તા મારી;
વચન સુણ્યું નહીં તેનું, હાય માનપણું મેં કર્યું ધારી.

## विप्रलब्धा.

સંકેતમાં પ્રિયની અપ્રાપ્તિથી વ્યાકુલ થનારી સ્ત્રીને विप्रलब्धा કહે છે. નિર્વેદ, ઊંચો શ્વાસ, ચિન્તા, અશ્રુ, અચેત અને સખીઓને ધમકાવવી વગેરે એની ચેષ્ટાઓ છે.

## मुग्धाविप्रलब्धा-यथा.

સખીએ ધારી સ્નેહ, અંગ શ્રૃંગાર સજાવ્યા;
અત્તર તેલફુલેલ લગાવ્યાં મનનાં ભાવ્યાં;

જરીઅંગર ઓઢાડીં, અધિક છલગલથી આણી.
લઇ નિકુંજમાં ગઈ, તહાં ન મળ્યા વનમાળી;
નવલા તન પીળું પડયું, સ્વેદ કંપ સાથે સહી,
સશંક સખી મુખ નિરખતી, અણબોલી ઉભી રહી.

યથા

સખી સંગે ગઈ નવલા, સહેટમાં જવ નહિ નિરખ્યો સ્વામી;
મુખ કરમાયું કાંઇક, કાંઇક કંપી સહજ શંક પામી.

## મધ્યાવિપ્રલબ્ધા—યથા

મંજન કરી મોદથી, આંખમાં અંજન સાર્યું;
ભવ્ય બીન્દિ કરી ભાલ, તાંબુલે સુમુખ શ્રંગાર્યું,
સુખદ સજ્યા શ્રંગાર, વિવિધ વસ્ત્રો તન ધારી,
ખુશ્બુ પ્રસાર્યો ખાસ, ચાલી ઉર વ્હાલ વધારી.
મળ્યો ન સ્વામી સંકેત ગ્રહ, મદન કરે યુવતી ડરી,
કાયા લાગી કંપવા, આંખથી અશ્રુ પડયાં ખરી.

યથા.

નાથ ન નિરખ્યો જ્યારે, રતિગ્રહમાં તવ સખીને કંઇક કહી;
વચને ક્રોધ જણાવ્યો, નીચાં નયનો કરી લજાઈ રહી.

## પ્રૌઢાવિપ્રલબ્ધા—યથા

ચારૂ સુગંધિ ચોળી, અંગ આનંદે ન્હાઇ;
પહેર્યાં શુભ પરિધાન, તિલક તામ્બુલ સુખદાઇ,
અણિયાળી આંખમાં, રેખ અંજનની આંજી,
ગઈ પ્રિય-મની પાસ, સર્વ શ્રૃંગારો સાજી.
જોગો નહિ સંકેતમાં, પ્રમદાએ પતિને યદા,
તન પીળું તુર્તજ પડયું, ઉરમાં પ્રગટી આપદા.

યથા.

શૂન્ય સહેટ નિહાળી ઉભી રહી અગણા નયનો નામી,

જાણે વિનવે શિવને, પ્રબલ પરાભવ મદનથકી પામી.

## परकीयाविप्रलब्धा--यथा

સૂતો મૂકી સ્વામી, નણંદની નજર ચુકાવી;
નિભાવવા નવનેહ, અધિક આતુર બની આવી;
મને બોલાવી અહીં, આપ આવ્યા નહીં સજની.
નહીં થાય નિર્ગમન, રાક્ષસી જેવી રજની;
એ વિલાસોની આશમાં, ઠગાણી હું વિશ્વાસિની,
શી રીતે જાઉં સદન, હાનિ થઇ હુલ્લાસની.

યથા.

સંગ લઈ ગઇ હતી જે, કુંજે બાલા માલતીનું ફૂલ;
મધુપ મળ્યાવિણુ એતો, બની ગયું તુર્તજ ચંપક તુલ્ય.

## सामान्याविप्रलब्धा--यथा

ગોરી ત્યાગી ગેહ, ભૂરિદી વરસાદે ભીંજતી;
રીઝનાર ગણી રસિક, આવી મળવા રાખી રતિ,
નાચ ગાન તાનના, તમામ તરંગો તોડી,
વિભવ વખોડી સર્વ, ધાઇ ધનમાં જીવ જોડી.
મળ્યો ન મનહર બાગમાં, પડયા દાગ પિશવાજપર,
આખી પલળી ઓઢણી, ઉંડી થઇ ઉરમાં અસર.

યથા.

ધનાઢ્ય પ્રિયને મળવા, ધન જઇ મનમાં મહુદમોદ લાવી;
એ ન મળ્યાથી બોલી, હાય ગયું ધન હાથમહીં આવી.

## उत्कंठिता

સંકેતમાં પ્રિયની અપ્રાપ્તિના કારણનો વિતર્ક કરવાવાળી સ્ત્રીને उत्कंठिता કહે છે. રૂદન, કંપ, જ્વર, શ્વાસ, સંતાપ અને બગાસાં ખાવા એ એની ચેષ્ટાઓ છે.

## मुग्धाउत्कंठिता--यथा

જેમ જેમ સજનીઓ, ઉઠી નિજ નિજ ઘર જાયે,

તેમ તેમ સુખસિન્ધુ, માંહી શ્યામિની સમાયે;
જેમ જેમ નિશિ જાય, અંગ ઉંધાળવું મરડે,
શું કહેવું સ્વામીને, વાત એ ચિતમાં ન ચડે;
દબાઈ લલના લાજથી, રતિ નથી કરી શકતી છતી,
મારગમાં પગધ્વનિ સુણી, ઉઠી પલંગ પર બેશતી.

યથા,

સખીઓની સંઘાતે, રમવા લાગી નવલા ચિત ચ્હાયે;
પતિ નહીં આવ્યો તેથી, રાહ વિલોકતી રમત ભૂલી જાયે.
નાથ ન આવ્યો એવું, મુગ્ધાના મુખથી નહીં કહેવાયું;
કુમુદ સમાન ખીલેલુ, મુખ સરોજ પેઠે સંકોચાયું.

## મધ્યાઉત્કંઠિતા—યથા.

સ સુંદર શ્રંગાર, બેઠી કેલિ મંદિરમાં;
જેને જોઇ નયન, અપ્સરા લાજે ઉરમાં;
પ્રિયતમ છતાં પ્રવીણ, રંગાયો ક્યાંઇક રંગે,
ગુરૂજન જાગે સર્વ વધી આતુરતા અંગે;
શોચ કરેછે શશિમુખી, અશ્રુધાર અધિકાય છે;
બાહિર રૂપ બતાવી ફરી, આંખોમાંહી સમાય છે.

યથા

પતિ આવીશ કહી નાવ્યો, જોઈ જુવતિએ અર્ધરાત્રિ જાતી;
શોચ અને સંકોચે. પડી પલંગે દિલમાં દુઃખી થાતી.
નાથ ન આવ્યો એની, વ્યથા છુપાવે કરીને ચતુરાઈ;
પણ અંતર દુઃખ છાયા, માનિનીના મુખ ઉપર રહી છાઈ

## પ્રૌઢાઉત્કંઠિતા—યથા

કેમ ન આવ્યા કાંત, એહ શંકા ઉર સાલે,
પ્રબલ વિરહવેદના, તણે પડી છું હું પાલે;
કહું કોની આગળે, વ્યથા ઉરની વિસ્તારી,
અલગ કર્યો આનંદ, સ્મરે તીખાં શર મારી;
જુઓ કલેજું ચીરીને, દાગ વિરહના દેખશો.

પછી મારે ઉર પીડને; સત્ય સખી સહુ લેખશો.

યથા

નાથ હજી કાં નાવ્યા. એ રોકાઇ રહ્યા હશે કયાંઇ;
ગૃહસુખમાં ખગ પેઠે, મુજ દુઃખી ન કહુ ભ્રમણ કરે બાઇ.

## परकीयाउत्कंठिता—यथा

કુલલજ્જાતની લેશ, દિલે દરકાર ન રાખી;
એ માટે દુઃખ અમિત, પડયાં તે સહુ રહી સાંખી,
કર્યું ન કદિએ માન, તાન તેને જ તણાણી;
રસિક રહ્યા રોકાઇ, હાય દુઃખથકી હણાણી;
અર્ધ નિશાની દઈ અવધિ, છળીએ મુજને છેતરી,
પ્રાત થયું પક્ષી લવે, આશા અરૂણા નભે ભરી,

યથા

બાલાને બોલાવી, પણ નહીં આવી શકયો રસિક મળવા;
પીંજરના પક્ષીસમ, શોચ વિચારે બહુ લાગી બળવા.

## सामान्याउत्कंठिता—यथा

ગાન તાનથી કઇ, વામાએ વશ કરી લીધો,
નૈતમ નાથ બતાવી, કોઇએ કેદી કીધો;
પ્રહર રાત્રિ વીતતાં, સવાર થવાની બાઇ,
સજેલ આ શ્રૃંગાર, કામ નહીં આવ્યા કાંઇ;
કઇ ઉર્વશી ઉર વસી, ભોળાને ભાવી ગઈ.
મુજને મળતી મોજમાં, વિઘ્નરૂપ વેરણ થઇ.

યથા.

અવધિ દઈ નહીં આવ્યો. પ્રિય મળવાને રહી મારગ જોઈ;
ચિત્ત ચિન્તાએ ઘેર્યું, બીજાંને મળવાની ઘડિ ખોઈ.

## वासकसज्जा

પ્રિય મિલાપના નિશ્ચયથી કેલિ સામગ્રી સજ્જ કરવાવાળી સ્ત્રીને

વાસકસજ્જા કહે છે. મનોરથ કરવા, માર્ગ વિલોકવો, સખીઓથી પરિહાસ કરવો, દૂતિથી પ્રશ્ન કરવા અને રતિસંબંધી સામગ્રી તૈયાર કરવી એ એની ચેષ્ટાઓ છે.

## मुग्धावासकसज्जा–यथा.

વારવાર સખીઓની, નજર ચુકવીને નારી,
રતિશય્યા રસવંતી બિછાવે વ્હાલ વધારી.
ગુરૂજનથી છુપી છેલી, સુમન ગુંથે પ્રિય કાજે,
પ્રગટ કરે નહીં કાંઈ, તયારી દબાઈ લાજે;
શરમ ભરી શ્રંગાર સજી, દારા દિલ ડરતી અતિ,
ક્ષણ ક્ષણ વાંકી નજરથી, રાહ નાથનો નિરખતી.

યથા.

સખી શ્રંગાર સજાવે, નાથ આગમન જાણી ચિત્ત ચ્હાતી;
નવલા નિજતન સ્વેદ, ભરે સર્વ શોકયોથી શરમાતી.

## मध्यावासकसज्जा–यथा.

કેલિભુવનમાં જાતી, ચતુર સ્ત્રી ધીરી ચાલે,
આદર્શે મુખ જોઈ, સુધારતી બિન્દી ભાલે;
દેરાણી જેઠાણી, નણદથી દિલે દબાઇ,
શય્યા પરે સરોજ, બિછાવે મિશ કરી કાંઇ,
સર્વ સાજ રતિના સજી, ધરી શ્રંગારો અંગમાં;
વાટ જોતી વાલમ તણી, અબળા બેઠી ઉમંગમાં.

યથા.

મળવા પતિને સજતી, શ્રંગારો કરી વદન જ્યોતિ એવી;
કમલસમાન મલિન ક્ષણ, ક્ષણમાં ઉજ્વળ અમળ ચંદ્રજેવી.

## प्रौढावासकसज्जा–यथा.

સુભગ સજ્યા શ્રંગાર, પ્રકાશ જવાહિર જ્યોતિ,
અભિનવ અંબર ધર્યા, માંગમાં ભરીયાં મોતી;

શય્યા સુખદ બિછાવી, ભુવન ભભકાથી ભરીયું,
જાહિર દીપ જગાવી, પ્રકાશિત પૂરણ કરીયું.
શરીર આંજાવી સુગંધથી, પુષ્પમાલ ધરી પ્યારીએ,
રાહ જોતાં રસિયાતણી, બાલા બેઠી બારીએ.

યથા.

શ્રૃંગારોને સજતાં, વદનજ્યોતિ પ્રકટી છે બહુ બાલ;
ઉરે મને એ શંકા, કેમ કરી નિરખી શકશે લાલ.
સેજ બિછાવી શ્યામા, રહી લાલની રાહ જોઇ એમ;
કૃષિવલ વાવી બીજને, રહે મેઘની રાહ જોઇ જેમ.

## परकीयावासकसज्जा–यथा.

એ બાલાની વાત, કહું શું તુજને બાઇ;
અજબ પ્રપંચે રમી, ગજબકરનારી ગણાઈ;
દીયરને પરદેશ, મોકલ્યો નિજ પતિપાસે,
નણદીને રિસાવી, હ્રદય ભરીયું હુલ્લાસે;
ઘરના બંધ કમાડ કરી, શય્યા પુષ્પની પાથરી,
દીપ બુઝાવી દેખતી, રાહ રસિકનો દ્રગ ભરી.

યથા.

સાંજે તન શ્રૃંગારી, મિત્ર મિલનની ચાહ ધરી ચિત્ત;
દીપ બુઝાવી બેઠી, અતિ ઝીણા સ્વરથી ગાતી ગીત.

## सामान्यावासकसज्जा–यथा.

ગોલ કપોલો પરે, છવાઈ અલકો સુંદર;
અવર શ્રૃંગારો સજ્યા, મહદ મુદ ધારી મનોહર;
સખીને સ્નેહે કહ્યું, સેજબંધોને કસવા,
પુષ્પ ગુંથતી આપ, હરઘડી લાગતી હસવા;

આશ જવાહિરની જબર, ધન અંતરમાં ધારતી,
પથ પ્રેમી આવ્યા તણો, નયન ટકાવી નિહાળતી.

યથા.

શ્રૃંગારો સજી બેઠી, જોઇ મિત્ર ધનવાન તણી રાહ;
આગળ કરતાં અધિકું, ધન મેળવવા ચિતે ધરી ચાહ.

## स्वाधीनपतिका.

પ્રિયને વશીભૂત કરવાવાળી સ્ત્રીને स्वाधीनपतिका કહે છે. વનવિહાર, ઉત્સવ, મદ, અહંકાર અને સર્વ મનોરથ સિદ્ધ કરવાની ઈચ્છાઓ એ એની ચેષ્ટાઓ છે.

## मुग्धास्वाधीनपतिका–यथा,

શંકિત ગુરૂજનથકી, લાજમાં રહે દબાણી,
એ નવલાને નાથ, પૂછ્યા વિણ પોએ ન પાણી;
પલંગ બિછાવી દીએ, સજે શ્રૃંગાર પરાણે,
મોહિત કરવા તણો, ભેદ ભામા નહીં જાણે;
એમ છતાં પતિ આજથી, લીન થયો લલનાપરેં,
આગળ એનું શું થશે, એહ કોણ અટકળ કરે.

યથા.

બની પ્રેમવશ જ્યમ જ્યમ, સંગ તજે નહીં નાથ અહોરાત્ર;
ત્યમ ત્યમ લાજસમુદ્રે, દારાના ડુબતાં જાય ગાત્ર.

## मध्यास्वाधीनपतिका--यथा,

ઘડી ચંદન ચરચાવી, રહે ઘડી લજ્જા લાવી,
બિછાવતાં પરિયંક, ઘડી અટકાવે આવી;
ઘડી ગુંથાવે પુષ્પ, ઘડીક ના ના કહે નારી,
ઘડી રંગેથી રમે, ઘડીક ઉભી રહે ન્યારી;

ઘડી કહે દૂરે રહો, ઘડી પ્રસારે હાથને,
બની મદારી માનિની, નાચ નચાવે નાથને.

યથા.

પતિ પગ ધોવે ત્યારે, કૌતુક કરતી શ્યામા સુખદાઇ;
ક્ષણુ દ્રય પદો પ્રસારે, ક્ષણુ ખેંચી લે ઉર સંકોચાઈ.

## प्रौढास्वाधीनपतिका--यथा.

વેણી ગુંથે મારી, બિન્દી પણ દીયે બનાવી,
કરથી બાંધે કસો, આંગીની આનંદ લાવી;
ચાહે અત્તર અંગ, ચોપડે મેંદી દીયે પગ,
મુજ મુખ સામું જુએ, તીવ્ર ઈચ્છાથી ટગટગ;
છકયો રહે મુજ છબિપરે ક્યાંઇ દૂર જતો નથી,
મુજપતિ મુજ શાસન વિના, એક શ્વાસ ભરતો નથી.

યથા.

નિરખી રાતદિન આંસુખં, પતિના ચક્ષુ બહુરૂપી થાય;
કમલ જાણી અલિ થાયે, શશિ અનુમાની ચકોર બની જાય.

## परकीयास्वाधीनपतिका—यथा.

પતિનો છોડયો પ્રેમ, પ્રેમ પતિવૃત્તનો છોડયો,
પરપતિ સાથે પ્રેમ, ઊંગરથી મેં તો જોડયો;
હાજર હરદમ રહે, ઇશારે આગળ આવે,
દાસની પેઠે ખાસ, નોકરી મારી બજાવે;
ડરે ન દુનિયાંથી જરી, મુજ પ્રીતિ માટે મરે,
મનમોહન મુજ મિત્રસમ, જગમાં કોઇ નહિ જડે.

યથા.

પ્રસારી પ્રેમતણો ગુણ, મુજ મન ખગને બાંધે છે નાથ;
ઉડે ઉદાસ બની કદી, તો ફરી ખેંચી રાખે છે હાથ.

## सामान्यास्वाधीनपतिका—यथा.

માન કરૂં શી રીત, વાંક વ્હાલાંનો ના'વે,
એક કહું ત્યાં અધિક વસ્તુઓ વ્હોરી લાવે.
મુદ્રિ માગું તહાં, હાર મુક્તાનો આપે;
જરા ઉદાસી જોઇ, તુરત મુજ ચરણો ચાંપે,
હોંશ રહી ગઇ હૃદયમાં, મુજને માન કર્યા તણી,
પણ હું શું સજની કરૂં, પ્રીતિ પ્રિયતમની ઘણી.

યથા.

રૂપ ગુણેથી ભરેલી, મુજવિણ વનિતા નથી અન્ય હાલ;
પ્રિયકર અહીં કંકણ દે, હૃદય લગાવી દે મુક્તામાલ.

## अभिसारिका.

પ્રિય સંગમાર્થે સંકેત-સ્થલમાં જવાવાળી અથવા પતિને પોતા પાસે બોલાવવાવાળી સ્ત્રીને अभिसारिका કહે છે. સમય પ્રમાણે રૂપ અને શ્રૃંગારનું સજવું, બુદ્ધિબલનું જોર બતાવવું, સાહસ અને છળ કરવો એ એની ચેષ્ટાઓ છે.

## मुग्धाअभिसारिका—यथा.

મળીને સખીઓ સર્વ, કહે બાલાને બાઇ,
જોવા નવલો ખેલ, ચાલ જંગલમાં જાઇ;
છળગળથી કરી છટા, છબીલીને છળી લીધી,
વિધવિધ વાતો માંહીં, ભમાવી આગળ કીધી.
કુંજ ગલીમાં કોડથી, મેળવી મોહનને જઈ,
અજબ ખેલ અવિલોકતાં, સુભગા શરમાઇ ગઇ.

યથા.

નવલાને નેહેથી, કેલિભુવનમાં લઈ ચાલી આલી;
મુખશશિ ભૂષણ તારા, દ્રગ ચકોર કરી નિરખે વનમાલી.

## मध्याअभिसारिका--यथा

કટિ કિંકિંની કરી દૂર, દૂર પગ ઝાંઝર ધરતી,
ભ્રમરોનો ભય પામી, દૂર દ્રય કરથી કરતી;
સખીની દ્રષ્ટિ બચાવી, દૂર ગજગતિ કરી ધરી ડર,
ચપલા પેઠે ચમકી, ગ્રહથી બીજા ગ્રહ અંદર;
મળતાં મોહનલાલને, ઘડી શીતલ ઘડીમાં ગરમ,
અબળાને અભિસારસાં, હૃદયે સ્મર નયને શરમ.

યથા

સજી સુંદર શ્રંગારો, વામા ચાલી રતિ ભુવને વ્હાલે;
મન આગળ પગ પાછળ, ઘડી ધીરી ઘડી ઉતાવળી ચાલે.

## प्रौढाअभिसारिका--यथा.

મંજન કરી શરીર, આંખમાં અંજન સાર્યું,
વિધવિધ ધાર્યાં વસ્ત્ર, ભૂષણે તન શ્રંગાર્યું;
ચારૂ ચંદ્રિકા તુલ્ય, ચંદ્રમુખી ચોંપે ચાલી,
રતિગ્રહમાં રસરૂપ, જહાં બેઠા વનમાલી;
છત્રપતિ સ્મરશર ધરી, રામા સંગે રાજતો,
નેહ સહિત નક્ષત્રપતિ, છત્ર રૂપ બની છાજતો.

યથા.

કચ કુચ ભારે ઝુકતી, બહુ શ્રંગારો સજી ચાલી બાલ;
જાણે આસવથી છકી, છેલી જાયે છકાવવા લાલ.

## परकीयाअभिसारिका--यथा.

સુતાં ઘરનાં સર્વ, ઉંઘીયાં આસપાસ જન,
વીતી રજની અર્ધ, ખોલી ધીરેથી ગ્રહ ઘન;
ચૂપચાપ ચોરીથી, ચોંકતી ચતુરાં ચાલી,
મહદ મુદેથી ગઇ, જહાં બેઠા વનમાલી;

ચોરે ચામીકર ગણી, ભ્રમરે ગણી જુહી ભામિની,
ગણી ચકોરે ચંદ્રમા, ગણી મયૂરે દામિની.

યથા

ગણુકારે નહીં ગોરી, મગ પળતાં પગ વિષધર વીંટાય;
જયમ છકેલ ગજ છૂટી, ધીર તજી જંજીર ખેંચી ધાય.

પરકીયા અભિસારિકાના ત્રણ ભેદ છે. ૧ कृष्णाभिसारिका, ૨ शुक्लाभिसारिका, ૩ दिवाभिसारिका.

## कृष्णाभिसारिका.

અંધારી રાત્રિને અનુકૂલ વેષ ધારણ કરી પ્રિય સંગમાર્થે સંકેત સ્થળમાં જાવાવાળી સ્ત્રીને कृष्णाभिसारिका કહે છે.

યથા.

શ્યામ નિશિ નભ શ્યામ, શ્યામ ઘન ઘટા છવાઇ,
શ્યામ સજી શ્રંગાર, શ્યામને મળવા ધાઇ;
લલના ડરે ન લેશ, કલેષનો ભય નથી કાંઈ,
સબળ સહાયક ચાર, સંગ લીધા સુખદાઇ.
ચડી મનોરથ વાહને, સખી ઉમંગ સુ રસાલ છે,
સુભટ પ્રબલ સ્મર શોભતો, મુખશશિતણી મસાલ છે.

યથા.

પ્રિયનો રંગ ગ્રહ્યા વિણુ, વ્હાલ ભર્યું નહીં મિલન થાય વામ;
શ્યામ રંગ ધરી તેથી, જા મળવા જ્યાં બેઠા છે શ્યામ.

## शुक्लाभिसारिका

ચાંદની રાત્રિને અનુકૂળ વેષ ધારણ કરી પ્રિય સંગમાર્થે સંકેત સ્થળમાં જાવાવાળી સ્ત્રીને शुक्लाभिसारिका કહે છે.

યથા.

શ્વેત કિનારી સહિત, શ્વેત સાડી શિર ધારી,
કસી કંચુકી શ્વેત, શ્વેત જરિઓથી સુધારી;
ઘેરદાર ઘાઘરો, શ્વેત મુક્તાની માળા;
અન્ય સર્વ ભૂષણો, શ્વેત સુ જવાહિરવાળા;
ચતુરાં ચાંદની રાતમાં, ચાંદનીમાં ભળી ચાલતી,
મળવા મોહનલાલને, આશ ઉમંગ ઉરે અતિ.

યથા.

ચારૂ ચાંદનીમાંહી, શ્વેત વસનની ધુતિ શુભ દરશાય;
જાણે ક્ષીરાબ્ધિતનયા, ક્ષીરસિન્ધુમાંહે ચાલી જાય.

## दिवाभिसारिका.

દિવસમાં પ્રિયસંગમાર્થ સંકેત સ્થળમાં જવાવાળી સ્ત્રીને दिवाभिसारिका કહે છે.

યથા

નભમંડલમાં આજ, ચંડકર પ્રચંડ અંગે,
કેહરિ અને કુરંગ, વૈર તજી વસતાં સંગે;
અહિફણ નીચે જાય, ત્યાગી ભય દાદુર દોડી,
અહિ મયૂર હેઠળે વસે તન આશા તોડી;
ગાઢ પ્રીતિ ગોવિંદની, અબળાના ઉરમાંય છે,
મધ્યાન્હે મળવા મુદે, જેષ્ટ માસમાં જાય છે.

યથા.

ધરી અરૂણ પટ અબળા, મધ્યાન્હે પ્રિયને મળવા ચાહે,
જાતી જરી ન જણાતી, ફૂલેલા કિંશુકનાં વનમાંહે.

કેટલાએક કવિઓ અષ્ટ નાયકા સિવાય વિશેષ ભેદો બતાવે છે. ૧. गमिष्यत्पतिका २. गच्छत्पतिका, ३ आगमिष्यत्पतिका, ४ आगच्छत्पतिका, ५ आगतपतिका, ६ संयोगविता.

## गमिष्यत्पतिका

પ્રિયના વિદેશ ગમનના નિશ્ચયથી વ્યાકુલ થવાવાળી સ્રીને गमिष्यत्पातिका કહે છે.

## मुग्धागमिष्यत्पतिका—यथा

જે નવલાએ મનમાં, વ્હાલે પતિનું નેહતરૂ વાવ્યું;
પતિનું ગમન સુણી એ, વિરહતપ્ત વાયુથી કરમાવ્યું.

## मध्यागमिष्यत्पतिका—यथा

નાથગમન સુણી નારી, કહેવા જાયે પણ ન કહ્યું જાય;
લાજમદનનો ઝગડો, દિલમાં થાયે તે નહીં દેખાય.

## प्रौढागमिष्यत्पतिका—यथा

કહી લાલે બાલાને, વિદેશ જવાતણી વાત જ્યારે;
આંખતણા અંજનને, ધોવા લાગી ઘન અશ્રુધારે.

## परकीयागमिष्यत्पतिका

પ્રથમ મિલનમાં જેવું, દુઃખ દીધું હતું તમે મને શ્યામ,
એથી અધિકું આજે, દુઃખ દો છો લઇ વિદેશનું નામ.

## सामान्यागमिष्यत्पतिका—यथा

વિદેશ જાતાં પહેલાં, કૃપા કરી દેતા જાજો લાલા;
પ્રાણ રાખવા પદિકો, જપવા નામ તમારૂં મોતીમાલા.

## गच्छत्पतिका

પ્રિયને વિદેશ જતો જોઇ દુઃખી થનારી સ્ત્રીને गच्छत्पतिका કહે છે.

## मुग्धागच्छत्पतिका–यथा

પતિને સિધાવવાને, જેમ જેમ ઘટીં રાત પ્રાત થાય;
તેમ તેમ તરૂણીના, મુખશશિ કેરી જ્યોતિ ઘટતીં જાય.

## मध्यागच्छत्पतिका–यथा

પતિવિયોગ વેળાએ, દારાને દ્રગ અશ્રુ દેખાય;
જાણે મધુકર મધુને, વમન કરી ફરીં તુર્ત ખાઇ જાય.

## प्रौढागच्छत्पतिका–यथा

પતિ સિધાવતી વખતે, બન્ને નયનોને કહે છે બાલ;
રોવાના દિન ઝાઝા, નિરખી લ્યો પતિ હર્ષ ધરી હાલ.

## परकीया गच्छत्पतिका–यथा

કરી ચીકણી કાયા, લાલ લગાવી સદાય અતિસ્નેહ;
વિરહઅગ્નિથી બાળીને, હવે એક ક્ષણમાંહિ થશે ખેહ.

## सामान्यागच्छत्पतिका–यथा

પ્રથમ દઇ મન પ્યારા, મારા મનને કર્યું તમે હાથ;
આજ અચાનક છોડી, વિદેશમાં ક્યાં જાઓ છો નાથ.

## आगमिष्यत्पतिका

પ્રિય વિદેશથી આવશે એમ જાણી ખુશી થનારી સ્ત્રીને आग-मिष्यत्पतिका કહે છે.

## मुग्धाआगमिष्यत्पतिका—यथा

દિન હૃદયમાંહી મળશે, આ નવલાનો નાથ હવે આઈ;
વાત સુણી એ સખીની, નીચાં નયન કરીને લજવાઇ.

## मध्याआगमिष्यत्पतिका—यथा

વામ નયન ફરકયાથી, બાળા હર્ષિત બની રહી ચૂપ;
ક્ષણ ઉઘાડી ક્ષણ ઢાંકે, ઉર ઉમંગને જ્યમ વાદળ ધૂપ.

## प्रौढाआगमिष्यत्पतिका—यथा

પત્ર આવ્યો પતિનો, અને સુણ્યું પતિ આવે છે ખાસ;
કામિનીની કાયામાં, એથી ઉપજ્યો દ્વિગુણો હુલ્લાસ.
નયન બાહુ બહુ ફરક્યાં, વળી બોલવા લાગ્યો જવ કાગ;
અંગ અંગ અબળાને, વિવિધ વધવા લાગ્યો અનુરાગ.

## परकीयाआगमिष्यत्पतिका—यथा

સુણ્યું પથિકના મુખથી, વાલમ વળશે વિદેશને ત્યાગી;
કાંઇક મુખ મરકાવી, ચાલી ચતુરા ઉરમાં અનુરાગી.

## सामान्याआगमिष्यत्पतिका—यथा

બહુ ધન મેળવી મોટી, જરૂર આવશે એમ સુણી વાત;
વાર વધૂના ઉરમાં, વિલાસ લાગ્યો વધવા દિન રાત.

## आगच्छत्पतिका

પ્રિય વિદેશથી આવે છે એમ જાણી ખુશી થનારી સ્ત્રીને आग-च्छत्पतिका કહે છે.

## मुग्धाआगच्छत्पतिका—यथा

નવલાના મનમાંહી, હર્ષ થયો પતિ આવે છે જાણી;
કમલકલિની પેઠે, જરા અરૂણતા મુખપર દરશાણી.

## मध्याआगच्छत्पतिका—यथा

પતિઆગમન સુણીને, લાજવતીનું અંતર ઉભરાય;
નિશદિન મધુ સરસિજ સમ, ઘડી વિકસે, ઘડીભર સંકોચાય.

## प्रौढाआगच्छत्पतिका—यथा

પતિ આવે છે જાણી, અબળાને આતુરતા અધિકાય;
ઉડી મળત આગળથી, પાંખ ન પ્રાપ્ત થવાથી પસ્તાય.

## परकीयाआगच्छत्पतिका—यथा

અન્ય દેશથી આવે, પ્રિયતમ એવી સુણી વાત માત્ર;
ચમક્યું ચપલા પેઠે, ચાહ વધવાથી ગોરીનું ગાત્ર.

## सामान्याआगच्छत्पतिका—यथा

ધની મિત્ર આવે સુણી, સજે શ્રંગારો અંગે અભિરામ;
નગર બ્હાર જઇ બેઠી, મારગ રોકી વિલાસિની વામ.

## आगतपतिका.

પ્રિયના વિદેશઆગમનથી ખુશી થનારી સ્રીને આગતપતિકા કહે છે.

## मुग्धाआगतपतिका—यथा

પતિ પરદેશથી આવ્યો, ગ્રહી કર પૂછે સમાચાર સુખથી;
લાજ સમુદ્રે ડૂબી, વાત ન નિકળે નવલાના મુખથી

## मध्याआगतपतिका—यथा

પ્રવાસથી પતિ આવ્યો, ગૃહિણી બેઠી ઘુંઘટડો તાણી;
નેહથી વાંકી નજરે, ઘડી પતિને નિરખે ઘડી સખી શાણી.

## प्रौढाआगतपतिका—यथा

પતિને નિરખી પ્રમદા, કરતી અંજન સહિત અશ્રુધારા;
જેમ ચન્દ્રને નિરખી, ચકોર દૂર ધરે છે અંગારા.
સ્ત્રી હસી વાલમ સંગે, વાતો કરતાં આંખે અશ્રુ ભરે;
મિલન વિરહના સુખ દુઃખ, વર્ણન કરતાં ગદગદ કંઠ કરે.

## परकीयाआगतपतिका--यथा

ગયા વિરહ દિન વીતી, આવ્યો નિશિમાં અગણિત આનંદ;
પ્રેમી પ્રિયા કુમુદિનિસમ, વિકસી નિરખી વ્હાલો વ્રજચંદ્ર.

## सामान्याआगतपतिका—यथा

તમવિણ તનનગરીમાં, વિરહલુંટારા પ્રીતમ ઝટ પેસી;
સુવર્ણરૂપ સરવ મુજ, લુંટી ગયા હું રહી હાય બેસી.

## संयोगगर्विता

પ્રિયના સંયોગથી ગર્વ કરનારી સ્ત્રીને संयोगगर्विता કહે છે.

યથા.

ક્યાંય ગયાં એ વાદળ, નિત ઉઠી મુજને જળાવતાં જેહ;
ગાઈ મલાર બોલાવું, તોય ન આવે નજર આજ એહ.

## नायक

રૂપયૌવનસંપન્ન પુરૂષને नायक કહે છે. એના ધર્માનુસાર ત્રણ ભેદ છે, ૧ पति, ૨ उपपति, ૩ वैशिक. અવસ્થાનુસાર બે ભેદ છે. ૧ मानी ૨ प्रोषित, પ્રકૃત્યાનુસાર ત્રણ ભેદ છે. ૧ उत्तम ૨ मध्यम, ૩ अधम. રસાનુસાર ચાર ભેદ છે. ૧ धीरललित, ૨ धीरोद्धत, ૩ धीरोदात, ૪ धीरप्रशान्त.

યથા.

કલિત કંઠ કંબુસમ, કમલદલસમા કપોલ શોભે છે;
અધરબિમ્બ વિદ્રુમસમ, ભ્રૂધનુ સમ જોઈ મન લોભે છે.
બાણુસમાન નિરીક્ષણુ, સ્મરને લજવે તનની તરૂણાઇ;
સબલ વિમલ અતિ દાની, ધીર, વીર, ગંભીર અને ન્યાયી.
વિનયી વિદ્યાવંતો, રસમય વાણી વસે મુખે વાસ;
ચતુર અને આનંદી, દયા વસે દિલ હરદમ મુખ હાસ.

## पति

શાસ્ત્રવિધિથી વિવાહિત પુરૂષને पति કહે છે. એના પાંચ ભેદ છે. १ अनुकूल, २ दक्षिण, ३ धृष्ट, ४ शठ, ५ अनभिज्ञ.

યથા.

જ્યારથીં પરણ્યો પ્રિયતમ, ત્યારથીં તુજને રાખે છે સંગ;
ભાગ્યશાળી તું ભામા, સદા શિવાસમ રાજે અરધાંગ.

## अनुकूल

જે પુરૂષ એકજ વિવાહિતા સ્ત્રી ઉપર અનુરક્ત બની બીજી સ્ત્રીની આકાંક્ષા ન રાખે એને अनुकूल કહે છે.

યથા.

પત્ર ધરે પગ નીચે, શિર પર નિજ વસ્ત્રથી છાંય કરતો;
પ્રમદાને લઇ પ્રિયતમ, એ રીતે ઉપવનમાં સંચરતો.

## दक्षिण

ઘણી સ્ત્રીઓ ઉપર સમાન પ્રીતિ રાખવાવાળા પતિને दक्षिण કહે છે.

યથા.

ચારે દિશિ ફેરવીં મુખ, કરે અખિલના ઉર આનંદકૂપ;

પ્રિયામાટ જાણે પતિ, ધરી બેઠા છે ચતુરાનન રૂપ.

## ધૃષ્ટ

અત્યંત અપમાનિત થયા છતાં પણ નમ્ર અને લજ્જાહીન અધમ પતિને ધૃષ્ટ કહે છે.

યથા.

નિર્લજપણું નથી જાતું, એની એ રહી કુચાલ દિન રાત;
વિષ સમ લાગે મુજને, વાલમ તારી હસવાની વાત.

## શઠ

છળપૂર્વક અપરાધ ગોપન કરવામાં ચતુર પતિને શઠ કહે છે.

યથા.

માન તાહેરૂં માનિની, સુરવનિતાઓતણું માન લોપે;
હું જાણું મુખ તારૂં, ચડ્યું ખેંચી ભ્રૂ શશિ ઉપર કોપે.

## અનભિજ્ઞ

શ્રૃંગારાદિ રસાનુકૂલ ક્રિયાના યથાર્થ બોધમાં અસમર્થ પુરૂષને અનભિજ્ઞ કહે છે.

યથા

હાવ ભાવથી હરદમ, સજી શ્રૃંગારો નેણ નચાવું હું;
પતિ તોયે નહીં રીઝે, ત્યારે શું સખી ઢોલ બજાવું હું.

## ઉપપતિ

પરદારાનુરક્ત પુરૂષને ઉપપતિ કહે છે. એના બે ભેદ છે. ૧ વચનચતુર, ૨ ક્રિયાચતુર. કોઈ કવિઓ એના બીજા ત્રણ ભેદ બતાવે છે. ૧ ગૂઢ, ૨ મૂઢ, ૩ આરૂઢ.

યથા.

ચરિત્ર આ ચતુરાંનાં, વર્ણન કરીને ક્યાં જઈ કહેવાયે;

મુજ ઘટ અનલ લગાવી, જળનો ઘટ ભરી શીશ ધરી જાયે.

## वचनचतुर--यथा

હતી ચમકતી દેવી, ઉત્તમ અંબરમાંહી અદ્દભૂત;
શું બંધુ કોઇ શ્યામા? નહીં નહીં વામા નિરખી વિદ્યુત.

## क्रियाचतुर--यथा

વેષ વિપ્રનો ધારી, ગયો તીર્થતટ ચતુર પુરૂષ ચાહે;
સહુ જન જોતાં છળીયે, કર્યું તિલક પ્યારીના ભાલમાંહે.

## गूढ

જે પુરૂષ પરદારાથી થએલી પ્રીતિ ગુપ્ત રાખે છે તેને ગૂઢ કહે છે.

યથા.

નિજ નારી ઉર વસતો, પરદારાનો છુપાવીને પ્રેમ;
ભરે માલતી માટે, તોય કમલમાં મધુપ વસે જેમ.

## मूढ

જે પુરૂષ પરદારાથી થએલી પ્રીતિ પ્રકાશ કરી દે છે તેને મૂઢ કહે છે.

યથા.

પરનારીની પ્રીતિ, નિજ પ્રમદાને કહીં પછી પસ્તાયે;
મૂર્ખ ચોર નિજ ચોરી, જેમ બતાવી જેલમહીં જાયે.

## आरुढ

યથા.

કુલટાઓને સંગે, નિશદિન ફરતો બંધન માર સહે;
છૂટ્યા પછી સદાયે, થઈ છીત મુજ જાગરી કુટિલ કહે.

## वैशिक

વેશ્યાનુરક્ત પુરૂષને वैशिक કહે છે.

કેટલાએક કવિઓ વૈશિકના નીચે પ્રમાણે ભેદો બતાવે છે. १ अनुरक्त, २ कामपत्त, ३ सुरामत्त, ४ धनमत्त.

યથા.

સુવરણવરણી શ્યામા, પાન ચાવતી દ્વાર પરે બેઠી;
હસી જોઈ મુજ સામું, હાય માહરા હૃદયમહીં પેઠી.

## अनुरक्त.

જે પુરૂષ મન, વચન અને કર્મથી ગણિકાના પ્રેમને વશ થાય તેને अनुरक्त કહે છે.

યથા.

શી રીતે મુજ મનમાં, અવર નારીનો પ્રેમ શકે પેસી;
વાર વિલાસિની કેરો, વિલાસ જેમાં બળે રહ્યો બેસી.

## काममत्त-यथा

ફરે કામવશ નિશદિન, અતૃપ્ત અંતર તૃપ્ત થાય નહીં;
ઘડી ઘરમાં ઘડી બાહિર, ઘડી વેશ્યાઓતણી ગલીમાંહી.

## सुरामत्त—यथा

તનસુગંધિ ચંપકસમ, નિજ નારીનું નિત્ય કરી ન્યારૂં;
વાર વધૂને ભુવને, મત્ત પડ્યો રહે મધુ પીવા સારૂ.

## धनमत्त--यथा

અમૂલ્યને અતિ ઉત્તમ, જે માગી તે વસ્તુ તુરત દીધી;
રૂપ ગુણે ભરી રામા, વિવિધ પ્રયત્ને મેં વશ કરી લીધી.

## मानी

પ્રિયાએ કરેલ અપમાનસૂચક ચેષ્ટાઓ ધારણ કરનાર પુરૂષને માની કહે છે.

યથા.

કર જોડી જે કામા, વિનતિ કરે આપને આઠ યામ;
કઠોર બની તેનાથી, મુખ મરડી શું રહ્યા લાલ આમ.

કેઈ કવિ માનીના વિશેષ ભેદો બતાવે છે. ૧ રૂપમાની, ૨ ગુણમાની.

## रुपमानी--यथा.

વારંવાર શું વિલોકો. નિજના મુખને ગ્રહી દરપણ હાથે;
શ્યામ જુઓ સરખાવી. આપતણું મુખ ગૌરીમુખ સાથે.

## गुणमानी--यथा

ગુંથેલ ગાન તમારૂં, સુણાવતા નથી શ્યામાને શાને;
આપ થકી નથી ઓછી, સમજણમાં સ્વર તાલ અને તાને.

## प्रोषितपति

પ્રિયાવિયોગથી સંતાપિત પુરૂષને પ્રોષિતપતિ કહે છે.

યથા.

કનકછડી કંતિમય, દામિની કરતાં દ્વિગુણ તેજ જાલ;
અમૃતવેલિ અનુપમ, દારા મુજથી દૂર હાય હાલ.

## उत्तम

• પ્રિયતમાને કોપાયમાન નિરખી ચતુરાઇથી તેનું માન છોડાવવાના ઉપાય યોજનાર પુરૂષને उत्तम કહે છે.

યથા.

કોપિત જોઇ કામા, ઇલાજ કરતા તુરંત રસિકરાજ;
ગ્રહી કપોલ દ્રગ લૂતા, કહે શું અંજન ફેલાયું આજ.

## मध्यम

પ્રિયતમાને માનમાં ભરાએલી જોઇ જે પુરૂષ સમાન રહે છે તેને मध्यम કહે છે.

યથા.

કોપે ભરાઇ કામા, ઉભો નાથ અબોલ રહી ન્યાળે;
હાથ ગ્રહ્યો હસી હેતે, ઉઠી શ્રૃંગાર સજવા લાગી જ્યારે.

## अधम

ભય લજ્જારહિત પુરૂષને अधम કહે છે.

યથા.

નિર્લજ સ્વારથી સ્વામી, એથી હું સખી સદા બળું મનમાં;
છુપી સ્પૃશે મુજ છાતી, હું બેઠી હોઉં જ્યાં ગુરૂ જનમાં.

## धीरललित

શ્રંગારરસ પ્રધાન પુરૂષને धीरललित કહે છે.

યથા.

વ્હાલાં ભૂષણ વસનો, ઉજળતા પ્રિય મિત્ર સંગ સ્નેહ;
વિષય લાલસા ઉરમાં, પ્રમદા પ્યારી સદા સ્વચ્છ દેહ.

## धीरोद्धत

રૌદ્રરસ પ્રધાન પુરૂષને धीरोद्धत કહે છે.

યથા.

અધિક રોષ લઘુ દોષે, અતિ અમર્ષ અહર્નિશ ચંચલ ચિત્ત;
નિજ સ્તુતિ કરી સુખ માને, મહદ માનભરી રાખે છે રીત.

## धीरोदात

વીરરસ પ્રધાન પુરૂષને धीरोदात કહે છે.

યથા.

સદા સત્યતા પ્યારી, દાન દયા રાખતો રૂચિર માન;
ઉત્સાહી ઉદ્યોગે, પ્રિયાપ્રેમવશ ધર્મપર ધ્યાન.

## धीरप्रशान्त

શાન્તરસ પ્રધાન પુરૂષને धीरप्रशान्त કહે છે.

યથા.

ગીત વાદ્ય અતિ પ્યારાં, સંતગુણો સાંભળવા રૂચિ રાખે;
વિવેક ધર્મ અધર્મે, દયા દ્રષ્ટિથી સર્વ સ્થળે દાખે.

## रसप्रकार

પૂર્વોક્ત રીતિઅનુસાર વિભાવ, અનુભાવ અને સંચારી ભાવથી પરિપોષિત સ્થાઇ ભાવ અર્થાત્ રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય. જુગુપ્સા, આશ્ચર્ય અને નિર્વેદથી ક્રમાનુસાર નવ રસોની ઉત્પત્તિ થાય છે અર્થાત્ १ श्रंगार, २ हास्य, ३ करुण, ४ रौद्र, ५ वीर, ६ भयानक, ७ विभत्स, ८ अद्भुत, ९ शान्त.

## श्रंगार

નાયક નાયિકાના પરસ્પર અનિર્વચનીય પૂર્ણાનન્દને श्रंगाररस કહે છે. એનો વર્ણ શ્યામ અને દેવતા વિષ્ણુ છે. એના બે ભેદ છે. १ संयोग, २ विप्रलम्भ.

## संयोग

દર્શ, સ્પર્શ સંલાપાદિજનિત બહિરિન્દ્રિય સંબંધી પરસ્પરના આનંદને **संयोग श्रंगार** કહે છે.

યથા.

સજી સરવ શ્રંગાર, નાથની સંગે નારી,
એક આસને ઉભય, બિરાજે વ્હાલ વધારી;
વાતો કરતાં વિહસિ, અમિત રતિ રસને ચાખે,
સુણી કોકિલના શબ્દ, ઉરે અધિકાં અભિલાખે;
ચતુરાં નિજ મુખચંદ્રથી, શરમિન્દા શશિને કરે,
કલિત લલિત તનકાન્તિથી, જ્યોતિ જવાહિરની હરે.

આમાં નાયકનાયકા **आलंबनविभाव**, કોકિલના શબ્દ **उद्दीपन विभाव**, એક આસન બેસવું **अनुभाव**, રતિ રસને ચાખવો એ **रतिस्थाइ** અને વિહસી વાતો કરવી એ **हर्षसंचारी भाव** હોવાથી **संयोग श्रंगार** થયો.

## विप्रलम्भ

નાયકનાયકાના પરસ્પર પ્રસન્ન બહિરિન્દ્રિયોના સબંધઅભાવને **विप्रलम्भ** અથવા **वियोगश्रंगार** કહે છે. એના ત્રણ ભેદ છે. **पूर्वानुराग, २ मान, ३ प्रवास.**

યથા.

પ્યારાવિણ પાવસ ઋતુ, પાવક તુલ્ય બની મુજને બાળે;
આ કેકીને કોકિલ, પૂર્વ જન્મનું આજ વૈર વાળે.

## पूर्वानुराग

મિલન થયા પહેલાં થએલી પ્રીતિને **पूर्वानुराग** કહે છે.

એનું કારણ પ્રિય વસ્તુનું દર્શન છે.

યથા.

મુજને તજી મન મારૂં, શકુંતને જઇ મળ્યું મુદે સજની;-
મનવિણ તન એકલડું, અથડાયે છે દિવસ અને રજની.

કેટલાએક કવિઓ પૂર્વાનુરાગઅન્તરગત શ્રુતાનુરાગ અને દ્રષ્ટાનુરાગ બતાવે છે.

## શ્રુતાનુરાગ--યથા.

જેની વાત સુણીને, થઇ જુદી તન મનની સ્થિતિ મારી;
કરાવ દર્શન એનાં, નહીંતો મારા પ્રાણ જશે પ્યારી.

## દ્રષ્ટાનુરાગ--યથા

રૂપરશ્મિયે નાખી, મુજ અંતરની મથનીમાં વ્હાલી,
દેહદધિને છોડી, મુજ મનમાખણ લઇને ક્યાં ચાલી.

## દર્શન

કોઇ પ્રકારથી કોઇ વસ્તુના સ્વરૂપજ્ઞાન થવાને દર્શન કહે છે. એના ચાર ભેદ છે. ૧ શ્રવણ, ૨ ચિત્ર, ૩ સ્વપ્ન, ૪ પ્રત્યક્ષ.

## શ્રવણ

કીર્તિ શ્રવણ કરવાથી જે સ્વરૂપ ચિત્તમાં ભાસિત થાય છે, એને શ્રવણદર્શન કહે છે.

યથા.

જે દિનથી સજની તેં, વખાણી સુરતી વાલમની જેવી;
તે દિનથી મુજ હૃદયે, વસી રહી છે તેવીને તેવી.

## ચિત્ર

કોઇ વસ્તુનું ચિત્રદ્વારા સ્વરૂપજ્ઞાન થાય તેને ચિત્રદર્શન કહે છે.

યથા.

ચિત્ર ચક્ષુથી જોતાં, ચિત્રતુલ્ય સ્થિતિ થાયે ચતુરાંની;
તો પછી મિત્ર નિરખતાં, કહે કેવી સ્થિતિ થાવાની આની.

## स्वप्न

નિદ્રાવસ્થામાં કોઇ વસ્તુના સ્વરૂપજ્ઞાનને स्वप्नदर्शन કહે છે.

યથા.

જાગ્યા પછી જો જોઉં, તો લપટાવી લઉં હૃદય સાથ;
ચિત્તચોર સ્વપ્નાનો, કેમ કરી આવે મારે હાથ.

## प्रत्यक्ष

કોઇ વસ્તુના નયનગોચર થવાને प्रत्यक्षदर्शन કહે છે.

યથા.

પતિદ્રગ અલિ આનંદે, ભ્રમે નારીના વદનાંબુજ સાથે;
પતિમુખ શશિ પર ભ્રમતાં, દ્રગચકોર ચતુરાનાં સુખ સાથે.

## मान

આજ્ઞાપ્રતિકૂલ પ્રિયના અપરાધજનિત પ્રણયકોપને **मान** કહે છે. એના ત્રણ ભેદ છે. ૧ लघु, ૨ मध्यम, ૩ गुरु.

યથા.

અંજનવિણ દ્રગ ફીકાં, હારવિના ઉર નથવિણ છે નાસા;
ચઢેલ ભ્રકુટિ ભાખી, ખોઇ નાથે આનંદની આશા.

## लघु

પરસ્ત્રીદર્શનજનિત માન કે જે હાસ્યાદિકથીજ નિવૃત્ત થાય છે એને लघु માન કહે છે.

યથા

માન ગયું તુજ છૂટી, નજરેથી ન્યાળતાંજ વ્રજરાજ;
રહી ભરાઇ ઘડી માને, માન કર્યાની રાખી તેં લાજ.

## મધ્યમ

પરસ્ત્રીપ્રશંસાજનિત માન કે જે વિનય અથવા સમ ખાવાથી નિવૃત્ત થાય છે તેને મધ્યમ માન કહે છે.

યથા.

કસમ કાન્તમુખથી સુણ્યૉં, તુરત ઉતારી ભ્રકુટિ ધનુષ નારી;
વિહસિ વિલોક્યૉં કટાક્ષે, રસકૃપાણુને સુદે રહી મારી.

## ગુરુ

પરસ્ત્રીગમનવિશ્વાસજનિત માન કે જે ચરણપતનાદિથી નિવૃત્ત થાય છે તેને ગુરુમાન કહે છે.

યથા

નિરખ્યાં અરૂણુ દ્રગ પતિનાં, અબળાની ગતિ થઈ ગઈ એવી;
કમલ અરૂણુતા નિરખી, ઘટી જાય શશિતણી દ્યુતિ જેવી.

## માનમોચનઉપાય.

માન છોડાવવાના ૭ ઉપાય છે. ૧ પ્રણતિ, ૨ ઉપેક્ષા, ૩ ભેદ, ૪ સામોપાય, ૫ દાનોપાય, ૬ પ્રસંગવિધ્વંસ.

## પ્રણતિ

જ્યાં નાયક સ્ત્રીને પાય પડી માન છોડાવે તેને પ્રણતિ કહે છે. આ ગુરૂમાન છોડાવવાનો ઉપાય છે.

યથા.

પતિ પત્નિના પગમાં, પડીયો એ અવરેખી અનુમાનું;
સુદે મિત્રને મળવા, જાણે આવ્યો આજ ભવ્ય ભાનુ.

## ઉપેક્ષા

જ્યાં માન છોડાવવાનો પ્રસંગ છોડી નાયક કોઇ જુદાજ પ્ર-

સંગથી માન છોડાવે તેને ઉપેક્ષા કહે છે. આ લઘુમાન છોડાવવાનો ઉપાય છે.

યથા,

વલ્લરી મળી વિટપને, ચપલા ઘનને મળી ચિત્ત ચાહી.
ક્ષિતિ ગગનમાં ન કોઇ, તરૂણી મુજને તજાય તેં નાંહી.

## ભેદ

જ્યાં નાયક નાયકાનું સખીદ્વારા માન છોડાવે તેને ભેદ કહે છે. આ પણ લઘુમાન છોડાવવાનો ઉપાય છે.

યથા

રોષ-અગ્નિને અનલેં, શા માટે પતિને બાળે શ્યામા:
તે તરૂ દહન ન કરીએં, સદાય વસીએં જેની છાયામાં.

## સામોપાય

જ્યાં નાયક નાયકાને જેમ તેમ સમજાવી મન મોહિત કરી માન છોડાવે, તેને સામોપાય કહે છે. આ પણ લઘુમાન છોડાવવાનો ઉપાય છે.

યથા

એકજ આપણ બેઉ, સમજી લે એ વાત સત્ય શાણી;
માન કદી નહીં કરીએં, માન ભેદનું મૂળ જબર જાણી.

## દાનોપાય

જ્યાં કોઈ પ્રકારનો લોભ બતાવી, નાયક નાયકાનું માન છોડાવે તેને દાનોપાય કહે છે. આ પણ લઘુમાનમોચનઉપાય છે.

યથા

તુજ નાથે નિજ હાથેં, ગુંથી મોકલી માલતીની માલ;
જશે માનઅરિ નાસી, હૃદયકમલથી પ્હેર પ્રીતેં બાલ.

## प्रसंग विध्वंस

જ્યાં નાયક નાયકાના ચિત્તમાં ભ્રમ કે ભ્રાન્તિ પ્રગટ કરી માન છોડાવે તેને પ્રસંગ વિધ્વંસ કહે છે. આ પણ લઘુ માનમોચન ઉપાય છે.

યથા

કહે પુરાણુ પોકારી, માન કરી જે સ્ત્રી વિતવે રાત
થશે ચક્રવાકી એ, પુનર્જન્મમાં છે સાચી વાત.

## प्रवास

વિદેશસ્થિતિને પ્રવાસ કહે છે. એના બે ભેદ છે.

१ भूतप्रवास. २ भविष्यप्रवास.

યથા

શિવા પૂજતાં શ્યામા, જવ કરથી પુષ્પનો સ્પર્શ કરતી;
ભસ્મ થતાં ભાળીને, હરા બદલ હરના શિરપર ધરતી.

## भूतप्रवास—यथा

બંધ દ્વાર કરી બેસું, ક્રૂર કલાનિધિ કસાઇના ડરથી;
જ્યોત્સ્ના જવાળા જળતી, જોઈ છુપાઇ સખી જાલાન્તરથી.

## भविष्यप्रवास--यथा

ભલે પધારો પ્યારા, હું નહી બોલું ધરી રહું મૌન્ય;
પધારશો જવ પાછા, વિલોકશો તવ અવાસ આ શુન્ય,

## दशादशा

પ્રિયના વિયોગમાં મનુષ્યોની અવસ્થા જે અભિલાષથી પ્રારંભ થઈ મરણાવધિને પહોંચે છે, એ દશ દશાઓ છે. આ દશ દશા વિપ્રલંભ શ્રંગારાન્તર્ગત ગણી છે. તેનાં નામ. १ अभिलाष, २ चिन्ता, ३ स्मरण, ४ गुणकथन, ५ उद्वेग, ६ प्रलाप, ७ उन्माद, ८ व्याधि, ९ जडता, १० मरण.

## अभिलाष

વિયોગસમયમાં પ્રિયમિલનની ઇચ્છાને અભિલાષ કહે છે.

યથા

ક્યારે ગુરૂજન માંહિ, નેણુની સેનથી પતિને સમજાવી;
કેલિ-ભુવનમાં કોડે, અતિ આતુર બની રહીશ ઉરલાવી.

## चिन्ता

વયોગ સમયમાં સંયોગ અથવા શાન્તિના ઉપાયાન્તર વિચારને ચિન્તા કહે છે.

યથા

શીરીતે શશિમુખી એ, આવી મળી સાચવે સમય ભાઇ;
મુજ મરેલને મોદે, કરે સજીવન અધરામૃત પાઇ.

## स्मरण

વિયોગ સમયમાં પ્રિયની પૂર્વ ચેષ્ટાઓનું જ્ઞાન થવાને સ્મરણ કહે છે.

યથા

ખટકી રહી ચિતમાંહી, ચટકેભરી તુજ ચાલ ચતુર નારી;
લટક [illegible]ક દેખાડી, છટકી ગઇ ક્યાં નેણુ બાણુ મારી.

## गुणकथन—यथा

દિન દિન વધી ઘટી આવે, બને મને શું દારૂણુ દુઃખદાય;
અરે કલંકી ચંદા, મુજ પતિના મુખસમ તું નહી થાય.

## उद्वेग.

વિયોગ સમયમાં વ્યાકૂલ બનીને કોઇ વિષયમાં ચિત્તને આશ્રય નહી મળી શકે તેને ઉદ્વેગ કહે છે.

યથા

અગ્નિથકી હતી બળતી, તેપર ચંદન લગાવિયું લાવી;
પવન નાખ પંખાથી, સખી તેં મુજને વિશેષ સળગાવી.

## પ્રલાપ

વિયોગ સમયમાં પ્રિયને વિદ્યમાન માની નિરર્થક ક્રિયા અથવા વચનરચનાને પ્રલાપ કહે છે.

યથા

શ્યામરૂપ ઘન શોભે, તનમાં દામિની પીતામ્બર ધારી,
લલિત દ્રગથી છબિ લાગે, છતાં મને કાં નાખે છે મારી.

## ઉન્માદ

વિયોગમાં અત્યંત સંયોગોત્સુક બની બુદ્ધિવિપર્યયપૂર્વક વૃથા વ્યાપાર કરવાને ઉન્માદ કહે છે.

યથા

ક્ષણમાં ચુંબન કરતી, ક્ષણ ઉર ધરતી ક્ષણ દ્રગપર આણી;
વર વારિજને વામા, નિજ પતિના આનન કરપદ જાણી.

## વ્યાધિ

વિયોગદુ:ખજનિત શરીરની અસ્વસ્થ અવસ્થાને વ્યાધિ કહે છે.

યથા

વિરહે દુબળી દારા, સેજે સૂતી જણાય નાહીં જરી;
શ્વેત ગલાહકકેરી, જાણે સૂતી દામિની સેજ કરી.

## જડતા

વિયોગદુ:ખથી જીવતાંજ સર્વ ઇન્દ્રિયોની ગતિને અવરોધ થવાને જડતા કહે છે.

યથા

જરા ન ચેતન આવે, ગયા હજારો વૈદ્યો હારીને;
મૃતક સજીવન બૂટી, નામ તમારૂં નિત એ નારીને;

## મરણ

પ્રાણપરિત્યાગને મરણ કહે છે.

યથા

મારા મરણ પછી સખી, પત્ર નાથનો આવે તમ હાથ;
તો મુજ મુખમાં મૂકી, જળાવજો અગ્નિમાં મુજ સાથ.

## हास्य

હાસની પરિપુષ્ટતાને हास्यरस કહે છે. એનો વર્ણ શ્વેત, દેવતા પ્રમથ, અનુપયુક્ત વચન રૂપાદિનાં પાત્ર, आलंबन અનુપયુક્તવચન અને રૂપાદિક उद्दीपन તથા મુખવિકાસાદિ अनुभाव છે. તેના मंद, मध्यम, અને अति ત્રણ ભેદ છે.

યથા

પતિની સંગે પ્રમદા, વાતો કરતાં ગઇ અક્ષર ચુકી,
તે સુધારતાં ફરીને, હસવા લાગ્યાં ઉભય ઝુકી ઝુકી;

## मंद

જ્યાં હસતાં દાંત નહી દેખાય તેને मंदहास्य કહે છે.

યથા

અબળાઓમાં ઉભા, હરિ ગ્વાલિનિનો વેષ બેશ ધારી;
અવિલોકી ઓળખતાં, મુખ મલકાવી મંદ હસી પ્યારી.

## मध्यम

જ્યાં હસતાં ધ્વનિ થાય તેને मध्यमहास्य કહે છે.

યથા

ભૂલી ગયા પીતામ્બર, પાછા ફરી લેવા આવ્યા લાલ;
દચો પીત પટ કહેતાં, બહુ ધ્વનિથી હસવા લાગી બાલ.

## अति

જ્યાં હસતાં અત્યંત ધ્વનિ આવે તેને अतिहास्य કહે છે.

યથા

આંખે અંજન ધરતાં, લલિતાએ લાલના ગાલ માથે;
કર્યું મેશનું ટીલું, હસવા લાગી ઝુકી સર્વ સાથે.

## करुण

શોકની પરિપુષ્ટતાને करुणरस કહે છે. એનો વર્ણ ચિત્રિત કપોત સમાન, દેવતા વરૂણ, બંધુનાશાદિ आलंबन, મૃતક દાહાદિ તથા એની અસાધારણ વસ્તુઓનું દર્શન તેમજ ગુણ શ્રવણાદિ उद्दीपन, ભાગ્યનિન્દા, ભૂમિપતન અને રોદનાદિ अनुभाव છે.

યથા

વ્યાકુલ બની મંદોદરી, કહે મૃતક દશમુખનું અહીં ગાત્ર;
વીશ કર્ણ છે તોયે, કાં નથી કરતા શ્રવણ મારી વાત.

## रौद्र

ક્રોધથી થએલી ઇન્દ્રિયોની પ્રબળતાને रौद्ररस કહે છે. એનો વર્ણ રક્ત, દેવતા રૂદ્ર, શત્રુ आलंबन. શત્રુનો ઉમંગ उद्दीपन, ભ્રૂભંગ, અધર દંશન અને બાહુ વિસ્ફોટનાદિ अनुभाव છે.

યથા

નિરખી જાવક ભાલે, પાવક જેવી બની રહી બાલ;
નિજ હૃદયેથી તોડી, પતિને દીધી માલતીની માલ.

## वीर

પૂર્ણોત્સાહની પરિપુષ્ટતાને वीररस કહે છે એના ત્રણ ભેદ છે.
१ युद्धवीर, दानवीर, ३ दयावीर.

યથા

ચડયો નંદ દશરથનો, મનોરથો હરના પૂરણ કરવા.
લાગ્યા ઉભય ફરકવા, પ્રચંડ બાહુ અરિના મદ હરવા.
કવચે નહી સમાયે, ગાત્ર પ્રફુલ્લિત અરિ જાયે થડકી;
જોઇ દ્રગે દશમુખને, તુર્તજ કઢીયો બખ્તરની કડકી.

## युद्धवीर

બલ વિદ્યા પ્રતાપાદિ નિશ્ચયજનિતોત્સાહની પરિપુષ્ટતાને युद्ध

वीर કહે છે. એમાં રિપુઐશ્વર્ય आलंबन, સેનાનો કોલાહલાદિ उद्दीपन અને અંગ સ્ફુરણાદિક अनुभाव છે.

યથા

સુભટો સાથે ચાલ્યા, રઘુનંદન ધરી ધનુષ બાણ હાથ;
જેમ નારીઓ સંગે, ફાગ ખેલવા જતો હોય નાથ.
જે લંકા જીત્યાવિણ, ફર્યા હતા શૂરાઓ મુખ મોડી,
તે લંકાનાં દ્વારો, રઘુપતિએ નાખિયાં તુર્ત તોડી.
શ્રવણ કરી હોંકારા, સહુ નિશિચરના શસ્ત્ર અસ્ત્ર પડીયાં;
થડકયું દિલ દશમુખનું, જવ ચતુરંગિણિ લઈ રામ ચડીયા.

## दानवीर

દાનસામર્થ્યાદિ જનિતોત્સાહની પરિપુષ્ટતાને दानवीर કહે છે. એમાં યાચક आलंबन, દાન સમય જ્ઞાન અને તીર્થ ગમનાદિ उद्दीपन સર્વસ્વત્યાગાદિક अनुभाव છે.

યથા

દીધા માલ ખજાના, અર્પણ-કર યાં સર્વે સુખસાજ;
રાજ દઇ કૌશિકને, ચાલ્યો હર્ષે હરિશ્ચંદ્ર રાજ.

## दयावीर

ચિત્તાર્દ્રતા જનિતોત્સાહની પરિપુષ્ટતાને दानवीर કહે છે. એમાં દીન आलंबन, દુઃખવર્ણનાદિ उद्दीपन, અને દુઃખ દૂર કરવું તથા મૃદુ ભાષણાદિ अनुभाव છે.

યથા

ગ્રાહે ગજને પકડયો, આવ્યો મૃત્યુતણી અણી માથે;
સુણી આરત સ્વર આવી, બચાવીયો હરિએ પકડી હાથે.

## भयानक

ઇન્દ્રિયવિક્ષેપસહિત ભયની પરિપુષ્ટતાને भयानकरस કહે

છે. એનો વર્ણ શ્યામ, દેવતા યમ, ભયંકર દર્શન આલંબન એનાં ઘોર કર્મ ઉદ્દીપન અને કંપાદિ અનુભાવ છે.

યથા

જવ રાવણનું જોયું, ઓચિન્તુ અતિ ડરામણું રૂપ;
તવ રઘુપતિની સેના, ફીકકે વદને બની રહી ચૂપ.

## विभत्स.

જુગુપ્સા જનિતેન્દ્રિય સંકોચકારી રસને વિભત્સ કહે છે, એનો વર્ણ નીલ, દેવતા મહાકાલ, દુર્ગંધાદિ આલંવન, કૃમિ મક્ષિકા પતનાદિ ઉદ્દીપન અને કંપ રોમાંચાદિક અનુભાવ છે.

ક્યાંઈ આમિષ અસ્થિ, ક્યાંઈ ચર્મ ક્યાંઈ છે રૂધિર ભરીયું;
સંદનાના એ ઘરમાં, શી રીતે હરિએ સ્થાનક કરીયું.

## अद्भुत

અનિવાર્ય વિસ્મયની પરિપુષ્ટતાને અદ્ભુતરસ કહે છે. એનો વર્ણ પીત, દેવતા બ્રહ્મા, અસંભવિત વસ્તુ આલમ્બન, એના ગુણોની મહત્તા ઉદ્દીપન અને સંભ્રમાદિક અનુભાવ છે.

યથા

લાવી સજીવન બૂટી, જીવાડીયા લક્ષ્મણને એ જોઈ;
ચકિત બન્યાં ચિત્તમાંહી ચમત્કારથી રાક્ષસ સહુ કોઈ.

## शान्त

કામક્રોધાદિના શમનપૂર્વક નિર્વેદની પરિપુષ્ટતાને શાન્તરસ કહે છે. એનો વર્ણ શુકલ, દેવતા નારાયણ, સંસારની અનિત્યતા આલંવન, સત્સંગ ઉદ્દીપન અને રોમાંચાદિક અનુભાવ છે,

યથા

ન ખેદ ન્યારો થાતાં, નથી હર્ષ બેસતાં મળી સાથ;
ગણે ભુવન વન સરખાં, જેને છે નિજ મન હરદમ હાથ.

# अलंकार.

શ્રી "જશવંત જશોભૂષણકાર" લખે છે:-

મનુષ્યને હાર આદિ અલંકાર હોય છે. એ છાયાનુસાર કાવ્યના પણ અનુપ્રાસ ઉપમાદિ અલંકાર માનવામાં આવ્યા છે.

અલંકાર ત્રણ પ્રકારના છે. ૧ शब्दालंकार, २ अर्थालंकार, ३ उभयालंकार.

અલંકાર શબ્દની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે છે.

अलं करोतीति अलंकारः 'अलं' એટલે શોભા, મનુષ્યના શરીરને ગુણ લાવણ્ય આદિ, જીવના ગુણ ઉદારતા આદિ અને હારાદિ સર્વ શોભાવનારાં બને છે; તથાપિ અલંકાર નામની રૂઢિ તો હારાદિકોમાંજ છે. તેમ કાવ્યને પણ શબ્દ, અર્થ, વ્યંગ્ય, ગુણ અને અનુપ્રાસ ઉપમાદિ સર્વ શોભા આપનારા હોવા છતાં અલંકારની રૂઢિ માત્ર અનુપ્રાસ ઉપમા ઇત્યાદિમાંજ છે. એનું નિમિત્ત એ છે કે પ્રધાનતાથી નામ થાય છે.

મનુષ્યના જીવનમાં પણ શોભા કરવાનો ધર્મ છે. કેમકે જ્યાં સુધી મનુષ્ય જીવે છે, ત્યાં સુધી શરીરની શોભા છે. જીવનો વિયોગ થયા પછી નથી. પરંતુ જીવધર્મ પ્રધાન હોવાથી તેને જીવ નામથી વ્યવહાર છે. 'जीवयतीति जीवः' જે જીવતો છે તે જીવ.

મનુષ્યના ઉદારતાદિ ગુણોમાં પણ શોભા કરવાપણું છે, પરંતુ ગુણધર્મ પ્રધાન હોવાથી તેનો ગુણ નામથી વ્યવહાર છે. હાર કંકણાદિમાં ધનત્વ છે, તેવુંજ હાર કંકણાદિ આકાર વિનાના રત્ન અને સુવર્ણમાં પણ ધનત્વ છે. છતાં હાર કંકણાદિમાં શોભા કરવાનો ધર્મ પ્રધાન હોવાથી હાર કંકણાદિનો અલંકાર નામથી વ્યવહાર છે.

પ્રાચીનો ગુણોની અને અલંકારોની આ વિલક્ષણતા બતાવે છે, કે ગુણની સ્થિતિ અચલ છે અને અલંકારોની ચલિત સ્થિતિ છે.

મનુષ્યમાં ઉદારતાદિ ગુણ હોય છે તે અચલ રહે છે; હાર કંકણાદિ અચલ નથી; કેમકે મનુષ્ય કોઈ વખત અલંકાર ધારણ કરે છે અને કોઈ વખત નથી પણ ધારણ કરતો. એમજ કાવ્યમાં પણ માધુર્યાદિ ગુણની અચલ સ્થિતિ હોય છે. જેમકે પુષ્પાદિકોના વર્ણનમાં માધુર્ય અને શસ્ત્રાદિકોના વર્ણનમાં ઓજ ગુણ હોય જ એ અનુભવસિદ્ધ છે. ઉપમાદિ અલંકારોની એવી અચલ સ્થિતિ નથી. કેમકે કાવ્ય કોઇ વખત અલંકાર વિનાનું પણ બને છે.

લોકોમાં હારાદિ અલંકાર જેમ રૂપવાન સ્રી પુરૂષોને શોભાયમાન કરે છે પણ કુરૂપ સ્ત્રી પુરૂષોને શોભાયમાન કરતા નથી, તેમ ઉપમાદિ અલંકાર પણ રમણીય અર્થને શોભાયમાન કરે છે. અરમણીયને શોભાયમાન નથી કરતા. 'गोसदृशोगवयः' એટલે કે ગાય સદૃશ રોઝ. આમાં ઉપમા અલંકાર નથી. 'सहशिष्येणागतो गुरुः' એટલે શિષ્યની સાથે ગુરૂ આવ્યા. આમાં સહોક્તિ અલંકાર નથી. ઇત્યાદિ સર્વ સંમત છે, એથી અર્થાલંકારના લક્ષણમાં 'સરસ્વતિકંઠાભરણકાર' કહે છે. 'अलमर्थमलंकर्तुः' શોભાયમાન અર્થને શોભાયમાન કરવા સમર્થ એ અલંકાર.

અલંકારોની ત્રણ દશા થાય છે. ૧ अलंकार भेद, २ अलंकारप्रकारभेद, ३ उदाहरण भेद.

જે લક્ષણથી સર્વથા વિલક્ષણ છે તેને अलंकारान्तर કહે છે.

જેની વિલક્ષણતા લક્ષણમાં લીન થાય છે તેને प्रकारान्तर કહે છે.

કહે

જે ઉક્તિ માત્રથી વિલક્ષણ છે તેને उदाहरणान्तर કહે છે.

आलंबन,

## उभयालंकार.

ન ભેદ ન્દ્કાર અને અર્થાલંકારને તો સર્વ કોઈ માને છે, પરન્તુ ગણે ભુવન ન કવિઓ उभयालंकार ને પણ માને છે.

વેદવ્યાસ ભગવાન કહે છેઃ—

शब्दार्थयोरलंकारौ, द्वावलंकुरुते समम् ।
एकत्र निहितोहारः स्तनग्रीवामिव स्त्रियाः ॥

શબ્દ અને અર્થના અલંકારો (ઉભયાલંકારો) એ છે કે જે બન્નેને એક સાથે રહી શોભાયમાન કરે. જેમકે એક ગ્રીવામાંજ ધારણ કરેલ હાર સ્ત્રિયોના કુચ અને ગ્રીવા બન્નેને શોભાવમાન કરે છે.

વેદવ્યાસ ભગવાને 'સમાસોક્તિ' 'પર્યાયોક્તિ' ઇત્યાદિને ઉભયાલંકાર માન્યા છે. સમાસોક્તિમાં અલંકાર તો સંક્ષેપમાં છે. તે સંક્ષેપ શબ્દમાં કરવામાં આવે છે, જેથી અર્થમાં પણ સંક્ષેપ થઇ જાય છે. એ સંક્ષેપ શબ્દ અને અર્થ બંનેને એક સાથે શોભા કરનાર બને છે

પર્યાયોકિતમાં અલંકારપણું પર્યાયપણામાં છે એમાં શબ્દનો પર્યાય કરવાથી અર્થનો પણ પર્યાય થાય છે, એ શબ્દ અર્થ બંને એક સાથે શોભાકર બને છે.

સરસ્વતીકંઠાભરણકાર લખે છેઃ—

शब्देभ्यो यः अर्थेभ्य, उपमादि प्रतीयते;
विशिष्टोऽर्थे कविना स उभयालंक्रिया मता.

શબ્દ અને અર્થ બંનેથી જે ઉપમાદિ વિશિષ્ટ ( નવિન ) અર્થ પ્રતીત થાય છે, તેને કવિઓ उभयालंकार માને છે.

સરસ્વતીકંઠાભરણકાર ઉપમા, રૂપક આદિ કેટલાએકને उभया-लंकार માને છે. એનું તાત્પર્ય એ છે કે ઉપમેય ઉપમાન અને સાધર્મ્ય એતો અર્થ છે અને ઉપમાવાચક "ઇવ" આદિ શબ્દ છે એ બન્નેના યોગથી ઉપમા પ્રતીત થાય છે, એથી ઉપમાને ઉભયાલંકાર માનેલ છે.

રૂપકમાં "मुखमेव चन्द्रः" અર્થાત્ મુખ એજ ચંદ્ર છે એવો અભેદવાચક "एव" શબ્દ, સંદેહમાં સંદેહવાચક "किम्" ઇત્યાદિ શબ્દ અને ઉત્પ્રેક્ષામાં દ્યોતક 'मन्ये' ઇત્યાદિ શબ્દ અર્થથી મળી રૂપક, સંદેહ અને ઉત્પ્રેક્ષારૂપ અલંકારની પ્રતીતિ કરાવે છે. એવી રીતે અન્ય સ્થલમાં પણ જાણી લેવું.

કાવ્યપ્રકાશગતકારિકાકારે તો માત્ર "પુનરૂક્તિવદાભાસ" નેજ ઉભયાલંકાર માનેલ છે. પુનરૂક્તિવદાભાસના લક્ષણની પછી કહ્યું છે "तथाशब्दार्थयोरयम्". એટલે કે આ પુનરૂક્તિવદાભાસ શબ્દ અને અર્થનો છે. આનો અમે વક્ષ્યમાણ આભાસ અલંકારમાં સમાવેશ કર્યો છે.

વ્યાસ ભગવાનનો એ મત છે કે શબ્દ અને અર્થ બન્નેને શોભાયમાન કરે એ उभयालंकार.

સરસ્વતિકંઠાભરણકારનો એ મત છે કે શબ્દ અને અર્થ બન્નેનો આશ્રય કરે એ उभयालंकार.

ઉપર બતાવેલ ત્રણેના મતો કહેવા માત્ર તો યોગ્યજ છે, પણ કાવ્યપ્રકાશગતકારિકારનો સિદ્ધાન્ત વિશેષ દૃઢ છે.

સમાસોક્તિમાં અર્થનો સંક્ષેપજ, પર્યાયોક્તિમાં અર્થનો પર્યાયજ શોભાકર છે, પણ શબ્દનો પર્યાય શોભાકર નથી.

## अलंकार–अलंकार्य.

ચિત્રમીમાંસાકાર અને રસગંગાધરકાર કહે છે કે શોભા કરે એ અલંકાર અને જે શોભાયમાન થાય એ અલંકાર્ય. આથી એમ ઠરે છે કે ઉપમાદિ જ્યારે બીજાને શોભા કરે ત્યારે તે અલંકાર છે, અને બીજાને શોભાયમાન નહી કરે એ સમય અલંકાર નથી. "ગિરિ જેવો ગજરાજ છે અને નીરઝરણ જેવી મદધારા છે." આહીં ગજના

વર્ણનમાં ઉપમા કોઈ રસ આદિને શોભાકર બનતી નથી, છતાં અલંકાર વ્યવહાર કેમ બને?

"મેઘમાલ જેવી તરવાર, જલધારા જેવી ધાર અને હે દેવ! તારો પ્રતાપ શત્રુઓને અગ્નિ જેવો છે."

આહીં મેઘમાલની ઉપમા તરવારને, જલધારની ઉપમા તેની ધારને અને અગ્નિની ઉપમા તેના પ્રતાપને છે. દેવ શબ્દ રાજા અને ઈન્દ્રાદિ દેવતાઓનો અનેકાર્થવાચી છે. આહીં પ્રકરણવશથી કોઈ રાજામાં અભિધાનો નિયમ હોવાથી વ્યંજનાશક્તિથી અવાચ્યાર્થ ઈન્દ્રની બુદ્ધિ થઇને ઈન્દ્રની સાથે રાજાની ઉપમા વ્યંગ્ય થાય છે.

એ વાચ્યોપમા વ્યંગ્યોપમાની શોભાકર હોવાથી અલંકાર છે. પરંતુ વ્યંગ્યોપમા વાચ્યોપમાથી શોભાયમાન કરવામાં આવી છે, એથી વ્યંગોપમા આંહીં અલંકાર્ય છે એનો અલંકાર નામથી વ્યવહાર કેમ થાય?

ઉપરની શંકાઓનું પ્રાચીન કવિઓ નીચે પ્રમાણે સમાધાન કરે છે.

"ગિરિ જેવો ગજરાજ" આંહી બીજા અર્થને શોભાયમાન નહી કરનારી ઉપમાને પણ બ્રાહ્મણશ્રપણકન્યાયથી અને મંજુષાગતભૂષણન્યાયથી અલંકાર વ્યવહાર છે.

ઉક્ત કાવ્યદેશમાં આ ઉપમા અલંકાર નથી; તથાપિ અન્ય કાવ્યરૂપ દેશમાં ઉપમામાં અલંકારપણું રહેવાની યોગ્યતા હોવાથી આ ઉપમાને પણ આંહી અલંકાર વ્યવહાર છે.

"મેઘમાલ જેવી તરવાર" આંહી વાચ્યોપમાથી શોભાયમાન થએલી વ્યંગોપમાનો અલંકાર વ્યવહાર એવી રીતે છે કે જેમ રત્નોથી જડેલ સ્વર્ણતાટંક આદિ દુકાનમાં રાખેલ ભુષણોનો લોકમાં તો તાટંક અલંકાર આદિ નામથીજ વ્યવહાર થાય છે, કારણ કે એને સ્રીયો પહેરી લીયે તો તે બન્ને કર્ણના અલંકાર બની જાય છે,

એથી એ અલંકારને યોગ્ય છે. આવા સ્થળોમાં રૂપકાદિ અને બીજા-ઓનું પણ આજ રીતિથી અલંકારપણું જાણી લેવું.

તમામ પ્રાચીનોનો એવો સિદ્ધાન્ત છે કે રસભાવાદિકને શોભાકર બને ત્યારે ઉપમાદિને અલંકારપણું પ્રાપ્ત થાય છે.

કાવ્યપ્રકાશગતકારિકાકાર કહે છેઃ—

उपकुर्वन्ति तं सन्तं, येऽङ्ग द्वारेण जातुचित् ।
हारादिवदलंकारा, स्तेऽनुप्रासोपमादयः ॥

જે અંગદ્વારા 'सन्तं' સંભવતી રીતે 'तं' અર્થાત્ રસનો ઉપકાર કરે તે હારાદિવત્ અનુપ્રાસ, ઉપમાદિ અલંકાર છે.

આંહી અંગદ્વારા અર્થાત્ શબ્દઅર્થદ્વારા સમજવું.

કાવ્ય પ્રકાશગતકારિકાકારાદિ પ્રાચીનોએ આવા સિદ્ધાન્તનો સ્વીકાર કર્યો, ત્યારે રસભાવાદિ રહિત કાવ્યમાં ઉપમાદિને અલંકારપણું ક્યાંથી પ્રાપ્ત થાય એ શંકાનો અવકાશ રહ્યો એનું સમાધાન આચાર્યદંડી બરાબર કરે છે.

"काव्यशोभाकरान्धर्मानलंकारान्प्रचक्षते"

કાવ્યની શોભા કરવાવાળા ધર્મોને અલંકાર કહે છે.

જેમ મનુષ્યોને સુવર્ણાદિના અલંકાર છે તેમ કાવ્યના શોભાકર ધર્મ કાવ્યના અલંકાર છે.

કાવ્ય કવિની રચના છે, એ કાવ્ય શબ્દાર્થમય હોય છે, તેમાં શબ્દને શોભાકર બનાવે તે શબ્દાલંકાર અને અર્થને શોભાકર [illegible] અર્થાલંકાર.

એ અલંકાર ઉચ્છાલવાથી જલનિધિની સ્વચ્છતા દૂર કીધી" આ ઠરે છે કે ઉપમ્ચ્યુ શબ્દની શોભા કરે છે એથી આંહી शब्दालंकार અને બીજાને શો[illegible]

જેવો ગજરાજ છે." આ ગજરાજ છે અને જલઝરણુ જેવી મદધાર

છે. આ કાવ્યમાં ઉપમા અર્થની શોભા કરે છે, એથી આંહી અર્થાલંકાર છે.

કાવ્યને શોભા કરનારા અનુપ્રાસ ઉપમાદિ ધર્મ રસાદિકોને ભુલે શોભા કરે પણ અલંકારપણું તો કાવ્યને શોભા કરવા માત્રથીજ સિદ્ધ થઇ જાય છે. અનુપ્રાસ ઉપમાદિકોની અલંકારપણા માટે રસપર્યંત અનુધાવન કરવાની આવશ્યક્તા નથી.

ઘોરીએ અલંકારનું નામ ચિત્ર પણ આપ્યું છે.

કોતર કામને ચિત્ર કહે છે. પાષાણના સ્તંભઆદિમાં વેલ, બુટ્ટા, આદિ કોતરણી કરવામાં આવે તે ચિત્ર છે. એ ચિત્રથી સ્તંભાદિની શોભા થાય છે તેમ શબ્દ અને અર્થની રચનાથી શબ્દ અને અર્થને શોભા પ્રાપ્ત થાય છે.

"પુચ્છ હલાવવાથી સિન્ધુની નિર્મળતા દૂર કીધી" આ શબ્દ રચનામાં ચિત્ર નથી પણ આને બદલે "પુચ્છ ઉચ્છાલવાથી જલનિધિની સ્વચ્છતા દૂર કીધી." આમ હોય તો એ શબ્દરચનામાં અનુપ્રાસરૂપ ચિત્ર છે એ શબ્દની શોભા કરે છે.

'અતિ ઉંચા ગજરાજ છે તેને મદની ધારા વહે છે.' આ અર્થની રચનામાં ચિત્ર નથી પણ આની જગોએ "ગિરિજેવા ગજરાજ છે, અને જળઝરણ જેવી મદધાર ચાલે છે." આમ હોય તો તેમાં ઉપમા ચિત્ર છે. એ અર્થની શોભા કરે છે. પ્રાચીનોએ એ "ચિત્ર" શબ્દનો અર્થ વિચિત્ર માન્યો જણાય છે. જેમ કોતરણીવાલા પાષાણ સ્થંભમાં સ્થંભ અને કોતરણી બંને પાષણમય છે. તેમ આંહી:પણ જો શબ્દમાં ઉક્ત ચિત્ર છે તો શબ્દ અને શબ્દનું ચિત્ર બંને શબ્દમય છે, અને જો અર્થમાં ઉક્ત ચિત્ર છે તો અર્થ અને અર્થનું ચિત્ર બંને અર્થમય છે. તેમજ રસ અથવા ભાવ બીજા રસ ભાવને શોભાકર બને ત્યાં રસવદાદિ અલંકાર થાય છે. પરંતુ સંચારી દશામાં ભાવ રસના પોષક બને છે, તો પણ તે રસના અવયવભૂત હોવાથી એને અલંકારપણું પ્રાપ્ત થતું નથી. કેમકે મનુ-

ષ્યના શરીરને હસ્તપાદાદિ અવયવ શોભા કરે છે, તથાપિ તે અવયવ હોવાથી અલંકાર બનતા નથી.

ભરત ભગવાન કહે છેઃ-विभावानुभावव्यभिचारिसंयोगाद्रस निष्पत्तिः ॥

વિભાવ, અનુભાવ, અને સંચારી ભાવના સંયોગથી રસ બને છે. એક અર્થ બીજા અર્થને શોભા કરે ત્યાં પણ ઉપલક્ષણતાથી અલંકાર પદવી પ્રાપ્ત થાય છે.

જ્યાં બે અર્થ હોય ત્યાં બહુધા એક અર્થ બીજા અર્થને શોભાકર થવોજ જોઇએ. સામાન્ય રીતે એક અર્થ શોભાદાયક બને એનો તો સર્વથા વિલક્ષણ ન હોવાથી ઉપલક્ષણદ્વારા રસવદાદિમાં અંતર્ભાવ થાય છે.

બન્ને અર્થ વાચ્ય હોય અથવા એક વાચ્ય અને એક વ્યંગ્ય હોય તો કાવ્યશ્રવણમાં પ્રથમ પદોનાં જુદા જુદા અર્થોનું જ્ઞાન થાય છે, પછી સર્વ પદોના અર્થનું ધ્યાન જતું રહે છે. એવીજ રીતે વ્યંગ્યાર્થ જ્ઞાન સમયમાં વાચ્યાર્થનું ધ્યાન જતું રહે છે.

સહૃદય ધુરંધર ધ્વનિકાર કહે છેઃ—

स्वसामर્थ્યवशेनैव, वाक्यार्थं प्रथयन्नपि,
यथा व्यापारनिष्पत्तौ, पदार्थो न विभाव्यते. ॥

પદોના અર્થ પોતાના સામર્થ્યવશથીજ વાક્યાર્થનો પ્રકાશ કરતાં છતાં પણ જેમ વ્યાપારનિષ્પત્તિ થતાં અર્થાત્ વાક્યાર્થ સિદ્ધ કરાવવાનો પ્રયત્ન સિદ્ધ થતાં “ न विभाव्यते ” અર્થાત્ ધ્યાનમાં રહેતા નથી.

तद्वत् सचेतसां सोऽर्थो, वाच्यार्थविमुखात्मनाम् ।
बुद्धौ तत्त्वार्थदर्शिन्यां, झटित्येवावभासते. ॥

એવીજ રીતે વાચ્યાર્થથી વિમુખ થએલો વ્યંગ્યાર્થ સહૃદય પ્રાણી-ઓની તત્ત્વાર્થ જોવાવાળી બુદ્ધિમાં શિઘ્રતાથી ભ.સે છે. તાત્પર્ય એ છે કે વ્યંગ્યાર્થનો બોધ થવા સમયે એવા વાચ્યાર્થનું ધ્યાન જતુ રહે છે.

"पश्य निश्चलनिष्पन्दा विसिनीपत्रे राजते वलाका".

આમાં પ્રથમ "निश्चल" (ચચલતા રહિત) પદ પછી "निष्पन्द" (અડગ) પદ અને "विसिनीपत्रे राजते वलाका" (કમલિ-નીના પત્ર પર.શોભતી બગલી) પદના અર્થનું જુદું જુદું જ્ઞાન થાય છે, અને પછી ઉપમાઘટિત વાકયાર્થનો બોધ થાય છે. એ સમય પ-દોનાં જુદા જુદા અર્થોનું જે જ્ઞાન પ્રથમ થાય છે, એ જતું રહે છે. તે-મજ એ નિર્જન સ્થાન છે એવા વ્યંગ્યાર્થનું જ્ઞાન થવાને સમય ઉક્ત વાકયાર્થનું જ્ઞાન જતું રહે છે. એ રીતે કેવળ વ્યંગ્યાર્થનું જ્ઞાન રહે છે, ત્યારે એ બીજા અર્થને શોભાકર નહી હોવાથી અલંકાર નથી. એ વખતે તો એ.સ્વયંપ્રધાન હોવાથી માત્ર વ્યંગ્યજ છે એવીજ રીતે અપ્રસ્તુત પ્રશંસામાં પણ બુદ્ધિ અપ્રસ્તુત વૃત્તાંત રૂપ વાચ્યાર્થનું ધ્યાન છોડી પ્રસ્તુત વૃત્તાંત રૂપ વ્યંગ્યાર્થનું ધ્યાન ધરે છે. પરંતુ વ્યંગ્યાર્થજ્ઞાન થયા છતાં સાધર્મ્યવિવક્ષાથી બુદ્ધિ તુરત અપ્રસ્તુત વૃત્તાંત રૂપ વાચ્યાર્થનું ફરી પણ ધ્યાન કરી લે છે. એ સમય વાચ્યાર્થ વ્યંગ્યાર્થ બન્ને રહી જાય છે, ત્યારે અપ્રસ્તુત વૃત્તાંતરૂપ વાચ્યાર્થ વ્યંગ્યાર્થને શોભાકર બનવાથી અલંકાર છે. અને વ્યંગ્યાર્થ અલંકાર્ય અર્થાત્ શોભાયમાન થવાવાળો છે, એમ અન્યત્ર પણ જાણી લેવું.

વાચ્યાર્થ રહેતો આવતાં છતાં વ્યંગ્યાર્થના ચાર ભેદ થાય છે. वाच्यार्थसम, वाच्यार्थ असम. संदेह. प्रतिभामात्र. સારૂપ્યનિબં-ધના અપ્રસ્તુત પ્રશંસામાં વ્યંગ્યાર્થ અપ્રસ્તુત વૃત્તાંત વાચ્યાર્થને સમા-નજ હોય છે, ત્યાં અપ્રસ્તુત વૃત્તાંત રૂપ વાચ્યાર્થ પ્રસ્તુત વૃત્તાંતરૂપ વ્યંગ્યાર્થને શોભાકર હોવાથી વાચ્યાર્થ અલંકાર થાય છે. એથી એ અલંકારનું નામ અપ્રસ્તુતપ્રશંસા છે. એવીજ રીતે વ્યંગ્યાર્થ

વાચ્યાર્થનું વિશેષણ ન હોય અને પૃથક્ રહે ત્યાં વ્યંગ્યાર્થ વાચ્યાર્થ સમ છે.

"पश्य निश्चल" આમાં નિર્જન સ્થાન રૂપ વ્યંગ્યાર્થ વાચ્યાર્થને સમ છે. સમાસોક્તિમાં અપ્રસ્તુતવૃત્તાંતરૂપ વ્યંગ્યાર્થ વાચ્યાર્થના સમ હોતો નથી પણ સંક્ષેપ રૂપ હોય છે અને એ વ્યંગ્યાર્થ વાચ્યાર્થનો પોષક બનીને અલંકાર થાય છે.

યથા.

ચંચલ તારાઓ યુક્ત રાત્રીનું મુખ ભાગ્યશાળી ચન્દ્ર ચુમે છે તિમિર રૂપી વસ્ત્ર ખસી ગયું છે, છતાં પ્રેમ વશ હોવાથી દેખાતું નથી.

આમાં ચન્દરજની વૃત્તાંત વાચ્ય છે અને નાયક નાયિકાનું વૃત્તાંત વ્યંગ્ય છે. આ સમાસોક્તિનાં ઉદાહરણમાં બુદ્ધિ નાયકનાયિકાના વૃત્તાંતરૂપ વ્યંગ્યનું ધ્યાન કરે છે. ત્યારે ચન્દ્રરજની વૃત્તાંતરૂપ વાચ્યાર્થનું ધ્યાન જતું રહે છે. પણ ચન્દ્ર રજનીમાં નાયક નાયિકાપણું આરોપણ કરવા માટે બુદ્ધિ ચન્દ્રરજની વૃત્તાંતરૂપ વાચ્યાર્થનું પણ ફરી તુરત ધ્યાન કરી લે છે, ત્યારે વ્યંગ્યાર્થ વાચ્યાર્થનો પોષક બનવાથી વાચ્યાર્થનો વ્યંગ્યાર્થ અલંકાર થાય છે અને અપ્રસ્તુત પ્રશંસામાં પણ બુદ્ધિ પુનઃ વાચ્યાર્થનું ધ્યાન ન કરી લે તો કેવળ વ્યંગ્યાર્થજ રહી જાય છે ત્યાં અલંકાર થતો નથી.

સંદેહસંકરમાં વાચ્યાલંકાર અને વ્યંગ્યાલંકારનો સંદેહ હોય છે, એ સંદિગ્ધ પણ વ્યંગ્યાર્થ અને વાચ્યાર્થને શોભાકર હોવાથી અલંકાર છે.

દીપક આદિમાં વ્યંગ્ય રૂપ ઉપમા વિવક્ષિત ન હોવાથી પ્રતિભા (આભાસ) માત્ર છે. એ વાચ્યાર્થને શોભાકર નહી હોવાથી અલંકાર નથી.

વ્યંગ્ય તો પર્યાયથી કહેવાય છે, "पश्य निश्चल" આમાં સ્થાનની નિર્જનતા કહેવી ઈષ્ટ છે, એને રચનાન્તરથી કહેલ છે, એથી એતો પર્યાયોક્તિ અલંકાર છે, ધ્વનિ કેમ કહેવાય ? આવી

શંકા કરવી ઉચિત નથી; કેમકે પર્યાયોક્તિ અલંકારનું સ્વરૂપ તો એ છે કે વિવક્ષાર્થને માટે કહેલ પ્રકારાન્તર; અને વ્યંગ્યનું સ્વરૂપ અનુરણુન ન્યાયથી વ્યંજના વૃત્તિથી જાણેલ પ્રતીયમાન અર્થ છે.

"પશ્ય નિશ્ચલ" આમાં વાચ્યાર્થ નિર્જન સ્થાનનો પ્રકારાન્તર નથી. જ્યાં પર્યાયમાં ચમત્કારનું આધિક્ય હોય ત્યાં અર્થ ચિત્રથી પર્યાયોક્તિ અલંકાર થાય છે. અને જ્યાં ઉક્ત વ્યંગ્યમાં ચમત્કારનું આધિક્ય હોય ત્યાં વ્યંગ્યમાં પર્યાયોક્તિની સંગતિ નથી. પણ અનુરણુન ન્યાયની સંગતિ છે એથી એ વ્યંગ્યાર્થ ધ્વનિ છે.

ધ્વનિકાર પણ કહે છે કે પર્યાયોક્તિમાં વ્યંગ્ય પ્રધાન હોય ત્યાં ધ્વનિ છે. પર્યાયોક્તિનો ધ્વનિમાં ભલે અન્તરૂભાવ હોય પણ ધ્વનિનો પર્યાયોક્તિમાં અન્તર્ભાવ નહી થાય; કારણુ કે ધ્વનિનો બહુ વિષય છે.

"પ્રાતઃકાલમાં સંઘાતીઓ ચાલવાના હોવાથી તેની સાથે જવાની ઇચ્છાએ નિદ્રા ઉડી ગઈ છતાં નથી જઈ શકતો એવા પરદેશીને સખી તું જો."

આમાં અનુક્ત નિમિત્ત વિશેષોક્તિમાં પ્રકરણુ વશાથી અનુરાગ વ્યંગ્યની પ્રાપ્તિ છે, તથાપિ ચમત્કારની પ્રધાનતા તો કારણુ સામગ્રી રહેતાં કાર્ય નહી થવા રૂપ વાચ્યાર્થમાંજ છે, એથી આંહી વિશેષોક્તિ અલંકાર છે.

ધ્વનિકાર કહે છેઃ—

शब्दार्थशक्त्यावाऽक्षिप्तो, व्यंग्योऽर्थः कविना पुनः
यत्राविष्क्रियते स्वोक्त्या, साऽन्यैवालंकृतिर्ध्वनेः

શબ્દશક્તિથી અથવા અર્થશક્તિથી આક્ષિપ્ત થએલ વ્યંગ્યાર્થને જ્યાં ફરીને કવિ પોતાની ઉક્તિથી પ્રકાશિત કરે એ અર્થ ધ્વનિથી અન્ય થઇને અલંકાર છે. તાત્પર્ય એ છે કે વચનથી પ્રકાશિત કરેલ વ્યંગાર્થ વાચ્યથી અતિશય યુક્ત નહી થવાથી ધ્વનિ નથી, પણ વાચ્યાર્થના સમાન થવાથી ગુણીભૂત વ્યગ્ય બને છે, એથી એ અલંકાર છે.

पश्य निश्चलनिष्पन्दा बिसिनीपत्रे राजते बलाका,
निर्मलमरकतभाजनपरिस्थिता, शंखशुक्तिरिव.

આમાં વ્યંગ્યાર્થ વચનથી પ્રકાશિત નથી કરેલ તેથી ધ્વનિ છે.

"કોકિલને નરે દંશિત કરેલાં આમ્રલતાનાં કિસલય કેવાં શોભે છે અને હંસોએ ક્ષતયુક્ત કરેલ કમલકોશ કેવું મન લુભાવે છે?"

આ વનમાં વિહાર કરતા ભ્રમરો પોતાની સ્ત્રીઓ સાથે કેવું સુખ લે છે, આટલું સાંભળતાં સ્ત્રીએ અધર ઉપર હાથ ધર્યો અને વસ્ત્રથી સ્તનો ઢાંક્યાં. આમાં પ્રથમ વ્યંગ્ય છે પરંતુ અંતમાં નાયિકાનાં રતિચિન્હ પ્રકાશિત થવાથી ધ્વનિ નહિ પણ પ્રસ્તુતાંકુર અલંકાર છે.

## शब्दालंकार.

જે શબ્દમાં રહી કાવ્યને શોભાવે એ शब्दालंकार કહેવાય છે.

### अनुप्रास.

"જશવંતજશોભૂષણકાર" કહે છે:—

"अनु ઉપસર્ગનો અર્થ "वीप्सा" અર્થાત્ અનેકવાર. ચિન્તામણિ કોષકાર કહે છે:- "अनु वीप्सायाम्" આહીં "प्र" ઉપસર્ગનો અર્થ પ્રકૃષ્ટ અર્થાત્ ઉત્તમ થાય છે. ચિંતામણિકોષકાર કહે છે:- "प्रकृष्टः उत्तमे" "आस" શબ્દનો અર્થ ન્યાસ અર્થાત્ ધારણ કરવું. ચિન્તામણિકોષકારે કહ્યું છે:-प्रकृष्टो न्यासः प्रासः अनुप्रासः" આ શબ્દ સમુદાયનો અર્થ વારંવાર ઉત્તમ ધારણ કરવું. અર્થના વારંવાર ધારણ કરવાથી પુનરૂકિત દોષ થાય છે. એથી વિપરિત ભાવ અર્થાત્ ભૂષણનો બોધ કરાવવા માટે ધોરીએ આ નામમાં "प्र" ઉપસર્ગ લગાવ્યો છે. આ કાવ્યના અલંકારોનું પ્રકરણ છે, અને કાવ્યમાં શબ્દ-અર્થ બંને હોય છે, તેથી અર્થનું વારંવાર ધારણ કરવું એ તો દોષ છે, (ઉત્તમ) ગુણ નથી એથી

શબ્દાલંકાર પ્રકરણ હોઇ શબ્દોનું વારંવાર ધારણ કરવું અર્થસિદ્ધ છે. એથી જ્યાં પુનઃ પુનઃ ઉત્તમ ન્યાય હોય એ અનુપ્રાસ.

યથા.

મહુદ ધરી મનમાં મુદ, ચાલી ચતુરા ચતુરતણી પાસ;
મારગમાં મનહરને, જોતાં તનમાં તીવ્ર વધ્યો ત્રાસ.

આમાં પ્રથમ ચરણમાં "મ" વર્ણની, બીજા ચરણમાં "ચ" વર્ણની, ત્રીજા ચરણમાં "મ" વર્ણની અને ચોથા ચરણમાં "ત" વર્ણની આવૃત્તિ હોવાથી અનુપ્રાસાલંकार છે.

વર્ણ, પદ, વાક્ય અને ચરણ એ સર્વ શબ્દ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:– "शब्दो द्विविधः वर्णात्मको ध्वन्यात्मकश्च" એટલે કે શબ્દ બે પ્રકારના છે. ૧ ध्वनिरुप. ૨ वर्णरुप. પદ, ચરણ, અને વાક્ય સર્વ વર્ણમય છે.

યથા

શીતદીધિતી દવદહન, જેનો પતિ છે પાસ;
શીતદીધિતી દવદહન, જેનો પતિ નથી પાસ.

"શીતદીધિતી" અને "દવદહન" એ પદોની અને "જેનો પતિ" આ શબ્દોની આવૃત્તિ હોવાથી અનુપ્રાસ છે. 'શીતદીધિતી' અને "દવદહન" આ શબ્દ સમાસયુકત હોવાથી પદ છે. "જેનો" અને "પતિ" આ બંનેનો પરસ્પરમાં સમાસ નથી. પણ એ જુદી જુદી વિભકિતવાળા છે. એથી એ બંને પદ છે તેથી એ બંને પદોનો સમુદાય વાક્યછે. પદનું આ લક્ષણ છેઃ–"विभक्त्यंतं पदम्" એટલે "વિભક્તિ જેના અંતમાં છે એ પદ" છે; અને વાકયનું આ લક્ષણ છે કે:– "पदसमुदायो वाक्यम्" એટલે "પદોનો સમુદાય એ વાકય" છે.

વેદવ્યાસ ભગવાન કહે છે:—

स्यादावृत्तिरनुप्रासो वर्णाना पदवाक्ययोः

વર્ણ, પદ અને વાકયોની આવૃત્તિ એ અનુપ્રાસાલंकार છે.

કાવ્યપ્રકાશકાર કહે છે:—

वर्णसाम्यमनुप्रासच्छेकवृत्तिर्गतो द्विधा ।

सोऽनेकस्य सकृत्पूर्वं एकस्याप्यसकृत्परः ॥

વર્ણોનું વારંવાર આવવું એ अनुप्रास अलंकार છે. એ છેક અને વૃત્તિગત હોવાથી બે પ્રકારનો થાયછે .

અનેક વર્ણની એકવાર સમતા થાય એ छेकानुप्रास અને એક-વર્ણની અનેકવાર સમતા થાય એ वृत्त्यनुप्रास છે.

છેકાનુપ્રાસનું પ્રકાશકાર આ પ્રમાણે ઉદાહરણ આપે છેઃ-"મંદ-ચંદ તરૂણી તુજ મુખથી " આમાં અનુસ્વાર " ન " કાર છે, અને " ચન્દ મન્દ ' આહીં " ન " કાર " દ " કાર સંયોગી વર્ણોની એકવાર સમતા હોવાથી छेकानुप्रास છે. એનો અનેક વર્ણ કહેવાનું તાત્પર્ય એ છે કે સંયોગી વર્ણો " જેમકે " મન્દ મન્દ " આમાં નકાર દકારની સાથે સંયોગી છે, અને " તરૂણી તુજ મુખથી " આંહીં તકાર એક વર્ણની અનેકવાર સમતા છે; એથી એ वृत्त्यनुप्रास.

છેક નામ ચતુરનું છે. " છેકાનુપ્રાસ " અર્થાત્ ચતુરોનો અનુપ્રાસ.

વૃત્યનુપ્રાસને માટે પ્રકાશકાર લખે છેઃ

" वृत्तिर्नियतवर्णगतो रसविपयो व्यापारः

એટલે કે નિયત કરેલ વર્ણોમાં રહેતો રસવિષયક વ્યાપાર એ वृत्ति ( वृत्यनुप्रास ) છે.

ગુણ પ્રકરણમાં પ્રકાશકારે કહ્યું છે કે માધુર્ય ગુણમાં કોમલ વર્ણ જોઇએ, અને ઓજ ગુણમાં કઠોર વર્ણ જોઇએ.

ઉક્ત લક્ષણ કારિકામાં છે " एकस्यापि " આંહી अपि શબ્દ છે, જેથી અનેક વ્યંજનોની અર્થાત્ સંયોગી અક્ષરોની અનેક-વાર સમતાથી वृत्यनुप्रास સિદ્ધ થાય છે.

યથા.

" મન્દ ચન્દ સુખકન્દ સુમુખથી. "

# લાટાનુપ્રાસ.

" કાવ્યપ્રકાશગત કારિકાકાર " કહે છેઃ—

शाब्दस्तु लाटानुप्रासो, भेदे तात्पर्यमात्रतः ।
पदानां स पदस्यापि वृत्तावन्यत्र तत्र वा ॥
नाम्नः स वृत्त्यवृत्त्योश्च तदेव पंचधा मतः ।

લાટાનુપ્રાસ શબ્દનો છે. તાત્પર્ય એ છે કે પૂર્વોક્ત અનુપ્રાસ તો વર્ણનો છે, અને આ શબ્દનો છે. આમાં શબ્દોનું વારંવાર આવવું થાય છે. ભેદમાં તાત્પર્ય માત્ર કહેવાથી એ સિદ્ધ થાયછે કે આ લાટાનુપ્રાસમાં અર્થનો ભેદ નથી; પણ અન્વયરૂપ સંબંધનો માત્ર ભેદ છે અર્થાત્ ભિન્ન ભિન્ન સ્થલોમાં લગાવવું એ ભેદ છે.

યથા

શીતદીધિતી દવદહન, જેનો પતિ છે પાસ;
શીતદીધિતી દવદહન, જેનો પતિ નથી પાસ.

આમાં " શીતદીધિતી " શબ્દનું વારંવાર આવવું થાય છે. પરંતુ બંને જગોએ અર્થ એકજ છે. અન્વયરૂપ સંબંધ માત્ર ભેદ છે. આ લાટાનુપ્રાસ પાંચ પ્રકારનો છેઃ- " પદોનો " ( વાક્યનો ) " પદનો " અને નામનો. વિભક્તિ સહિતને પદ કહે છે અને વિભક્તિ રહિતને નામ કહે છે. નામ ત્રણ પ્રકારના છે. નામની આવૃત્તિમાં બંને જગોએ સમાસ હોય, બંને જગાએ સમાસ ન હોય, એક જગાએ સમાસ હોય અને એક જગોએ સમાસ ન હોય.

" લાટાનુપ્રાસ " નામ લાટ દેશ વિશેષ છે. જેમ દેશભેદથી લાટી, પાંચાલી, વૈદર્ભી, આદિ કાવ્યની રીતિઓ કહેવામાં આવી છે, તેમ આ અનુપ્રાસ લાટ દેશવાળાઓનો માનેલ છે.

ભરત ભગવાન શબ્દાલંકારોમાં માત્ર યમકનેજ માને છેઃ-

शब्दाभ्यासं तु यमकं, पादादिषु विकल्पितम् ।
विशेषदर्शनं चास्य, गदतो मे निबोधत ॥

શબ્દનો અભ્યાસ ( વારંવાર કહેવું ) યમક છે, એનો વિકલ્પ

પાદ આદિમાં છે.

ભરત ભાગવાને યમકના ઘણા ભેદો માન્યા છે; અનુપ્રાસાદિ તમામ એમાં આવી જાય છે.

કાવ્યપ્રકાશગનકારિકાકાર આ પ્રમાણે લખે છેઃ—

अर्थे सत्यर्थभिन्नानां वर्णानां सा पुनः श्रुति ।

यमकं पादतद्भागवृत्ति, तद्यात्यनेकताम् ॥

અર્થવાળો હોય, ત્યારે ભિન્ન અર્થવાળા વર્ણોની પુનઃ શ્રુતિ તે યમક. એ પાદ (ચરણ) અથવા ચરણના ભાગમાં વર્તવાથી 'तत्' અર્થાત્ તે અનેકતાને પ્રાપ્ત થાય છે.

એક અર્થવાળા વર્ણોની પુનઃ શ્રુતિમાં લાટાનુપ્રાસ મનાયો છે. એથી અલગપણું બતાવવા યમક વિશેષનું આ સ્વરૂપ કહ્યું છે કે બન્ને અર્થવાળા હોય તો ભિન્ન અર્થવાળા હોવા જોઈએ.

આ કથનથી એ સિદ્ધ થયું છે કે એકમાં એક અર્થ હોય, એકમાં એક અર્થ ન હોય, અને બન્ને અર્થ વિનાના હોય ત્યાં તો યમકજ થાય છે, પરંતુ બન્ને અર્થવાળા હોય ત્યાં ભિન્ન અર્થવાળા જોઈએ. એ રીતિથી યમકના ત્રણ પ્રકાર થાય છે.

યથા.

" છે સમર સમરસ સુભટ. "

આમાં સમર શબ્દની પુનઃ શ્રુતિ છે. એમાં પ્રથમ "સમર" શબ્દનો અર્થ યુદ્ધ અને બીજા સમર શબ્દનો અર્થ કાંઈ નથી; કેમકે ત્યાં "સમરસ" એટલો સંપૂર્ણ શબ્દ સાર્થક વિવક્ષિત છે. 'સમરસ' શબ્દનો અર્થ સમાન રસ અર્થાત્ એકરસ છે.

યથા

" મધુપરાજિપરાજિતમાનિની. "

એટલે ભ્રમરોની પંક્તિએ માનિનીને જીતી લીધી. અર્થાત્ ઉદ્દીપનતાથી માનિનીનું માનમોચન કરાવ્યું. આમાં 'પરાજિ' શબ્દની પુનઃ શ્રુતિ છે. એ શબ્દનો આંહી બન્ને જગોએ કાંઇ પણ અર્થ

નથી. "મધુપરાજિ" આમાં "મધુપ" શબ્દ જુદો છે, અને "રાજિ" શબ્દ જુદો છે. અને "પરાજિત" શબ્દમાં "પરા" શબ્દ જુદો છે અને "જિત" શબ્દ જુદો છે. "પરા" ઉપસર્ગનો અર્થ પરાઙ્મુખ છે. ચિન્તામણિકોષકાર કહે છે:—"परा पराङ्मुखे "જિત" શબ્દનો અર્થ જીતાયલી. અને "પરાજિત" શબ્દ સમુદાયનો અર્થ એ છે કે "વિમુખ કરીને અર્થાત્ ભગાડીને જીતી લીધી."

યથા.

"હાર પામ્યા શૈલ તારા, હારવાળા કુચથી."

આમાં "હાર" શબ્દની પુનઃ શ્રુતિ છે, પ્રથમ "હાર" શબ્દનો અર્થ "પરાજય" અને દ્વિતીય "હાર" શબ્દનો અર્થ "મુક્તાહાર"છે.

यम् ધાતુથી यमक શબ્દ બન્યો છે. यम् ધાતુનો અર્થ ઉપરામ ( વિશ્રામ ) છે.

પ્રાચીનોએ વર્ણોની પુનઃ શ્રુતિનો ક્યાંઇ બીજા ચરણમાં, ક્યાંઇ ત્રીજા ચરણમાં અને ક્યાંઇ ચોથા ચરણમાં વિશ્રામ કહ્યો. એ યમક શબ્દની સાર્થકતા છે.

કાવ્યપ્રકાશગતકારિકાકાર ઈત્યાદિ સર્વ પ્રાચીનોએ કાવ્યના અક્ષર, છત્ર, કમલ, ખડ્ગ ઈત્યાદિ આકારથી લખવામાં આવે ત્યારે એને ચિત્ર નામનો ભિન્ન અલંકાર શબ્દાલંકારોમાં ગણ્યો છે.

કાવ્યપ્રકાશકાર આ પ્રમાણે લક્ષણ આપે છેઃ–

तच्चित्रं यत्र वर्णानां खड्गाद्याकृतिहेतुता ।

જ્યાં વર્ણોની ખડ્ગ આદિ આકૃતિની હેતુતા હોય એ चित्र अलंकार. ચિત્ર નામ અહીં ચિત્રામનું છે.

કાવ્યપ્રદીપકાર કહે છે કે આ ચિત્ર અલંકાર રસનો પોષક તો નથી. પરન્તુ કવિની નિપુણતાના વશથી વિસ્મયનો હેતુ હોવાથી અલંકાર સમજવો જોઇએ. રત્નાકરકાર કહે છે કે આ ચિત્ર કાવ્યના આત્મારૂપ રસના સ્વાદના પ્રતિબંધકારી હોવાથી એવો અલંકાર નથી. પ્રાચીનોના આવા કથનથી એ સ્પષ્ટ છે કે ચિત્રને કિંચિત્

અલંકારતા છે. અમારા મત પ્રમાણે તો આવા ચિત્રને સર્વથા અલંકારતા નથી. કેમકે અલંકાર તો કાવ્ય શોભાકર ધર્મ છે, અર્થજ્ઞાન નથી. શોભા કરવાવાળા અર્થ અર્થાલંકાર છે, શબ્દજ્ઞાન નથી. શોભા કરવાવાળા શબ્દ શબ્દાલંકાર છે. પણ આમાં તો અર્થવિચારથી તેમજ શબ્દશ્રવણથી રમ્યતા નથી. કિન્તુ કમલાકાર ઇત્યાદિ આલેખ્ય જ્ઞાનથી ચિત્રકારવત્ એના કર્તાની ચાતુરી માત્ર છે.

## अर्थालंकार.

અર્થમાં રહી કાવ્યની શોભામાં વૃદ્ધિ કરે એ अर्थालंकार.

મહારાજા ભોજ, આચાર્ય દંડી, રૂદ્રટ અને વાગ્ભટ એ અર્થાલંકારમાં પ્રથમ સ્વાભાવોક્તિનું વર્ણન કરે છે. એ લોકો સ્વાભાવોક્તિના પ્રથમ નિરૂપણને માટે કાંઇ કારણ બતાવતા નથી, પરન્તુ એમ જણાય છે કે પ્રથમ સ્વભાવસિદ્ધ અલંકારનું નિરૂપણ કરવું ઉચિત છે, અને ભરત ભગવાન, વેદવ્યાસ ભગવાન આદિ ઘણા પ્રાચીનો ઉપમાનું પ્રથમ નિરૂપણ કરે છે. એમાં સર્વસ્વકાર અને ચિત્રમીમાંસાકાર આ હેતુ બતાવે છે.

થાયે વિચિત્ર વિશ્વનું, બ્રહ્મજ્ઞાનથી જ્ઞાન;
થાય તેમ ઉપમા સમજ્યે, સહુ ભૂષણનું ભાન.
કાવ્યરંગભૂમિઉપર, આવી ઉપમા નટી એક ખાસ;
રંજતિ રૂપ અનેકે, રસિકોનાં મન વધારી હુલ્લાસ.

ઉપમા અત્યંત પ્રસિદ્ધ હોવાથી અમે તો પ્રથમ ઉપમાનું વર્ણન કરીએ છીએ. કારણ કે ઉપમા નિરૂપણ કર્યા પછી પ્રાચીનોએ બીજા અલંકારોનું વર્ણન ભિન્ન ભિન્ન ક્રમથી કર્યું છે, એના પૂર્વાપરમાં કોઇ હેતુનો નિર્વાહ થતો નથી. એથી "અશોકવનિકા" ન્યાયાનુસાર કર્તાની ઇચ્છાજ હેતુ માનવી પડશે.

## उपमा.

જશવંતજશોભૂષણકાર કહે છે:–

બહુધા અલંકારો લોકવ્યવહારને અનુસાર છે. લોકમાં વસ્તુનો

નિર્ણય અનેક પ્રકારથી થાય છે. જેમકે વજનના વિષયનો નિર્ણય રતિ, માસા, તોલા, ઇત્યાદિથી; ઉંચાઇ, નિચાઇ અને લંબાઈના વિષયનો નિર્ણય અંગુલ, બિલસ્ત, હસ્ત ઈત્યાદિથી; વસ્ત્રાદિના પોત રંગ ઇંત્યાદિના સાદૃશ્યના વિષયનો નિર્ણય અન્ય વસ્ત્રાદિકોને સમીપ રાખવાથી [ મેળવી જોવાથી ] થાય છે; એજ છાયાથી બુદ્ધિમાં એક વસ્તુની સમીપ બીજી વસ્તુ કરીને જે એના ગુણ દોષ ઇત્યાદિના સાદૃશ્યનો નિર્ણય કરવામાં આવે એ उपमालंकार છે.

આમાં "उप" ઉપસર્ગનો અર્થ સમીપતા છે. ચિન્તામણિ કોષકાર કહે છે:—"उपसामीप्ये" "माङ्" ધાતુથી "मा" શબ્દ થયો છે. "माङ्" ધાતુ માન અર્થમાં છે. ધાતુપાઠમાં કહ્યું છે કે, "माङ् माने" માન, મિતિ અને વિજ્ઞાન આ એના પર્યાય શબ્દ છે. ચિન્તામણિકોષકાર કહે છેઃ— "मितिः माने विज्ञाने" વિજ્ઞાન, વિશેષજ્ઞાન, અર્થાત્ નિર્ણય, " उप सामीप्यात् मा मानं उपमा " સમીપતા કરીને કરેલું માન અર્થાત્ વિશેષજ્ઞાન. "વિજ્ઞાન સામીપ્યથી ઉપમા થાય છે."

યથા.

" અનિલ જેવો અવનિપનો સુયશ છે."

આમાં રાજાના સુયશની સર્વ સંચારિતાનો નિર્ણય કરવાને કવિએ પોતાની બુદ્ધિમાં યશને અનિલ ( પવન ) ની સમીપ રાખ્યો ત્યારે આવું વિશેષ જ્ઞાન થયું કે રાજાના યશની સર્વ સંચારિતા પવન સદૃશ છે.

ભરત ભગવાન કહે છે:—

यत्किंचित्काव्यबन्धेषु, सादृश्येनोपमीयते ।
उपमा नाम सा ज्ञेया गुणाकृतिसमाश्रया ॥

કાવ્યરચનામાં યત્કિંચિત્ અર્થાત્ ન્યૂનાધિક સાદૃશ્ય કરીને ઉપમા કરવામાં આવે એને ઉપમા નામથી જાણવી જોઇએ. એ ગુણઅને આકૃતિના આશ્રયથી થાય છે.

વેદવ્યાસ ભગવાન આ પ્રમાણે કહે છે:—

उपमा नाम सा यस्यामुपमानोपमेययोः ।
सत्ता चान्तरसामान्ययोगित्वेऽपि विवक्षितम् ॥
किंचिदादाय सारूप्यं लोकयात्रा प्रवर्तते ।

"यस्याम्" અર્થાત્ જેમાં ઉપમાન અને ઉપમેય બન્નેની સત્તા (વિદ્યમાનતા) હોય એનું નામ ઉપમા છે. "च" અર્થાત્ પુનઃ, અન્તર અર્થાત્ ઉપમેય:ઉપમાનનો ભેદ રહેતાં:સમાન ધર્મના યોગમાં પણ ઉપમા વિવક્ષિત છે.

આચાર્ય દંડી આ પ્રમાણે કહે છે:-

यथाकथंचित्सादृश्यं, यत्रोद्भूतं प्रतीयते ।
उपमा नाम सा तस्याः प्रपञ्चोऽयं निदर्श्यते ॥

જ્યાં यथाकथंचित् અર્થાત્ જે તે પ્રકારથી ઉદ્ભૂત (સ્પષ્ટ) સાદૃશ્ય પ્રતીત થાય એનું નામ ઉપમા છે એનો પ્રપંચ (વિસ્તાર) બતાવવામાં આવે છે.

મહારાજા ભોજ આ પ્રમાણે કહે છે:—

" प्रसिद्धेरनुरोधेन यः परस्परमर्थयोः ।
भूयोऽवयवसामान्यायोगः सेहोपमा मताः " ॥

પ્રસિદ્ધિને અનુસાર પરસ્પર પદાર્થોના " भूयः " અર્થાત્ બહુતર અવયવોના સામાન્ય ( સાદૃશ્ય ) નો યોગ તે " इह " અર્થાત્ અલંકાર શાસ્ત્રમાં ઉપમા માનવામાં આવી છે.

કાવ્યપ્રકાશગતકારિકાકાર કહે છે:-

" साधर्म्यमुपमा भेदे " ઉપમાન ઉપમેયનો ભેદ રહેતાં જે એનો સાધર્મ્ય એ ઉપમા.

વામન આ પ્રમાણે કહે છે:—

"उपमानेनोपमेयस्य गुणलेशतः साम्यमुपमा" ઉપમાનની સાથે ઉપમેયના ગુણ લેશથી જે સામ્ય એ ઉપમા.

સર્વસ્વકાર લખે છે:—

उपमानोपमेययोः साधर्म्ये भेदाभेदतुल्यत्व उपमा.
ઉપમાન અને ઉપમેયના સાધર્મ્યમાં ભેદ અને અભેદ બંનેની તુલ્યતા થાય ત્યાં ઉપમા.

અલંકારરત્નાકરકાર આ પ્રમાણે લખે છેઃ–

उपमानेनोपमेयस्य सादृश्यमुपमा.

ઉપમાનની સાથે ઉપમેયનું સાદૃશ્ય એ ઉપમા.

રૂદ્રટ આ પ્રમાણે કહે છેઃ–

उभयोः समानमेकं, गुणादिसिद्धं यथा यदेकत्र।
अर्थेन्यत्र तथा तत्साध्यत इति सोपमा त्रेधा. ॥

"उभयोः અર્થાત્ ઉપમાન, ઉપમેયના જે ગુણાદિ સમાન ( એક જાતિય ) હોય અને એક પદાર્થમાં જેવા સિદ્ધ કરવામાં આવે એવાજ એ અન્ય પદાર્થમાં સિદ્ધ કરવામાં આવે એ ઉપમા.

સાહિત્યસુધાસિન્ધુકાર લખે છેઃ—

तद्भिन्नत्वे सति तद्गतभूयोधर्मत्वमुपमात्वम्"

ઉપમાનના ભેદ સહિત ઘણાં ઉપમાનના ધર્મો ઉપમેયમાં જે છે એ ઉપમા.

વાગ્ભટ આ પ્રમાણે લખે છેઃ—

उपमानेन सादृश्यमुपमेयस्य यत्र सा ।
प्रत्ययाव्ययतुल्यार्थसमासैरुपमा मता ॥

જ્યાં ઉપમાનની સાથે ઉપમેયનું સાદશ્ય प्रत्यय, अव्यय, तुल्यार्थ અર્થાત્ તુલ્ય અર્થ વાચી સદૃશ આદિ શબ્દ અને સમાસે કરીને થાય ત્યાં सा અર્થાત્ ઉપમા માનવામાં આવે છે.

અલંકારતિલકકાર આ પ્રમાણે લખે છેઃ—

"अतिरोभूतभेदत्वेन सादृश्यप्रतीतिरुपमा"

અતિરોભૂત ( નહીં છુપાએલ ) ભેદવાળા સાદશ્યની પ્રતીતિ એ ઉપમા.

અલંકારચૂડામણિકાર આ પ્રમાણે લખે છેઃ—

हृद्यं साधर्म्यमुपमा. મનોહર સાધર્મ્ય એ ઉપમા.

ચન્દ્રાલોકકાર આ પ્રમાણે લખે છે:—

उपमा यत्र सादृश्यलक्ष्मीरुल्लसति द्वयोः.

જ્યાં બંનેનું ચમત્કારી સાદ્દશ્ય, વ્યંગ્ય, મર્યાદા વિના સ્પષ્ટ ભાસતું હોય એ ઉપમા.

પ્રતાપરૂદ્રીયકાર આ પ્રમાણે લખે છે:—

स्वतः सिद्धेन भिन्नेन, संमतेन च धर्मतः

साम्यमन्येन वर्णस्य वाच्यं चेदेकदोपमा. ॥

સ્વતઃ સિદ્ધ અને ભિન્ન હોય, ધર્મથી સંમત હોય એવું અન્યની સાથે સામ્ય એકદા વાચ્ય હોય, એ ઉપમા.

સાહિત્યદર્પણકાર લખે છે:-

" साम्यं वाच्यमवैधर्म्यं, वाक्यैक्य उपमा द्वयोः "

બંનેનું સામ્યવાચ્ય હોય અને વૈધર્મ્યથી રહિત હોય તેમજ એક વાક્યમાં હોય એ ઉપમા.

અલંકારકૌસ્તુભકાર લખે છે:-

एकवाक्यवाच्यं सादृश्यं भिन्नयोरुपमा. ।

ભિન્નોનું એક વાકયથી કહેલ સાદૃશ્ય ઉપમા છે.

ચિત્રમીમાંસાકાર ઉપમાના ચાર લક્ષણ લખે છે:-

व्यापार उपमानाख्यो, भवेद्यदि विवक्षितः ।

क्रियानिष्पत्तिपर्यन्तमुपमालंकृतिस्तु सा. ॥

જે ઉપમાન નામવાળો વ્યાપાર ઉપમિતિ ક્રિયાસિદ્ધિ પર્યંત વિવક્ષિત હોય એ ઉપમા અલંકાર છે.

ઉપમાન વ્યાપારના સંબંધમાં આ પ્રમાણે લખે છે:-

उपमानव्यापार उपमितिक्रियानिष्पादको व्यापारः सादृश्यवर्णना એટલે કે ઉપમાનવ્યાપાર ઉપમાની સિદ્ધિ કરવાળો વ્યાપાર અર્થાત્ સાદૃશ્ય વર્ણન છે.

ચિત્રમીમાંસાકારકૃત ઉપમાનું દ્વિતીય લક્ષણ આ પ્રમાણે છે:-

निरुप्यमाणं कविना सादृश्यं स्वात्मनो न चत् ।
प्रतिषेधमुपादाय पर्यवस्यति सोपमा ॥

કવિએ કરેલ નિરૂપ્યમાણ સાદૃશ્ય જે સ્વાત્મનઃ અર્થાત્ પોતાના આત્માના પ્રતિષેધને લઈને પર્યવસાન નહી પામે એ ઉપમા.

ચિત્રમીમાંસાકારકૃત ઉપમાનું તૃતીય લક્ષણ આ પ્રમાણે છે:-

"उपमितिक्रियानिष्पत्तिमत्सादृश्यवर्णनमुपमा"

ઉપમિતિ ક્રિયા સિદ્ધિવાળા સાદૃશ્યનું વર્ણન ઉપમા છે.

ચિત્રમીમાંસાકારકૃત ઉપમાનું ચતુર્થ લક્ષણ આ પ્રમાણે છે:-

स्वनिषेधापर्यवसायि सादृश्यवर्णनमुपमा.

પોતાના નિષેધમાં પર્યવસાન નહી પામનારૂં સાદૃશ્ય વર્ણન એ ઉપમા છે.

અલંકારઉદાહરણકાર લખે છે:-

"उपमानोपमेयोः साधर्म्ये भेदाभेदतुल्यत्व उपमा"

ઉપમાન ઉપમેયના સાધર્મ્યમાં ભેદ અને અભેદની તુલ્યતા થાય ત્યારે ઉપમા થાય છે.

અલંકારશેખર આ પ્રમાણે લખે છે:--

भेदे सति साधर्म्यमुपमा.

ભેદ રહેતાં સાધર્મ્ય એ ઉપમા.

રસગંગાધરકાર આ પ્રમાણે લખે છે:-

सादृश्यं सुन्दरं वाक्यार्थोपस्कारकमुपमालंकृतिः

સુંદર અને વાકયાર્થનું ઉપસ્કારક જે સાદૃશ્ય એ ઉપમા અલંકાર છે.

અર્થ ત્રણ પ્રકારના છે. વાચ્ય, લક્ષ્ય, અને વ્યંગ્ય એ ત્રણે અર્થોમાં અલંકાર હોવાની યોગ્યતા છે, તેમજ પ્રાચીનોએ પણ વાચ્યોપમા, લક્ષ્યોપમા અને વ્યંગ્યોપમા એ ત્રણેને માનેલ છે.

## वाच्योपमा—यथा

મનમોહક આ મુરતી, મનમોહનની જોઇ મુદિત થાઉં;

સેવા કરવા સ્નેહે, કિંકરી પેઠે જસેણમાં જાઉં.

આહીં " પેઠે " એ ઉપમા વાચક શબ્દથી ઉપમા કહેવામાં આવેલ છે, એથી એ વાચ્યોપમા છે.

## લક્ષ્યોપમા–યથા.

છે વિધુના બંધુસમ, વિમલગંગના તરંગ સમ નિત્ય;
દેશ વિદેશ વિભાકર, ઉત્તમ શ્રી રઘુવરનાં યશગીત.

આમાં બંધુ આદિ શબ્દોનો વાચ્યાર્થ ભ્રાતા આદિ છે, તે આંહી બાધિત થવાથી સાદૃશ્યમાં લક્ષણા છે, એથી લક્ષ્યોપમા.

## વ્યંગ્યોપમા–યથા.

અદ્વિતીય ગણી નિજને, ગાંડા શશિ કાં વૃથા ધરે ગર્વ;
કહે તેં ક્યાં જોયું છે, સહુન કરી શ્રમ જહાન આ સર્વ.

આમાં તેં ન જોયેલી મારી પ્રિયાનું મુખ તારા સમાન છે, એવી પ્રતીયમાન ઉપમા " ગાંડા " પદથી વ્યંગ્યગાન, વક્તાની ચંદ્ર વિષયક અસૂયામાં અલંકાર છે, એથી વ્યંગ્યોપમા.

## उपमालंकारनी अवयवसामग्री.

ઉપમેય, ઉપમાન, સાધર્મ્ય અને વાચક આ અવયવસામગ્રી ઉપમાને ઓળખાવનારી છે,

" उपमीयत इति उपमेयम्. જે " उप " અર્થાત્ સમીપ કરીને मीयते " અર્થાત નિર્ણયનો વિષય કરવામાં આવે છે એ उपमेय.

"उपमीयतेऽनेन इति उपमानम् "

'अनेन' અર્થાત્ એની સાથે 'उप' અર્થાત્ સમીપ કરીને 'मीयते' અર્થાત્ નિર્ણય કરવામાં આવે છે એ उपमान.

જેવસ્તુમાં જે વસ્તુ રહે છે ત્યાં ધારણકરવાવાળી વસ્તુ ધર્મી છે અને જે ધારણ કરવામાં આવે છે એ ધર્મ છે. જેમ પૃથ્વીમાં ગંધ ધર્મ છે અને પૃથ્વી ધર્મી છે. એ ઉપમાન, ઉપમેય બંનેમાં

રહેવાવાળો જે ધર્મ એ સમાન ધર્મ છે, એને સાધારણ ધર્મ પણ કહે છે.

ઉક્ત પ્રમાણોને કહેવાવાળો "इवादि" શબ્દ વાચક છે, કેટલાએક પ્રાચીનોનો એવો મત છે કે અધિક ગુણ એ ઉપમાન અને ન્યૂન ગુણ એ ઉપમેય.

ભરત ભગવાને કહ્યું છે કે ગુણ આકૃતિના આશ્રયથી ઉપમા થાય છે. વર્ણ, સ્વભાવ અને ક્રિયા આદિનો ગુણથી સંગ્રહ થઇ જાય છે.

યથા.

**शंख इव ग्रीवा.**

આ આકૃતિના વિષયમાં ઉપમા છે.

**पिक इव गिरा.**

આ ગુણના વિષયમાં ઉપમા છે.

**विद्रुम इव अधर.**

આ વર્ણના વિષયમાં ઉપમા છે.

**गिरि इव कुच.**

આ કઠોરતા, ગુણ અને આકૃતિના વિષયમાં ઉપમા છે.

**नागिनी इव वेणी.**

આ વર્ણ અને આકૃતિના વિષયમાં ઉપમા છે.

**दामिनी इव स्त्री.**

આ ચપલતા, તનુતા, ગુણ અને વર્ણના વિષયમાં ઉપમા છે.

**विधु इव वदन,**

આ વર્ણ આકૃતિ અને આનંદાદિ ગુણના વિષયમાં ઉપમા છે.

કેટલાએક પ્રાચીનો ધર્મોના પાંચ પ્રકાર કહે છેઃ—૧ अनुगामी,

२ विंवप्रतिर्विंवभावापन्न, ३ उपचरित, ४ वस्तुप्रतिवस्तुभावापन्न, ५ श्लेष.

## अनुगामी.

ઉપમેય અને ઉપમાન બન્નેમાં એક સ્વરૂપથી રહેવાવાળા ધર્મને अनुगामी કહે છે.

યથા.

ભારૂત ઇવ મહિપતિસુયશ, સહુ સ્થલ કરે સંચાર.

આમાં સર્વત્ર સંચારિતા રૂપ ધર્મ ઉપમેય ઉપમાન બન્નેમાં એક સ્વરૂપથી રહેલો છે એથી આ ધર્મ अनुगामी છે.

## विंवप्रतिविंवभावापन्न.

ઉપમેય અને ઉપમાનના ધર્મોનો ભેદ રહેતાં જે એ ધર્મોની સાદૃશ્યથી એકતા એ विंवप्रतिविंवभाव અને એવા બિંબપ્રતિબિંબભાવ પ્રાપ્ત ધર્મને विंवप्रतिविंवभावापन्नधर्म કહે છે.

યથા.

"શંકર ઇન્દુને શિર ઉપર રાખે છે, અને વિષને કંઠમાંજ રાખે છે અને એની પેઠે ડાહ્યા પુરૂષો પરાયાના ગુણને શિરસ્થાપન કરે છે અને તેના દોષોને પોતાના કંઠમાંજ રાખે છે, મતલબ કયાંઇ કહેતા નથી.

આમાં ડાહ્યા પુરૂષો ઉપમેય, શંકર ઉપમાન, ઇન્દુ, ગરલ અને ગુણ દોષ ધર્મ એ આપસમાં ભિન્ન ભિન્ન છે. તથાપિ ઇન્દુ અને ગુણ સૌમ્યતા શ્લાઘનીયતાદિથી સદૃશ હોવાથી એક બનીને સાધર્મ્યને ભજે છે, ઇન્દુ અને વિષપક્ષમાં તો ગ્રહણ—ધારણ કરવું છે. ગુણદોષ પક્ષમાં ગ્રહણજ્ઞાન છે. તે " રાખે છે " એ એક શબ્દથી પ્રતિપાદન કરવાથી એકતાને પ્રાપ્ત કરી સાધર્મ્યને ભજે છે. ઇન્દુ-પક્ષમાં શિરસ્થાપન અર્થાત્ ઉત્તમ સ્થાનનું આપવું અને ગુણપ-ક્ષમાં શિર નમાવી સ્તુતિ કરવી. વિષપક્ષમાં કંઠમાંજ રાખવું અર્થાત્ રોકવું અને દોષપક્ષમાં વાણીદ્વારા કંઠથી બાહેર નહી કાઢવા.

આહીં પણ " રોકવા " એ એક શબ્દથી પ્રતિપાદન કરવાથી એકતા બુદ્ધિ થઈને સાધારણ ધર્મ છે. બિંબઅનેપ્રતિબિંબ ભિન્ન ભિન્ન થાય છે. તથાપિ સદૃશતાથી એક છે, એ ન્યાયથી એવા ધર્મોને बिंबप्रतिबिंबभावापन्नधर्म કહે છે.

## उपचरित.

જે ધર્મ ઉપમેય અને ઉપમાનમાંથી એકમાં રહેતો હોય અને બીજામાં આરોપિત હોય એ उपचरित धर्म કહેવાય છે.

યથા.

## नीरज इव विकसित नयन.

આમાં વિકાસ ક્રિયારૂપ ધર્મ વાસ્તવમાં નીરજમાંજ પ્રસિદ્ધ છે. નયનોમાં તો આરોપિત છે, કેમકે નયનોમાં ઉન્મીલન ક્રિયા છે, એ વિકાસક્રિયાથી ભિન્ન છે.

## वस्तुप्रतिवस्तुभावापन्नधर्म.

ઉપમેય અને ઉપમાન બન્નેમાં રહેવાવાળો એકજ ધર્મ બન્ને પ્રતિ બેવાર કહેવામાં આવે એ वस्तुप्रतिवस्तुभावापन्न धर्म છે. ".આપન્ન " નો અર્થ .પ્રાપ્ત, વસ્તુ ઉપમેય, પ્રતિવસ્તુ ઉપમાન અને ભાવ સ્થિતિને પ્રાપ્ત થએલ જે ધર્મ એ વસ્તુ પ્રતિવસ્તુ ભાવાપન્ન ધર્મ છે. એ ધર્મ ભિન્ન ભિન્ન શબ્દોથી કહેવો એ પુનરૂકિત નિવારણ માટે છે.

યથા.

" વાયુથી વિધૂનિત થએલી માલતીની પેઠે સીતા દશશીશના ભયથી કંપિત થવા લાગી. "

આમાં સીતા અને માલતીની ઉપમેય ઉપમાનતા છે, તે એના કંપિત થવા રૂપ ક્રિયા સાધર્મ્યને કંપન અને વિધૂનિત પર્યાય શબ્દોથી બન્ને પ્રતિ બે વાર કહેલ છે. આહીં એકજ ધર્મના પર્યાયથી બે વાર કહેવાથી પણ ઉપમાની સિદ્ધિ છે, એથી वस्तुप्रतिवस्तु-भावापन्नधर्म થયો.

## શ્લેષ.

ઉપમેય અને ઉપમાનમાં રહેવાવાળા જે ભિન્ન ધર્મ એને કહેવાવાળું એક શબ્દ સ્વરૂપ જે સાધર્મ્ય એને **શ્લેષ સાધર્મ્ય** કહે છે.

યથા.

મરૂમારગ ઇવ અધર તવ, વિદ્રુમછાયા નાર;
અતિશય પ્યાસેં આકુલિત, કાં નહી કરે મુરાર.

આમાં "વિદ્રુમ છાયા" શબ્દ માત્ર સાધર્મ્ય છે. "વિદ્રુમ છાયા" પ્રવાલનો રંગ અને વૃક્ષછાયારહિત. આવા સ્થલોમાં કેટલાક પ્રાચીનો તો કહે છે કે આમાં ઉપમા અલંકાર નથી, શ્લેષ છે. કેટલાકએક પ્રાચીનો કહે છે કે શ્લેષ નથી ઉપમા છે. આનો નિર્ણય શ્લેષ પ્રકરણમાં થશે.

રત્નાકરકારે અપ્રકૃતની સાથે અપ્રકૃતની અને પ્રકૃતની સાથે પ્રકૃતની ઉપમા બતાવી છે.

## अप्रकृत अप्रकृत उपमा—यथा.

"સુધાના સ્રોતસમ જ્યારે તારી મધુરવાણી સાંભળું છું, ત્યારે બગડેલી વીણા સમાન કલરવ કટુ લાગે છે."

આમાં કોકિલ અને વીણા બન્ને અપ્રકૃત છે; કેમકે પ્રકૃતતો વર્ણનીય નાયકાની વાણી છે.

## प्रकृत प्रकृत उपमा—यथा.

"નવિન પાણિગ્રહણ કરેલ નારીની પેઠે વિશાળ વિશ્વાસ આપતા અચિર ઉપાર્જિત અવનિને નિપુણ રાજાઓ ભોગવે છે."

આમાં પાણિગ્રહીતા નારી ઉપમાન છે અને આહીં વર્તમાન સમયમાં રાજામાં બન્ને વર્ણનીય હોવાથી પ્રકૃત છે.

અલંકારોદાહરણ આદિ ગ્રન્થોમાં વૈધર્મ્યથી અને અભાવરૂપ સાધર્મ્યથી પણ ઉપમા કહી છે.

## वैधर्म्य उपमा—यथा.

"સંતોષી બ્રાહ્મણ પેઠે અસંતોષી રાજા શોભે છે."

આમાં સંતોષ અસંતોષના આપસમાં વિરૂદ્ધ ધર્મ હોવાથી વૈધર્મ્ય છે.

## अभावरूप साधर्म्य उपमा–यथा.

ખળ પુરૂષોની મૈત્રી સજ્જનના કોપ જેવી છે, અર્થાત્ છે જ નહિ, છે તો સ્થિર નથી અને સ્થિર છે તો ફલ વિનાની છે."

આમાં ખળ પુરૂષોની મૈત્રી અને સત્પુરૂષોના કોપનાં સાદૃશ્યનું વર્ણન છે. તે પ્રથમ તો બન્નેનું હોવું જ નથી, આ અભાવરૂપ સાધર્મ્ય છે.

આચાર્ય દંડીએ અસંભાવિતોપમા કહી છે.

## असंभावितोपमा–यथा.

શશિથી પ્રકટ થએલ વિષની પેઠે ચંદનથી અનલ ઉત્પન્ન થયો, હે રાધે! તારાં વદનથી નીકળતા પરૂષ વચન રસની ખાણ જેવાં છે.

આહીં પણ અભાવ હોવા છતાં અસંભવમાં તાત્પર્ય છે. કેટલાએક પ્રાચીનોએ પદ માત્રના અર્થોની ઉપમા હોય એને પદોપમા, વાક્યોના અર્થની ઉપમા હોય એને વાક્યોપમા અને સમાસથી કહેલ ઉપમા હોય એને સમાસોપમા કહી છે.

## पदोपमा–यथा.

"ઇન્દુ જેવું આનન" આમાં "ઇન્દુ અને આનન" એક પદ છે એથી એ पदोपमा છે.

"શરદના શશિ જેવું સુહામણું તારૂં મુખ છે."

આમાં શરદ વિશેષણ વાચક પદ છે, અને શશિ વિશેષ્ય વાચક પદ છે. એ બન્ને પદોના મળવાથી વાક્ય છે.

ઉપમેય પક્ષમાં મુખ વિશેષ્ય છે, "સુહામણુ" એ વિશેષણ છે, એ બન્ને પદોના અર્થ મળવાથી વાક્ય છે, એ વાક્યાર્થોની ઉપમા હોવાથી वाक्योपमा છે.

## समासोपमा.

"મુખાબ્જ" આનો "अब्जामिवमुखम्" એવો અર્થ થાય છે.

એ સમાસ ઉપમિત સમાસ છે, એ રીતે સમાસથી ઉપમાનો લાભ હોવાથી આ **समासोपमा** છે.

અમારા મત પ્રમાણે પદ વાકય અને સમાસનો ભેદ ચમત્કારમાં અનુપયોગી હોવાથી પ્રકારાન્તર થવાને યોગ્ય નથી.

પ્રાચીનોએ ઉપમેય, ઉપમાન, ધર્મ અને વાચક એ ચારેનું ઉપાદાન થાય એને **पूर्णोपमा** કહી છે. એમાંથી એકનું, બેનું અથવા ત્રણનું અનુપાદાન અર્થાત્ ઉપમેય, ઉપમાન અને સાધર્મ્યનું શબ્દથી કથન ન હોય અને વાચકનું ઉચ્ચારણ ન હોય ત્યાં **लुप्तोपमा** કહી છે.

## पूर्णोपमा—यथा,

"આ રાજા ઇન્દ્ર જેવો ઉદાર છે."

આમાં ઇન્દ્ર ઉપમાન, રાજા ઉપમેય, ઉદારતા ધર્મ અને જેવો વાચક એ ચારે શબ્દથી કહેલ છે એથી **पूर्णोपमा** છે.

દિક્ષિતે કુવલયાનંદમાં લુપ્તોપમાના આઠ પ્રકાર કહ્યા છે; એ આગળ કહેવાઇ ગયા છે.

## प्रत्ययोपमा—यथा,

હે બળવાન રાજા! ક્રીડા માત્રથીજ મારૂતને [1]સ્થાવરયન્, ગગનને [2]પુટકયન્, ઓતવતીને [3]સૂત્રયન્, ભૂમિમંડલને [4]લોષ્ટયન્, જલનિધિને [5]પલ્વલયન્, ગિરિગણને [6]સર્ષપયન્, ત્રયલોકને [7]ક્રોડયન્ અને મહત્ ગહનવનને [8]વિટપયન્ એવા તારા અશ્વો છે.

આમાં મારૂતાદિ ઉપમેય છે, સ્થાવરાદિ ઉપમાન છે, ઉપમાન વાચક સ્થાવરાદિ શબ્દો આગળ "णिच्" પ્રત્યય છે અને "णिच्" ની આગળ "शतृ" પ્રત્યય છે. યકાર "णिच्" પ્રત્યયનો છે અને अन् "शतृ" પ્રત્યયનો છે. "स्थावरयन्" નો એવો અર્થ થાય છે કે "સ્થાવર કરતો થકો" અર્થાત્ સ્થાવર સદૃશ કરતો થકો ઈત્યા-

---

૧ સ્થિર પદાર્થ. ૨ કરપુટ. ૩ તંતુ. ૪ માટીનું ઢેફું. ૫ લઘુતડાગ. ૬ સર્ષપ. ૭ ખોળો—ગોદ. ૮ વૃક્ષ.

દિ. આમાં વાચકાર્થનો બોધ પ્રત્યયથી છે. કુવલયાનંદ ગ્રન્થની પાછળ ચિત્રમીમાંસા નામનો ગ્રન્થ દીક્ષિતજીએ બનાવ્યો છે, એમાં કહ્યું છે કે આ "પૂર્ણા" લુપ્તાઓનો વિભાગ અને વાક્ય, સમાસ અને પ્રત્યય વિશેષ દ્વારા ઉદાહરણ બતાવવાનું ફળ વ્યાકરણશાસ્ત્રની કુશળતા માત્ર બતાવવાનું છે. અલંકાર શાસ્ત્રના બોધ માટે આનો કાંઇ ઉપયોગ નથી. અમારા મતથી સમાસ વિધિથી ઉપમાનાદિકોનો લોપ કરવો અને વાચકાર્થનું પ્રત્યયાદિથી કહેવું એ તો વ્યાકરણ શાસ્ત્રની પ્રચલિત રીતિ છે, એમાં વખાણ કરવા યોગ્ય વ્યાકરણ શાસ્ત્રની પણ શું કુશળતા છે? પ્રસિદ્ધ ધર્મનો સ્વતઃ લાભ થઈ જવાથી એનું ઉપાદાન કરવું એ ગૌરવ તો દોષની નિવૃત્તિ માત્ર છે. એમાં કાંઇપણ ચમત્કાર નથી. એવીજ રીતે ગુણ, આકૃતિ, ઇત્યાદિનું દેખાડવું પણ ઉપમા ઉદાહરણાન્તર બોધ માટે છે. પણ ઉપમા પ્રકારાન્તર માટે નથી. આ કારણથીજ દ્રવ્ય, જાતિ આદિ ઉદાહરણાન્તર બતાવવા માટે અમે યત્ન નથી કર્યો.

"उपमा नाम सा ज्ञेया गुणाकृति समाश्रया."

આ કારિકાથી ભરત ભગવાનનું ઉદાહરણ પણ ભેદ બતાવવામાંજ તાત્પર્ય માટે છે. ઉપમા પ્રકાર બતાવવામાં નથી.

અન્યથા કારિકામાં "गुणाकृतिकृता द्विधा" એવી આજ્ઞા કરી છે.

સૂત્રકાર વામન કહે છે કેઃ "स्तुतिनिन्दा तत्त्वाख्यानेषु" સ્તુતિમાં, નિન્દામાં અને તત્ત્વાખ્યાનમાં અર્થાત્ અજ્ઞાત જ્ઞાનમાં ઉપમાનું અનુસરણ છે.

## स्तुत्युपमा.

યથા.

મારૂત ઇવ મહિપતિ સુયશ, સહુ સ્થલ કરે સંચાર";

આ સ્તુતિ માટે ઉપમા છે એથી स्तुत्युपमा.

## निन्दोपमा.

યથા.

"ચંદ્રમુખી વિના આ ચૈત્રની ચાંદની દૈત્ય જેવી દારૂણ લાગે

છે." આંહી વિયોગ દશામાં ચૈત્રની ચાંદની માટે ઉપમા છે; એથી निन्दोपमा.

## तत्त्वाख्यानोपमा.

યથા.

"પદ્મિનીના જેવી જેના શરીરમાં સુવાસ હોય એ પદ્મિની સ્ત્રી જાણજે."

કોઈ એમ કહેશે કે આ તો સ્તુતિરૂપ હોવાથી વામન મત પ્રમાણે પ્રથમ ભેદ છે. એટલે આ વર્ણન સ્તુતિ માટે નથી, પણ કામ-શાસ્ત્રમાં પદ્મિની, ચિત્રિણી હસ્તિની અને શંખિની એવી સ્ત્રીયોની ચાર જાતિઓ છે. તેથી આ ઉપમા પદ્મિનીનું જ્ઞાન કરાવવા માટે છે એથી तत्त्वाख्यानोपमा.

કેટલાક પ્રાચીનો નિરવયવ, સાવયવ, સમસ્તવસ્તુવિષય, એકદેશવિવર્તિ અને પરંપરિત આવા ઉપમાના પ્રકાર માને છે.

## निरवयवोपमा.

કેવલ વસ્તુનીજ ઉપમા હોય, એના અવયવો સહિત ઉપમા ન હોય એને निरवयवोपमा કહે છે.

યથા.

"આ રાજા ઇન્દ્ર જેવો ઉદાર છે."

આમાં કેવલ અવયવીઓનીજ ઉપમા છે, એથી निरवयवोपमा.

## सावयवोपमा.

જ્યાં અવયવો સહિત અવયવીની ઉપમા હોય એ सावयवोपमा

યથા

ઇન્દુસદૃશ તુજ આનન, અંક સદૃશ ઓપે છે યુગનેણ;<br>
શોભે સ્મિત જ્યોત્સ્નાસમ, પતિચકોરને સદાય સુખદેણ.

આમાં ઉપમેયપક્ષમાં અવયવી મુખ, અને અવયવ નેત્ર તથા સ્મિત; ઉપમાનપક્ષમાં અવયવી ઇન્દુ અને અવયવ કલંક તથા જ્યોત્સ્ના છે. આ અવયવો સહિત અવયવીની ઉપમા આપી એથી सावयव.

## समस्तवस्तुविषयोपमा.

જ્યાં ઉપમેય ઉપમાનપક્ષમાં અવયવ અવયવી સમસ્તનું શબ્દથી કથન હોય એ समस्तवस्तुविषयोपमा.

યથા.

વામા તારી વેણી, શોભે છે જેવો કાળો નાગ;
મુક્તાડામણી જીહ્વા, મણિસમ છે સિન્દૂર ભરી માંગ.

આમાં ઉપમેયપક્ષમાં જેટલા અવયવી અવયવોનું કથન છે તેટલુંજ ઉપમાનપક્ષમાં અવયવી અવયવોનું કથન હોવાથી એ समस्तवस्तुविषयोपमा છે.

## एकदेशविवर्त्युपमा.

કોઈએક વસ્તુનું ઉપમેયપક્ષમાં અથવા ઉપમાનપક્ષમાં શબ્દથી કથન નહી હોય એ एकदेशविवर्त्युपमा છે.

યથા.

અમૂલ્ય શુભ રત્નોયુત, વિબુધવૃન્દથી સેવિત છો શાણા;
અરિમયનાક સભયને, સદાય સાચવી રાખો છો રાણા.

આમાં જેટલા અવયવ ઉપમેયપક્ષમાં શબ્દથી કહ્યા છે, એટલાજ અવયવ ઉપમાનપક્ષમાં શબ્દથી કહ્યા છે. પણ રાજાનું ઉપમાન જે સમુદ્ર છે એનું શબ્દથી કથન નથી તોપણ વિશેષણ સામર્થ્યથી એનો લાભ થઇ જાય છે એથી एकदेशविवर्ति उपमा છે.

અમારા મત પ્રમાણે નિરવયવ સાવયવાદિ કિંચિત્ વિલક્ષણ હોવાથી ઉદાહરણાન્તરજ છે. પ્રકારાન્તર નથી.

## परंपरितोपमा.

જ્યાં પરંપરાથી વસ્તુઓની ઉપમા હોય એ परंपरितोपमा છે.

યથા.

શુભ અષાઢની સાંઝ, આંગણે ઉભય બિરાજે,
અતિ કરતાં આનંદ, રસિક રામાપતિ રાજે;

બીજી બાળા તણું, નામ પતિએ જવ લીધું,
શ્યામાએ ઘનશ્યામ, સદૃશ તવ આનન કીધું;
ખેંચી ભ્રૂ સુરચાપસમ, બુન્દસદૃશ અશ્રુનયન,
હંસ સમાન ઉડી ગયો, હુલાસ ત્યાગી ઉરઅયન.

આમાં ક્રોધને મેઘની ઉપમા હોવાથી ભ્રકુટિ ચડાવવી, અશ્રુ અને હુલ્લાસ એને મેઘના સબંધી સુરચાપ, બુન્દ અને હંસની ઉપમા સિદ્ધ થઇ છે, એ રીતિથી એક ઉપમા મૂલક બીજી ઉપમાઓ પરંપરાથી હોવાથી परंपरित उपमा છે.

વેદવ્યાસ ભગવાને સમુચ્ચયોપમા, બહૂપમા અને માલોપમાનો આપસમાં ભેદ આવી રીતે કહ્યો છે.

## समुच्चयोपमा.

" समुच्चयोपमा त्वन्यधर्मबाहुल्यकीर्तनात् "

સમુચ્ચયોપમા તો અન્ય અર્થાત્ ઉપમાના ધર્મબાહુલ્યના કહેવાથી થાય છે.

નિષ્કર્ષ એ છે કે ઉપમાનના અનેક ધર્મોનો સમુચ્ચય કરીને ઉપમા દેવામાં આવે એ समुच्चयोपमा

યથા.

ચંપકકલિકા સમ છે, રૂપ રંગને સુગંધમય શ્યામા;

આમાં એકજ ઉપમાન ચંપકકલિકા છે, એની રૂપ રંગ અને સુગંધ આ અનેક ધર્મોથી ઉપમા હોઇ समुच्चयोपमा છે.

## बहूपमा.

" यत्रोपमा स्याद्बहुभिः सदृशैः सा बहूपमा "

જ્યાં ઘણા સદૃશોની સાથે ઉપમા હોય એ बहूपमा છે.

યથા.

હિમ હર હીરા હંસ સમ, યશ તારો જગમાંહિ;

આમાં ઉપમાન ઘણા છે, પરંતુ શ્વેત ધર્મથી ઉપમા એકજ છે એથી ઘણા ઉપમાનોની ઉપમા હોઇ बहूपमा છે.

આચાર્ય દંડી પણ આ વિષયને બહૂપમા નામ આપી આ ઉદાહરણ આપે છે.

યથા.

ચંદ્ર ચંદ્રમણિ અને ચંદન સરખો તારો શીત સ્પર્શ છે.

દંડી એકજ વિષયમાં ઘણી ઉપમા દેવાનું આ પ્રયોજન બતાવે છે.

" अतिशयं बोधयन्ति बहूपमा "

બહૂપમા વર્ણનીયના અતિશયનો બોધ કરાવે છે, વામન કહે છે કે આમાં અપુષ્ટાર્થ દોષ છે. કેમકે આમાંથી એક ઉપમાનથી યશની ધવલતાનો ઉત્કર્ષ સિદ્ધ હોવા છતાં ફરી તાદૃશ બીજા ઉપમાનના કથનનું પ્રયોજન નથી.

અમારા મત પ્રમાણે વામનનું કહેવું સમીચીન નથી. કેમકે ઉપમાનું સ્વરૂપ સાદૃશ્યનો નિર્ણય છે. એ નિર્ણય માટે પરસ્પર અર્થાત્ ઉલટપુલટ પણ લોકવ્યવહારમાં બોલાય છે એનાથી પરસ્પરોપમા માનવામાં આવી છે. એમજ દ્રઢ નિશ્ચય માટે એક વસ્તુને અનેક તોલોથી તોલવાની પણ રીતિ છે. જેમ શેર તોલની વસ્તુને લોહ આદિના બનાવેલ પોતાના શેરથી, બીજા વ્યાપારીના શેરથી, રૂપીઆથી અને પૈસાથી ફરી ફરી તોલવામાં આવે છે. એ ન્યાયથી એક વસ્તુને એજ ધર્મના વિષયમાં અનેક વસ્તુઓની સમીપ કરી કરીને નિર્ણય કરવાથી દ્રઢતર નિર્ણય થાય છે. આચાર્ય દંડીએ અતિશય રૂપ પ્રયોજન બતાવ્યું છે; એ સમીચીન નથી. કેમકે એજ ધર્મમાં ઘણા ઉપમાન કરવાથી ઉપમેયનું કાંઈ અતિશયપણું નથી થતું, કિંતુ ઉપમેયનિષ્ઠ ધર્મના પ્રમાણના નિર્ણયની દ્રઢતા થાય છે એથી પ્રયોજન તો અહીં એજ છે.

## मालोपमा.

" धर्माः प्रत्युपमानं चेदन्या मालोपमैव सा "

જ્યાં ઉપમાન ઉપમાનપ્રતિ ધર્મ ભિન્ન ભિન્ન હોય એ मालोपमा " अन्या " અર્થાત્ એ માલોપમા સમુચ્ચયોપમા અને બહૂપમાથી અન્ય છે.

યથા.

પ્રજાપાલ રઘુવર સમ, શેષ સદૃશ ગ્રહી ભાર નહીં ક્ષોભે;
તાપહરણશશિસરખો, સુખમામાંહી સુરેન્દ્ર સમ શોભે.

આમાં રાજાને પ્રજાપાલ ધર્મથી રામની, ભાર વહન કરવારૂપી ધર્મથી શેષનાગની, તાપ હરણ કરવા રૂપ ધર્મથી ચંદ્રની અને શોભા ધર્મથી ઇન્દ્રની ઉપમા છે, એ રીતિથી અનેક ઉપમાનો પ્રતિ ભિન્ન ભિન્ન ધર્મોથી ઉપમા હોઇ માલોપમા છે.

## રશનોપમા.

રસના રૂપથી ઉપમા હોય એ રશનોપમા.

યથા.

હંસ શ્વેત શશિસમ છે, હંસ સદૃશ ગતિ તરૂણીની શોભે;
તરૂણી સ્પર્શસમ જલ છે, જલસમ ગગન અમલ લખી દ્રગ લોભે.

આનો પર્યાય શૃંખલોપમા છે, રસના નામ કટિ મેખલાનું છે. એ દોરીના આકારથી પણ બને છે; અને શૃંખલાની આકૃતિથી પણ થાય છે. એથી આંહી રશનાની શૃંખલા આકૃતિ વિવક્ષિત છે. આ અલંકારનું નામ શૃંખલા કહેવામાં તો ગજબંધન ઇત્યાદિ શૃંખલાનો ન્યાય છે, અને રશના નામ કહેવાથી નાયિકાની તાદૃશં કટિ મેખલાનો ન્યાય છે. તે ગજબંધન ન્યાયની અપેક્ષાએ કટિમેખલાન્યાય રમણીય હોવાથી કોઇ રસિક કવિએ એનું નામ રશનોપમા રાખ્યું છે. આમાં ચંદ્રની ઉપમા હંસને, હંસની ઉપમા તરૂણીની ચાલને, તરૂણીના સ્પર્શની ઉપમા જળને અને નિર્મળ ધર્મથી જળની ઉપમા ગગનને છે, આ શૃંખલાકૃતિ રશનારૂપ હોવાથી રશનોપમા છે, વેદવ્યાસ ભગવાને તો આનું નામ ગમનોપમા આપ્યું છેઃ—" यद्युत्तरोत्तरं याति तदाऽसौ गमनोपमा" જે ઉત્તરોત્તર જાય એ ગમનોપમા.

## निजोपमा.

જ્યાં સમયાદિક ભેદથી પોતાની ઉપમા પોતાને જ આપવામાં આવે એ निजोपमा છે.

## समयभेदथी निजोपमा.

યથા.

લોહિત પીત સુમનથી, છવાયલો ગિરિ વસંતમાં જોય;
જ્યમદાવાગ્નિજ્વાળેં, હું:સહ ગ્રીષ્મમાં છવાયલો હોય.

આમાં વસંત અને ગ્રીષ્મના સમયભેદથી એજ પર્વતની ઉપમા એજ પર્વતને આપી હોવાથી समयभेदथी निजोपमा છે.

## देशभेदथी निजोपमा.

યથા.

વિકસિત ચક્ષુ અને મુખ, ફરકે ભુજ ઉર બન્યું હર્ષકૂપ;
તોરણ ઉપર જેવો, તું રણ ઉપર જોઉં ભવ્ય ભૂપ.

આમાં વિવાહમંડપ દેશ અને રણાંગણ દેશ ભેદથી એજ રાજાની ઉપમા એજ રાજાને છે, એથી देशभेदथी निजोपमा છે.

## शरीरभेदथी निजोपमा.

યથા.

કરી પ્રહ્લાદની રક્ષા, ધરી નારાયણ નૃસિંહનું રૂપ;
તેમ ગોપી ગોપોની, નિત્ય કરો છો રક્ષા યદુભૂપ.

આમાં અવતાર ભેદથી એજ જગદીશ્વરની ઉપમા એજ જગદીશ્વરને આપી હોવાથી शरीरभेदथी निजोपमा છે.

પ્રાચીનોએ નિજોપમાનું ઉદાહરણ એક સમય ભેદથીજ બતાવ્યું છે, એ દિગ્દર્શનથી અમે દેશભેદ અને શરીરભેદથી પણ ઉદાહરણ બતાવ્યાં છે.

## कल्पितोपमा.

જ્યાં કોઇ ઉપમેયની ઉપમા માટે ઉપમાનની પ્રાપ્તિ કવિને ન હોય ત્યાં એ ઉપમેયના યોગ્ય ઉપમાનની કલ્પના કરીને ઉપમા આપવામાં આવે એ कल्पितोपमा છે.

યથા.

શાધામુખથી છૂટી, અલક પયોધરપરેં પડી એમ;
શશિમંડલથી લટકી, અટકી લોગિનિ મેરૂ શિરે જેમ.

આચાર્ય દંડીએ આનું નામ અભૂતોપમા આપ્યું છે. અભૂતોપમા એટલે જે વસ્તુ નથી એની ઉપમા આપવી. અભૂતોપમા અને કલ્પિતોપમાનો તાત્પર્ય એકજ છે.

## अविरुद्धा कल्पितोपमा.

જ્યાં અવિરૂદ્ધ કલ્પિત ઉપમા આપવામાં આવે એ अविरुद्धा कल्पितोपमा છે

યથા

સખિ ! શોભે શ્રીહરિના, કંઠમહીં તુલશી દલની માલ:
ઉડીં રહી ઘન સઘને, જેવી રીતે શુકશિશુની જાલ.

મેઘોદય સમયે પંક્તિ કરીને બકોનું ઉડવું પ્રસિદ્ધ છે, પણ શુકોનું ઉડવું પ્રસિદ્ધ નથી એથી આ ઉપમા કલ્પિત છે અને મેઘની સાથે શુકોને વિરોધ નહીં હોવાથી अविरुद्धा कल्पितोपमा છે.

યથા

શ્વેત બિન્દુભર તનથી, લપટી પતિને થાય નહી અળગી;
. ફળેલ મુક્તાફળથી, કનકલતા જ્યમ તમાલને વળગી.

મુક્તાફળ રૂપ ફળવાળી સુવર્ણની વેલિ વાસ્તવમાં છેજ નહી, કલ્પિત છે; પરન્તુ મુક્તાફળ અને સુવર્ણને આપસમાં વિરોધ નહી હોવાથી આ પણ અવિરૂદ્ધ કલ્પિતોપમા છે. પૂર્વ ઉદાહરણમાં પ્રસંગ પામી ઘનની સાથે શુકાવલિનો સબંધ થઈ જાય નો અસંભવ નથી એથી એ સંભવિત્ કલ્પિતોપમા છે, અને આંહી તો અત્યંત અસંભવ છે, એથી અસંભવત્ કલ્પિતોપમા છે.

કોઇ પ્રાચીન उत्पाद्योपमा ને કલ્પિતોપમાનો ભેદ કહે છે.

## उत्पाद्योपमा.

" उत्पाद्य " અર્થાત્ ઉત્પન્ન કરેલ ઉપમાનની ઉપમા એ उत्पाद्योपमा છે.

યથા.

વિદ્રુમસ્થિત મુક્તાફલ, અથવા સુન્દર પ્રવાલયુત ફૂલ;
અધરવર્તી હસવાનાં, ત્યારે તેઓ બનશે સમતુલ્ય.

કલ્પના એટલે બનાવટ. ચિન્તામણિ કોષકાર કહે છે:-कल्पना रचनायाम् " એ કલ્પના બે પ્રકારની છે. માનસિક અને કાયિક. " રાધામુખથી છૂટી " આમાં માનસિક કલ્પના છે. " વિદ્રુમસ્થિત " આમાં કાયિક કલ્પના છે. કારણ કે વિદ્રુમ સ્થિત મુક્તાફલ અથવા પ્રવાલયુક્ત શ્વેતપુષ્પ વાસ્તવમાં નથી માત્ર કલ્પના છે, પરન્તુ એવી કલ્પના હાથથી કરીને બતાવી શકાય છે એથી એ કાયિક કલ્પના કહેવાય છે. લોકપ્રસિદ્ધ ઉપમાનને ઉપમેય કરવામાં આચાર્ય દંડી પ્રસિદ્ધિનો વિપર્યાસ હોવાથી "विपर्यासोपमा" કહે છે. એનો પર્યાય विपरीतोपमा છે.

## विपर्यासोपमा—यथा.

તુજઆનન સરખું આ, જો અંભોરૂહ પ્રકાશને પામે;

દંડીના ઉક્ત ઉદાહરણમાં વિપરીતોપમા નિમિત્તસંકેત સ્થાનમાં નાયકાને સખીનું પ્રભાત સૂચન પણ થઈ શકે છે, પરકીયા નાયિકા નાયકની સાથે તળાવ કિનારે સંકેત સ્થાનમાં રાત્રિ નિર્ગમન કરે છે ત્યાં કમલ વિકસેલાં જોઇ સખીએ નાયિકા પ્રતિ પ્રભાત સૂચન કરેલ છે.

આચાર્યદંડીએ પરસ્પરોપમાનું પ્રયોજન અન્યોન્યનો ઉત્કર્ષ કહેલ છે, જેથી વિપર્યાસોપમામાં ઉપમેયના ઉત્કર્ષરૂપ પ્રયોજન અર્થસિદ્ધ છે. પ્રસિદ્ધ ગુણવાળું ઉપમેય પ્રાચીનોએ માનેલ છે. એ પ્રથમ લખી ચૂક્યા છીએ. એ ઉપમેયને ઉપમાન કરવામાં ઉપમેયનો પ્રસિદ્ધિમૂલક ઉત્કર્ષ સિદ્ધ થાય છે.

## परस्परोपमा.

આચાર્યદંડી परस्परोपमा ને अन्योन्योपमा માનીને આ પ્રમાણે એનું લક્ષણ આપે છે.

अन्योन्योपमा सेयमन्योन्योत्कर्षशंसनी

અન્યોન્યના ઉત્કર્ષને કહેનારી ઉપમા अन्योन्योपमा છે. આનો સિદ્ધાન્ત એ છે કે જે વસ્તુની ઉપમા દે છે એ ઉપમાનરૂપ વસ્તુમાં પ્રસિદ્ધિ મૂલક ઉત્કર્ષ થાય છે, તે પરસ્પર ઉપમા દેવાથી ઉપમેયનો પણ તાદૃશ ઉત્કર્ષ સિદ્ધ થાય છે. આ રીતિથી આહીં અન્યોન્યનો ઉત્કર્ષ છે.

સર્વસ્વકારાદિ પરસ્પરોપમાનું ફલ તૃતીય સદૃશ વ્યવચ્છેદ માનીને એને उपमेयोपमा નામનો ભિન્ન અલંકાર કહે છે:—

" द्वयोः पर्यायेण तस्मिन्नुपमेयोपमा "

બન્નેનો પર્યાય કરીને " तस्मिन् " અર્થાત્ ઉપમાનોપમેય-ભાવમાં उपमेयोपमा અલંકાર છે. पर्याय શબ્દનો આહીં એ અર્થ છે કે એક સાથે ન કહેવું, પણ એક પછી એક કહેવું.

રત્નાકરકાર આ પ્રમાણે લખે છે:—

" परस्परमुपमानोपमेयत्वमुपमेयोपमा "

પરસ્પર ઉપમાનોપમેયભાવ એ उपमेयोपमा

ઉપમાનની ઉપમા ઉપમેયને અને ઉપમેયની ઉપમા ઉપમા-નને એવી પરસ્પર ઉપમા હોય એ परस्परोपमा છે.

યથા.

લઘુ ગુણથી રીઝીને, દાન અહોનિશ દેવાના હેવા;
સાદો વેશ સરલ ઉર, શિવસમ તું નૃપ છે શિવ તુજ જેવા.

આમાં મહાદેવની ઉપમા રાજાને અને રાજાની ઉપમા શિવ-જીને આપેલ છે તેથી परस्परोपमा છે.

## अतद्गुण.

જશવંત જશોભૂષણકાર લખે છે:—

" तस्य गुणोऽत्रास्तीति तद्गुणः " " तस्य અર્થાત્ એનો એટલે બીજાનો ગુણ એનામાં છે. તાત્પર્ય એ છે કે બીજાના ગુણનો બીજામાં સબંધ થાય એ तद्गुण છે. तस्यगुणोऽत्र नास्तीति अतद्-

ગુણઃ અર્થાત્ બીજાના ગુણનો બીજામાં સબંધ નહિ હોય એ અતદ્ગુણ.

વક્ષ્યમાણ તદ્દગુણના વિપરીત ભાવમાં ધોરીએ અતદ્ગુણ અલંકાર માન્યો છે. એટલે કે પારકા ગુણનો જેને સંબંધ નથી એ અતદ્ગુણ

ગુણ બે પ્રકારના છે, વર્ણરૂપ અને સ્વભવાદિરૂપ. આ બન્નેના બબ્બે પ્રકાર થાય છે. ૧ ભલો. ૨ બુરો.

યથા.

દિંગ્દંતીના આનન, મદેં મલિન શશિ પંકયુક્ત પેખું;
સદા રહે એ સંગે, છતાં નૃપતિયશ દ્રગેં અમલ દેખું.

આમાં મદ અને કલંકની સંગતિ રહ્યા છતાં રાજાના યશને શ્યામતા ગુણનો સંબંધ થયો નથી. આહીં અપકૃષ્ટ ગુણનો અસંબંધ છે અને ગુણ વર્ણરૂપછે.

યથા.

હે રાજા ! જંગલમાં વસનારી ભીલડીઓને તારા શત્રુઓની સ્ત્રીઓનો રાતદિવસ સંગ રહ્યા છતાં ગુંજા અને મણિ પારખવાની બુદ્ધિ પ્રાપ્ત થઈ નહી તેથી તારા વૈરીની વધૂઓના ભૂષણો વિનાયત્ને બચી ગયાં. "

આમાં રાજ સ્ત્રીઓના સંગમાં નિરંતર રહ્યા છતાં ઉત્તમ અનુત્તમ ભેદજ્ઞાનરૂપ ગુણનો શબરાંગનાઓમાં સંબંધ નથી થયો. આંહી ઉત્કૃષ્ટ ગુણનો અસંબંધ છે અને ગુણ વિવેચન બુદ્ધિરૂપ છે.

સર્વસ્વકાર આ પ્રમાણે લખે છેઃ—

" सति हेतावतद्गुणः "

બીજાના ગુણને સંબંધ થવાનો સંસર્ગાદિ હેતુ રહેતાં છતાં સબંધ નહિ થાય ત્યારે અતદ્ગુણ અલંકાર થાય છે.

## अतिशयोक्ति.

" જશવંતજશોભૂષણકાર " લખે છેઃ-

ઉલ્લંઘનને અતિશય કહે છે. " ચિન્તામણિકોષકાર કહે છેઃ- " अतिशयितः अतिक्रान्ते " અતિશય શબ્દ અતિક્રાન્ત અર્થાત્ અતિક્રમણયુક્ત અર્થમાં છે, એથી એ સિદ્ધ થાય છે કે અતિશય શબ્દનો અર્થ અતિક્રમણ છે. અતિક્રમણ તો ઉલ્લંઘન છે પણ આહીં લોક સીમાના ઉલ્લંઘનમાં રૂઢિ છે એથી લોકસીમાના ઉલ્લંઘનને अतिशयोक्ति કહે છે.

યથા.

તુજ પ્રતાપ પાવકથી, ભૂપતિ સોષાયા સિન્ધુ સાત;
ફરી તુજ અરિનારીના, નયન જળેં ભરીયા એ વિખ્યાત.

આમાં પ્રતાપાનલથી સપ્ત સિન્ધુનું સોષાવું અને ફરી અરિનારીના નયન જળેંથી ભરાવું એ બંને લોકસીમાનું ઉલ્લંઘન પ્રતાપાધિકય રૂપ પ્રયોજનની વિવક્ષાથી રૂચિકર હોઇ अतिशयोक्ति છે.

યથા.

નાળાં પછીં નદિ પછીં નદ, પછીં સિન્ધુનું સ્વરૂપ ધારે છે;
વ્હેલા આવો વ્હાલા, નારીં નયન જળ ડુબાવી મારે છે.

લોકસીમાતિવર્ણન મિથ્યા છે, એથી દૂષણ હોવાને યોગ્ય છે. પરંતુ અહીં રૂચિકર હોવાથી अतिशयोक्ति ભૂષણ છે.

વેદવ્યાસ ભગવાન કહે છેઃ-

लोकसीमातिवृत्तस्य, वस्तुधर्मस्य कीर्तनम् ।
भवेदतिशयो नाम संभवासंभवाद् द्विधा ॥

લોકસીમાનું અતિવર્તન કરેલ વસ્તુના ધર્મના કથનનું નામ अतिशय થશે. એના संभव અને असंभव એવા બે પ્રકાર છે.

આચાર્યદંડી આ પ્રમાણે કહે છેઃ-

" विवक्षा या विशेषस्य लोकसीमातिवर्तिनी ।
असावतिशयोक्तिः स्यादलंकारोत्तमा यथा ॥ "

વિશેષ અર્થાત્ ઉત્કર્ષની જે લોકસીમાતિવર્તન વિવક્ષા છે

એ અતિશયોક્તિ અલંકાર થશે. આ અતિશયોક્તિ અલંકાર અનેક અલંકારોનું જીવન છે એથી "उत्तमा" એ વિશેષણ આપેલછે. અને એજ પ્રકરણમાં ફરીને આચાર્ય દંડી કહે છેઃ-

अलंकारान्तराणामप्येकमाहुः परायणम् ।
वागीशमहितामुक्तिमिमामतिशयाह्वयाम् ॥

બૃહસ્પતિને માન્ય અતિશય નામવાળી આ ઉક્તિને બીજા અલંકારોનું પણ અવલંબન કહે છે.

રૂદ્રટ આ પ્રમાણે કહે છેઃ—

अर्थस्यालंकारा, वास्तवमौपम्यमतिशयःश्लेषः ।
एषामेव विशेषा अन्ये तु भवन्ति निःशेषाः ॥

અર્થના અલંકાર સ્વભાવોક્તિ, ઉપમા, અતિશયોક્તિ અને શ્લેષ એ ચાર છે. એનાજ વિશેષ સંપૂર્ણ અલંકાર થાય છે.

કાવ્ય પ્રકાશકાર પણ કહે છે કે આવા વિષયમાં અતિશયોક્તિજ પ્રાણરૂપ બનીને રહે છે, એના વિના બહુધા અલંકાર છેજ નહિ.

વળી પ્રાચીન કારિકામાં આ પ્રમાણે લખે છેઃ—

सैषा सर्वत्र वक्रोक्तिरनयार्थो विभाव्यते ॥
यत्नोऽस्यां कविना कार्यः कोऽलंकारोऽनया विना ॥

તે આ વક્રોક્તિ અર્થાત્ અતિશયોક્તિરૂપ વક્રોક્તિ સર્વત્ર છે. એથી કરીને અર્થને વિશેષ સ્પષ્ટ બતાવી શકાય છે. એથી આ અતિશયોક્તિના વિષયમાં કવિએ યત્ન કરવો જોઈએ. કારણ કે એના વિના કયો અલંકાર છે ?

સર્વસ્વકાર અતિશયોક્તિનું આ સામાન્ય લક્ષણ કહે છેઃ-

"अध्यवसितप्राधान्येऽतिशयोक्तिः"

"અધ્યવસિત" અર્થાત્ અધ્યવસાય કરેલી વસ્તુની પ્રધાનતામાં અતિશયોક્તિ છે. એનો એ સિદ્ધાન્ત છે કે અધ્યવસાયની સિદ્ધ દશામાં અતિશયોક્તિ અલંકાર થાય છે; અને અધ્યવસાયની સાધ્ય દશામાં ઉત્પ્રેક્ષા અલંકાર થાય છે.

અધ્યવસાયના સબંધમાં સર્વસ્વકાર આ પ્રમાણે લખે છે:—

" विषयनिगरणेनाभेदप्रतिपत्तिर्विषयिणोऽध्यवसायः "

વિષયનું નિગરણ કરીને વિષયીનું જે અભેદ જ્ઞાન તેને અધ્યવસાય કહે છે.

કાવ્યપ્રકાશગતકારિકામાં અતિશયોક્તિનું કોઈ સામાન્ય લક્ષણ નથી કહ્યું. આ અધ્યવસાયને અતિશયોક્તિનો પ્રથમ પ્રકાર માનીને આ લક્ષણ કહ્યું છે:—

" निगीर्याध्यवसानं तु प्रकृतस्य परेण यत् "

" परेण " અર્થાત્ ઉપમાન કરીને " प्रकृतस्य " અર્થાત્ ઉપમેયના નિગરણથી જે અધ્યવસાય એ અતિશયોક્તિ છે.

બીજા પ્રકારનું કાવ્યપ્રકાશમાં આ લક્ષણ છે:—

प्रस्तुतस्य यदन्यत्वम् " જે પ્રસ્તુતની અન્યતા.

યથા.

છે ઉદારતા ધીરતા, આ નૃપતિની અન્ય;

લોકોમાં ઉદારતા, ધીરતા આદિ ગુણ જાતિથી સર્વત્ર એક છે. કોઈ પ્રકારની વિલક્ષણતા ભલે હોય. જેમકે મનુષ્યત્વ મનુષ્ય માત્રમાં એક છે. વિદ્યાઆદિથી વિલક્ષણ ભલે હોય આમાં નૃપતિની ઉદારતા ધીરતાને બીજા રાજાઓની ઉદારતા ધીરતાથી અન્ય કહેવી એ લોકસીમાતિવર્તન છે.

સર્વસ્વકાર પણ આવીજ રીતે અતિશયોક્તિનો બીજો પ્રકાર માને છે:—" अभेदे भेदः " એટલે કે અભેદમાં ભેદ. ઉદારતા, ધીરતા ગુણનો જાતિથી અભેદ રહેતાં ભેદ કહ્યો એથી લોકસીમાતિવર્તન છે.

કાવ્યપ્રકાશકાર ત્રીજું લક્ષણ આ પ્રમાણે કહે છે:—

" यद्यर्थोक्तौ च कल्पनम् " એટલે કે યદિ અર્થની ઉક્તિની કલ્પના.

યથા.

રાકાશશિ અકલંક જો, છે તુજ વદન સમાન.

આમાં અતિશયોક્તિનો વિષય રાકાશશિની અકલંકતાની કલ્પના છે.

કાવ્યપ્રકાશકાર ચોથા પ્રકારનું લક્ષણ આ પ્રમાણે લખે છે:–

" कार्यकारणयोर्यश्च पौर्वापर्यविपर्ययः "

જે કાર્ય કારણના પૂર્વ પશ્ચાદ્ ભાવનો વિપર્યય.

યથા.

ઉદય થયો શશિ પાછળ, ઉદયાચલના શ્રંગપરે સહેલે;
તુજ મનસાગર તરૂણી. છલ્યો રાગના તરંગથી પહેલે.

સર્વસ્વકાર આને પાંચમો પ્રકાર માની આ લક્ષણ કહે છે:—

कार्यकारणयोः पौर्वापर्यविध्वंसश्च "

કાર્ય કારણના પૂર્વ પશ્ચાત્ ભાવનો વિધ્વંસ પણ. " च " અર્થાત્ અતિશયોક્તિ છે.

ઉક્ત ગ્રન્થકારે બે ભેદ માન્યા છે. ૧. કાર્યનું પ્રથમ થવું, અને કારણનું પાછળ થવું અને તેનું ઉદાહરણ ઉપર આપેલ છે.

બીજા પ્રકારમાં કાર્ય કારણનું એક સમયમાં થવું એવું લક્ષણ છે.

યથા.

તુજ શર જ્યા અરિશિરને, સ્પર્શે છે ભૂપતિ એકજ સંગ;
બહુ ધનુધારી ધીરા, રાગ સહિત આપે છે અતિ રંગ.

કારણના જ્ઞાનથીજ કાર્યની ઉત્પત્તિમાં ચન્દ્રાલોકકાર ચપલા-તિશયોક્તિ " નામનો અતિશયોક્તિનો પ્રકાર માની આ લક્ષણ કહે છે:—

" चपलातिशयोक्तिस्तु कार्ये हेतुप्रसक्तिजे "

હેતુની પ્રસક્તિ અર્થાત્ હેતુના જ્ઞાન માત્રથી કાર્યની ઉત્પત્તિ એ चपलातिशयोक्ति અર્થાત્ ચપલા સંબંધી અતિશયોક્તિ છે.

યથા.

પ્રવાસ જાવા કેરૂં, પતિનું વચન સુણીને શ્યામાની,
બની મુદ્રિકા કંકણ, તો પાછળ શું થશે દશા આની.

આમાં કાર્યકારણના પૂર્વાપરના વિધ્વંસમાં અને કારણના

જ્ઞાન માત્રથી કાર્યોત્પત્તિમાં લોકસીમાતિવર્તન માનેલ છે.

સર્વસ્વકારે ત્રીજા પ્રકારનું આ લક્ષણ આપ્યું છેઃ—

" सबंधेऽ सबंध " એટલે કે સબંધ રહેતાં અસબંધ કહેવો.

યથા.

પુષ્પબાણ પુષ્પાકર, વિધિયેં રચિયાં કહે સહુ કોય;
વેદાભ્યાસ જરઠ જડ, વિધિ રચવાને યોગ્ય નહિ હોય.

આંહી બ્રહ્મામાં સમસ્ત સૃષ્ટિ રચવાનો સંબંધ રહેતા છતાં અસબંધ કહ્યો છે.

અતિશયોક્તિના ચોથા પ્રકારનું સર્વસ્વકારે આ લક્ષણ આપ્યું છે:— " असबंधे सबंधः " એટલે કે અસબંધ રહેતાં સબંધ કહેવો.

યથા.

ધ્વજા ધીર નૃપકેરી, સ્પર્શે રવિહયતણા પદો ત્યારે;
સૌધ શિખર પણ આના, શશિમંડલને સ્પૃશે વારવારે.

આમાં ધ્વજા અને સૌધશિખરમાં રવિહયપદો અને શશિમંડલના સ્પર્શનો અસબંધ રહેતાં છતાં સબંધ કહ્યો છે.

# अतुल्ययोगिता.

" જશવંતજશોભૂષણકાર લખે છે કે જેવી રીતે ધોરીએ સમના વિપરીત ભાવમાં વિષમ, તદ્દગુણના વિપરીત ભાવમાં અતદ્દગુણ ઇત્યાદિ પ્રદર્શિત કરેલ છે, એજ રીતે અમે અતુલ્યયોગિતાદિ અલંકાર બતાવીએ છીએ.

" વક્ષ્યમાણ તુલ્યયોગિતા અલંકારના વિપરીત ભાવમાં अतुल्ययोगिता અલંકાર છે.

" तुल्ययोग " શબ્દનો અર્થ " તુલ્યનો યોગ " છે. આ તો સમઅલંકારનો વિષય છે, પણ આહીં તુલ્ય ધર્મનો યોગ થઇ જવામાં તુલ્યયોગિતાની રૂઢિ છે, તુલ્યયોગ અને તુલ્યયોગિ એકજ છે. ઉક્ત તુલ્યયોગ નહિ હોય ત્યાં અતુલ્યયોગ અલંકાર છે.

યથા

અલ્પ ફલો તરૂ દે છે, અલ્પ દિએ જળ મેઘમાલ આજ;
કલિપ્રભાવમાં કમતી, દેવે દાન થયો નહિ: તું રાજ.

આમાં "દાન દેવામાં તું કમતી નહિ થયો" આ કથનથી અન્ય રાજાઓનું દાનમાં કમતી થવું અર્થસિધ્ધ છે. કલિના પ્રભાવથી મેઘમાલા પણ અલ્પ ફલ દે છે, અન્ય રાજા પણ દાનમાં કમતી થયા છે. આમાં કલિયુગ નિમિત્તથી મેઘમાલાદિની સાથે રાજાને પણ સમયાનુસાર દાનની કમતીના તુલ્ય યોગનો સંભવ રહેતાં છતાં તુલ્યયોગ નહિ થયો હોવાથી अतुल्ययोगिता અલંકાર છે.

જેમ તુલ્યયોગિતામાં હેતુ અલંકાર નથી તેમ અતુલ્યયોગિતામાં વિશેષોક્તિ અલંકાર નથી. કેમકે આહીં કાર્ય કારણ ભાવમાં તાત્પર્ય નથી. પણ અતુલ્યયોગમાં તાત્પર્ય છે.

## अधिक.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

अधिक શબ્દનો અર્થ તો પ્રસિદ્ધ છે. જ્યાં વસ્તુની અધિકતા રૂચિકર હોય ત્યાં अधिक અલંકાર છે.

જે તે વિધિથી વસ્તુની અધિકતા થાય એ अधिक અલંકાર છે. પરિણામાદિકથી જોતાં તેના અનેક પ્રકાર થાય છે.

યથા.

જે છે ગુણગણ જાહિર, સમાઇ જગમાં સદા લસે સર્વ;
તે ભૂપતિ તુજ મનમાં, સુખથી શોભા ધરી વસે સર્વ.

ઉક્ત રીતિથી આહીં ભૂપતિના મનની વિશાલતાના વિષયમાં અધિકતા અર્થાત્ પ્રતીતિ હોવાથી अधिक अलंकार છે.

કાવ્ય પ્રકાશગતકારિકાકાર આ પ્રમાણે લક્ષણ આપે છે:-

महतोर्यन् महीयांसावाश्रिताश्रययोः क्रमात् ।
आश्रयाश्रयिणौ स्यातां तनुत्वेप्याधिकं तु तत् ॥

જે સૂક્ષ્મ રહેતા છતાં પણ આશ્રય અને આશ્રયી ક્રમથી મહત્ આશ્રયી અને આશ્રયનો સબંધ હોવાથી મહત્ બની જાય અથવા જાણ-

વામાં આવે એ अधिक અલંકાર છે.

સર્વસ્વકાર આ પ્રમાણે લખે છે:—

" आश्रयाश्रयिणोरनानुरूप्यमधिकम् "

આધાર આધેયની વિરૂપતા અર્થાત્ આશ્રયથી આશ્રયી અધિક હોય એ अधिक अलंकार છે.

યથા.

જગત આદિના જલમાં, બુદબુદ સમ બ્રહ્માંડ વિલોકાયે;
એ જલમાંહિ આજે, સુયશ તાહરો મહિપ નહી માયે.

આંહીં સંસારની આદિના જળરૂપ આશ્રય બ્રહ્માંડરૂપ આશ્રયીથી અધિક છે, અને જગ્તઆદિના જળરૂપ આશ્રયથી મહિપતિના સુયશરૂપ આશ્રયી અધિક છે.

રૂદ્રટ આ પ્રમાણે કહે છે:—

" यत्रान्योन्यविरुद्धं, विरुद्धबलवत्क्रियाप्रसिद्धं वा ।
वस्तुद्वयमेकस्माज्जायत इति तद्भवत्यधिकम् ॥

જ્યાં આપસમાં વિરૂદ્ધ અથવા વિરૂદ્ધ બલવાન ક્રિયા કરીને પ્રસિદ્ધ એવી બે વસ્તુ એકથી ઉત્પન્ન થાય ત્યાં અધિક અલંકાર થાય છે.

યથા.

જવલત અનલ ઘન જલ આ, વરસે છે એ ઉર અચરજ આણો;
ઉદ્દભવ છે ઉદધિથી, વિષ અમૃતનો જાહિર સહુ જાણો.

આંહીં જવલત્ અનલથી વિદ્યુતની વિવક્ષા છે, અનલ અને જલ આપસમાં સ્વભાવથી વિરોધી છે, અનલ જલને નષ્ટ કરવાવાળો છે, અને જલ અનલને નષ્ટ કરવાવાળું છે. એનું એક મેઘથી ઉત્પન્ન થવું એ આધિક્ય છે, અર્થાત્ વિલક્ષણતા છે. વિષ અને અમૃત મારવા જીવાડવાની વિરૂદ્ધ ક્રિયા કરવાવાળાં બંનેની એક સમુદ્રથી ઉત્પત્તિ એ આધિક્ય અર્થાત્ વિલક્ષણતા છે, વિષ અમૃત અનલ જલની પેઠે આપસમાં વિરૂદ્ધ નથી પણ એની મારવા જીવાડવાની ક્રિયા આપસમાં વિરૂદ્ધ છે.

## अनवसर.

" જશવંતજશોભૂષણકાર " છે:—

વક્ષ્યમાણ " अवसर " ના વિપરીત ભાવમાં "अनवसर" નામનો અલંકાર આ પ્રમાણે છે:—

अवसर એટલે સમય. સમય વિનાનું જે કંઇ થવું તે વિષેની ઉક્તિ એને अनवसर અલંકાર કહે છે.

યથા.

સંદેશો આવીયો પ્રથમ પછીં સેના આવી,
વીરોએ કરીં વીરહાક શરવૃષ્ટિ ચલાવી;
સ્વામી નહિ સાંભરી આજ લગીં વાતજ કાંઇ,
વન વસીં સન્ધિ ચહો, હવે એ કવણ ભલાઇ.

આમાં રાજાના શત્રુઓની સ્ત્રીઓની પોતાના સ્વામિ પ્રતિ-ઉક્તિ છેકે "સંદેશો આવિયો" ઇત્યાદિ સમય સન્ધિનો અવસર હતો, ત્યારે તો સન્ધિ ન કરી, હવે રાજ્યભ્રષ્ટ બનીને વનવાસ દશામાં સંધિની ચાહના અનવસર છે. આમાં મનરંજતા હોવાથી अनवसर अलंकार છે.

યથા

વ્હાલાં ગયાં વિદેશે, તરૂણી ત્યાગી ગઇ, છોડી સ્નેહ;
સુવાં પણ કૃષિ નાસી, હવે વરસીને કરીશ શું મેહ ?

આમાં અવસર વિત્યા પછી વૃષ્ટિ થવાનું મનરંજન કથન હોવાથી अनवसर अलंकार છે.

## अनुज्ञा.

" જશવંતજશોભૂષણકાર ' લખે છે:—

" अनुज्ञा " શબ્દમાં " अनु " ઉપસર્ગનો અર્થ અનુકૂલ. અને " ज्ञा " ધાતુ જ્ઞાન અર્થમાં છે. " अनुज्ञा " આ શબ્દ સમુદાય-નો અર્થ " અનુકૂલ જ્ઞાન " છે. ચિન્તામણિકોષકાર પણ કહે છે. " अनुज्ञा अनुमतौ " અનુમતિ અર્થમાં અનુજ્ઞા વપરાય છે. આંહીં

અંગીકારમાં રૂઢિ છે. અંગીકાર યોગ્યના અંગીકારમાં તો કોઇ પણ ચમત્કાર નથી. પણ અનંગીકાર યોગ્યનો અંગીકાર ચમત્કારકારી થાય છે, અને આવો અંગીકાર કોઈ નિમિત્તથીજ થાય છે એથી આવા અંગીકાર વિશેષમાં અનુજ્ઞા શબ્દની રૂઢિ છે એથી અનંગીકારનો અંગીકાર એ અનુજ્ઞા અલંકાર છે.

યથા,

દાન માનથી નૃપ તુજ, સર્વ રસાના યાચક રાચે છે;
જુગ જુગ યાચકકેરો, જન્મ યદુપતિ આગળ યાચે છે.

યાચકજન્મ જગતમાં અનંગીકાર યોગ્ય છે તેનો અહીં અંગીકાર છે અને એ અંગીકારમાં નિમિત્ત નૃપતિનું ઉક્ત દાન સન્માન અનંગીકાર યોગ્યનો અંગીકાર કોઇ ગુણના લેશથી થાય છે; તથાપિ અનંગીકાર યોગ્યનો અંગીકારજ ચમત્કાર રૂપ પ્રધાન હોવાથી અનુજ્ઞા અલંકાર થએલ છે.

"ચન્દ્રાલોકકાર" કહે છેઃ—

"दोषस्याभ्यर्थनानुज्ञा तत्रैव गुणदर्शनात्"

"तत्रैव" અર્થાત્ દોષમાંજ ગુણ જોવાથી દોષની અભ્યર્થના અર્થાત્ યાચના એ अनुज्ञालंकार.

કુવલયાનંદના અનુસાર રસગંગાધરકારનું આ લક્ષણ છેઃ–

"उत्कृष्टगुणविशेषलालसया दोषत्वेन
प्रसिद्धस्यापि वस्तुनः प्रार्थनमनुज्ञा."

ગુણવિશેષની અર્થાત્ કોઈ ગુણની ઉત્કટ અર્થાત્ અત્યંત લાલસાથી દોષથી કરીને પ્રસિદ્ધ વસ્તુની પ્રાર્થના એ अनुज्ञा.

યથા.

સદા વિપત્તિ હોજો, જેમાં હરિ મુજ હૃદય ચડે નિત્ય;

આમાં "વિપત્તિ કે" જે પ્રસિદ્ધ રીતે દોષ ગણાય છે તેની યાચના હોવાથી अनुज्ञा અલંકાર છે.

## अन्योन्य.

"જશવંતજશોભૂષણકાર" લખે છેઃ–

અન્યોન્ય એટલે પરસ્પર છે. ચિન્તામણિકોષકાર" કહે છે:- "अन्योन्यं परस्परार्थे" એટલે જ્યાં અન્યોન્યતા અર્થાત્ પરસ્પરપણાનું વર્ણન કરવામાં આવે એ अन्योन्यालंकार.

યથા.

નૃપયશથી જગ શોભે, જગથી નૃપયશ શોભા ધરી રાજે;
ગગન ચન્દ્રથી શોભે, ગગન થકી શશિ ભવ્ય બની ભ્રાજે.

આમાં પરસ્પર ઉપકારનાં ઉદાહરણો છે.

મહારાજા ભોજ આ પ્રમાણે લખે છે:—

अन्योन्यमुपकारो यस्तदन्योन्यं त्रिधा च तत् ।
वाच्यं प्रतीयमानं च, तृतीय तूभयात्मकम् ॥

જે પરસ્પર ઉપકાર કરે તે अन्योन्य. એ ત્રણ પ્રકારનો છે. १. वाच्यं २. प्रतीयमान. ३. उभयात्मक. અર્થાત્ વાચ્ય અને પ્રતીયમાન બંને.

ભાનુદત્ત આ પ્રમાણે લખે છે:-

" परस्परमुत्कर्षजननमन्योन्यम् '

પરસ્પર ઉત્કર્ષ કરે એ अन्योन्यालंकार છે.

રત્નાકરકાર આ પ્રમાણે લખે છે:—

" रुपधर्मयोः परस्परानिवंधत्वमन्योन्यम् "

રૂપ અને ધર્મનું પરસ્પર નિબંધ અર્થાત્ સંબંધ એ अन्योन्यालंकार છે.

યથા,

ધનથી પ્રજ્ઞા થાયે, પ્રજ્ઞાથી ધન પૂર્ણ પ્રાપ્ત થાય.

આમાં પ્રજ્ઞા અને ધન કોઇના ધર્મથી વિવક્ષિત નથી પણ ધર્મીથીજ વિવક્ષિત છે એથી આ स्वस्वरुप નું ઉદાહરણ છે.

યથા.

હયખુરૌથકી ઉઠી રેણુ, કરતી નિબિડ તમને સિદ્ધ,

એ વણત ભટ યશવંતના એ કૃત્ય અદ્‌ભુત કીધ;
ઓળખી એક બીજાઓ નિજના હણ્યા વીર વિપક્ષ;
ઓરંગજેબ ઉચ્ચારતો, રાઠોડ છે રણદક્ષ.

આહીં વીરરૂપ ધર્મીઓમાં ઓળખવા રૂપ ધર્મની અન્યોન્યતા છે.

ભાનુદત્ત વૃત્તિમાં લખે છે કે ઉત્કર્ષ એ ઉપલક્ષણ છે. વૈરસ્પર્ધાદિક પણ જાણી લેવા જોઇએ. તેથી આ સાહિત્ય શાસ્ત્રમાં ઉપલક્ષણનો અંગીકાર છે.

કાવ્યપ્રકાશકાર આ પ્રમાણે લખે છે:—

" क्रियया तु परस्परं वस्तुनोर्जननेऽन्योन्यम्"

આનો અર્થ વૃત્તિમાં છે:-

" अर्थयोरेकक्रियामुखेन परस्परं कारणत्वे सति अन्योन्यनामालंकारः ॥

બે અર્થોની એક ક્રિયાદ્વારા પરસ્પર કારણતા હોય ત્યાં અન્યોન્ય અલંકાર થાય છે.

યથા.

સરથી ફેલે હંસશ્રી, હંસે સરશ્રી મિત્ર;

આમાં સરોવર અને હંસ બંનેની શોભા ફેલાવારૂપ એક ક્રિયા દ્વારા પરસ્પર કારણતા છે.

## अपन्हुति.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

" न्हुङ " ધાતુ ઉપરથી अपन्हुति શબ્દ બનેલો છે:— " न्हुङ " ધાતુ અપન્હવ અર્થમાં છે. ધાતુ પાઠમાં કહ્યું છે કે " न्हुङ् अपन्हवे " આમાં " अप " ઉપસર્ગ છે. " न्हुङ् " ધાતુ ઉપરથી ભાવમાં " अप " પ્રત્યય હોવાથી " अपन्हव " શબ્દ થયો. અને " क्तिन् " પ્રત્યય લગાડવાથી " अपन्हुति " શબ્દ થયો છે. આ બંને શબ્દનો અર્થ એક છે, આમાં અપન્હવનો

અર્થ ગોપન છે. ચિન્તામણિકોષકારે " કહ્યું છે કે गोपनमपन्हवे "
જ્યાં અહ્‌ન્હવ ( ગોપન ) કરવામાં આવે ત્યાં अपन्हुति છે.

યથા.

સારદ શશિ નથીં સુંદરીં, ઉગ્યો સુયશ નરેશ્વરનો વ્હાલી;
અંક નથી એ સંગે, લાગી રહીં છે, યાચકની આલી.

શાસ્ત્રમાં શ્રેષ્ટ વસ્તુનો વર્ણ શ્વેત કહેલ છે, અને અશ્રેષ્ટ વસ્તુનો વર્ણ શ્યામ કહેલ છે, આમાં નાયિકાની વિરહ દશામાં શશિ ઉદ્દીપન છે, એથી સખીએ એને નરેશ્વરનો સુયશ બતાવી ગોપન કરેલ છે.

નરેશ્વરના યશમાં કોઇ:પ્રકારનો ડાઘ નથી અને ચન્દ્રમાં ડાઘ છે. એ શંકા મટાડવા માટે કલંકને ભિક્ષુકની પંક્તિ બતાવી છુપાવવામાં આવેલ હોવાથી अपन्हुति अलंकार છે.

ધોરી આ પ્રમાણે ઉદાહરણ બતાવે છે:—

શશિમાં અંક કલંકનો, સમજ નહિ તું બાઈ;
સુરતશ્રમિત નિશિસુન્દરી, સૂતી ઉર લપટાઇ.

આમાં અપન્હુતિ આ રીતિથી છે કે ચન્દ્રોદય ઉદ્દીપન નાયકાને બતાવીને માનમોચનોપાય કરનારી સખીએ ચંદ્રની કાલિમા અરૂચિકર હોવાથી એને છુપાવી સુરતશ્રમિતનિશિસુંદરીને ઉરેથી લપટાવી શયન કરવારૂપ મહાન ઉદ્દીપન દેખાડયું છે.

વેદવ્યાસ ભગવાન આ પ્રમાણે લખે છે:—

" अपन्हुतिरपन्हुत्यर्किंचिदन्यार्थ दर्शनम् "

અપન્હવ ( ગોપન ) કરીને કોઇ અન્ય વસ્તુ દેખાડવી એ अपन्हुति अलंकार.

આચાર્યદંડી અને મહારાજા ભોજ પણ ઉક્ત લક્ષણને મળતાંજ લક્ષણ આપે છે.

આચાર્યદંડી આ પ્રમાણે ઉદાહરણ આપે છે:—

યથા.

નથી પંચ મન્મથનાં સાયક,છે અનંત વિરહીજન ઘાયક

" प्रकृतं यन्निषिध्यान्यत्साध्यते सा त्वपन्हुतिः "

જ્યાં પ્રકૃતનો નિષેધ કરીને અન્ય સિદ્ધ કરવામાં આવે એ અપન્હુતિ.

વામન, વાગ્ભટ, રૂદ્રટ અને સર્વસ્વકારાદિ પણ પ્રકાશકારનાં જેવાંજ લક્ષણ બતાવે છે.

યથા.

પ્રભા કનક કુંડલની, પડી કપોલો ઉભય પરે શાણી,
શિદ છુપાવે શ્યામા, કંતતણા તું દંતક્ષત જાણી.

આહીં કર્ણભૂષણ ( કનકકુંડલ ) માણિક્યોની પ્રભાને પતિના દંતક્ષત જાણી નાયિકા ઓઢણીથી છુપાવે છે.

કાવ્યપ્રકાશકાર બીજું ઉદાહરણ આ પ્રમાણે આપે છે:—

યથા.

મંજરિપ્રતિ અલિના કપટ, મહા વૈર વસમાર;
લગાવ્યું વિષ લઇ પ્રતિવિશિખ, સખીં સહકાર નિહાળ.

આંહીં એકનો નિષેધ કરી બીજાના સ્થાપનમાં અપન્હુતિ અલંકાર માનેલ છે.

ઉદ્‌ભટ આ પ્રમાણે લખે છે:—

साद्दश्यव्यक्तये यत्रापन्हवोसावपन्हुतिः ।
अपन्हवाय साद्दश्यं यत्राप्येषाप्यपन्हुतिः ॥

જ્યાં સાદશ્ય સ્પષ્ટ કરવા માટે અપન્હુવ થાય એ અને અપન્હવને માટે સાદૃશ્ય હોય એ પણ અપન્હુતિ અલંકાર છે.

કેટલાક પ્રાચીન અપન્હુતિના છ પ્રકાર માને છે:-

ચન્દ્રાલોકમાં આ લક્ષણ છે:-

शुद्धापन्हुतिरन्यस्यारोपार्थो धर्मनिन्हवः ॥

જ્યાં બીજાનો આરોપ કરવા માટે પ્રકૃતના ધર્મનો અપન્હવ એ શુદ્ધાપન્હુતિ અલંકાર છે.

યથા.

કાવ્યપ્રકાશગતકારિકાકર આ પ્રમાણે લખે છે;—

નથિ સુધાંશુ, આ શું કહે, નભગંગાનું કંજ;

ચંદ્રા લોકમાં બીજુ લક્ષણ આ પ્રમાણે છે:-

" स एव युक्तिपूर्वश्चेदुच्यते हेत्वपन्हुतिः "

પ્રથમ કહેલ ધર્મનિન્હવ યુક્તિપૂર્વક હોય તો હેત્વપન્હુતિ કહેવાય છે.

યથા.

રાત્રિમાંહિ રવિ હોય નહિ, શશિ નહિ તીવ્ર જણાય;
વારિધિથી વડવાગ્નિ આ ઉઠયો અવલોકાય.

ચન્દ્રાલોકમાં આ પ્રમાણે છે:—

अन्यत्र तस्यारोपार्थः पर्यस्तापन्हुतिस्तु सा

અન્યત્ર આરોપ કરવા માટે तस्य " અર્થાત્ ધર્મનો અપન્હવ એ पर्यस्तापन्हुति अलंकार છે.

યથા.

આ ન સુધાંશું, સુધાંશુ છે મુખ પ્યારીનું મિત્ર;

આહીં મુખમાં સુધાંશુતાધર્મ સ્થાપન કરવા માટે ઉક્ત ધર્મનો ચન્દ્રમાં અપન્હવ કરવામાં આવ્યો છે.

ચન્દ્રાલોકમાં ચોથું લક્ષણ આ પ્રમાણે છે.

" भ्रान्तापन्हुतिरन्यस्य शंकायां भ्रान्तिवारणे "

અન્યની શંકા થયા પછી તેની ભ્રાન્તિના નિવારણમાં भ्रान्तापन्हुति अलंकार છે.

યથા.

તન કંપે છે તારૂં, શું જ્વર છે ? નહિ નહિ સખી કામ.

આહીં અન્યની શંકાના નિવારણમાં ભ્રાન્તાપન્હુતિ અલંકાર છે.

ચન્દ્રાલોકમાં પાંચમું લક્ષણ આ પ્રમાણે છે.

" छेकापन्हुतिरन्यस्य शंकातस्तथ्यनिन्हवे "

અન્યની શંકા થયા પછી સત્યના અપન્હવમાં छेकापन्हुति-अलंकार છે.

યથા.

સિસકારા શીખવતો, પ્રણુત કરતો અધર ધરી તંત;
સલોમ કરતો કાયા, શું સખિ ! પતિ, નહિ સમીર હેમંત.

આહીં સત્ય વસ્તુનો અપન્હુવ કરી અન્યની શંકાનું નિવારણ કરે છે તેથી छेकापन्हुति अलंकार છે.

ઉકત ઉદાહરણ એક વિષયમાં બીજા વિષયની યોજનાનું છે, અને નીચેનું ઉદાહરણ એક વિષયમાં અવસ્થા ભેદથી બીજા વિષયની યોજનાનું છે.

યથા.

જાણી સખી પતિપાસે, કહેવા લાગી જારવાત જુવતી.
ઓળખતાં કહ્યું અંતે, એ સ્વપ્ના પછી ઉંઘ ન આવી રતિ.

આંહીં વિષયની એકતામાં અવસ્થા ભેદથી જાગ્રત અવસ્થામાં થયું એ એકજ જારવૃત્તાંતને સ્વપ્નારૂપ અવસ્થાન્તર બતાવીને અપન્હુવ કરેલ છે.

ચન્દ્રાલોકમાં છઠું લક્ષણ આ પ્રમાણે છે:—

" कैतवापन्हुति र्व्यक्तौव्याजाद्यैर्निन्हुतेः पदैः "

" व्याज " આદિ પદોથી અપન્હુવયુકત હોય ત્યાં कैतवापन्हुति-अलंकार છે.

યથા.

કામિની કટાક્ષમિષથી, નીકળે છે સ્મરકેરાં નારાચ;

આમાં મિષઆદિ પદોથી અપન્હુવ કરેલ છે તેથી कैतवापन्हुति अलंकार છે.

## अपूर्वरुप.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

ધોરીએ પૂર્વરૂપની પ્રાપ્તિમાં વક્ષ્યમાણ પૂર્વ રૂપ અલંકાર માન્યો છે. રૂપતો આહીં અવસ્થા છે. એ પૂર્વ રૂપના વિપરીત ભાવમાં अपूर्वरुप अलंकार એમ લખ્યો છે.

ધોરીએ तद्गुण આદિના વિપરીત ભાવમાં अतद्गुण આદિ

અલંકાર કહીને અલંકારના વિપરીત ભાવમાં અલંકારાન્તર હોવાનું દિગ્દર્શન કર્યું છે. એથી પૂર્વરૂપના વિપરીત ભાવમાં અમે જે અપૂર્વરૂપ અલંકાર દેખાડયો છે, એ નવો નથી.

જ્યાં પૂર્વરૂપની અપ્રાપ્તિ હોય ત્યાં अपूर्वरुप अलंकार છે.

યથા.

ક્ષય પામી પાછો શશિ, વધતો વારંવાર;
પણ ફરી યૌવનપ્રાપ્તિ નથી, માન નહી કર નાર.

આ ઉદાહરણ સર્વસ્વકારે વ્યતિરેકનું આપ્યું છે. આહીં વ્યતિરેક એ રીતિથી છે કે શશિના સમાન યૌવન પણ ધીરે ધીરે વધીને એજ ક્રમથી ઘટે છે. પરંતુ શશિ વારંવાર વધતો જાય છે, અને યૌવનની ફરી પ્રાપ્તિ અલભ્ય છે. આ કાવ્યના ઉત્તરાર્ધમાં अपूर्वरुप अलंकार મુખ્ય છે. આહીં પર્યવસાન અપૂર્વરૂપમાં છે; એથી अपूर्वरुप અલંકારજ મુખ્ય છે.

## अप्रत्यनीक.

"જશવંતજશોભૂષણકાર" આ પ્રમાણે લખે છેઃ—
વક્ષ્યમાણ પ્રત્યનીકના વિપરીત ભાવમાં અમે अप्रत्यनीक अलंकार લખ્યો છે.

જે અનીક પ્રતિ નથી એ अप्रत्यनीक.

યથા.

ગજપતિ સ્વર્ગ દિગંતમાં, પતિકુરંગ આકાશ;
મૃગપતિ નખપાંડિત્ય નિજ, ક્યાં જઈ કરે પ્રકાશ.

આમાં સાક્ષાત્ ગજપતિ અને કુરંગપતિ સ્વર્ગ લોકમાં તેમજ આકાશ ( ચન્દ્રલોક ) માં રહેતા હોવાથી એના સજાતિય સંબંધવાળા ગજો અને કુરંગરૂપ સંબંધીઓમાં સાચો મૃગપતિ પોતાના નખનું પાંડિત્ય ક્યાં પ્રકાશ કરે ?

# अप्रस्तुतप्रशंसा.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:--

अप्रस्तुतप्रशंसा માં " अ " અવ્યય નિષેધ અર્થમાં છે. પ્રસ્તુત નામ કારણપ્રાપ્તિનું છે. ચિન્તામણિકોષકાર કહે છે:- " प्रस्तुतः प्रकरणप्राप्ते " शंसु ધાતુથી " शंसा " શબ્દ બન્યો છે. शंस् ધાતુ કથન અર્થમાં અને સ્તુતિ અર્થમાં છે. ધાતુપાઠમાં કહેલ છે:— शंसु कथने स्तुतौ च " આહીં શંસુ ધાતુનો કથન અર્થ વિવક્ષિત છે.

કથન અર્થાત્ " કથા " ચિન્તામણિકોષકાર કહે છે:- कथनं कथायाम् " કથાને વૃત્તાંત પણ કહે છે. આમાં શંસુ ધાતુની સાથે લાગેલ प्र ઉપસગનો એજ અર્થ છે કે જે शंसु ધાતુનો અર્થ છે. ઉપસર્ગની ત્રણ ગતિ છે:---

धात्वर्थंबाधते कश्चित् काश्चित् तमनुवर्तते
तमेव विशिनष्टयन्य उपसर्गगतिस्त्रधा "

ઉપસર્ગ ક્યાંઇ તો ધાતુના અર્થનો બાધકરતા છે, અર્થાત અર્થને પલટાવી દે છે. ક્યાંઇ ધાતુનું અનુવર્તન કરે છે, અર્થાત્ જે અર્થમાં ધાતુ વર્તે છે, એજ અર્થમાં ઉપસર્ગ પણ વર્તે છે, અને ક્યાંઇ ધાતુના અર્થને વિશિનષ્ટિ અર્થાત્ વિશેષપણું દે છે. "आदत्ते" " दा " ધાતુનો :અર્થ દેવું. " दा दाने " આમાં आङ ઉપસર્ગ મળવાથી " દેવું " અર્થનો બાધ કરીને " લેવું " એવો અર્થ કરી દીધો છે. " प्रस्तुते" " षूङ् " ધાતુનો અર્થ પ્રસવ છે, અર્થાત્ પ્રાણીઓને પેદા કરવાં. આમાં " प्र " ઉપસર્ગ પણ એજ અર્થમાં વર્તે છે. " प्रवर्धते, वृधू " ધાતુનો અર્થ વધવું. " प्र " ઉપસર્ગના મળવાથી વિશેષ વધવું એવો અર્થ થાય છે. " अप्रस्तुतप्रशंसा " આ શબ્દ સમુદાયનો અર્થ अप्रस्तुत कथा.

કોઇ પ્રસંગે કહેલ અપ્રસ્તુત કથામાં **अप्रस्तुतप्रशंसा** શબ્દ-ની રૂઢિ છે. હરેક પ્રસંગમાં અપ્રસ્તુત કથા કહેવાની:લોકોમાં રીતિ છે અને મહાભારતાદિ ઇતિહાસમાં પણ હરેક પ્રસંગમાં અપ્રસ્તુત કથાઓ કહેવામાં આવેલ છે, એને અનુસાર ધોરીએ **अप्रस्तुतप्रशंसा अलंकार** માનેલ છે.

જ્યાં કોઇ પ્રસંગમાં અપ્રસ્તુત કથા કહેવામાં આવે એ **अप्रस्तुतप्रशंसा** છે.

યથા.

મોતી દિએ મરાલને, મધુકરને મકરંદ;
વારિ તૃષિતને માનસર, સહુ જગને સુખકન્દ.

આમાં રાજાના યશનું વર્ણન વિવક્ષિત છે, એવું જાણવાવાળા શ્રોતાઓને એવી પ્રતીતિ થાય છે, કે રાજાના અખિલ જગઅભિ-લાષાપૂરણ પ્રસંગમાં આ માન સરોવરની અપ્રસ્તુત કથા કહેવામાં આવી છે.

આચાર્ય દંડી આ પ્રમાણે લખે છે:—

अप्रस्तुतप्रशंसा स्यादप्रक्रान्तेषु या स्तुतिः ॥

અપ્રસ્તુતોમાં જે સ્તુતિ તે અપ્રસ્તુતપ્રશંસા.

યથા.

છાયાસુખ પથિકોને, નથી ખગને વિશ્રામસ્થાન દીધું;
અરે તાડ તરૂ! તેં તો, અધિક વધીને શું સારૂં કીધું?

કોઇ પુરૂષે ઉંચી પદવી પામી કોઈ પ્રકારનો સ્વાર્થપરમાર્થ નહી કર્યો એ પ્રસંગમાં અપ્રસ્તુત તાડ વૃક્ષનું વૃત્તાંત કહેલ છે.

મહારાજા ભોજ આ પ્રમાણે લખે છે:—

अप्रस्तुतप्रशंसा स्यादस्तोतव्यस्य या स्तुतिः

જે સ્તુતિ કરવાને યોગ્ય નથી તેની સ્તુતિ એ अप्रस्तुतप्रशंसा

યથા.

ઉરઇચ્છાથી સુલભતૃણ ચરતાં, દીનપણું ક્યાંઇ નથી કરતાં;

એ વનચારી મૃગ પશુ ભાઇ, અમો બુદ્ધિશાળી કહેવાઇ.

આમાં મૃગ પશુ છે, એથી મૃગ સ્તુતિ કરવાને યોગ્ય નથી. એની વક્રોક્તિથી સ્તુતિ છે.

સૂત્રકાર વામન આ પ્રમાણે કહે છે:—

" उपमेयस्य किंचिंल्लिंगमात्रेणोक्तौ

समानवस्तुन्यासोऽ प्रस्तुतप्रशंसा ॥

ઉપમેયને કિંચિત્ ચિન્હ માત્રથી કહેવાને ઉક્તિમાં સમાન અર્થાત્ ઉપમાન વસ્તુનું ધારણ કરવું એ अप्रस्तुतप्रशंसा.

યથા.

છે આપર આજે કોણ, લાવણ્યનો સિન્ધુ સુખભરણું ?

આમાં અવયવોસહિત નાયકારૂપ ઉપમેયને સાક્ષાત્ નહિ કહેતાં કિંચિત્ ચિન્હમાત્રથી કહેવાને માટે તાદૃશ સિન્ધુરૂપ સમાન વસ્તુને કહેલ છે.

કાવ્યપ્રકાશગતકારિકાકાર આ પ્રમાણે લખે છે:—

अप्रस्तुतप्रशंसा सा या सैव प्रस्तुताश्रया ।

" या " અર્થાત્ જે અપ્રસ્તુતની પ્રશંસા પ્રસ્તુતનો આશ્રય કરે " सा " અર્થાત્ એ " सैव " એજ અર્થાત્ અપ્રસ્તુતપ્રશંસા અલંકારજ છે. " सा एव " એ કથનનો તાત્પર્ય એ છે કે એવા સ્થલમાં અપ્રસ્તુત અર્થજ અલંકાર છે પણ પ્રસ્તુત અર્થ નથી.

ચન્દ્રાલોકકાર આ પ્રમાણે લખે છે:—

" अप्रस्तुतप्रसंसा स्यात्सा यत्र प्रस्तुताश्रया. "

જ્યાં પ્રસ્તુતનો આશ્રય કરે ત્યાં अप्रस्तुतप्रशंसा થાય છે.

પુનઃ કાવ્યપ્રકાશગતકારિકાકાર આ પ્રમાણે લખે છે:—

" कार्ये निमित्ते सामान्ये विशेषे प्रस्तुते सति ।

तदन्यस्य वचस्तुल्ये, तुल्यस्येतिच पंचधा ॥

કાર્ય, કારણ, સામાન્ય અને વિશેષ અપ્રસ્તુત રહેતાં એનાથી અન્યનું વચન અર્થાત્ પ્રસ્તુત કારણ, કાર્ય, વિશેષ અને સામા-

ન્યનું કથન, અને તુલ્યપ્રસ્તુત રહેતાં તુલ્ય અપ્રસ્તુતનું કથન એમ પાંચ પ્રકાર છે.

કાવ્યપ્રકાશકારના મતાનુસાર કુવલયાનંદકાર સારૂપ્ય નિબંધનાનું આ ઉદાહરણ આપે છે:—

## सारुप्यनिबंधना—यथा.

ચાતક એક ધન્ય જગમાંહી, અવર ઇન્દ્ર વિણ યાચે નાહીં.

આ ઉદાહરણ આપીને એવી રીતે ઘટાવેલ છે કે આમાં અપ્રસ્તુત ચાતકની પ્રશંસા ચાતકના સદૃશ ક્ષુદ્ર પુરૂષોની યાચના કરવાથી નિવૃત્ત પ્રશંસનીયતાથી પ્રસ્તુત માની પુરૂષમાં પર્યવસાન પામે છે.

## कारणनिबंधना—यथा.

ગયેલ શું નથીં મળતાં, સદ્ભાવના પ્રિયા કર સુણીં હાવાં;
રડતાં હસિ પડી રામા, ભાવિ મરણ સ્વામીને સૂચવવા.

પ્રકાશકારે આ ઉદાહરણ આપી એવી રીતે ઘટાવેલ છે કે પ્રયાણથી નિવૃત્ત થએલ નાયક પ્રતિ કોઇએ પૂછ્યું કે પ્રયાણથી કેમ નિવૃત્ત થયા? જે ઉપરથી નાયકને રૂદન કરતી પ્રિયાએ હસીને આવું સૂચિત કર્યું કે હું તો વિયોગથી મરી જઇશ. પછી આપ કોને મળશો? આ કારણ બતાવ્યું. આમાં કાર્ય પ્રસ્તુત રહેતાં કારણનું કહેવું અપ્રસ્તુત છે.

## कार्यनिबंधना—यथा.

છે રાજા નહિ બોલે રાણી, રાજસુતા ન પઢાવે વાણી;
પથિક મુક્તશુક અરિનીં અટારી, ક્રીડા કરે ચિત્રપ્રતિ ભારી.

આમાં અરિભુવન શુન્યતા કારણ પ્રસ્તુત છે તેને નહિ કહેતાં અપ્રસ્તુત ઉક્ત કાર્ય કહ્યું છે.

## सामान्यनिबंधना—यथा.

સુહૃદસ્ત્રિયોનાં દૃગજળ. જે સુકાવશે વૈર વાળીં શૂરો;

પૂજ્યપાદ પૃથ્વીમાં, એજ સાહસી વીર પ્રબલ પૂરો.

આમાં અપ્રસ્તુત પ્રશંસા એ રીતિથી છે કે તમે નરકાસુરનો વધ કરવાવાળા કૃષ્ણને મારી નરકાસુરની સ્ત્રીઓને પ્રસન્ન કરશો ત્યારે શ્લાઘનીય બનશો. એ નરકાસુરના મિત્રપ્રતિ નરકાસુરના મંત્રીનું વિશેષ વચન પ્રસ્તુત છે. એ પ્રસંગમાં ઉક્ત અપ્રસ્તુત સામાન્ય વચન કહેલ છે.

## विशेषनिबंधना—यथा.

નિજ મંડળમાં રાખી મૃગ, બન્યો કલંકિત ચંદ;
બન્યો મારી મૃગ મૃગપતિ, સિંહ સદા સ્વચ્છંદ.

આમાં અપ્રસ્તુતપ્રશંસા એ રીતિથી છે કે કોમલ નિન્દનીય બને છે, અને ક્રૂર શ્લાઘનીય બને છે. આ કૃષ્ણ પ્રતિ બલદેવનું સામાન્ય કહેવું પ્રસ્તુત છે. એ પ્રસંગમાં ઉક્ત અપ્રસ્તુત વિશેષ કહેલ છે. જેમકે સારૂપ્યનિબંધના "મોતી દિયે મસલને" ઇત્યાદિ પૂર્વોક્ત ઉદાહરણ છે. ત્યાં નૃપતિના અખિલ જગઅભિલાષાપૂરણ પ્રસંગમાં એના તુલ્ય ઉક્ત માન સરોવરનું અપ્રસ્તુત કથન છે.

## अभेद.

"જશવંતજશોભૂષણકાર" આ પ્રમાણે લખે છે:—

"अभेद" શબ્દનો અર્થનો અભાવ છે.

જ્યાં અભેદ બતાવી વર્ણન કરવામાં આવે એ अभेद.

યથા.

જેણે દગ્ધ કર્યાં પુરો, કરીને કોપ કરાલ;
એ ધૂર્જટિધરણી મહીં, નિશ્ચય આ નરપાલ.

આમાં રાજાનો ધૂર્જટિથી અભેદ બતાવી વર્ણન કરવામાં આવેલ છે એથી अभेद अलंकार છે.

રત્નાકરકારનું આ લક્ષણ છે.

" नियतधर्महानावारोप्यमाणस्यातिसाम्यमभेदः "

નિયત અર્થાત્ નિયમથી રહેનાર ધર્મની હાનિના કથનથી સિદ્ધ થયેલ જે આરોપ્યમાણનું અતિ સામ્ય એ अभेद अलंकार.

યથા.

તુજ અરિનારીને તહાં, સુણુ મહાવીર મહીપ;
વનઔષધિઓ થાય છે, વિના તૈલના દીપ.

દીપકનિયમથી રહેનાર તૈલના પૂર્ણતા ધર્મની હાનિકથન કરવાથી અન્ય સર્વ પ્રકારે વન ઔષધિનું દીપકની સાથે અત્યંત સામ્ય સિદ્ધ થાય છે.

## अल्प.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

અલ્પ શબ્દનો અર્થ પ્રસિદ્ધ છે. ચિન્તામણિકોષકાર " કહે છે:— " अल्पं स्तोके " અધિક અલંકારના વિપરીત ભાવમાં આ अल्प अलंकार છે.

જ્યાં અલ્પપણું રમ્યતાવાળું દેખાય એ अल्पालंकार.

યથા.

છાજે છે ધનક્ષીણુ બની, અવનિ ઉદાર ઉત્તંગ;
શોભે જ્યમ નરપાલના, મદથી ક્ષીણુ મતંગ.

દાન કરવાથી ધનના વિષયમાં ઉદારની અલ્પતા, મદથી શરીરના વિષયમાં નરપાલના હાથીઓની અલ્પતા રૂચિકર હોવાથી અલ્પ અલંકાર છે.

ચન્દ્રાલોકનું આ લક્ષણુ છે:—

" अल्पं तु सूक्ष्मादाधेयाद्यदाधारस्य सूक्ष्मता "

જે સૂક્ષ્મ આધેયથી આધારની સૂક્ષ્મતા એ अल्प अलंकार છે.

યથા

જપમાલા વીંટી બની, વલ્લભ તણે વિયોગ;

આમાં આધેય વીંટીનું માલાવત્ લંબાયમાન હોવાથી વિરહિણીના કરરૂપ આધારની અલ્પતા છે. આનો અભિપ્રાય અધિક અલંકારની પેઠે આહીં પણ અલ્પ આધેયથી આધારની અલ્પતા છે.

## अवज्ञा.

" જશવંતજશોભૂપણકાર " લખે છે:—

અવજ્ઞા એટલે અનાદર " ચિંતામણિકોપકાર " કહે છે કે " अवज्ञा अनादरे " આમાં અનાદર તો અંગીકૃત છે. અનુજ્ઞા અલંકારના વિપરીત ભાવમાં આ अवज्ञा अलंकार છે. અનંગીકાર યોગ્યના અનંગીકારમાં તો કોઈ ચમત્કાર નથી. પણ લોકમાં અંગીકાર હોય તેનો અનંગીકાર ચમત્કારી બને છે. અને એવો અનંગીકાર કોઈ નિમિત્તથીજ થાય છે. એથી કોઇ નિમિ-તથી અંગીકાર યોગ્યના અનંગીકારમાં અવજ્ઞા શબ્દની રૂઢિ છે.

જે અંગીકાર કરવાને યોગ્ય હોય તેનો કોઇ નિમિત્તથી અનંગીકાર વર્ણન કરવામાં આવે એ अवज्ञा अलंकार.

યથા.

કર્યા અયાચી દાન દઈ, તેં યાચક નરનાહ;
તે કદિએ કરતા નથી, ચિંતામણિની ચાહ.

ચિન્તામણિ લોકોમાં અંગીકાર કરવા યોગ્ય છે. એનો આંહી અનંગીકાર છે. એમાં નિમિત્ત રાજાના દાનનું બાહુલ્ય છે. અનુજ્ઞા અને અવજ્ઞામાં હેતુનો અંશ પણ છે, પરંતુ અનુજ્ઞા અવજ્ઞારૂપ ચમત્કાર પ્રધાન છે.

ચન્દ્રાલોકકાર આ પ્રમાણે લખે છે:—

" ताभ्यां तौ यदि न स्यातामवज्ञालंकृतिस्तु सा "

" ताभ्यां "અર્થાત્ અન્યના ગુણ દોષથી જ્યાં અન્યને ગુણ દોષ પ્રાપ્ત નહિ થાય એ अवज्ञा अलंकार.

## ગુણથી अवज्ञा यथा.

સરવરને પામ્યા છતાં, ઘટને ક્રમ જળલાભ.

આમાં સરોવરના અધિક જળરૂપ ગુણથી ઘટને અધિક જળરૂપ ગુણ પ્રાપ્ત નહિ થયો એથી अवज्ञा अलंकार.

## दोषथी अवज्ञा यथा.

સંકોચાય સરોજ શું, સુધારશ્મિને હાનિ.

આમાં સરોજના સંકોચાવારૂપ દોષથી સુધારશ્મિને કાંઇ દોષ પ્રાપ્ત નહી થયો એથી अवज्ञा अलंकार.

રસગંગાધરકાર આ પ્રમાણે લખે છે:—

"तद्विपर्ययोऽवज्ञा" तद् અર્થાત્ ઉલ્લાસના વિપર્યયમાં अवज्ञा अलंकार છે.

યથા.

વર વેદાંતાઅભ્યાસથી, મૂર્ખ ન જ્ઞાની થાય;
વસે સિન્ધુમાં તોય નહિ, મૃદુ મેનાક જરાય.

## अवसर.

"જશવંતજશોભૂષણકાર" કહે છે:—

अवसर એટલે પ્રસ્તાવ. ચિન્તામણિ કોષકાર કહે છે "अवसरः प्रस्तावे" પ્રસ્તાવ અર્થાત્ સમય. આ અલંકારનું સ્વરૂપ સાધના છે. અને સમ અલંકારનું સ્વરૂપ યથાયોગ્યતા છે, એની વિલક્ષણતા અનુભવસિદ્ધ છે. જ્યાં અવસર હોય ત્યાં अवसर अलंकार થાય છે.

યથા.

વાસવ કોપ્યો વ્રજપરેં, છોડયા બારે મેહ;
ગિરિ કર ધરી જન જાળવ્યાં, નટવર રાખી નેહ.

આમાં ઇન્દ્રના કોપથી વ્રજ ડૂબવા લાગ્યું એ અવસરપર નટવરે સ્નેહ રાખી ગિરિ ઉંચો કરી માણસોને જીવાડયા. આંહીં

કૃષ્ણુપરમાત્માએ અવસર ઉપર ગિરિ ધરવાનું કાર્ય કર્યું એથી अवसर अलंकार છે. આ અવસર અલંકાર અતિ પ્રાચીનોએ માનેલ છે. મહારાજા ભોજ આ પ્રમાણે લખે છેઃ—

" मिषं यदुक्तिभङ्गियाँऽवसरो यः स सूरिभिः ।

निराकाङ्क्षोऽथ साकाङ्क्षः पर्याय इति गीयते ॥

જે મિષ, જે ઉક્તિભંગિ અર્થાત્ રચનાન્તરથી કથન અને જે અવસર એ નિરાકાંક્ષ અને સાકાંક્ષ હોય છે.' એને પંડિતોએ પર્યાય નામથી કહેલ છે.

યથા.

યશુમતિ માતાએ કહ્યું, છે બાલક શ્રીમોરાર;

સહાસ નિરંખ્યું કૃષ્ણુમુખ, વ્રજવધૂએ એ વાર.

કૃષ્ણુને યશોદા માતાએ બાલક કહ્યા એ સમય કૃષ્ણુ સાથે ક્રીડા કરવાવાળી વ્રજવધૂએ સહાસ કૃષ્ણુના મુખ સામું જોયું. આહીં અવસરપર સહાસ કૃષ્ણુમુખનું નિરીક્ષણ છે; એથી अवसर अलंकार.

## आक्षेप.

" જશવંતજશોભૂષણુકાર " લખે છેઃ—

आक्षेप શબ્દનો અર્થ અપવાદ. અપવાદ શબ્દનો અર્થ " બાધક " છે. ચિન્તામણિ કોષકાર કહે છેઃ—आक्षेपः अपवादे अपवादः बाधके ".બાધક ઘણા પ્રકારના છે. આહીં નિષેધમાં રૂઢિ છે.

જ્યાં કોઇ પ્રકારનો આક્ષેપ કરવામાં આવે એ आक्षेप अलंकार.

યથા.

થયો નથી નહિ થાશે, છે નહિ તુજ સમ જગમાં જશધારી.

આમાં નૃપતિની બરોબરીનો નિષેધ છે. પર્યવસાન સમતાના નિષેધમાં છે. વર્ણુનીય રાજાનો ઉત્કર્ષ ઉક્ત નિષેધનું ફલ છે, એથી आक्षेप अलंकार.

આચાર્યદંડી આ પ્રમાણે લખે છેઃ—

प्रतिषेधोक्तिराक्षेपस्त्रैकाल्यापेक्षया त्रिधा ।

अथास्य पुनराक्षेप्य भेदानन्त्यादनन्तता ॥

પ્રતિષેધનું કથન એ आक्षेप अलंकार છે. ત્રણ પ્રકારની અ-પેક્ષાથી એ ત્રણ પ્રકારનો છે. જેનો આક્ષેપ કરવામાં આવે એના ભેદોને અનંતતા હોવાથી આક્ષેપ અલંકાર અનંત છે. પ્રતિષેધનો અર્થ નિષેધ છે. "ચિન્તામણિ કોષકાર" કહેછે:—"प्रतिषेधः निषेधे"

યથા.

શિદ કુવલય ધારે શ્રવણ, હે કલભાષિણિ નાર !
શું કટાક્ષ કરતાં નથી, શોભા એહ વિચાર.

આમાં કુવલયને ધારણ કરવાનોજ નિષેધ છે, એથી એ वर्तमान आक्षेप છે.

યથા.

ફરકે અધર અરૂણ નયન, ભ્રકુટિ ભંગ તુજ નાર;
તોપણ નિરૂઅપરાધ હું, એથી ભય ન લગાર.

આમાં ભયનું કારણ અપરાધનો નિષેધ હોવાથી આ कारणाक्षेप છે.

દંડીએ આ ઉપરાંત धर्माक्षेप આદિ ઘણા ભેદ કહ્યા છે. પણ વિસ્તાર ભયથી આહીં બતાવ્યા નથી.

મહારાજા ભોજ આ પ્રમાણે લખે છે:—

विधिनाथ निषेधेन प्रतिषेधोक्तिरत्र या ।
शुद्धा मिश्रा च साक्षेपो रोधो नाक्षेपतः पृथक् ॥

વિધિથી કરીને અથવા નિષેધથી કરીને જે પ્રતિષેધની ઉક્તિ એ " अत्र " અર્થાત્ આહીં અલંકાર શાસ્ત્રમાં आक्षेप अलंकार છે. એ ઉક્તિ શુદ્ધા અને મિશ્રા છે. રોધ નામક અલંકાર આક્ષેપથી જુદો નથી. રોધનો અર્થ રોકવું. રોકવું પણ નિષેધજ છે.

યથા.

સુખથી નાથ સિધાવીએ, ત્યાગી તનના તાપ;
હું પણ ત્યાં જનમીશ જરૂર, જ્યાં જાઓ છો આપ.

આમાં વિધિથી કરીને નિષેધની ઉક્તિ છે, જે કાવ્યમાં વિધિ નિષેધ બન્ને હોય ત્યાં મિશ્રા છે એમ સમજવું.

મહારાજા ભોજ રોધનું ઉદાહરણ આ પ્રમાણે આપે છેઃ—

યથા.

મળી પનઘટ મારગમહીં, લઇ ખાલી ઘટ નાર;

આમાં ક્રિયાથી પતિનું વિદેશગમન રોકવામાં આવ્યું છે. ઉક્તિ નથી. આહીં અપશુકન દ્વારા રોકવાથી પ્રતિકૂલ છે.

વાગ્ભટ આ પ્રમાણે લખે છેઃ—

उक्तिर्यत्र प्रतीतिर्वा, प्रतिषेधाय जायते ।
आचक्षते तमाक्षेपमलंकारं बुधा यथा ॥

જ્યાં ઉક્તિ અર્થાત્ વચન, અથવા પ્રતીતિ, પ્રતિષેધને માટે થઈ જાય એને પંડિત લોકો આક્ષેપ અલંકાર કહે છે.

વેદવ્યાસ ભગવાન આ પ્રમાણે લખે છેઃ—

प्रतिषेध इवेष्टस्य यो विशेषाभिधित्सया ।
तमाक्षेपं ब्रुवन्त्यत्र ॥

વિશેષ પ્રતિપાદનની ઇચ્છાથી અર્થાત વર્ણનીયનું વિશેષપણું બતાવવાની ઇચ્છાથી ઇષ્ટનો પ્રતિષેધ " इव " અર્થાત્ નિષેધ જેવું જે વર્ણન એને આક્ષેપ કહે છે.

યથા.

હું કાંઇ દૂતી નથી, સુણો શ્યામ ધરી ધ્યાન;
છે ત્યાં ઓતન તાપ અતિ, અહનિશ અગ્નિ સમાન.

આહીં દૂતી પોતાના દૂતીપણાનો નિષેધ કરે છે, પરન્તુ વાસ્તવમાં આમાં દૂતીપણાનો નિષેધ નથી. કેમકે એ આહીં દૂતત્વજ કરે છે. એથી એ નિષેધ આભાસ રૂપ છે. અને આહીં દૂતીના સત્ય કથન જ્ઞાપન રૂપ વિશેષની પ્રતીતિ થાય છે.

" કાવ્યપ્રકાશકાર " આ પ્રમાણે લખે છેઃ—

निषेधो वक्तुमिष्टस्य यो विशेषाभिधित्सया ।
वक्ष्यमाणोक्त विषयः स आक्षेपो द्विधा मतः ॥

વિશેષ કહેવાની ઇચ્છાથી જે वक्तुमिष्टस्य અર્થાત્ કહેવાને વાંચ્છિત એનો નિષેધ એ आक्षेपालंकार. એ બે પ્રકારનો માનવામાં આવ્યો છે. ૧ वक्ष्यमाणविषय. ૨. उक्तविषय.

યથા.

ઝટ વળજો નિર્દય ફરી, કહું એ કિયે નિમિત્ત;
ક્યાં નથી નિષ્ફલ એ કથન, તમથી અદ્રવીં ચિત્ત.

આમાં કહેવાને ચાહેલ વક્ષ્યમાણનો નિષેધ છે. એ નાયકના નિસ્નેહનું વિશેષ અર્થાત્ આધિક્ય બતાવવાને માટે છે.

ચન્દ્રાલોકકાર આ પ્રમાણે લખે છે:-

आक्षेपः स्वयमुक्तस्य प्रतिषेधो विचारणात् ॥

પોતાના કહેલનો વિચારવાથી જે નિષેધ એ આક્ષેપ અલંકાર છે.

સૂત્રકાર વામન આ પ્રમાણે લખે છે:—

" उपमानाक्षेपश्चाक्षेपः " ઉપમાનનો આક્ષેપ અર્થાત્ તિરસ્કાર એ આક્ષેપ અલંકાર છે.

" ચિન્તામણિ કોષકાર " કહે છે:—" आक्षेपः भर्त्सने "

યથા.

તુજ દ્રગ ત્યાં કુવલય કશાં ? તુજ મુખ ત્યાં શું ચન્દ્ર ?

આમાં ઉપનામ જે કુવલય તથા ચન્દ્ર તેનો તિરસ્કાર છે તેથી આક્ષેપ અલંકાર છે.

## आभास.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

" आभास "આહીં आङ् ઉપસર્ગનો અર્થ " કિંચિત્ " છે. " आङ् इषदर्थे " ભાસનો અર્થ ભાન " आभास " આ શબ્દસમુદાયનો અર્થ " કિંચિત્ ભાસવું " છે. આહીં કિંચિત્ કાલભાસમાં રૂઢિ છે.

જે વસ્તુ વાસ્તવમાં હોય નહીં પણ વિદ્યુત્‌ની પેઠે ક્ષણિક હોય એ વસ્તુનું ભાસવું એને आभास કહે છે.

યથા.

અંગ સહિત યદપિ તમે, છો અનંગ નરરાજ;
છે દીરઘ દ્રગ તદપિ સહુ, કહે સૂક્ષ્મદ્રગ આજ.

આમાં રાજાને અંગ સહિત કહીને અનંગ કહેવાથી શ્રવણ માત્રમાં વિરોધ ભાસે છે. પરન્તુ આંહી અંગ સહિતપણું એ છે કે સ્વામી, અમાત્ય, સુહૃદ, કોશ, દેશ, દુર્ગ અને સેના એ રાજ્યના સપ્તાંગ છે અને આહીં અનંગતા કામરૂપપણું છે. ઉત્તરાર્ધમાં દ્રગ નામ દૃષ્ટિનું છે. એ રાજા દીર્ઘ દ્રગવાળો છે તો પણ સૂક્ષ્મ દ્રગ છે. આ કથનમાં પણ શ્રવણ માત્રથી વિરોધ ભાસે છે, પરન્તુ વિચાર દશામાં સૂક્ષ્મ દૃષ્ટિ તો સૂક્ષ્મ વિચાર છે, એથી વાસ્તવમાં વિરોધ નથી. પરન્તુ વિરોધ અલંકારનો આભાસ મનરંજન હોવાથી અલંકાર છે.

યથા.

સહે શીઘ સંકષ્ટ કવિ, છે શિવરાજ પ્રતાપી;
જા દારિદ્રવિષ ટાળશે, વારણ વારણ આપી.

“ વારણ ” શબ્દના બે અર્થ છે. “ વારણ ”–વિષ ઉતારવાનો ઉપાય, અને વારણ–હાથી. આમાં શ્રવણ માત્રથી પુનરૂક્તિ દોષનો આભાસ છે. રસનો આભાસ હોય ત્યાં રસાભાસ અને ભાવનો આભાસ હોય ત્યાં ભાવાભાસ છે. એનાં ઉદાહરણો રસપ્રકરણમાં લખી ગયા છીએ. ભૂષણ, દૂષણ, રસ અને ભાવ વિના પણ વસ્તુનો આભાસ થાય છે.

આ આભાસ અલંકારમાં જે જે અલંકારો આભાસ સ્વરૂપથી પ્રકટ થાય છે, તે તમામનો આમાં સમાવેશ થઈ જાય છે.

## उत्तर.

“ જશવંતજશોભૂષણકાર ” લખે છે:—

"उत्तर" એટલે પ્રતિવચન. એ જ્યાં લોકોત્તર હોય ત્યાં ઉત્તર અલંકાર થાય છે. એના ત્રણ ભેદ છે. જ્યાં પ્રશ્નજ ઉત્તર બની જાય એ **अभिन्न उत्तर.** અનેક પ્રશ્નોનો એકજ ઉત્તર અપાય એ ઉત્તરાંતર, અને પ્રશ્નકર્તા જે વસ્તુ જાણે છે, એનાં રૂપથી એનાં સદૃશ અન્ય વસ્તુને ઉત્તર આપનાર કહે અને એ એવી વસ્તુ હોય કે એ કાર્યમાં એના જેવી ત્રીજી વસ્તુ ન હોય એ ઉત્તર પણ અલંકાર બનવાને યોગ્ય છે. આ ત્રણ પ્રકારના ઉત્તર લોક વિલક્ષણ હોવાથી પ્રાચીનોએ અલંકાર માનેલા છે.

યથા.

કં નામયતિ શત્રુના, ભુજબલથી રણરામ;
કં નામયતિ શત્રુના, ભુજબલથી રણરામ.

શત્રુ, સન્ધિ અથવા વિગ્રહ બેમાંથી એક કરે છે. સંધિમાં શિર નમાવે છે અને વિગ્રહમાં ધનુષ નમાવે છે, એ વિષયના સંદેહમાં કોઇ પ્રશ્ન કરે છે કે રામ ભગવાન "કં નામયતિ" અર્થાત્ કોને નમાવે છે, એનો ઉત્તર આપે છે કે "કં નામયતિ" "કં" નામ મસ્તક, મતલબ મસ્તકને નમાવે છે. આમાં ઉત્તર પ્રશ્નથી અભિન્ન છે, અર્થાત્ પ્રશ્નજ ઉત્તર છે, એથી **प्रथम उत्तर अलंकार.**

યથા.

કો જગતમહર.કો અચલ, કો હણી ભખે કુરંગ;
કો ઘનયાચક કો અમિત, સમજી લ્યો સારંગ.

જગતનું અંધારૂં હરનાર કોણ? ઉત્તર—સારંગ (સૂર્ય). અચલ કોણ? ઉત્તર—સારંગ (પહાડ). હરિણ મારીને કોણ ખાય? ઉત્તર—સારંગ (સિંહ). મેઘનો યાચક કોણ? ઉત્તર—સારંગ (પપીહો). ઈતિ વિનાનું કોણ? ઉત્તર—સારંગ (આકાશ). આમાં અનંત પ્રશ્નોનો એકજ ઉત્તર હોવાથી **द्वितीय उत्तर अलंकार.**

યથા.

કહો મરણ શું? દરિદ્રતા, સ્વર્ગ શું? ઉત્તમ નાર;
શું આભૂષણ પુરૂષનું, વિશ્વે યશવિસ્તાર.

આમાં પ્રશ્ન કરવાવાળાએ જાણેલ મરણ ઇત્યાદિથી અન્ય પૂછયું છે. ઉત્તર દેવાવાળાએ પ્રાણવિયોગરૂપ મરણ આદિના સ્વરૂપથી, મરણ આદિના સદૃશ દરિદ્રતા આદિ કહેલ છે, કારણ કે કાર્ય કરવામાં મરણ અને દરિદ્રતાના તુલ્ય ત્રીજું કોઇપણ નથી એથી तृतीय उत्तर अलंकार થયો.

એ ત્રણે ઉત્તર અનુભવસિદ્ધ ચમત્કારી હોવાથી પ્રાચીનોએ અલંકાર માનેલ છે, અન્ય પણ કોઇ ઉત્તર ચમત્કારી મળી આવે તો એને પણ અલંકાર માની લેવો જોઇએ.

ઉત્તરના પ્રથમ ઉભય પ્રકારના વિષયમાં તો કુવલયાનંદકાર પરમતથી આ પ્રાચીન લક્ષણકારિકા લખે છે:—

प्रश्नोत्तरान्तराभिन्नमुत्तरं चित्रमुच्यते

પ્રશ્નથી અભિન્ન અને ઉત્તરાન્તરથી અભિન્ન જે ઉત્તર એને ચિત્ર અર્થાત્ અલંકાર કહે છે.

તૃતીય પ્રકારના વિષયમાં રૂદ્રટ આ પ્રમાણે લખે છે:—

यत्र ज्ञातादन्यत् पृष्टस्तत्त्वेन वक्ति तत्तुल्यम् ।
कार्येणानन्यसमख्यातेन तदुत्तरं ज्ञेयम् ॥

જ્યાં જાણેલ વસ્તુથી અન્ય વસ્તુ પૂછવામાં આવેલ છે એ ઉત્તર દેવાવાળો જ્યાં જાણેલ વસ્તુના સદૃશ અન્ય વસ્તુને જાણેલ વસ્તુના સ્વરૂપથી કહે એ ઉત્તર અલંકાર છે.

કાવ્યપ્રકાશકાર આ પ્રમાણે લખે છે:—

उत्तर श्रुतिमात्रत.

प्रश्नस्योन्नयनं यत्र क्रियते तत्र वा सति ।
असकृद्यदसंभाव्यमुत्तरं स्यात्तदुत्तरम् ॥

જ્યાં ઉત્તરના શ્રવણ માત્રથી પ્રશ્નનું ઉન્નયન કરવામાં આવે ત્યારે ઉત્તર અલંકાર છે. "उन्नयन" એટલે "ઉપર લેવું" ચિન્તામણિ કોષકારે કહ્યું છે કે "उन्नयनं उन्नये उन्नयः कूपादेर्जलादेरूर्ध्वनयने" ઉન્નયન શબ્દનો અર્થ ઉન્નય અર્થાત્ "ઉપર લેવું"

છે. જેમકે કૂપાદિથી જલાદિનું ઉપર લેવું, ઉત્તરથી પ્રશ્નનું ઉન્નયન કરવું. એમ કહેવાનું સ્વારસ્ય એ છે કે ઉત્તરમાંથી પ્રશ્નનું કાઢી લેવું. એથી એજ સિદ્ધ થાય છે કે ઉત્તર અને પ્રશ્નનો અભેદ છે. પ્રશ્નથી ઉત્તરનું ઉન્નયન હોય અથવા ઉત્તરથી પ્રશ્નનું ઉન્નયન હોય એ **उत्तर** અલંકાર છે.

"સર્વસ્વકાર" આ પ્રમાણે લખે છે:—

"उत्तरात्प्रश्नोन्नयनमसकृदसंभाव्यमुत्तरम्"

ઉત્તરથી પ્રશ્નનું ઉન્નયન અને વારંવાર અસંભાવ્યમાન ઉત્તર એ **उत्तर अलंकार** છે.

કુવલયાનંદકાર આ પ્રમાણે લખે છે:—

**किंचिदाकूतसहितं स्याद्गूढोत्तरमुत्तरम्**

કોઇ અભિપ્રાય સહિત ગૂઢ ઉત્તર હોય એ **उत्तर** અલંકાર.

યથા.

પથિક સરિત્ ત્યાં સુતરા, જ્યાં વેતસના કલિત કુંજ શોભે;

આંહી નદીથી પાર ઉતરવાનો માર્ગ પૂછનાર પથિક પ્રતિ ક્રીડા ચાહતી નાયિકાનો આ ઉત્તર છે, કે હે પથિક! જ્યાં વેત્રલતાના કુંજ છે ત્યાં સરિતા સુખથી તરી શકાય છે.

## उत्प्रेक्षा.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

उत्प्रेक्षा માં "उद्" ઉપસર્ગનો અર્થ પ્રધાનતા ચિન્તામણિકોષકાર કહે છે:—"उद् प्राधान्ये" "प्र" ઉપસર્ગનો અર્થ બલ છે. 'ચિન્તામણિકોષકાર' કહે છે:—"प्र शक्तौ" શક્તિ અર્થાત્ બલ. ईक्ष ધાતુ દર્શન અર્થમાં છે. "ईक्ष दर्शनाङ्कनयोः" ઇક્ષિ ધાતુ દર્શન અને ચિન્હકરણ અર્થમાં છે. "ईक्षा" જોવું, દેખવું, उत्प्रेक्षा શબ્દમાં વ્યાકરણ રીતિથી उद् ઉપસર્ગના દ્કારનો ત્કાર થએલ છે. અને उत्प्रेक्षा શબ્દ સમુદાયનો અર્થ "બલથી પ્રધાનતા કરીને દેખવું,

ઠરાવવું, માનવું, જાણવું, ઇત્યાદિનો સંગ્રહ વિવક્ષિત છે. જ્યાં જે વસ્તુ પ્રધાન છે ત્યાં તે વસ્તુને પ્રધાનતાએ કરીને જોવામાં બળની આવશ્યકતા નથી. બળની આવશ્યકતા તો જે વસ્તુ પ્રધાન નથી એ વસ્તુને ત્યાં પ્રધાનતાએ કરીને જોવામાં છે. એથી આ અર્થસિદ્ધ છે કે જ્યાં જે વસ્તુ નથી ત્યાં તેને બળથી કરી પ્રધાનતાએ જોવું.

જ્યાં બળથી પ્રધાનતાએ કરીને કવિ જુએ છે એને उत्प्रेक्षा अलंकार કહે છે.

ધોરીએ ઉત્પ્રેક્ષાવ્યંજક શબ્દની આ ગણના કરી છે:—

मन्ये शङ्के ध्रुवं प्रायो नूनमित्येवमादिभिः
उत्प्रेक्षा व्यज्यते शब्दैरिव शब्दोऽपि तादृशः

"मन्ये"—માનું છું, "शंके"—શંકા કરું છું, "ध्रुवं"—નિશ્ચય, प्रायः—બહુધા. "नूनम्"—નિશ્ચય. ઇત્યાદિ શબ્દોથી ઉત્પ્રેક્ષા વ્યંજિત થાય છે. इव શબ્દ પણ એવોજ ઉત્પ્રેક્ષાવ્યંજક છે. કોઈએ ઉત્પ્રેક્ષા સ્થળમાં તર્ક શબ્દનો પણ પ્રયોગ કરેલ છે.

ઉત્પ્રેક્ષા અલંકાર वस्तु, हेतु અને फल ભેદથી ત્રણ પ્રકારનો છે. તેમાં વસ્તૂત્પ્રેક્ષાના उक्तवस्तूत्प्रेक्षा અને अनुक्तवस्तूत्प्रेक्षा એવા બે પ્રકાર છે અને હેતૂત્પ્રેક્ષાના सिद्धास्पदहेतूत्प्रेक्षा તથા असिद्धास्पदहेतूत्प्रेक्षा અને ફલોત્પ્રેક્ષાના सिद्धास्पदफलोत्प्रेक्षा અને असिद्धास्पदफलोत्प्रेक्षा એ પ્રમાણે બબ્બે પ્રકાર થાય છે.

વસ્તૂત્પ્રેક્ષાને કેટલાક સ્વરૂપોત્પ્રેક્ષા પણ કહે છે.

## उक्तवस्तूत्प्रेक्षा—यथा.

ધાયે કુરંગ પાછળે, રઘુપતિ ત્યાગી ધીર;
જાણોં નાભિ મૃગમદતણે, પરિમલલુબ્ધ સમીર.

આમાં દોડવું શ્રી રામચન્દ્રનું છે, એથી એમાં પ્રધાનતા શ્રી રામ ભગવાનનીજ છે. સમીરની નથી. છતાં કવિ સમીરને નાભિમૃગમદ પરિમલ લોભ સ્વભાવરૂપ બલથી પ્રધાનતાએ કરીને જુએ

છે. મૃગની નાભિમાં કસ્તૂરી થાય છે. અને પવન ગંધગ્રાહક પ્રસિદ્ધ છે. કારણકે "ગન્ધવાહ" પવનનું નામ છે. અને આહીં શ્રીરામ ભગવાન્ અને સમીર એ બન્ને રૂપથી કહેનાર કવિ સમીરને ઉક્ત બલથી પ્રધાનતાએ કરીને જુએ છે, આમ સર્વત્ર જાણી લેવું જોઇએ. ક્યાંઇ વિષય અનુરક્ત હોય છે, ત્યાં એનો વિષય વિષયીભાવ સબંધથી લાભ થાય છે.

## अनुक्तविषया वस्तूत्प्रेक्षा—यथा.

કોઈ કહે કવિ આજનિશિ નારીનું અંજન,
લાગ્યું રતિકેલિમાં જણાયે છે મન રંજન;
રજતાચલ જાણીંને આવી ચઢી જાણે ધાઈ,
ધુરવા દૃઢ થઇ રહે સુધા સ્વાદે લલચાઇ.

આહીં ચન્દ્રનું કલંક વિષય છે, એ અનુરક્ત છે. એથી આ અનુક્તવિષયા છે.

## सिद्धास्पदा तथा असिद्धास्पदा हेतूत्प्रेक्षा—यथा.

જાણીં કઠણ આંગણમાં, ચાલી તેથી રાતા છે પાય;
મુખદ્યુતિ ઇચ્છે તેથી, શશિ કમલને વૈર દુઃખદાય.

આંહીં નાયકાના ચરણની અરૂણતાનો હેતુ સ્વભાવ છે. કઠિણ આંગણામાં ચાલવું હેતુ નથી. સ્વભાવની જગોએ કઠિણ આંગણામાં ચાલવું એ હેતુ ઠરાવ્યો છે. આંહી અન્ય હેતુ ઠરાવવામાં કઠિણ આંગણામાં ચાલવાનો આશ્રય કરેલ છે, એ આશ્રયસિદ્ધ છે; કેમકે નાયિકા કઠિણ આંગણામાં ચાલે છેજ. એથી આ સિદ્ધાસ્પદા હેતૂત્પ્રેક્ષા છે, આહીં આશ્રયતા આ રીતિથી છે કે જેમ સ્થંભ બનાવવાને માટે કાષ્ટનો આશ્રય કરવો, કેમકે એ કાષ્ટનોજ સ્થંભ બનાવવામાં આવે છે, આમાં બલ તો કોમલ અંગને કઠિણ વસ્તુનો સંયોગ થવાથી શ્રમજનિત અરૂણિમા હોવાનો સંભવ છે, અને "મુખદ્યુતિ" આમાં શશિના ઉદયમાં કમલનું કુમળાઇ જવું અને કમલના વિકાસ સમય શશિનું દ્યુતિહીન હોવું એજ વૈરભાવ

છે, આ વૈરભાવનો હેતુ તો સ્વભાવ છે, નાયિકાના મુખદ્યુતિરૂપ એકાર્થ ઇચ્છા હેતુ નથી. સ્વભાવની જગાએ એકાર્થ ઇચ્છા હેતુ ઠરાવેલ છે, આંહીં અન્ય હેતુ ઠરાવવામાં એકાર્થ ઇચ્છાનો આશ્રય કરેલ છે, એ આશ્રય અસિદ્ધ છે; કેમકે ચન્દ્ર અને કમલ અચેતનમાં ઇચ્છા નથી એથી આ અસિદ્ધાસ્પદા હેતૂત્પ્રેક્ષા છે. આહીં ખલ તો એકાર્થ લિપ્સાવાળાનો વૈરભાવ પ્રસિદ્ધ છે.

## सिद्धास्पदा तथा असिद्धास्पदा फलोत्प्रेक्षा—यथा.

સ્ત્રી કુચભાર કારણ થકી, રસના કસે સદાય;
ચરણસદૃશ બનવા કમલ, જલ સેવે એક પાય.

"સ્ત્રી કુચભાર કારણ થકી" આહીં નાયિકાની કટિમેખલા ધારણ કરવાનું ફલ તો શોભા છે, કુચભાર ધારણ નથી. શોભાની જગાએ કુચભાર ધારણનો આશ્રય કરેલ છે તે સિદ્ધ છે. કેમકે નાયિકા કુચભાર ધારણ કરે છેજ. એથી આ સિદ્ધાસ્પદા ફલોત્પ્રેક્ષા છે. આહીં ખલ તો ફલભારવાળું વૃક્ષ ન નમવા માટે રજ્જુથી બાંધવાની લોકરીતિ છે. "ચરણ સદૃશ બનવા કમલ" ઇત્યાદિ આહીં કમલોનું જલ સેવનનું ફલ તો નિજ જીવન છે. ચરણ સદૃશ બનવા રૂપ પ્રાપ્તિ ફલ નથી. નિજ જીવનની જગાએ "ચરણ સદૃશતા પ્રાપ્તિનો આશ્રય કરેલો છે તે અસિદ્ધ છે. કેમકે નાયિકાના ચરણની સદૃશતા પ્રાપ્તિની ઇચ્છા જડ કમળોમાં નથી. એથી આ અસિદ્ધાસ્પદા ફલોત્પ્રેક્ષા છે. આહીં ફલ તો વાંચ્છિતાર્થ પ્રાપ્તિને માટે જલમાં તપસ્યા કરવાની પ્રસિદ્ધિ છે. પ્રાચીનોએ દ્રવ્ય, ગુણ, ક્રિયા અને જાતિથી પણ ઉત્પ્રેક્ષાના પ્રકારો માનેલા છે.

## द्रव्योत्प्रेक्षा—यथा.

સ્થિતગિરિસુતા ઇશના તનમાં,
જોયું એ પ્રતિબિંબ દરપણમાં;
શેષ શરીરોથી પ્રકટાવ્યા,
જાણે અર્ધ નારીશ્વર આવ્યા.

દર્પણમાં બિમ્બનો વામભાગ પ્રતિબિમ્બનો દક્ષિણ ભાગ દેખે છે, અને બિમ્બનો દક્ષિણ ભાગ પ્રતિબિમ્બનો વામ ભાગ દેખે છે, એથી પાર્વતિએ દર્પણમાં અર્ધનારીશ્વર પ્રતિબિમ્બને જોઇને દંપતિનાં બાકી રહેલ અર્ધાંગોથી બનેલ અન્ય અર્ધનારીશ્વરની ઉત્પ્રેક્ષા કરવામાં આવી છે. જગતમાં અર્ધનારીશ્વર એકજ હોવાથી દ્રવ્ય છે. એથી આ દ્રવ્યોત્પ્રેક્ષા છે.

## ગુણોત્પ્રેક્ષા યથા.

રામ છત્ર શિર ધરશે, એ જાણી રવિ મુદથી બડભાગ;
જાણે અરૂણોદયમિષ, પ્રકટ કરે છે ઉરનો અનુરાગ.

અરૂણોદય શબ્દથી ઉદય સમયના રાગની વિવક્ષા છે. ઉદય સમય સૂર્યમાં સ્વાભાવિક અરૂણતા છે, પણ અનુરાગ નથી. જેમ પોતાના વંશજનો ઉદયવૈભવ જોઇ વડીલોને અનુરાગ વધે છે, તેમ શ્રી રામચન્દ્ર ભગવાન સૂર્યવંશી છે. એ બલથી કવિએ ઉદય થતા રવિની અરૂણતાને અનુરાગ ઠરાવ્યો છે.

આ પ્રમાણે આમાં અનુરાગરૂપ ગુણનું વર્ણન હોવાથી ગુણોત્પ્રેક્ષા છે.

## ક્રિયોત્પ્રેક્ષા યથા.

મદમસી લઇ કર લેખિની, સેના સમર્થ દંતી;
જાણું તાડ તરૂપત્રપર, લખે ભૂપ સ્તુતિ પંક્તિ.

આહીં લખવારૂપ ક્રિયાની ઉત્પ્રેક્ષા હોવાથી ક્રિયોત્પ્રેક્ષા છે. આહીં બલ તો એ છે કે હાથી સેનાનું અંગ થાય છે. અને હય, રથ, અને પૈદલથી ઉંચા હોય છે. અને આ વર્ણનીય ગજની તાડપત્ર સ્પર્શ કરવાથી અત્યંત ઉંચાઇ પ્રતીયમાન થાય છે. એથી આ હાથીએ યુદ્ધનું ચારિત્ર બહુજ જોએલ છે. અને હાથી સર્વ જાનવરોમાં ચતુર હોય છે અને તાડપત્રમાં લખવાની રીતિ છે. "મદમસી લઇ કર લેખિની" ઇત્યાદિ. આમાં ચેતન હાથીના બતાવવાની ઉત્પ્રેક્ષા છે એથી ચેતન વૃત્યુત્પ્રેક્ષા છે.

## अचेतन वृत्त्युत्प्रेक्षा यथा.

હર કુસુમાયુધદહન, પરમ પાતકી ભ્રગુનંદન;
ઘાત બ્રહ્મને માત અપર ક્ષિતિ ક્ષત્રિનિકંદન.
તેથી સંગમે પાપ, ભીતિ પ્રાયશ્ચિત સજતા;
જાણે રઘુપતિ હાથ, તીર્થમાં ધનુતન તજતા.
રઘુવંશવીર અવતંસ નૃપ, દશરથ કર કથનો શ્રવણ;
આનંદ સિન્ધુ અવગાહતા, એ કહેવા સમરથ કવણ.

આહીં ધનુષ અચેતનના તનુત્યાગરૂપ વર્તનની ઉત્પ્રેક્ષા હોવાથી આ અચેતનવૃત્યુત્પ્રેક્ષા છે.

ક્યાંઈ તો ઉત્પ્રેક્ષા ધર્મીનો આશ્રય કરીને થાય છે અને ક્યાંઇ ધર્મનો આશ્રય કરીને થાય છે.

## धर्म्युत्प्रेक्षा.

યથા.

શરણ અરિને દીધું, એણે, ઉરમાં ધરીને આ રીસ;
જડ્યા જંજીરે ગિરિવર, ગજગણના છલથકી મરૂઇશ.

આહીં ગજધર્મીનો આશ્રય કરીને ગિરિની ઉત્પ્રેક્ષા કરવામાં આવી છે.

## धर्मोत्प्रेक्षा.

યથા

વારિધિમથનકાલ મન્થાચલ શૈલતણા,
ઘસારાથી છવાએલ વ્રણ સુખકન્દમાં;
કહે છે સુરાર નહિ જાણો સિદ્ધ અંજન છે,
આ તો નિશિયોગિનીના ખપ્પર અમંદમાં;
નથી જશવંત તુજ કીર્તિ ઈર્ષાથી છાયા,
દ્વિજરાજ વાંચ્છિત વડાઈ દ્વિજ વૃન્દમાં,
પીડ કરે કંજ મધુકોષોને એ રોષ થકી,
ચોટ્યા છે જઇને ચંચરીક જાણે ચન્દ્રમાં.

આહીં ચન્દ્રધર્મીના કલંકરૂપ ધર્મનો આશ્રય કરીને વૃષ્ણુ આદિની ઉત્પ્રેક્ષા કરવામાં આવી છે.

વેદવ્યાસ ભગવાન્ આ પ્રમાણે લખે છેઃ—

अन्यथोपस्थिताद्वृत्तिश्चेतनस्येतरस्य च ।
अन्यथा मन्यते यत्र तामुत्प्रेक्षां प्रचक्षते ॥

જ્યાં ચેતનની અને ઈતરની અર્થાત્ અચેતનની અન્યથા જાણેલ વૃત્તિ અન્યથા માનવામાં આવે એને ઉત્પ્રેક્ષા કહેવામાં આવે છે.

આચાર્યદંડી આ પ્રમાણે લખે છે.

अन्यथैव स्थिताद्वृत्तिश्चेतनस्येतरस्य वा ।
अन्यथोत्प्रेक्षते यत्र तामुत्प्रेक्षां विदुर्यथा ॥

જ્યાં ચેતનનો અથવા અચેતનનો અન્યથા જ રહેતો વતાવ અન્યથા ઉત્પ્રેક્ષાનો વિષય કરવામાં આવે એને उत्प्रेक्षा કહેવામાં આવે છે.

કાવ્યપ્રકાશગતકારિકાકાર આ પ્રમાણે લખે છેઃ—

"संभावनमथोत्प्रेक्षा प्रकृतस्य समेन यत्."

જે प्रकृतस्य અર્થાત્ ઉપમેયના समेन અર્થાત્ ઉપમાન કરીને संभावन તે ઉત્પ્રેક્ષા. સર્વસ્વકાર, સાહિત્ય દર્પણકાર આદિ સર્વ કાવ્યપ્રકાશકારના અનુસારી છે.

કેટલાએક સંભાવનાનું સ્વરૂપ આ પ્રમાણે લખે છેઃ—

"उत्कटएकतरकोटिकसंशयः संभावना."

એકતર અર્થાત્ બન્નેમાંથી એક ઉત્કટ અર્થાત્ પ્રબલ કોટિવાળો સંશય તે સંભાવના એમ કહે છે.

સૂત્રકાર વામન આ પ્રમાણે લખે છેઃ—

अतद्रूप्यस्यान्यथाऽध्यवसानमतिशयार्थमुत्प्रेक्षा.

અતિશયને માટે જે એ રૂપવાળો નથી એનું અન્યથા અર્થાત્ એ રૂપવાળું કરીને અધ્યવસાન તે उत्प्रेक्षा.

અલંકારતિલકમાં ભાનુદત્ત આ પ્રમાણે લખે છેઃ—

उपमैवान्यथाभानरूपोत्प्रेक्षा.

અન્યથા ભાનરૂપ ઉપમાજ ઉત્પ્રેક્ષા છે.

## उदात्त.

" જશવંતજશોભૂષણકાર " લખે છે કે:—

આમાં " उद् " ઉપસર્ગ પ્રકટતા અર્થમાં છે. " ચિન્તામણિ કોષકાર " કહે છે:—" उद् पाकट्ये " આહીં પ્રકટતા નિ:સંદેહ જ્ઞાન છે. " ચિન્તામણિ કોષકાર " કહે છે:—" प्रकटः निःसंदग्धं भातीति व्यवहारगोचरे " નિસંદેહ ભાસે છે એમ વ્યવહારના ગોચર અર્થાત્ વિષયમાં પ્રકટ શબ્દ વરતે છે. " आङ्" ઉપસર્ગપૂર્વક " दा " ધાતુથી બનેલો " आत्तः " શબ્દનો અર્થ ગ્રહણ કરેલ એમ થાય છે. "ચિન્તામણિ કોષકાર" કહે છે:—"आत्तः गृहीते" उदात्त આ શબ્દસમુદાયનો અર્થ પ્રકટતાને માટે ગ્રહણ કરેલ છે, અર્થાત્ પ્રકટતાને માટે કહેલ અર્થ છે. આહીં સંદેહોત્પત્તિ ન હોવાને માટે વસ્તુની સારી રીતે પિછાણ કરાવી દેવામાં ઉદાત્ત શબ્દની રૂઢિ છે. નિ:સંદેહ જ્ઞાન કરાવવા માટે કહેલ અર્થ તે ઉદાત્ત અલંકાર છે.

યથા.

કો આ જેના જોઉં છું, પુલકિત બાહુ વિશાલ;
સુરભિ સ્વયંવરમાં કર્યો, મુકુલિત શાખીં રસાલ.
જશપરિમલથી મત્ત, ચંચરીક ચારણ ફરે;
દિશિ વિદિશે અનુરક્ત, એહ મલ્લિકાપીડ નૃપ.

આ દોહા પ્રસન્નરાઘવ નાટકના અનુસાર કેશવમિશ્રકૃત રામચન્દ્રિકા નામના ગ્રન્થના છે. સીતાના સ્વયંવરમાં અનેક રાજાઓ આવ્યા અને નૂપુરક મંજીરક પ્રતિ પૂછે છે અને મંજીરક ઉત્તર દે છે. " કો આ " ઈત્યાદિ એ નૂપુરકનો પ્રશ્ન છે. નૃપમંડલીમાં સ્થિત જે રાજાને આ ક્ષણમાં નૂપુરકે લક્ષ્ય કર્યું છે, એને સ્વયંવરવસંતે મુકુલિત કરેલ છે. રસાલ ( આમ્ર ) વૃક્ષ જેવી પોતાની રોમાંચિત ભુજાઓને જુએ છે. આ ચેષ્ટાથી પ્રકટ કરેલ છે. આહીં રોમાંચ

ગુણ ઉપલક્ષણ છે. કેમકે રોમાંચ સાત્વિક ભાવનો સદા સબંધી નથી. કોઈજ સમયમાં થાય છે. "જશ પરિમલથી મત્ત," ઈત્યાદિ. આ મંજીરકનો ઉત્તર છે. એણે મલ્લિકાપીડ રાજાને:—

જશ પરિમલથી મત્ત, ચંચરીક ચારણ ફરે;
દિશિ વિદિશે અનુરક્ત, એહ મલ્લિકાપીડ નૃપ.

આ શ્લાઘાથી પ્રકટ કરેલ છે. કેમકે એ સભામાં મલ્લિકાપીડ નામનો અન્ય પણ રાજા હતો. મલ્લિકાપીડ રાજાનો આ ગુણ પણ વિશેષણરૂપ છે.

આચાર્યદંડી આ પ્રમાણે લખે છે:—

आशयस्य विभूतेर्वा यन्महत्त्वमनुत्तमम् ।
उदात्तं नाम तं प्राहुरलंकारं मनीषिणः ॥

જે આશય અર્થાત્ મનોવૃત્તિનું અથવા વિભૂતિનું અનુત્તમ અથવા અતિ શ્રેષ્ઠ મહત્વ એને વિદ્વાન લોક ઉદાત્ત નામનો અલંકાર કહે છે. "उद्" ઉપસર્ગનો અર્થ ઉર્ધ્વ પણ છે. ચિન્તામણિકોપકારે કહ્યું છે કે "उद् ऊर्ध्वे" રમણીયતા માટે લક્ષણમાં અનુત્તમ એ વિશેષણ આપેલ છે.

યથા.

કરથી કોડી દે નહિ, ધરે ન રણમાં ધીર;
પેટકાજ કહેવા પડ્યા, એને દાતા વીર.

આમાં વિભૂતિનું અમહત્વ છે.

કાવ્યપ્રકાશગતકારિકાકાર આ પ્રમાણે લખે છે:—

"उदात्तं वस्तुनः सपत्"

વસ્તુની સંપદાનું વર્ણન એ ઉદાત્ત અલંકાર છે. વૃત્તિમાં લખે છે કે સંપત્ એટલે સમૃદ્ધિનો યોગ.

યથા.

કેલિમાં ત્રુટેલ હારથી સરી પડેલ મોતી,
વાળી આંગણામાં કર્યાં ભેળાં વાળનારીએ.

પ્રભાતમાં ધીમે ધીમે ચાલતાં શિશુના પદ,
અલક્તના પ્રતિબિમ્બે રક્ત નિરધારીએ.
દૂર થકી દાડિમનાં બીજકેરી બુદ્ધિ વડે,
કેલિશુક ખેંચે જોઇ વારવાર વારીએ.
મહારાજા ભોજ ! તારા પંડિતોના મન્દિરોમાં,
તેના ત્યાગજન્ય લીલા ધન્ય અમે ધારીએ.

આહીં ધનના આધિક્યમાં પર્યવસાન કરેલ છે.

કાવ્યપ્રકાશમાં અન્ય ઉદાત્તનું આ લક્ષણ આપે છે.

"महतां चोपलक्षणम्"

મોટાઓનું ઉપલક્ષણ અર્થાત અંગભાગ એ उदात्त અલંકાર.

યથા.

એ આ વન દશરથવચન,-પાલન વ્યસની રામ;
વસ્યા સુકેવલ બાહુબલ, રાક્ષસ હણ્યા તમામ.

આહીં મહત્ પુરૂષ રામચન્દ્ર વર્ણનીય અંગી અને દંડક વન એનું અંગ છે.

સર્વસ્વકાર પ્રથમ ઉદાત્તનું આ લક્ષણ આપે છે:—

संभाव्यमानविभूतियुक्तस्य वस्तुनो वर्णनं ।
कविप्रतिभोत्थापितमैश्वर्यलक्षणमुदात्तम् ॥

સંભવતિ એવી વિભૂતિયુક્ત વસ્તુનું કવિપ્રતિભાથી ઉઠાવેલ ઐશ્વર્યવિષયક વર્ણન એ ઉદાત્ત અલંકાર છે.

સર્વસ્વકાર દ્વિતીય ઉદાત્તનું આ લક્ષણ આપે છે:—

अङ्गभूतमहापुरुषचरितं चोदात्तम् ॥

અંગભૂત મહાપુરૂષનું ચરિત પણ ઉદાત્ત અલંકાર છે.

સાહિત્યદર્પણમાં પ્રથમ ઉદાત્તનું આ લક્ષણ છે.

लोकातिशयसंपत्तिवर्णनोदात्तमुच्यते ॥

અલૌકિક સંપત્તિનું વર્ણન "ઉદાત્ત" કહેવાય છે.

## उदाहरण.

"જશવંત જશોભૂષણકાર" આ પ્રમાણે લખે છે.

આમાં " उद् " ઉપસર્ગનો અર્થ પ્રકાશ. " ચિન્તામણિકોષકાર " કહે છે:—" आङ् इषदर्थे." हरण એટલે લઇ લેવું. " उदाहरण " શબ્દસમુદાયનો અર્થ પ્રકાશને માટે ઇષતનું લેઈ લેવું. લક્ષણ અને ઉદાહરણ તો પ્રસિદ્ધ છે. લોકમાં વસ્તુનું સ્વરૂપ પ્રકાશ કરવા માટે એમાંથી થોડીક વસ્તુ બતાવવામાં આવે છે. એને નમુનો અથવા વાનકી કહે છે. આ લોકવ્યવહારાનુસાર ઘોરીએ આ उदाहरण अलंकार નો અંગીકાર કરેલ છે.

જ્યાં પ્રકાશના હિતને માટે ઇંષતનું હરણ કરવું એ उदाहरण अलंकार છે.

યથા.

વિશ્વમંડ મોટા પુરૂષ, આભા લહે અશેષ;
હરભૂષણ હેતે બન્યો, સીત ગુણોથી શેષ.

આમાં પૂર્વાર્ધમાં કહેલ મોટા પુરૂષના પ્રકાશ માટે ઉત્તરાર્ધમાં ઇંષતનું ગ્રહણ છે.

અલંકારરત્નાકરકાર ઉદાહરણ અલંકારનું આ લક્ષણ કહે છે:—

सामान्योद्दिष्टानामेकस्य निदर्शनमुदाहरणम्

સામાન્યથી કહેલાઓમાંથી એકનું દેખાડવું એ उदाहरण અલંકાર છે.

યથા.

એક દોષ ગુણપુંજમાં, હોય નિમગ્ન હમેશ;
શશિમાં જેમ કલંકથી, કદી ન થાયે કલેશ.

આમાં ઉપમા નથી. કેમકે ઉપમામાં તો ઉપમેયોપમાનનો ભેદ હોય છે.

## उल्लेख.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

" उद् " ઉપસર્ગનો અર્થ ઉત્કર્ષ. " ચિન્તામણિકોષકાર-

કહે છે કે " उद् उत्कर्षे અને लिख् ધાતુથી लेख શબ્દ બનેલ છે. " लिख् अक्षरविन्यासे " लिख् ધાતુ અક્ષરવિન્યાસ અર્થમાં છે. અક્ષરવિન્યાસ એટલે લિપિ. ચિન્તામણિ કોષકાર કહે છે:—"अक्षर विन्यासः लिपौ " ઉલ્લેખ શબ્દ સમુદાયનો અર્થ ઉત્કર્ષવાળી લિપિ અર્થાત શ્રેષ્ઠ લિપિ. દીપકન્યાયથી અલંકાર થાય છે, એનું નામ दीपक રાખવામાં આવ્યું છે. તેમજ ઉલ્લેખ ન્યાયથી અલંકાર હોઇ ધોરીએ આનું નામ उल्लेख રાખ્યું છે. લેખની રીતિ એવી છે કે એકજ અકારાદિ અક્ષર અનેક લેખવાળાઓથી અનેકધા થાય છે. એક રીતના થતા નથી. અને લોકોમાં કહેવત પણ ચાલે છે કે :—

યથા.

પાગ ભાગ વાણી પ્રકૃતિ, અક્ષર ઉક્તિ વિવેક;
એ નહીં દેખ્યા એકસમ, જોયા દેશ અનેક.

એકજ પ્રકારની લિપિ અનેક પ્રકારની હોવામાં નિમિત્તતો લખવાવાળાની હસ્તક્રિયાના ભેદ છે. આહીં નામમાં उत्कर्षार्थक " उद् " ઉપસર્ગ એટલા માટે જોડવામાં આવ્યો છે કે અભ્યાસ સમયમાં લખવાવાળા એકની અક્ષરલિપિ પણ અનેક પ્રકારની હોય છે, એમાં કાંઇ ચમત્કાર નથી. એથી એનું નિવારણ કર્યું છે. આ અલંકારમાં ઉલ્લેખ ન્યાય એ છે કે અનેકથી કરીને એક વસ્તુ અનેક પ્રકારે સમજવામાં આવે છે એથી उल्लेख.

યથા.

કામરૂપ કામિનીઓ, કલ્પતરૂરૂપે યાચક ભાળે;
શત્રુકાળ સ્વરૂપે, નરપતિ તુજને નયન થકી ન્યાળે.

આમાં એકજ રાજાને કામિનીઓ કામદેવ રૂપે, યાચક કલ્પતરૂ રૂપે અને શત્રુઓ કાળરૂપે ભાળે છે.

" સર્વસ્વકાર " આ પ્રમાણે લખે છે:—

एकस्यापि निमित्तवशादनेकधाग्रहणमुल्लेखः

એકનું પણ નિમિત્તવશથી અનેકધા ગ્રહણ એ उल्लेख.

ચન્દ્રાલોકકાર પણ આ પ્રમાણે લખે છે:—

वहुभिर्वहुधोल्लेखादेकस्योल्लेखइष्यते ॥

એકનાં અનેકે કરીને બહુધા उल्लेखात् અર્થાત્ ગ્રહણથી ઉલ્લેખ અલંકારની વાંચ્છના કરવામાં આવે છે.

વળી પુન: ચન્દ્રાલોકકાર આ પ્રમાણે લખે છે:—

एकेन वहुधोल्लेखेप्यसौ विपयभेदतः ॥

વિષયભેદથી એકે કરીને બહુધા ઉલ્લેખમાં અર્થાત્ ગ્રહણમાં પણ असौ અર્થાત् उल्लेख अलंकार છે.

દીક્ષિતે ચિત્રમિમાંસામાં આ લક્ષણ આપેલ છે:—

निमित्तभेदादेकस्य वस्तुनो यदनेकधा ।

उल्लेखनमनेकेन तदुल्लेखं प्रचक्षते ॥

જે નિમિત્તભેદથી એક વસ્તુનું અનેકે કરીને અનેકધા ઉલ્લેખન એને उल्लेख કહે છે.

गृहीतृभेदाभावेऽपि विपयाश्रयभेदतः ।

एकस्यानेकधोल्लेखमप्युल्लेखं प्रचक्षते ॥

ગ્રહણ કરવાવાળાના ભેદના અભાવમાં પણ વિષય અને આશ્રયભેદથી એકના અનેકધા ઉલ્લેખને પણ उल्लेख કહે છે.

ચન્દ્રાલોકકાર તથા ચિત્રમિમાંસાકાર વિષયભેદનું આવું ઉદાહરણ આપે છે:—

યથા.

વચનમાંહિ ગુરૂ, કીર્તિમાં અર્જુન, આપ અશેષ;<br>
ધનુર્વિદ્યામાં ભીષ્મ છો, શ્રી શિવરાજ નરેશ.

આમાં શિવરાજને વિષે વિષયભેદથી ઉલ્લેખ કરેલ છે.

## काव्यार्थापत्ति.

“જશવંતજશોભૂષણકાર” લખે છે કે:—आपत्ति એટલે અર્થનું આવી પડવું. મીમાંસા આદિ શાસ્ત્રોમાં अर्थपत्ति પ્રમાણ માન્યું છે. એમાં અર્થનું આવી પડવું અનુપપત્તિ જ્ઞાનથી વિવક્ષિત

છે. અનુપપત્તિ શબ્દનો અક્ષરાર્થ "નહી બનવું" છે. તેથી એક અર્થના વિના બીજા અર્થના નહી બનવામાં એ અર્થ આવી પડે છે. અર્થાપત્તિ પ્રમાણનું આ ઉદાહરણ છે:—

"पीनो देवदत्तो दिवा न भुङ्क्ते" પુષ્ટ દેવદત્ત દિવસમાં ભોજન નથી કરતો આમાં દિવસમાં ભોજન નહી કરનાર દેવદત્તની રાત્રિમાં ભોજન કર્યા વિના પુષ્ટતા થતી નથી. એ અનુપપત્તિના જ્ઞાનથી રાત્રિભોજન આવી પડે છે. અહીંતો કાવ્યની રીતિથી અર્થાત્ રમણીયતાથી જે તે પ્રકારથી અર્થનું આવી પડવું અલંકાર બની જાય છે. જેમકે પ્રબલ કાર્ય કરવાવાળામાં નિર્બલ કાર્ય કરવાનું સામર્થ્ય છે. એ જ્ઞાનથી પ્રબલ કાર્ય કરવામાં નિર્બલ કાર્ય કરણરૂપ અર્થનું આવી પડવું છે ઇત્યાદિ.

જયાં કાવ્યરીતિથી અર્થનું આવી પડવું થાય ત્યાં **काव्यार्थापत्ति अलंकार** છે.

યથા.

ભોજભૂપના યશને, જીત્યો જેણે યશે જગતમાંહી;
અન્ય નૃપતિના યશની, કથા પછી શું કહેવી છે ત્યાંહી.

જે નૃપતિના યશે ભોજરાજાના યશને જીત્યો છે, એ કથનથી અન્ય નૃપતિઓના યશને જીતવું આવી પડ્યું છે. આહીં આવી પડેલ અર્થ વાચ્ય છે અને એવું ઉદાહરણ ઉક્ત અપ્રસ્તુતપ્રશંસા પ્રકરણમાં બતાવેલ છે, ત્યાં "આવી પડેલ" અર્થ ગમ્ય છે.

સર્વસ્વકાર આ પ્રમાણે લખે છે:—

दण्डापूपिकयार्थापतनमर्थापत्तिः ।

દણ્ડાપૂપન્યાયથી અર્થનું આવી પડવું અર્થાપત્તિ અલંકાર છે. દણ્ડાપૂપ ન્યાય એ છે કે ઉંદર દંડ ખાઇ ગયા. આ કથનથી દણ્ડ ઉપર ટીંગાડેલ અપૂપ જે પકવાન્ન વિશેષ (પૂડલા) એનું ભક્ષણ આપથીજ આવી પડે છે. કેમકે દણ્ડ ભક્ષણ કરી ગયા, તો પછી એ દંડ ઉપર ટીંગાડેલ અપૂપ (પૂડલા) શેષ કેવી રીતે રહેશે ?

અલંકારરત્નાકરકારાદિ સર્વસ્વના અનુસારી છે, ચન્દ્રાલોકનું આ લક્ષણ છે:—

कैमुत्येनार्थसंसिद्धिः काव्यार्थापत्तिरिष्यते ॥

કૈમુત્યના અર્થની સિદ્ધિમાં કાવ્યાર્થાપત્તિ અલંકારની વાંચ્છના કરવામાં આવે છે. "किम्" શબ્દનો અર્થ નિષેધ છે. "उत्" શબ્દનો અર્થ પ્રશ્ન છે. ચિન્તામણિકોષકારે કહ્યું છે:–કિમુત શબ્દથી કૈમુત્ય શબ્દ બનેલ છે. કિમુત શબ્દનો જે અર્થ છે એજ કૈમુત્ય શબ્દનો અર્થ છે. કૈમુત્યનો જે ન્યાય એ કૈમુત્યન્યાય. કૈમુત્યન્યાય નો સામાન્ય છે. દણ્ડાપૂપિકાન્યાય કૈમુત્યન્યાયનો વિશેષ છે. ઉંદરો દંડ ખાઇ ગયા એવું કહેવાથી દંડમાં લગાવેલ અપૂપ ખાઇ ગયા કે નહીં? આવા પ્રશ્નોનો નિષેધ છે, કેમકે દંડ ખાઈ ગયા, ત્યારે દંડમાં લગાવેલ અપૂપનું ખાઇ જવું આપોઆપ આવી પડે છે.

## क्रम.

"જશવંત જશોભૂષણકાર લખે છે:—

"क्रम" એટલે અનુક્રમ. ચિન્તામણિકોષકાર કહે છે:— "क्रमः अनुक्रमे" જેમકે વૃક્ષમાં મૂળ, ઝાડ, ડાળો, પત્ર, ફૂલ, ફળ ઇત્યાદિ ક્રમ છે. આને यथासंख्य પણ કહે છે.

જ્યાં ક્રમથી શબ્દોનું કથન અથવા અર્થોનું કથન હોય એને क्रम अलंकार કહે છે.

મહારાજા ભોજનું આ લક્ષણ છે:—

शब्दस्य यदिवार्थस्य द्वयोरप्यनयोरथ ।
भणनं परिपाट्या यत्क्रमः स परिकीर्त्तितः ॥

શબ્દનું અથવા અર્થનું, અથવા એ બન્નેનું પરિપાટીથી જે કથન તેને क्रम કહેવામાં આવેલ છે.

યથા.

નૂતન ઘન હિમ કનકકાન્તિધર,
ખગપતિ વૃષ મરાલ વાહન વર;
સરિતાપતિ ગિરિ સરસિજઆલય,
હરિ હર વિધિ અરપો સહુને જય.

આમાં હરિ હર, અને વિધિના વર્ણ, વાહન અને સ્થાન ક્રમથી કહેવામાં આવ્યા છે. એથી આહીં શબ્દોની પરિપાટી છે. અર્થ પરિપાટી બે પ્રકારની છે. ૧ કાલથી. ૨ દેશથી.

કાલથી યથા.

કર કમલ અલક સુકુન્દ લોધ્ર સુમનનીં ધૂલિ લગાવીં,
શ્રી વદનને પાંડુ કરે ઉર અમિત હર્ષ ઉપાવીં;
વેણીમહીં કુરવક શ્રવણુમાં શિરિષ પુષ્પો ધારીં,
સીમંત મધ્ય કદંબ પુષ્પથીં રમણુ રીઝવે નારીં.

લોધ્રના પુષ્પની રજ લગાવીને વદનશ્રીને પાંડુ કરવાની કોઇક દેશમાં પૃથા (રીતિ) છે. એ અનુસાર આ વર્ણન છે. આમાં કમલ શરદમાં, કુન્દ પુષ્પ હેમંતમાં, લોધ્ર પુષ્પ શિશિરમાં, કુરવક પુષ્પ વસંતમાં, શિરિષ પુષ્પ ગ્રીષ્મમાં અને કદંબ પુષ્પ વર્ષામાં થાય છે. આ ઋતુની પરિપાટી ગમ્ય છે. આ અર્થોનો ક્રમ છે અને આ અર્થ કાલરૂપ છે.

યથા.

શિર સ્પર્શે શિરરત્ન, સૂર્યમંડલ શોભાધર;
શ્રવણુ સ્પર્શ તાટંક મણિ, સુકૌસ્તુભ સ્પર્શે ઉર.
જવ સ્પર્શે નાભિ પ્રદેશ, જગજનક કમલ થયું;
અને આવી કટિનિકટ, ખડ્ગ મુષ્ટિ સુવર્ણ કહ્યું.
વપુને વધારતી વખત, આ ચારૂ ત્રિવિક્રમનું ચરિત;
અખિલ વિશ્વને અહરનિશ, થાઓ એહુ સહાય નિત.

આહીં વામન ભગવાનના શરીરવૃદ્ધિ સમયમાં ક્રમથી શિર, શ્રવણુ, વક્ષઃસ્થલ, નાભિ, કટિ એ શરીરના પ્રદેશોમાં સૂર્યમંડલનું શિરરત્ન, તાટંક, કૌસ્તુભ, નાભિકમલ, ખડ્ગમુષ્ટિની સાથે ઔપમ્યલાભ છે. આહીં શિખાથી પ્રારંભ વર્ણનમાં દેશપરિપાટીરૂપ અર્થોનો ક્રમ છે. ઉભય પરિપાટી અર્થાત્ શબ્દ અર્થ બન્નેની મિશ્રિત પરિપાટી એ બે પ્રકારની છે. શબ્દપ્રધાન અને અર્થપ્રધાન.

## शब्दप्रधान उभय परिपार्टी–यथा.

છે કંજ કુવલય બિમ્બફલ, શશિતણી ઉપમા ફોક;
કર ચક્ષુ અધર અને મુખે, જીતેલ જાણે લોક.
એ પંક સર તરૂ ગગનમાં, ફેંકેલ છે એ કાજ;
જરી અન્ય કર નહી કલ્પના, કવિ ચિત્ત ચેતી આજ.

આહીં જે ક્રમથી જીતેલી વસ્તુઓની શબ્દ પરિપાટી છે, એ ક્રમથી જીતવાવાળી વસ્તુઓની શબ્દ પરિપાટી છે, એ શબ્દ પરિપાટીથી પંકજ પંકમાં, કુવલય સરમ, બિમ્બ વૃક્ષમાં, ચન્દ્ર આકાશમાં ફેંકવામાં આવ્યા. એ અર્થોના આધારની ઉપર ઉપર પરિપાટી આચ્છાદિત છે. એથી આહીં શબ્દપ્રધાન ઉભય પરિપાટી છે. વસ્તુ સમુદાય હાથમાં લઇને હાથમાં હલાવીને ફેંકવામાં આવે ત્યારે કોઇ વસ્તુ નીચી પૃથ્વીમાં, કોઇ ઉંચી પૃથ્વીમાં, કોઈ અંતરિક્ષમાં, કોઇ આકાશમાં એ ક્રમથી પડે છે.

યથા.

હે ગંગે ! યમુને ! પ્રયાગવટ, મુજ અવંતિપતિ સ્પર્શાવો ઝટ;
હાર ખડગ્ તન અવયવ સહુ જે, પુરૂષરૂપ તમથી બનીયા જે.

ઉજ્જન શહેરનું નામ અવંતિ છે. ઉજ્જનમાં જે મહાદેવ છે, તેનું નામ મહાકાલેશ્વર છે એ નિરંજન નિરાકાર છે, એની પુરૂષરૂપતા ગંગા આદિથી થઇ છે. હે ગંગે ! તું એના હારરૂપ છે. આહીં ગંગા, યમુના, પ્રયાગ, મહાકાલેશ્વર એ તીર્થ યાત્રા કરવાની પરંપરા-રીતિ અર્થપરિપાટી છે, અને ગંગા, યમુના, પ્રયાગવડ, હાર, ખડગ્, શરીરઅવયવ એ શબ્દપરિપાટી છે. એ ઉક્તપરિપાટીથી આચ્છાદિત છે, એથી અહીં અર્થપ્રધાન ઉભય પરિપાટી છે.

આચાર્ય દંડી, રૂદ્રટ વાગ્ભટ ઇત્યાદિ એક શબ્દક્રમનેજ ક્રમ અલંકાર માને છે.

દંડી આ પ્રમાણે લખે છે:—

उद्दिष्टानां पदार्थानामनुद्देशो यथाक्रमम् ।
यथासंख्यमिति प्रोक्तं संख्यानं क्रम इत्यपि ॥

ઉદ્દિષ્ટ અર્થાત્ પહેલાં કહેલ પદાર્થોની સાથે અનુદેશ અર્થાત્ પાછળ કહેલ પદાર્થોનો યથાક્રમ સબંધ એને યથાસંખ્ય એમ કહે છે અને આને સંખ્યાન અને ક્રમ પણ કહે છે.

કાવ્યપ્રકાશકાર પણ ઉપર પ્રમાણેજ કહે છે.

અલંકારરત્નાકરકાર એક અર્થક્રમનેજ ક્રમ માનતાં આ લક્ષણ કહે છે:—

क्रमेणारोहावरोहादि क्रमः ॥

ક્રમથી આરોહ અવરોહ આદિ ક્રમ અલંકાર છે, આરોહ—ચઢવું, અવરોહ—ઉતરવું.

## आरोह—यथा.

સિંહહૃદય હરકંઠમાં, ખલરસના કરી વાસ;
ક્રમસહ વધતું જાય વિષ, ઉર્ધ્વ સ્થાનમાં ખાસ.

આહીં કાલકૂટની હૃદયાદિ ઉત્તરોત્તર ઉચ્ચ સ્થાનપ્રાપ્તિનો આરોહક્રમ છે.

## अवरोह—यथा.

સુરપુરથી શિવ શિવથી ગિરિ, ધરણી સિન્ધુમાં જામી;
સ્થાનભ્રષ્ટ થઈ જાય જડ, અધો અધોગતિ પામી.

આહીં ગંગાની શિવશિર આદિ ઉત્તરોત્તર અધઃસ્થાન પ્રાપ્તિ અવરોહ છે. લક્ષણમાં આદિ પદ ધરવાથી સૂચિત થાય છે કે આરોહાવરોહનો અતિરિક્ત પણ ક્રમ છે.

યથા.

થાયે ધનાથી દાદુ વધતો, દાદુથી કરમા કહેવાઇ;
કરમા શિરે કબીર નામદે, એથી ઉત્તમ મીરાંબાઈ.

આંહિ કવિએ પ્રસિદ્ધ હરિભક્તોનું તારતમ્ય કહ્યું. ત્યાં ધનો જાતિનો જાટ, દાદૂ પિંજારા, કરમા જાટણી, કબીર વણકર, નામદે

છીપા, અને મીરાં રાજપુત્રી હોવાથી આ ક્રમની સ્ફૂર્તિ પ્રધાનતાથી અલંકાર થાય છે. ધનાએ ભક્તિરૂપ કાર્પાસનું બીજ વાવ્યું, દાદૂએ પીંજીને પૂણીઓ બનાવી, કરમાએ કાંતીને સૂતર બનાવ્યું, અને કબીરે ચીર વણ્યું, નામદેવે રંગ્યું અને મીરાંબાઇએ તે ઓઢ્યું. આહીં ચીરવૃત્તાંત વ્યંગ્યાર્થ છે. એ વ્યંગ્યાર્થમાં રહેલ ક્રમ ઉક્ત વ્યંગ્યાર્થનો અલંકાર છે.

## તદ્ગુણ.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

તસ્યગુણઃ અસ્મિનસ્તીતિ "એનો ગુણ આમાં છે." આહીં તાત્પર્ય એ છે કે અન્યના ગુણનો સંબંધ. ઘણા ગ્રન્થકારોએ તદ્ગુણતાનાંજ ઉદાહરણ બતાવ્યાં છે. એથી જાણવામાં આવે છે કે લક્ષ્ય ઉદાહરણાનુસાર વર્ણની તદ્ગુણતામાંજ એઓએ તદ્ગુણ માનેલ છે, પરન્તુ ગુણશબ્દ ધર્મ માત્રપર છે, ચિન્તામણિકોષકારે કહ્યું છે:—

"ગુણઃ શુક્લાદૌ શૌર્યાદૌ" વર્ણમાંજ નિયમ કરે તો આકૃતિ આદિનો સંગ્રહ નહિ થાય અને ગુણદોષનો પણ સંગ્રહ નહિ થાય. રત્નાકરકાર આ પ્રમાણે લખે છે:—"અન્યધર્મસ્વીકારસ્તદ્ગુણઃ" અન્ય ધર્મનો સ્વીકાર એ તદ્ગુણ અલંકાર.

યથા.

ઇભ સહુ ઐરાવત બન્યા, સર્પો શેષ સમાન;
રઘુપતિયશસંગે થયા, સર્વ ઉચ્ચ પદવાન.

આહીં શ્વેતરંગ ન્યાયશાસ્ત્રમતનો ગુણ છે, ઉચ્ચતા સમસ્ત શાસ્ત્રમતનો ગુણ છે, સર્વસ્વકાર આ પ્રમાણે લખે છે:—

સ્વગુણત્યાગાદત્યુત્કૃષ્ટ ગુણસ્વીકારસ્તદ્ગુણઃ ॥

પોતાનો ગુણ ત્યાગીને અતિ ઉત્કૃષ્ટ ગુણનો સ્વીકાર એ તદ્ગુણ.

ચન્દ્રાલોકકાર આ પ્રમાણે લખે છે:—

તદ્ગુણઃ સ્વગુણત્યાગાદન્યદીયગુણગ્રહઃ ॥

પોતાના ગુણનો ત્યાગ કરીને પારકા ગુણનું ગ્રહણ કરવું એ તદ્ગુણ અલંકાર છે.

કાવ્યપ્રકાશકાર આ પ્રમાણે લખે છેઃ—

स्वमुत्सृज्य गुणं योगादत्युज्ज्वलगुणस्य यत्।
वस्तु तद्गुणतामेति भण्यते स तु तद्गुणः ॥

નિજ ગુણને ત્યાગીને અતિ ઉજ્વલ ગુણના યોગથી જે વસ્તુ તદ્દગુણતાને પામે એ तद्गुण अलंकार કહેવાય છે.

## तुल्ययोगिता.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

"तुल्ययोग" શબ્દનો અર્થ તુલ્યોનો યોગ. આ તો વક્ષ્યમાણ સમ અલંકારનો વિષય છે. એથી તુલ્યધર્મના યોગમાં તુલ્યયોગિતા શબ્દની રૂઢિ છે. તુલ્યયોગ અને તુલ્યયોગિતા શબ્દનો એકજ અર્થ છે. સર્વદા અને સર્વત્ર તુલ્ય ધર્મના યોગમાં અલંકારપણું નથી. પણ "કદી" અથવા "ક્યાંઈ" તુલ્ય ધર્મનો યોગ થઈ જવામાં અલંકારપણું છે. કેમકે એ લોકોત્તર થાય છે; એથી આહીં ઉક્ત સ્થલમાં તુલ્યયોગિતા શબ્દની રૂઢિ છે.

જયાં કદી અથવાં કયાંઈ તુલ્યધર્મનો યોગ થાય ત્યાં તુલ્યયોગિતા અલંકાર છે.

યથા.

રંગ રંગનાં વસ્ત્ર વન, ભૂષણ વિદ્યુત્ સંગ;
રામરાજ સુરરાજ દ્વય, આવ્યા ધરી ઉમંગ.

વિવાહસમયમાં શ્રી રામચન્દ્રજી રંગરંગનાં વસ્ત્રો અને ભૂષણોથી બણી ઠણીને પધાર્યા છે. એજ સમય સુરરાજ (ઇન્દ્ર) વિદ્યુતથી શોભાયમાન રંગરંગના મેઘોથી બણી ઠણીને આવ્યો છે. આમાં રામચન્દ્રજીનો અને ઇન્દ્રનો આવો તુલ્ય યોગ કદાચિત્ બનેલ છે એથી तुल्ययोगिता अलंकार છે. તુલ્યયોગિતા એટલે તુલ્યયોગીપણું.

આચાર્યદંડી આ પ્રમાણે કહે છે:—

विवक्षितगुणोत्कृष्टैर्यत्समीकृत्य कस्यचित् ।
कीर्तनं स्तुतिनिन्दार्थं सा मता तुल्ययोगिता ॥

કહેલા ઇચ્છેલ ગુણોથી જે ઉત્કૃષ્ટ છે એની સાથે સમાન કરીને કોઇનું સ્તુતિ અથવા નિન્દાને માટે જે કથન તે તુલ્યયોગિતા માનવામાં આવેલ છે.

ચન્દ્રાલોકકાર આ વિષયને તુલ્યયોગિતાનો તૃતીય પ્રકાર માનતાં આ લક્ષણ કહે છે:—

गुणोत्कृष्टैः समीकृत्य वचोऽन्या तुल्ययोगिता ।

ઉત્કૃષ્ટ ગુણવાળાની સાથે સમ બનાવીને જે વચન તે अन्या तुल्ययोगिता.

મહારાજા ભોજ પરમતથી આ પ્રમાણે લખે છે:—

अन्ये सुखनिमित्ते च दुःखहेतौ च वस्तुनि ।
स्तुतिनिंदार्थमेवाहुस्तुल्यत्वे तुल्ययोगिताम् ॥

સ્તુતિ અને નિન્દાને માટે અન્ય સુખનિમિત્ત વસ્તુ અને દુઃખનિમિત્ત વસ્તુ બન્ને વિષયોમાં તુલ્યતા હોવામાં तुल्ययोगिता થાય છે.

ચન્દ્રાલોકકાર અન્ય પ્રકારનું આ પ્રમાણે લક્ષણ આપે છે.

हिताहिते वृत्तितौल्यमपरा तुल्ययोगिता ।

હિત અને અહિતમાં તુલ્ય વર્તન એ अपरा तुल्ययोगिता છે.

યથા.

થાય અસ્ત રવિ આતપધામ,
લીએ સમસ્ત વિશ્વ વિશ્રામ;
કરે પ્રકાશ ચન્દ્રને ઉડુગણ,
સંકુચિત કમલ સ્વૈરિણી—આનન.

આંહી તુલ્યયોગિતાની સંગતિ આ રીતિથી છે કે પ્રિયસમાગમ સમીપ હોવાથી સન્ધ્યાસમયમાં સ્ત્રીઓનું મુખ વિકાસયુક્ત થાય છે, પરંતુ પરકીયા નાયિકાના અભિસારમાં ચન્દ્રોદય બાધક હોવાથી સન્ધ્યા સમયમાં કમલોની સાથે સ્વૈરિણીવદનને પણ સંકોચની તુલ્યતા થઈ છે.

" કાવ્યપ્રકાશગતકારિકાકાર " આ લક્ષણ કહે છે:—

नियतानां सकृद्धर्मः सा पुनस्तुल्ययोगिता ।

"नियतानां" અર્થાત્ પ્રાકરણીકોનોજ અથવા અપ્રાકરણીકોનોજ એકવાર કહેલ ધર્મ એ ફરી તુલ્યયોગિતા છે.

યથા.

પાંડુ ક્ષામ મુખ સરસ ઉર, તન આળસનો યોગ;
કરાવતા નિત બોધ એ, સહુને ક્ષેત્રિયરોગ.

આહીં પાંડુ અને કૃશ મુખ ઈત્યાદિ વિરહદશામાં અને રોગ દશામાં વર્ણનીય હોવાથી પ્રકૃત છે. જેનો ક્ષેત્રિય રોગ બોધ કરાવવાનો ધર્મ એક વાર કહેવામાં આવેલ છે. આહીં ક્ષેત્રિય શબ્દમાં શ્લેષ છે. ક્ષેત્રિય–રોગવિશેષ અને જાર. ચિંતામણિકોષકારે કહ્યું છે કે:– "क्षेत्रियः परद्वाररते"

"ચન્દ્રાલોકકાર" પ્રથમ પ્રકારનું લક્ષણ આ પ્રમાણે કહે છે:–

वर्ण्यानामितरेषां वा धर्मैक्यं तुल्ययोगिता ।

પ્રકૃતોનો અથવા અપ્રકૃતોનો એક ધર્મ એ તુલ્યયોગિતા.

સર્વસ્વકાર આ પ્રમાણે લખે છે:—

औपम्यगम्यत्वे पदार्थगतत्वेनप्रस्तुतानाम
प्रस्तुतानां वा समानधर्माभिसबंधे तुल्ययोगिता ॥

પ્રસ્તુતોની અથવા અપ્રસ્તુતોની પદાર્થગતતાથી અર્થાત્ સકૃત્ વૃત્તિથી સમાન ધર્મ સંબંધમાં ઔપમ્યની ગમ્યતા હોય ત્યાં તુલ્યયોગિતા.

ફૂલ રસાલ મધુસમ મધુના રવ,
જગજીવન જલ છાંય સુખદ અવ;
અતિ રવિ રશ્મિ પ્રભાવ પ્રસારે,
દિન સરસિજો વૃદ્ધિ લે પ્યારે.

આહીં એના લક્ષણની સંગતિ આ રીતિથી છે કે આહીં ગ્રીષ્મઋતુના વર્ણનમાં દિન અને કમલ પ્રસ્તુતની વૃદ્ધિરૂપ સમાન ધર્મ-

સંબંધ કહેવામાં આવ્યો છે અને એનું ઔપમ્ય ગમ્ય છે કે કમલોની દિનના સમાન વૃદ્ધિ થઇ અને વૃદ્ધિરૂપ ધર્મ એક વાર કહેવામાં આવેલ છે.

## दीपक.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

"दीपयतीति दीपकम्"પ્રકાશ કરે એ दीपक. જ્યાં દીપક ન્યાય ચમત્કાર કરનાર હોય ત્યાં दीपक अलंकार છે.

ભરતભગવાન આ પ્રમાણે લખે છે:—

नानाधिकरणार्थानां शब्दानां संप्रकीर्तनम् ।
एक वाक्येन संयोगात्तद्दीपकमिहोच्य ते ॥

નાનાધિકરણક અર્થોવાલા શબ્દોનો એક વાકયથી સંયોગ કરીને જે કહેવું એ આહીં ( અલંકાર શાસ્ત્રમાં ) दीपक કહેવાય છે.

યથા.

હંસોથી સર કુસુમથી, તરૂ દ્વિરેફથી કંજ;
ગોષ્ઠો ઉપવન શૂન્ય નહિ, છે આ પુર મન રંજ.

કેટલાએક પ્રાચીન લક્ષ્ય ઉદાહરણાનુસાર એક વસ્તુ દેખાડવાને માટે કરેલ દીપક અન્ય વસ્તુને પણ દેખાડે છે. આ દીપક ન્યાયને દીપક અલંકાર માને છે.

કાવ્યપ્રકાશકાર આ પ્રમાણે લખે છે:—

सकृद्वृत्तिस्तु धर्मस्य प्रकृताप्रकृतात्मनाम् ॥

પ્રકૃત અને અપ્રકૃતોના ધર્મના એકવાર વર્તનમાં દીપક અલંકાર છે.

ભાનુદત્ત આ પ્રમાણે લખે છે:—

" अर्थोपकारको दीपकम् "

અર્થોનો ઉપકાર કરે એ दीपक.

યથા

ગંજન અરિ રંજન પ્રજા, ભંજન કષ્ટ કવીન્દ્ર;
મજ્જન સુરસરિ વિણ વૃથા, જાણે દિન નરઇન્દ્ર.

આહીં વિના અને વૃથા જાણવું એ એક ધર્મ "ગંજન અરિ" ઇત્યાદિ અનેકને પ્રકાશિત કરે છે. આહીં વર્ણનીય નરેન્દ્રમાં અરિ-ગંજન ઇત્યાદિ સર્વ ધર્મ પ્રકૃત છે.

મહારાજા ભોજ આ પ્રમાણે લખે છેઃ--

जातिक्रियागुणद्रव्यवाचिनैकत्र वर्तिना ।
सर्ववाक्योपकारकंश्चेद्दीपकं तन्निगद्यते ॥

યદિ એક જગોએ રહેતા જાતિ, ક્રિયા, ગુણ અથવા દ્રવ્યવાચી શબ્દ સમસ્ત વાક્યનો ઉપકાર કરતો હોય એને दीपक કહે છે.

યથા.

દિગ્પાલોના સિત દ્વિરદ, મહિપતિ સુયશ મહંત;
અષ્ટ દિશાના અંતમાં, શુભ સંચાર કરંત.

આહીં એક ઠેકાણે ધરેલ ક્રિયાવાચી સંચાર શબ્દ સમસ્ત વાક્યનો ઉપકાર કરે છે.

રૂદ્રટ આ પ્રમાણે લખે છેઃ--

यत्रैकमनेकेषां वाक्यार्थानां क्रियापदं भवति ।
आदौ मध्ये चान्ते वाक्ये तत्संस्थितं च दीपयति ॥

જ્યાં વાક્યના આદિ, મધ્ય અને અંતમાં સ્થિત થએલ ક્રિયાપદ અનેક વાક્યાર્થોને દીપન કરે ત્યાં દીપક અલંકાર થાય છે.

યથા.

બર્હિં કરે ઉત્કંઠ ઘન, યુવા મદન ઉત્કંઠ;

આહીં વર્ષાઋતુ વર્ણનમાં " उत्कंठ " પદની આવૃત્તિ છે, અર્થાત્ વારંવાર આવે છે, મયૂર પક્ષમાં મેઘ મયૂરોનો ઉત્ (ઉંચો) કંઠ ( ગ્રીવા ) કરે છે. તરૂણપક્ષમાં ઉત્કંઠા અર્થાત્ ઇષ્ટ લાભમાં કાલક્ષેપનું અસહનપણું.

## દ્રષ્ટાન્ત.

"જશવંતજશોભૂષણકાર" લખે છેઃ—

દ્રષ્ટાન્ત શબ્દની આ વ્યુત્પત્તિ છે. " द्रष्टोऽन्तो निश्चयो यत्र

स द्रष्टान्तः " જ્યાં નિશ્ચય જોવામાં આવ્યો હોય એ દ્રષ્ટાન્ત. આહીં વક્ષ્યમાણ સ્થલમાં દ્રષ્ટાન્તની રૂઢિ છે. આના બે વાક્યાર્થ થાય છે. એક તો દ્રષ્ટાન્ત વાક્યાર્થ, અને બીજો દ્રષ્ટાંતની અપેક્ષા કરવાવાળો અનિશ્ચિત વાક્યાર્થ. એને દાર્ષ્ટાન્ત કહે છે.

દ્રષ્ટાન્તનું નિબંધન તો દાર્ષ્ટાન્તનો નિશ્ચય કરાવવા માટે છે, અને ચમત્કારનું પર્યવસાન પ્રધાનતાથી દ્રષ્ટાન્તમાંજ છે એથી દ્રષ્ટાન્તનેજ અલંકારતા છે.

યથા.

છતાં અમિત રાજાઓ, રામથી ધરણીરાજવતી થાયે;
અગણિત ગૃહ તારા પણ, ચન્દ્રથી રજની ચાંદની કહેવાયે.

આહીં અન્ય રાજાઓ છતાં પણ શ્રીરામચંદ્રથી ભૂમિ રાજવતી અર્થાત્ રાજાવાળી કેમ થાય છે ? એવી શંકા થાય છે. એનો નિશ્ચય ગૃહ અને તારાઓમાં પણ પ્રકાશ છે, તથાપિ રાત્રિ ચન્દ્રથીજ ચાંદની કહેવાય છે, એ આ સ્થલમાં જોવામાં આવેલ છે.

કાવ્યપ્રકાશગતકારિકાકાર આ લક્ષણ આપે છે:—

दृष्टान्तः पुनरेतेषां सर्वेषां प्रतिबिम्बनम् ॥

" एतेषां सर्वेषां " અર્થાત્ ઉપમેય, ઉપમાન અને ધર્મ એ સર્વનો બિંબપ્રતિબિંબભાવ દ્રષ્ટાન્ત અલંકાર છે.

યથા.

શોભે શુર પ્રતાપથી, લસે ચાપથી શૂર;

આહીં શોભનધર્મ ઉપમાન ઉપમેય બન્નેનો એક છે, એને પુનરૂક્તિ નિવારણને માટે " શોભે, લસે " એવા ભિન્ન ભિન્ન શબ્દોથી કહેલ છે.

રત્નાકરકાર આ પ્રમાણે લખે છે:—

वाक्यद्वये प्रतिबिम्बनं दृष्टान्तः ।

બન્ને વાકયોમાં પ્રતિબિમ્બિત હોવું એ દ્રષ્ટાન્ત અલંકાર છે.

ભરતભગવાન્ આ પ્રમાણે લખે છે:—

सिद्धं पूर्वोपलब्धौ यः समत्वमुपपादयेत् ।
निदर्शनकृतस्तज्ज्ञैः स दृष्टान्त इति स्मृतः ॥

पूर्वोपलब्धौ અર્થાત્ પ્રથમથી જ્ઞાનમાં સિદ્ધ જે સમત્વ એને निदर्शन कृतः અર્થાત્ દ્રષ્ટાંતરૂપ કરેલ જે કોઇ પ્રતિપાદન કરે એને વિદ્વાનોએ दृष्टान्त નામ આપ્યું છે, " निदर्शन " શબ્દનો અર્થ " દ્રષ્ટાન્ત " છે. ચિન્તામણિકોષકારે કહ્યું છે:–" निदर्शनं दृष्टान्ते "

# निदर्शना.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

આમાં " नि " ઉપસર્ગનો અર્થ "विन्यास" છે. " ચિન્તામણિકોષકાર " કહે છે. " नि विन्यासे " વિન્યાસ એટલે રચના " ચિન્તામણિકોષકાર કહે છે:— " विन्यासः रचने " निदर्शना શબ્દનો અર્થ દેખાડવું છે, નિદર્શનામાં આકાર એ શબ્દની સ્રીલિંગતા બતાવવા માટે છે. નિદર્શના શબ્દસમુદાયનો અર્થ રચના દેખાડવી અર્થાત્ કરી બતાવવું એવો થાય છે, લોકમાં રીતિ છે કે પોતાના કહેલની સત્યતા બતાવવી; પોતાના કહેલનું સારી રીતે હૃદયંગમ કરાવવું, ઇત્યાદિ પ્રયોજનથી સ્વયં કરીને બતાવે છે, જેમકે વ્યાકરણશાસ્ત્ર ભણાવવાવાળો ગુરૂ " अकुह विसर्जनीयानां कंठः " અકાર, " क " ક વર્ગ, " ह " હકાર, विसर्जनीय અર્થાત્ વિસર્ગ, એનું ઉચ્ચારણ कंठस्थान થી થાય છે. એવા વર્ણોચ્ચારણ સ્થાનનો ઉક્ત સૂત્રથી ઉપદેશ કરીને શિષ્યને સારી રીતે હૃદયંગમ કરાવવાને માટે ગુરૂ સ્વયં એવીજ રીતે એ વર્ણોના કંઠસ્થાનથી ઉચ્ચારણ કરીને બતાવે છે, આ લોક વ્યવહારાનુસાર ઘોરીએ આ અલંકારનો અંગીકાર કરેલ છે, આ વિષયમાં જ્ઞાપક હેતુનો અંશ પણ છે. પરન્તુ સ્વયં કરી બતાવવા જેવું વર્ણન કરવામાં આવે એ निदर्शना અલંકાર છે.

યથા

ચાંદની ચન્દ્રની સંગે, ઘનસંગે જાયે વિદ્યુત્ ચાલી;
પતિસહ ગમન ક્રિયાનું, જડ પણ જાહિર દે છે બતલાવી.

આમાં ચાંદની અને વિદ્યુત્ સ્ત્રીઓના પતિસહ ગમનધર્મને સ્વયં કરી બતાવે છે, એથી નિદર્શના છે.

યથા.

ઉદય પામીને તતક્ષણ દિનપતિ, અરપે શ્રી પદ્મોપંક્તિપ્રતિ;
છે વૈભવફલ સુહૃદઅનુગ્રહ, અનુભવ એહ કરાવે જગ સહ.

આહીં ઘોરીની એ વિવક્ષા છે કે વૈભવનું ફલ મિત્રો ઉપર અનુગ્રહ કરવો એ છે. આ ઉપદેશને સૂર્ય ભગવાન ઉદય થતાંજ પોતાના મિત્રો કમલોને શ્રી અર્થાત્ શોભા દેવા દ્વારા પોતે કરી દેખાડે છે.

આ ઉદાહરણમાં ઉદય થતાં જ કમલોમાં શ્રી અરપણ કરવારૂપ અર્થાન્તરમાં પ્રવૃત્ત થએલ સૂર્ય ભગવાનને વૈભવનું ફલ મિત્રો પ્રતિ અનુગ્રહ કરવો એ છે. આવો અર્થાન્તર દેખાડ્યો છે. આમ સમજીને આચાર્યદંડી આ લક્ષણ આપે છેઃ—

अर्थान्तरप्रवृत्तेन किंचित्तत्सदृशं फलम् ।
सदसद्वा निदर्श्येत यदि तत्स्यान्निदर्शनम् ॥

અર્થાન્તરમાં પ્રવૃત્ત થએલ કર્તાથી જે સત્ અથવા ભલા, અને અસત્ અર્થાત્ બુરા કોઇ પણ એ અર્થાન્તરના સદૃશફલ निदर्श्येत અર્થાત્ બતાવવામાં આવે છે, એ નિદર્શના અલંકાર છે. આચાર્ય દંડીએ આવું સમજીને “नि” ઉપસર્ગનો ભિન્ન અર્થ નથી કર્યો. જે અર્થ દર્શન શબ્દનો છે એજ નિદર્શન શબ્દનો અર્થ રાખેલ છે. અને અન્ય કરતાં અન્ય દેખાડવામાં રૂઢિ માની છે. નિદર્શના સ્ત્રી લિંગ છે. અને “निदर्शनं” નપુંસક લિંગ છે. આ લિંગ માત્ર ભેદ છે. આથી અર્થભેદ થતો નથી. ઉક્ત ઉદાહરણ તો સત્ અથાત્ સારા અર્થમાં છે. અસત્ અર્થના વિષયમાં આ ઉદાહરણ છે.

યથા.

નષ્ટ થતું શશિકરથી, ધ્વાંત કહે છે સુણજો સહુ કોયે;
હોય સમર્થ છતાંયે, રાજવિરોધી નિત્ય નષ્ટ હોયે.

આહીં સતત્ ( બુરા ) અર્થના વિષયમાં નિદર્શના છે.

મહારાજા ભોજ આ પ્રમાણે લખે છે:—

द्रष्टान्तः प्रोक्तसिद्ध्यै यः सिद्धेऽर्थे तन्निदर्शनम् ।
पूर्वोत्तरसमत्वे तदृजु वक्रं च कथ्यते ॥

કહેલ અર્થની સિદ્ધિને માટે સિદ્ધ અર્થમાં જે દ્રષ્ટાન્ત અર્થાત્ નિશ્ચયદર્શન એ निदर्शना અલંકાર છે. પૂર્વોત્તર અર્થાત્ સાધ્ય અર્થ પહેલો અને સિદ્ધ અર્થ પછી અને સિદ્ધ અર્થ પહેલો અને સાધ્ય અર્થ પછી; અને સમત્વે અર્થાત્ સાધ્ય અર્થ અને સિદ્ધ અર્થ બન્ને સમકાલતાથી વર્ણિત હોય તત્ અર્થાત્ તે निदर्शन. એને ઋજુ અર્થાત્ સરલ અને વક્ર કહેવામાં આવે છે.

ધોરી દ્વિતીય નિદર્શનાનું આ પ્રમાણે લક્ષણ કહે છે:—

स्वस्वहेत्वन्वयस्योक्तिः क्रिययैव च सा परा.

"च पुनः" ક્રિયાથી જ પોતાના અને પોતાના સબંધની ઉક્તિ અર્થાત્ ख्यापन ( બતાવવું ) એ द्वितीय निदर्शना છે.

"સર્વસ્વકાર" નિદર્શનાના "પદાર્થાવૃત્તિ" અને વાકયાર્થાવૃત્તિ એવા બે ભેદ માને છે.

## पदार्थावृतिनिदर्शना—यथा.

જટાબદ્ધ અહિમણિ મરીચિમાં,
વિલસે આવો ઉભયની મધ્યમાં;
જયાચુત સ્મર ધનુલીલા સ્પર્શે,
શિવલલાટશશિ મન આકર્ષે.

આમાં સ્મરચાપલીલા સ્મરચાપનો ધર્મ છે, એથી અપરવસ્તુ હોવાથી ચન્દ્રમાં નહી સંભવતી એની લીલા સદૃશ લીલાનો બોધ

કરાવે છે. આહીં "લીલા" આ એકજ પદના અર્થનો અન્યત્ર સબંધ કહેવામાં આવ્યો છે, એથી पदार्थावृत्ति છે.

## वाक्यार्थावृत्तिनिदर्शना–यथा.

રંજન કરવા જાવકથીં, તુજ પદ નખને નાર;
એ સિત કરવો છે શશિ, કરી લેપન ઘનસાર.

આહીં પૂર્વાર્ધરૂપ વાકયાર્થનો અને ઉત્તરાર્ધરૂપ વાકયાર્થનો સંબંધ કહેલ છે.

"ચન્દ્રાલોકકાર" પ્રથમ નિદર્શનાનું આ લક્ષણ આપે છે:—

वाक्यार्थयोः सदृशयोरैक्यारोपो निदर्शना.

સદૃશ વાકયાર્થોની એકતાનો આરોપ એ निदर्शना છે.

યથા.

જે દાતામાં સૌમ્યતા. પૂર્વ પુણ્ય અનુસાર;
એજ પૂર્ણ ઇન્દુમહીં, અકલંકતા અપાર

આહીં દાતાની સૌમ્યતારૂપ ઉપમેય વાકયાર્થની અને પૂર્ણેન્દુની અકલંકતારૂપ ઉપમાન વાકયાર્થની "જે" "તે" શબ્દથી એકતાનો આરોપ છે.

"ચન્દ્રાલોકકાર" અન્ય લક્ષણ આ પ્રમાણે લખે છે:—

अपरां बोधनं माहुः क्रिययाऽसत्सदर्थयोः

ક્રિયાએ કરીને સારા નઠારા અર્થનો બોધ કરાવવાને अन्य निदर्शना કહે છે.

## नियम.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

नियम શબ્દનો અર્થ "રોકવું" થાય છે. ચિન્તામણિ કોષકાર કહે છે:–"नियमः यन्त्रणे, यन्त्रणं बन्धने"

નિયમને नियम અલંકાર કહે છે,

યથા.

આજ અખિલ અવનિ વિષે, બડભાગી નૃપ બેશ;
જાહિર જશગ્રાહક જબર, આપજ છો અવધેશ.

આમાં યશગ્રાહકતા શ્રી રામ ભગવાનમાં જ રોકવામાં આવી છે. રોકવાનું સ્વરૂપ અન્યત્ર નિષેધ કરીને એકત્ર સ્થાપન છે.

રત્નાકરકાર આના બે પ્રકાર માને છે. ૧ અપ્રશ્નપૂર્વક. ૨ પ્રશ્નપૂર્વક,

## अप्रश्नपूर्वकनियम—यथा.

છે ધનસંચય સુજનમાં, સુવર્ણમાં નથી કાંઇ;
છે ભૂષણ યશ રત્ન નહિ, ભાવે સમજો ભાઇ.

આહીં સુજન અને સુવર્ણમાં ધનતા રહેતાં સુવર્ણમાં ધનતાનો નિયમ કરીને સુજનોમાં ધનતાનો નિયમ કર્યો છે. જશ અને રત્ન બન્નેમાં ભૂષણતા રહેતાં રત્નોમાં ભૂષણતાનો નિષેધ કરીને જશમાં ભૂષણતાનો નિયમ કર્યો છે.

## प्रश्नपूर्वकनियम—यथा.

શું ભૂષણ? યશ, રત્ન નહિ જાણે સર્વ જહાન;
આહીં પ્રશ્નપૂર્વક નિયમ છે.

## निरुक्ति.

"જશવંતજશોભૂષણકાર" કહે છેઃ—

"निर्" શબ્દ नृ ધાતુથી બન્યો છે. "नृ नये" नृ ધાતુ નય અર્થમાં છે. નય શબ્દનો અર્થ યુક્તિ છે. યુક્તિ એટલે યોજન. "ચિન્તામણિકોષકાર" કહે છે "नयः युक्तौ युक्ति योजनायाम्" યોજનાનો અર્થ જોડી દેવું. ઉક્તિ એટલે વચન. निरुक्ति આ શબ્દ સમુદાયનો અર્થ વચનને જોડી દેવું. આહીં પોતાની ઇચ્છાનુસાર વચનને જોડી દેવું. આહીં પોતાની ઇચ્છાનુસાર વચનને જોડી દેવામાં રૂઢિ છે. આમ જોડવામાં લોકોત્તરતા છે. એથી અલંકારપણું પ્રાપ્ત

થાય છે. જ્યાં પોતાની ઇચ્છાનુસાર વચનને જોડી દેવામાં આવે એ निरुक्तिअलंकार છે.

યથા.

કવિગણનાને સમયે, કનિષ્ઠિકા પર ચઢયો કાલિદાસ;
એ સમ અન્ય ન મળતાં, અનામિકા સાર્થક બની છે ખાસ.

સર્વથી છેલ્લી ન્હાની આંગળીનું નામ કનિષ્ઠિકા છે અને સમીપવર્તી આંગળીનું નામ અનામિકા રૂઢિથી છે. તે આહીં અનામિકા આ વચનને કવિએ પોતાની ઇચ્છાનુસાર આ અર્થમાં જોડી દીધેલ છે કે આંગળીઓથી ગણના કરવામાં કનિષ્ઠિકાથી પ્રારંભ થાય છે તે તમામ કવિઓની ગણનામાં કનિષ્ઠિકા ઉપર તો કાલિદાસ કવિનું નામ આવ્યું છે. આજ એના જેવો બીજો કવિ નહિ મળતાં આગળની આંગળીનું નામ અનામિકા અર્થાત્ નામ વિનાની એમ સાબિત થાય છે. આમાં અનામિકાનો અર્થ નામ વિનાની" એ કવિએ પોતાની ઇચ્છાનુસાર જોડી દીધેલ છે, તેથી निरुक्तिअलंकार.

ચન્દ્રાલોકકાર આ પ્રમાણે લખે છે:—

"निरुक्तिर्योगतो नाम्नामन्यार्थत्वप्रकल्पनम्"

યોગથી નામની અન્યાર્થકલ્પના એ निरुक्ति અલંકાર છે. આ લક્ષણની અવ્યાપ્તિ ઘણા ઉદાહરણોમાં થાય છે.

## परिकर.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

"परिकर" શબ્દનો અર્થ ઉપકરણ છે. લોકોમાં પ્રસિદ્ધ છે કે અમુકનો મોટો પરિકર છે. "ચિન્તામણિકોષકાર" કહે છે કે "परिकरः परिवारे, परिवारशोभाजनक उपकरणे छत्रचामरादौ" તેથી જ્યાં પરિકરમાં ચમત્કારનું પર્યવસાન હોય ત્યાં परिकर अलंकार છે.

જ્યાં ચમત્કારજનક પરિકર હોય એ परिकरअलंकार.

યથા.

ઝેરસહોદર ઇન્દુ આ, યમદિશિ પવન પ્રમાણ;
પુષ્પો વૃક્ષ પલાશનાં, હરે વિયોગિણિ પ્રાણ.

વિયોગાવસ્થામાં વિરહિણીને ઇન્દુ ઇત્યાદિ ઉદ્દીપન હોવાથી પ્રાણહારી છે. ત્યાં પ્રાણહરણ દશામાં ચન્દ્રને વિષ સહોદરતા, પવનને યમદિશાનિવાસ અને પલાશને ઉક્તઅર્થતા પરિકર છે. ચન્દ્ર અને વિષ બન્ને સમુદ્રથી ઉત્પન્ન થએલ છે. એથી એ સહોદર છે. મલયપવન દક્ષિણ દિશાથી આવે છે. દક્ષિણ દિશા યમની દિશા છે. પલાશ વૃક્ષવિશેષનું રૂઢ નામ છે. ત્યાં " पलमश्नातीति पलाशः પલ અર્થાત્ માંસ ખાય એ પલાશ. આ વ્યુત્પત્તિથી માંસભક્ષકનો પણ લાભ થાય છે. આ યોગાર્થ લગાવ્યો છે. વિષ, યમરાજ અને માંસભક્ષકોમાં પ્રાણહરણની કારણતા છે, પરન્તુ આહીં ચન્દ્રાદિમાં પ્રાણહરણરૂપ કારણતા, ચન્દ્રાદિ રોચક હોવાથી ચન્દ્રાદિની ઉદ્દીપનતા છે. ત્યાં વિષ આદિ અત્યંત અરોચકોની સહકારી કારણતા નથી. પણ ઉદ્દીપનતાથી વિયોગીનાં પ્રાણહરણ કરનાર ચન્દ્રાદિની પરિકરતા છે.

મહારાજાભોજ આ લક્ષણ આપે છે:—

क्रियाकारकसंबन्धिसाध्यदृष्टान्तवस्तुषु ।
क्रियापदाद्युपस्कारमाहुः परिकरं बुधाः ॥

ક્રિયાકારકસબંધી સાધ્ય અને દ્રષ્ટાન્ત વસ્તુઓમાં ક્રિયાપદ આદિ ઉપસ્કારક અર્થાત્ પોષક હોય ત્યાં પંડિત લોકો પરિકર કહે છે. પરિકર શબ્દનો અર્થ નીચે પ્રમાણે કર્યો છે.

" परितः करोतीति परिकरः "

ચારે તરફથી અર્થાત્ સારી રીતે કરે. અને પોષણ કરવામાં તેની રૂઢિ માની છે.

" કાવ્યપ્રકાશગતકારિકાકાર " આ પ્રમાણે લખે છે:—

विशेषणैर्यत्साकूतैरुक्तिः परिकरस्तु सः

જે અભિપ્રાય સહિત વિશેષણોથી ઉક્તિ તે परिकर.

# परिणाम.

"જશવંતજશોભૂષણકાર" લખે છેઃ—

નિજ સ્થિતિનો અન્યથા ભાવ परिणाम છે. "ચિન્તામણિકોષકાર" કહે છેઃ—"परिणामः प्रकृतेरन्यथाभावे" પ્રકૃતિનો અન્યથા ભાવ અર્થાત્ બદલી જવું એને परिणाम કહે છે. પ્રકૃતિ એટલે સ્વભાવ. "ચિન્તામણિકોષકાર" કહે છે. स्वभावः प्रकृतौ. આહીં સ્વભાવ શબ્દનો અર્થ નિજ સ્થિતિ છે. જેમ મૃત્તિકાનું પરિણામ ઘટ થાય છે. મૃત્તિકા પોતાનો આકાર ત્યાગ કરીને કંબુગ્રીવાદિ આકારને પામે છે અને પોતાની મૃત્તિકા જાતિને છોડીને ઘટ જાતિને પામે છે ઈત્યાદિ. એમ અવસ્થાંતરને સાંખ્યશાસ્ત્રમાં પરિણામ માનેલ છે, એની છાયાથી ધોરીએ પરિણામ અલંકારનો અંગીકાર કરેલ છે. પરિણામ પામવાનું નામ परिणाम अलंकार છે.

યથા.

આ રાજાએ રીઝીને રંકને રાજા બનાવ્યા.

રંકમાંથી રાજા થવું એ અવસ્થાન્તર છે.

સર્વસ્વકાર પરિણામનું આ લક્ષણ આપે છેઃ—

आरोप्यमाणस्य प्रकृतोपयोगित्वे परिणामः

આરોપ્યમાણની પ્રકૃતોપયોગિતામાં પરિણામ અલંકાર છે.

ચન્દ્રાલોકકાર આ લક્ષણ આપે છેઃ—

परिणामः क्रियार्थश्चेद्विषयी विषयात्मना ।

જે વિષયી અર્થાત્ અપ્રકૃત विषयात्मना અર્થાત્ પ્રકૃત આત્મતાથી ક્રિયાર્થ અર્થાત્ ક્રિયા કરવાવાળા હોય એ परिणाम.

યથા.

રઘુવર સુરસરિતાતટ આવ્યા, નિકટ નાવ ગુહ નાવિક લાવ્યા;
ત્યાંહી સુમિત્રસુતમિત્રાઇ, આતર બની ઉપકારે ભાઇ.

નાવના કિરાયાને આતર કહે છે. આહીં લક્ષ્મણની મિત્રતાનો આતર અવસ્થાન્તર છે. તેથી એ આતર ગુહને મોક્ષાદિ દેવારૂપ કાર્યમાં સમર્થ થયો.

અલંકારોદાહરણકાર આ પ્રમાણે લખે છે:—

उपमानोपमेययोरन्यतरत्वेन परिणतौ परिणामः ॥

ઉપમાન અને ઉપમેયનું अन्यतरत्वेन અર્થાત્ એકનું અન્યના રૂપથી પરિણામ હોય ત્યાં પરિણામ અલંકાર છે.

યથા.

રાહુત્રાસથી શશિ બન્યો, તારૂં આનન નાર;
તેથી ચક્ષુ ચકોર થઈ, ચાહે પતિનો પ્યાર.

## परिसंख्या.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

સંખ્યા એટલે ગણના. ગણનાનો એ સ્વભાવ પ્રસિદ્ધ છે કે જે વિષયમાં જેની ગણના કરવામાં આવે છે, એમાં એ વિષયનો નિયમ થઈ જાય છે. જેમ યુધિષ્ઠિર આદિ પાંચ પાંડવ છે. આહીં યુધિષ્ઠિર આદિને પાંડુપુત્રતાના વિષયમાં પાંચ કરીને ગણવામાં આવે છે. તેથી પાંડુપુત્રતાનો યુધિષ્ઠિર આદિ પાંચેમાં નિયમ થઈ જાય છે. ત્યારે અન્યત્ર વર્જન અર્થસિદ્ધ છે કે છઠ્ઠામાં પાંડુપુત્રતા નથી. "પરિ" ઉપસર્ગનો અર્થ "વર્જન" છે. ચિન્તામણિકોષકાર કહે છે "परि वर्जने". પરિસંખ્યા એ શબ્દસમુદાયનો અર્થ "વર્જનવાળી સંખ્યા". આહીં પોતાના આશ્રયમાં વર્જન કરવામાં રૂઢિ છે. લોકસંખ્યા તો વિષયનું અન્યત્ર વર્જન કરીને પોતાના આશ્રયમાં પણ એ વિષયનું વર્જન કરે છે. એ અલૌકિકતા હોવાથી અલંકાર છે.

જ્યાં સંખ્યા પોતાના આશ્રયમાં પણ વર્જિત થાય એવી વાત વર્ણન કરવામાં આવે એ परिसंख्या अलंकार છે.

યથા.

બન્ધન કામિનીકેશને, હરિણોને વનવાસ;
દેખ્યો દંડ યતિકરે, રામ રાજમાં ખાસ.

આમાં કામિનીકેશને બન્ધન કહેવાથી અન્ય પ્રજાને બંધનનું વર્જન છે. આમાં વર્જનીય બંધન તો ચોરાદિ ગુન્હેગારોને હોય છે. એ તો કામિનીઓના કેશોને પણ નથી. પણ તેને સુન્દરતા માટે બાન્ધવાજ જોઈએ એ સ્વાભાવિક છે. મૃગોને વનવાસ કહેવાથી અન્ય પ્રજાને વનવાસનું વર્જન છે. આહીં વર્જનીય વનવાસ તો અપરાધીને સ્થાનભ્રષ્ટ કરવામાં આવે છે. એ તો મૃગોને પણ નથી. મૃગોનો વનવાસ કરવાનો સ્વાભાવિક ધર્મ છે. દંડ શબ્દમાં શ્લેષ છે. યતિ લોકોને દંડ કહેવાથી અન્ય પ્રજામાં દંડનું વર્જન છે. આહીં વર્જનીય દંડ તો અપરાધીઓને દેવામાં આવે છે. આનું તો યતિ લોકોમાં પણ વર્જન છે. કેમકે એ દોષરૂપ દંડ યતિ લોકોને પણ નથી પણ કાષ્ટદંડ હાથમાં રાખવાનો છે. આ રીતિથી આમાં સંખ્યાના આશ્રય કામિનીના કેશ, હરિણો અને યતિઓમાં બંધન, વનવાસ અને દંડનું અનુક્રમે વર્જન છે. આહીં આભાસ પણ છે. પરન્તુ પરિસંખ્યારૂપ ચમત્કાર ઉદ્ધરકન્ધર હોવાથી પરિસંખ્યા અલંકાર છે.

"કાવ્યપ્રકાશકાર" આ પ્રમાણે લક્ષણ આપે છે:—

किंचित्पृष्टमपृष्टं वा, कथितं यत्प्रकल्पते ।
तादृगन्यव्यपोहाय, परिसंख्या तु सा स्मृता ॥

જે કાંઈ પૂછવાથી કહેલ અથવા પૂછ્યા વિના કહેલ વસ્તુ, તેના જેવી અન્ય વસ્તુના વર્જનને માટે प्रकल्पते અર્થાત્ થઇ જાય એ પરિસંખ્યા છે.

"ચન્દ્રાલોકકાર" આ લક્ષણ આપે છે:—

परिसंख्या निषिध्यैकमेकस्मिन्वस्तुयन्त्रणम् ।

એકનો નિષેધ કરીને એકમાં વસ્તુનું યન્ત્રણ અર્થાત્ નિયમન કરવું એ પરિસંખ્યા અલંકાર છે.

યથા.

નેહહાનિ હૃદયે નથી, રહી દીપની માંહિ;

આ ઉદાહરણમાં એના લક્ષણની સંગતિ આ રીતિથી છે કે આહીં નાયકાઓના મનમાં સ્નેહક્ષયનો નિષેધ કરીને દીપકોમાં નિયમન કર્યું છે.

## પર્યાય.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

**પર્યાય** શબ્દનો અર્થ અનુક્રમ અર્થાત્ એક પછી એક. "ચિન્તામણિકોષકાર" કહે છેઃ–"**पर्यायः अनुक्रमे वारीति भाषायाम्**" પર્યાયના બે સ્વરૂપ છે. એક વસ્તુ અનેકનો સંબંધ કરે અને અનેક વસ્તુ એકનો સંબંધ કરે ત્યાં **પર્યાય અલંકાર** છે.

યથા.

પાણી ખેંચતા ગ્રીષ્મે, દ્રગે લાવતી પ્રમદાઓ પાણી;
આ વર્ષામાં આજે, પગથી ખુંદે પ્રમદાઓ પાણી.

આમાં જે પાણી ભરનારીઓ ગ્રીષ્મમાં કૂવેથી પાણી ખેંચતાં આંખોમાં પાણી લાવતી હતી અર્થાત્ રોતી હતી, તે આજે વર્ષામાં પાણીને પગવતી ખુંદે છે અર્થાત્ તળાવો ભરાયાથી પાણીમાં પગ રાખી બેડાં ભરે છે. મતલબ જે પાણીનો પ્રથમ સંબંધ પાણી ભરનારીઓનાં નેત્રોથી હતો તે છોડીને હવે એ પાણી ભરનારીના પગોથી સંબંધ કર્યો. આહીં એક પાણીના ક્રમથી અનેક સાથે સંબંધ થવાથી **પ્રથમ પર્યાય અલંકાર** છે.

"કાવ્યપ્રકાશગતકારિકાકાર" પ્રથમ પર્યાયનું આ લક્ષણ આપે છે:—

**एकं क्रमेणानेकस्मिन् पर्यायः**

ક્રમથી એક અનેકમાં સંબંધ ધરાવે એ **પ્રથમ પર્યાય.**

દ્વિતીય પર્યાયનું આ લક્ષણ આપે છે:—

**अन्यस्ततोऽन्यथा.** તેથી અર્થાત્ પ્રથમ પર્યાયથી અન્યથા અર્થાત્ ઉલટો એટલે ક્રમથી અનેક એકમાં એ **દ્વિતીય પર્યાય** છે.

કાવ્યપ્રકાશકારે એ બન્નેના બબ્બે પ્રકાર માનતાં વૃત્તિમાં લખેલ છે કે એક વસ્તુ ક્રમથી અનેક થાય અથવા કરવામાં આવે એ પર્યાય.

એક વસ્તુક્રમથી અનેક કરવામાં આવે એનું આ ઉદાહરણ છે:—

યથા.

કૌસ્તુભ ભૂષણમાં હતો, એકજ રસ સુખ જાણી;
પ્રિયા અધરમાં એક રસ, કર્યો સ્મરે બલ આણી.

## પર્યાયોક્તિ.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

"પર્યાય" શબ્દનો અર્થ "પ્રકાર" છે. "ચિન્તામણિ કોષકાર" કહે છે:—"पर्यायः प्रकारे" પર્યાયોક્તિ એ શબ્દસમુદાયનો અર્થ "પર્યાયથી કહેવું." પર્યાય શબ્દના સ્વારસ્યથી આ અનુભવસિદ્ધ છે કે અન્ય પ્રકારથી કહેવું, એજ સ્પષ્ટ કરનાર વેદ વ્યાસ ભગવાને આ લક્ષણ આપ્યું છે:—

पर्यायोक्तं यदन्येन प्रकारेणाभिधीयते ॥

જે અન્ય પ્રકારથી કહેવામાં આવે એ પર્યાયોક્તિ અલંકાર.

યથા.

રામસેનની સનમુખે, લડ્યા ખડ્ગ ચમકાવી;
એ સુતા સુરમન્દિરે, સુરસુન્દરિ ઉર લાવી.

આમાં શ્રી રામભગવાનના શત્રુઓનાં મરણ ઉક્ત પ્રકારાન્તરથી કહેલ છે. એ રમ્ય હોવાથી અલંકાર છે.

આચાર્ય દંડી આ પ્રમાણે લખે છે:—

अर्थमिष्टमनाख्याय साक्षात्तस्यैव सिद्धये ।
यत्प्रकारान्तराख्यानं पर्यायोक्तं तदिष्यते ॥

જે વાંચ્છિતાર્થને સાક્ષાત્ ન કહીને એનીજ સિદ્ધિને માટે પ્રકારાન્તર કહેવું એને પર્યાયોક્તિ કહે છે.

યથા.

મંજુ રસાલની મંજરી, દંશે પરિભૃત સાથ;
આ ઋતુમાં આહીં રહો, નિજ ઇચ્છા શ્રીનાથ.

આહીં વક્તા સખીનો ઇષ્ટાર્થ નાયક નાયિકાનો રતોત્સવ સિદ્ધ કરાવવો એજ છે. એને સાક્ષાત્ ન કહેતાં એની સિદ્ધિને માટે પરભૃત રસાલમંજરી ખાય છે, એના નિવારણને માટે જાઉં છું. તમે બન્ને આહીં સ્વેચ્છાથી રહો. એ પ્રકારાન્તરથી કહેલ છે.

મહારાજા ભોજ આ પ્રમાણે કહે છેઃ....

मिषं यदुक्तिभङ्गिर्यावसरो यः सूरिभिः ।
निराकांक्षोऽथ साकाङ्क्षः पर्याय इति गीयते ॥

જે મિષ, જે ઉક્તિભંગિ અને જે અવસર તેને પંડિતો પર્યાય કહે છે. એ નિરાકાંક્ષ અને સાકાંક્ષ એમ ઉભય પ્રકારના છે. મિષનો પર્યાય વ્યાજ છે. "ચિન્તામણિકોષકાર" કહે છેઃ—"मिषं व्याजे" ઉક્તિભંગિનો અર્થ પર્યાયોક્તિ છે. ભંગિ શબ્દનો અર્થ વિભાગ છે. ચિન્તામણિકોષકાર કહે છે."भङ्गिर्भक्तौ भक्तिः विभागे" વિભાગ તો પ્રકારાન્તર છે.

યથા.

છે રાજા નહિ બોલે રાણી, રાજસુતા ન પઢાવે વાણી,
પથિક મુક્તશુક અરિની અટારી, લીલા કરે ચિત્રપ્રતિ ભારી.

આહીં રાજાના અરિનગરની શૂન્યતા પ્રકારાન્તરથી કહેવામાં આવી છે. આચાર્ય દંડીએ "મંજુરસાલ" ઇતિ એ વિષયમાં પર્યાયોક્તિ અલંકાર કહ્યો છે અને મહારાજાએ પર્યાય નામથી મિષ અને ઉક્તિભંગિને કહીને "મંજુરસાલ" ઇતિ એ મિષનું અને "છે રાજા" ઇતિ ઉક્તિભંગિનું ઉદાહરણ આપ્યું છે. જેથી એ બન્નેને પર્યાયોક્તિનો પ્રકાર માનનાર ચંદ્રાલોકકાર વ્યાજથી ઇષ્ટ સાધનને પર્યાયોક્તિનો પ્રકાર કહીને આ લક્ષણ આપે છે.

पर्यायोक्तं तदप्याहुर्यद्व्याजेनेष्टसाधनम्

જે વ્યાજથી ઇષ્ટ સાધન એને પણ પર્યાયોક્તિ કહે છે.

યથા.

વસ્ત્રે ઢાંક્યો ગેંદ મમ, દે વૃષભાનુ કુમારી;
નીવી છોડે એમ કહી, એ મન વસો મુરારી;

આમાં પ્રકારાન્તરથી ઇષ્ટ સાધન કહેલ છે તેથી પર્યાયોક્તિ છે.

" કાવ્યપ્રકાશગતકારિકાકાર " આ પ્રમાણે લખે છે.

पर्यायोक्तं विना वाच्यवाचकत्वेन यद्वचः ॥

વાચ્ય વાચક ભાવ સબંધ વિના જે વચન અર્થાત્ કથન તે પર્યાયોક્તિ.

યથા.

ઐરાવતસુખ ઇન્દ્રઉર, ચિર નિવાસની પ્રીત.
તજી દીધાં મદ માનને, નિરખી હયગ્રીવ મિત્ર.

આહીં ઐરાવત અને ઇન્દ્ર મદ માન રહિત થયા, આ અર્થને અભિધા વૃત્તિથી ન કહેતાં ઉક્ત કથનદ્વારા વ્યંજના વૃત્તિથી કહેલ છે.

પર્યાયોક્તિના અન્ય પ્રકારનું લક્ષણ " ચન્દ્રાલોકકાર આ પ્રમાણે આપે છેઃ—

पर्यायोक्तं तु गम्यस्य वचो भङ्गयन्तराश्रयम् ।

રચનાન્તરનો આશ્રય કરીને રહેલું ગમ્યનું જે વચન તે પર્યાયોક્તિ.

" વેદવ્યાસ ભગવાન " પુનઃ આ પ્રમાણે લખે છેઃ—

गम्यस्यापि पर्यायान्तरेणाभिधानं पयायोक्तं

ગમ્યનું પણ પર્યાયાન્તરથી જે કથન એ પર્યાયોક્તિ.

અલંકારરત્નાકરકાર પર્યાયોક્તિના બે પ્રકાર માનતાં આ લક્ષણ આપે છેઃ—

सापेक्षत्वादुपादानेनान्यप्रतीतिर्भङ्गयन्तरेणवाऽभिधानं पर्यायोक्तं ॥

સાપેક્ષતાથી, ઉપાદાન લક્ષણાથી અન્યની પ્રતીતિ અથવા રચનાન્તરથી જે કથન તે પર્યાયોક્ત.

નિરપેક્ષતાથી અન્યની પ્રતીતિમાં તો ધ્વનિ છે, સાપેક્ષતાથી અન્યની પ્રતીતિમાં લક્ષણા છે.

યથા.

અશ્રુસ્નાત હૃદય શોકાનલ,
નિકટવર્તિ મુક્તાહારો ભલ;
વન વિચરે નિશિ દિવસ નિહાળી,
વ્રત ઇવ આચરતી અરિનારી.

આહીં ઉકત પર્યાયથી રાજાની અરિનારીઓના પતિવધનું ઉપાદાન લક્ષણાથી ગ્રહણ છે. અહીં કવિનું તાત્પર્ય પતિવધપર્યન્ત છે. પણ અરિસ્ત્રીઓની ઉકત અવસ્થા માત્રમાં નથી. તે ઉકત અરિસ્ત્રીઓની અવસ્થા માત્રમાં પર્યવસાન કરે તો કવિના તાત્પર્યનો બાધ થાય છે. એથી ઉપાદાન લક્ષણાથી પતિવધનું ગ્રહણ છે. પતિવધ કારણ છે. ઉકત અવસ્થા કાર્ય છે.

યથા.

રઘુપતિ વીર વૈરિવનિતાગણ,
કરે સ્વપ્નમાંહિ પ્રિયદર્શન.

આહીં પ્રિયદર્શનનો અભાવ સ્વપ્નાવશેષ આ પર્યાયથી કહેલ છે.

## पिहित.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—पिहितं आच्छादिते.
જ્યાં પિહિતનું વર્ણન હોય ત્યાં पिहित अलंकार છે.
રૂદ્રટનું આ લક્ષણ છે:—

यत्रातिप्रबलतया गुणः समानाधिकरणमसमानम् ।
अर्थान्तरं पिदध्यादाविर्भूतमपि तत्पिहितम् ॥

એક અધિકરણમાં રહેતો એવો ગુણ અતિ પ્રબલતાથી જ્યાં

પ્રકટ થયા છતાં અસમાન અર્થાન્તરને પિદ્ધ્યાત્ અર્થાત્ આચ્છાદન કરી લીએ તે પિહિત અલંકાર.

યથા.

પૂરિત કાન્તિકલાપથી, સખિ તુજ દેહ સદાય;
કૃશતા કૃષ્ણ વિયોગની, નયને નાહ નિરખાય.

આહીં નાયિકારૂપ એક અધિકરણમાં રહેતો એવો અને પ્રકટ થએલ પણ કાન્તિકલાપના અસમાન કૃશતારૂપ અર્થાન્તરને અતિ પ્રબલ હોવાથી કાન્તિકલાપરૂપ ગુણે આચ્છાદિત કરેલ છે.

ચન્દ્રાલોકકાર આ પ્રમાણે લખે છેઃ—

पिहितं परवृत्तान्तज्ञातुः साकूतचेष्टितं ।

પરવૃત્તાંતને જાણવાવાળાની સાભિપ્રાય ચેષ્ટા એ પિહિત અલંકાર છે.

યથા.

પતિ પ્રભાતમાં આવ્યા, સ્રીએ તયાર કરી આપી તલ્પ;

આહિં પતિએ રાત્રીએ જાગરણ કર્યું છે, એવા વૃત્તાંતને જાણવાવાળી નાયિકાની પ્રાતઃકાલમાં તલ્પ તયારી કરવારૂપ ચેષ્ટા અભિપ્રાય સહિત છે કે સપત્નીની સાથે આખી રાત જાગ્યા છો, માટે શયન કરો.

## પૂર્વરૂપ.

" જશવંતજશોભૂષણકાર " કહે છેઃ—

રૂપ શબ્દના અનેક અર્થ છે. "ચિન્તામણિકોશકાર" કહે છેઃ- "रूपं स्वभावे आकारे शुक्लादौ" પૂર્વરૂપ અર્થાત્ પ્રથમનું રૂપ, આહીં પૂર્વરૂપની પ્રાપ્તિ વિવક્ષિત છે. પૂર્વ સ્વભાવની, આકારની અને શુકલાદિ વર્ણની પ્રાપ્તિમાં પૂર્વરૂપ અલંકાર છે. સ્વભાવ એટલે પોતાની સ્થિતિ.

પૂર્વરૂપની પ્રાપ્તિમાં पूर्वरूप अलंकार થાય છે.

યથા.

કંઠકિરણથી શ્યામતા, ગ્રહી હરહાર સુશેષ;
શ્વેત થયો ફરી તુજયશે, સુણુ અવધેશ નરેશ.

શેષ સ્વભાવથીજ શ્વેત છે. તે હાર કરવાથી હરકંઠની કાન્તિથી શ્યામ બની ગયો હતો, તે શ્રી રામચન્દ્રના યશના સબંધથી પાછો શ્વેત થવાથી પૂર્વ રૂપને પ્રાપ્ત થયો આવું વર્ણન હોવાથી. પૂર્વરૂપ અલંકાર છે.

ચન્દ્રાલોકકાર બે પ્રકારના પૂર્વરૂપ માનીને આ લક્ષણ આપે છે:-

पुनः स्वगुणसंप्राप्तिः पूर्वरूपमुदाहृतम् ।
पूर्वावस्थानुवृत्तिश्च विकृते सति वस्तुनि ॥

ફરી પોતાના ગુણની પ્રાપ્તિ થવી એને પૂર્વરૂપ અલંકાર કહે છે. અને વસ્તુના વિકાર પામ્યા પછી પૂર્વાવસ્થાની ફરી પ્રાપ્તિ એ પૂર્વરૂપ.

## अन्यपूर्वरूप—यथा.

દીપ બુઝાવ્યો ત્યાં કરે, કાંચી રત્ન પ્રકાશ.

આહીં વિકાર પામેલી પ્રકાશ વસ્તુની પૂર્વાવસ્થાની પુનઃ પ્રાપ્તિ છે.

## प्रतिमा.

" જશવંતજશોભૂષણકાર " કહે છે:—" प्रतिनिधि " નો પર્યાય પ્રતિમા છે. " ચિન્તામણિકોષકાર " કહે છે:—" प्रतिनिधिः प्रतिमायाम् " મુખ્યના અભાવમાં મુખ્યના સદૃશ જે ગ્રહણ કરવામાં આવે એને प्रतिनिधि કહે છે. ચિન્તામણિકોષકાર કહે છે. "मुख्यस्याभावे तत्सदृशो य उपादीयते स प्रतिनिधिरुच्यते " જેમ દેવતાઓ ( મુખ્ય ) ના અભાવમાં દેવતાઓની મૂર્તિ રાખવામાં આવે છે એને प्रतिमा કહે છે. એ લોકવ્યવહારછાયાનુસાર ધોરીએ આ અલંકાર કર્યો છે. જ્યાં પ્રતિમા રૂપે વર્ણન કરવામાં આવે એ प्रतिमा છે. આનું સ્વરૂપ ઉપમાથી ભિન્ન છે.

યથા.

વિદ્યાવર્ધન કવિકદર, સંચય સુયશ સુરાજ;
ભોજભૂપને સ્થાનકે, આપ બિરાજો આજ.

વિદ્યાવર્ધનાદિ કાર્યોમાં મુખ્ય ભોજ મહારાજા હતા, એના અભાવમાં વિદ્યાવર્ધનાદિ કાર્યમાં ભોજના સદૃશ હોવાથી હે નરેશ્વર! પરમેશ્વરે આપને એના સ્થાને નિર્મિત કરેલ છે.

રત્નાકરકાર એનું આ લક્ષણ આપે છે:—

अन्यधर्मयोगादार्थमौपम्यं प्रतिमा.

અન્યના ધર્મ યોગથી આર્થઔપમ્ય એ પ્રતિમા અલંકાર.

યથા.

અધરે ક્ષત સીત્કાર મુખ, પુલકોદ્‌ગમ સહુ કાળ;
સખી કારજ પ્રિયતમતણાં, કરતી શિશિર નિહાળ.

આહીં પ્રિયતમનું કાર્ય શિશિરે કર્યું એથી શિશિરમાં પ્રિયતમની તુલ્યતાની પ્રતીતિ હોવાથી આર્થઔપમ્ય છે એથી પ્રતિમા છે.

## प्रत्यनीक.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

अनीक શબ્દનો અર્થ "સેના" માત્ર છે, અને "સેનામાં મળેલ" આ અર્થ પણ છે. "ચિન્તામણિકોષકાર" કહે છે "अनीकं सैन्ये, सेना मात्रे सैन्यं सेनासमवेते" સેનામાં મળેલને સૈન્ય કહે છે, "समवेत" શબ્દનો અર્થ "મળેલ" છે. અને प्राति શબ્દનો અર્થ "સન્મુખતા" છે. "ચિન્તામણિકોષકાર કહે છે કે "प्राति आभिमुख्ये" લોકમાં જેને સન્મુખ થઇને કહે છે, દે છે, ઈત્યાદિ ત્યાં પ્રતિ શબ્દનો પ્રયોગ થાય છે. અમુક પ્રતિ કહ્યું, અમુક પ્રતિ દીધું ઈત્યાદિ "પ્રત્યનીક" આ શબ્દ સમુદાયનો અર્થ "अनीकं प्राति" છે. સાક્ષાત્ કરવાવાળા પ્રતિ કરવું એ તો અન્યોન્ય અલંકારનો વિષય છે. અને સબંધીના સબંધી પ્રતિ કરવું એ પ્રત્યનીક અલંકારનો વિષય છે. આમ બન્નેનાં સ્વરૂપ વિલક્ષણ છે. જો કે શત્રુની સેના શત્રુવત્ આપ-

સાથે યુદ્ધ કરે છે. એથી શત્રુ સેના પ્રતિ કરવું એ તો અન્યોન્ય અલંકારનો વિષય છે હાથી, ઘોડા, રથ અને પૈદલ એના સમુદાયનું નામ સેના છે. એ હાથી, ઘોડા અને રથ ઉપર આરૂઢ થઇને યુદ્ધ કરે છે એથી એ સર્વ યુદ્ધ કરવાવાળા છે. અને સેનામાં મળેલ તો સામાન ઉપાડવાવાળા ઇત્યાદિ છે તે આ સેનાના સંબંધી માત્ર છે, એ શત્રુ સેનાના સબંધીઓને પણ વખતે મારે છે, એ પ્રત્યનીક ન્યાયથી ધોરીએ પ્રત્યનીક અલંકાર માનેલ છે. ધોરીનો તાત્પર્ય તો સબંધી ના સબંધી વિષયક છે. એથી શત્રુમિત્ર આદિ અનેકોના સબંધીઓમાં આ અલંકાર થાય છે. આ અલંકારનાં નિમિત્ત પણ સાક્ષાત્ સબંધી પ્રતિ કરવાની અશક્તતા આદિ અનેક થાય છે, અને કરવું પણ ઉપકાર આદિ અનેક પ્રકારનું થાય છે. આ અલંકારનું સ્વરૂપ સબંધીના સબંધી વિષયક છે, એથી કોઇ સબંધીના સબંધી પ્રતિ કરે અથવા સબંધીના સબંધી કોઇ પ્રતિ કરે અથવા સબંધીને માટે કોઇ કોઇ પ્રતિ કરે ઇત્યાદિના ઉપલક્ષણથી આહીં સંગ્રહ થઇ જાય છે. જ્યાં પ્રત્યનીક ન્યાયથી વર્ણન કરવામાં આવે એ प्रत्यनीक अलंकार છે.

યથા.

સત્તા જોઇ શ્રી કૃષ્ણની, આણી દ્વેષ દરાજ;
ઇન્દ્રે મેઘો મોકલ્યા, વ્રજ ડુબાવવા કાજ.

આમાં શ્રી કૃષ્ણપરમાત્માની સત્તા જોઇ ઇન્દ્રને બહુ ઇર્ષા આવી, છતાં સાક્ષાત્ કૃષ્ણ પરમાત્માને દુઃખ દેવા તો સમર્થ ન થયો; પણ તેમના સબંધી વ્રજવાસીઓને પીડવા અતિ વૃષ્ટિ કરી. " કાવ્યપ્રકાશગતકારિકાકાર " આ પ્રમાણે લખે છે:—

प्रतिपक्षमशक्तेन प्रतिकर्तुं तिरष्क्रिया ।
या तदीयस्य तत्स्तुत्यै प्रत्यनीकं तदुच्यते ॥

પ્રતિપક્ષી પ્રતિ તિરસ્ક્રિયા કરવાને અશક્તથી પ્રતિપક્ષીની સ્તુતિને માટે જે પ્રતિપક્ષીના સબંધીની તિરસ્કારક્રિયા એને प्रत्यनीक કહે છે.

ઉક્ત સાહિત્યકાર " અનીક " શબ્દનો અર્થ સેનામાત્ર અને " પ્રતિ " શબ્દનો અર્થ પ્રતિનિધિ જાણીને " પ્રત્યનીક " આ શબ્દ સમુદાયનો અર્થ " સેનાનો પ્રતિનિધિ " " अनीकप्रतिनिधितुल्यत्वात्प्रत्यनीकमभिधीयते " અનીકનો પ્રતિનિધિ તુલ્ય હોવાથી પ્રત્યનીક અલંકાર કહેવામાં આવે છે. પણ " પ્રતિનિધિ " શબ્દનો અર્થ ચિન્તામણિકોષકાર આ પ્રમાણે કહે છે:--

" मुख्याभावे तत्सदृशो य उपादीयते स प्रतिनिधिरित्युच्यते "

મુખ્યના અભાવમાં એના સદૃશ જે ગ્રહણ કરવામાં આવે એ પ્રતિનિધિ કહેવાય છે.

" સર્વસ્વકાર " આ પ્રમાણે લખે છે:--

प्रतिपक्षतिरस्काराशक्तौ तदीयस्य तिरस्कारः प्रत्यनीकम्।

પ્રતિપક્ષનો તિરસ્કાર કરવાની અશક્તિ હોય ત્યારે એના સંબંધીનો તિરસ્કાર એ પ્રત્યનીક.

અલંકારરત્નાકરકાર પ્રત્યનીકના ત્રણ પ્રકાર માનતાં આ સામાન્ય લક્ષણ આપે છે.

प्रतिपक्षादिसंबन्धिस्वीकारः प्रत्यनीकम् ।

પ્રતિપક્ષાદિ અર્થાત્ શત્રુ આદિના જે સબંધી એનો સ્વિકાર તે પ્રત્યનીક.

પ્રથમ પ્રકારનું લક્ષણ કાવ્યપ્રકાશકાર આ પ્રમાણે આપે છે.

યથા

શક સ્વર્ગવિજયી નૃપતિ, કરી ન શકે અપકાર;
ગર્ભ પાડતો વજ્રથી, પુરસ્ત્રીતણા અપાર.

સ્વર્ગ જય કરવાવાળા હયગ્રીવ રાજાનો અપકાર કરવાને અસમર્થ ઇન્દ્ર વિદ્યુત્પાતથી હયગ્રીવ રાજાના નગરની સ્ત્રીઓનો ગર્ભસ્રાવ કરે છે.

બીજા પ્રકારનું આ લક્ષણ આપે છે:—

प्रतिपक्षसंबन्धिनश्च प्रतिपक्षस्य तद्बाधकतया स्वीकारः

પ્રતિપક્ષના જે પ્રતિપક્ષ સંબંધવાળા એનો પ્રતિપક્ષની બાધકતાથી સ્વીકાર એ प्रत्यनीक.

યથા.

મમ રિપુ શશિનો મદ હરે, આ સ્ત્રીવદન જરૂર;
એમ જાણીને સરસિજે, નિજનું આપ્યું નૂર.

આહીં પોતાના પ્રતિપક્ષી ચન્દ્રનો તિરસ્કાર કરવાને અશક્ત કમલોથી ચન્દ્રના પ્રતિપક્ષ સબંધવાળા નાયકામુખના ચન્દ્રની બાધાને નિમિત્ત સર્વસ્વ શ્રી ભેટ કરવાદ્વારા સ્વીકાર છે.

પ્રત્યનીકનું તૃતીય લક્ષણ આ પ્રમાણે આપે છેઃ—

प्रतिपक्षादन्यस्य सदृशादिरूपस्य सम्बन्धिनोऽभिलषणीयत्वेन परिहरणीयत्वेन वा स्वीकारस्तृतीयम् ॥

પ્રતિપક્ષથી અન્ય અર્થાત્ શત્રુભાવ સબંધવાળાથી ઇતર જે સદૃશાદિરૂપ સબંધવાળી વસ્તુ એનો अभिलषणीयत्वेन અર્થાત્ અભિલાષાની યોગ્યતાથી અથવા परिहरणीयत्वेन અર્થાત્ ત્યાગ કરવાની યોગ્યતાથી સ્વીકાર તે तृतीय प्रत्यनीक.

યથા.

કોકિલ કંઠતણી કરતી સ્તુતિ, હંસતણા હસીં દોષ કહે છે,
છે મૃગના મદમાં સદ્ભાવ, ન ચંદન લેપ કદાચ ચહે છે;
નિંદતી ચન્દ્રની ચાન્દનીને, નિત રાત અંધારી રૂપાળી કહે છે,
કૃષ્ણની પ્રીતિથી કામિનીના, કહું કૃષ્ણ જ કૃષ્ણથી પ્રાણ રહે છે.

આહીં કોકિલાદિ શ્યામતાથી કૃષ્ણના સાદૃશ્ય સબંધવાળા છે, અને રાધિકાના શત્રુભાવ સબંધ રહિત છે એનો અભિલાષાથી સ્વીકાર છે.

અલંકારોદાહરણકાર આ પ્રમાણે લખે છેઃ—

अनिष्टस्य तदीयस्य वा प्रातिकुल्यं प्रत्यनीकम् ।

અનિષ્ટની અથવા અનિષ્ટના સબંધીની પ્રતિકૂલતા એ प्रत्यनीक.

# प्रहर्षण.

"જયવંતજશોભૂષણકાર" લખે છે:—

प્ર ઉપસર્ગનો અર્થ "प्रकृष्ट" થાય છે. प्रहर्षण આ શબ્દ સમુદાયનો "प्रकृष्ट हर्ष" એ અર્થ છે. હર્ષ અને હર્ષણ એકજ છે. લોકોત્તરને માટે પ્રકૃષ્ટતાનું ગ્રહણ છે. જ્યાં પ્રહર્ષણનું વર્ણન કરવામાં આવે એ प्रहर्षण अलंकार છે.

યથા.

આપ અનૃણિ થાવા, ભોજ પાસ જઈ કર્યું કીર્તિગાન;
અન્ય અનૃણિ કરવા, સમર્થ બનીયો લઈ લક્ષદાન.

આમાં વાંચ્છિતથી અધિકાર્થની પ્રાપ્તિ થવાથી પરમાનન્દ થયો.

ત્રણે સ્થલોમાં પ્રહર્ષણ અલંકાર માનનાર ચન્દ્રાલોકકારે આ લક્ષણ કહેલ છે.

"उत्कंठितार्थसंसिद्धिर्विना यत्नं प्रहर्षणम्"
वाञ्छितादधिकार्थस्य संसिद्धिश्चप्रहर्षणम्
यत्नादुपायसिद्ध्यर्थात् साक्षाल्लाभः फलस्य च.

વિના યત્ન ઉત્કંઠિત વસ્તુની સિદ્ધિ, વાંચ્છિતથી અધિક અર્થની સિદ્ધિ અને ફલના ઉપાયની સિદ્ધિને માટે કરેલ યત્નથી સાક્ષાત્ ફલનો લાભ प्रहर्षण છે.

યથા.

ચઢી આવ્યા ઘન નિશા અંધારી,
વનમારગ રાધા ભયકારી;
નંદ કહે જા હરિની સંગ,
એથી ઉભયને વધ્યો ઉમંગ.

આહીં દંપતીના ઉત્કંઠિત અર્થની યત્ન વિના સિદ્ધિ છે.

"આપ અનૃણિ થાવા" આ ઉક્ત ઉદાહરણમાં વાંચ્છિતથી અધિક અર્થની સિદ્ધિ છે.

યથા.

નિધિઅંજન ઔષધતણું, જડ ખણતો તો ચાર;
થયો લાભ ત્યાં નિધિતણો, ઇશ્વર ગતિ અપાર.

આહીં ફલના ઉપાયની સિદ્ધિને માટે કરેલ યત્નથી સાક્ષાત્ ફલનો લાભ છે.

## भाविक.

"જશવંતજશોભૂષણકાર લખે છે:—

"भू सत्तायाम्" भू ધાતુ સત્તા અર્થમાં છે. સત્તાનો અર્થ સ્થિતિ થાય છે. भू ધાતુથી भाव શબ્દ થયો છે. ભાવ શબ્દની આગળ "इक" પ્રત્યય છે. એનો અર્થ રક્ષા કરવાવાળો એવો થાય છે. भाविक આ શબ્દસમુદાયનો અર્થ "ભાવની રક્ષા કરવાવાળો" એવો થાય છે. "भावं रक्षतीति भाविकं" સ્થિતિની રક્ષા કરે એ भाविक, વર્તમાન સ્થિતિની રક્ષા કરવી એ તો સ્વત: સિદ્ધ છે. એથી એમાં ચમત્કાર નથી. ભૂત સ્થિતિ બુદ્ધિથી નીકળી જાય છે, અને ભવિષ્યત્ સ્થિતિ બુદ્ધિથી બુદ્ધિમાં આવતી નથી. એવી સ્થિતિની રક્ષા કરવી અર્થાત્ વર્તમાનવત્ બુદ્ધિમાં લાવવી એ લોકોત્તરતાથી ચમત્કારકારી થઇને અલંકાર છે. એથી આહીં ભૂતભવિષ્યત્ સ્થિતિની રક્ષા કરવામાં ભાવિક શબ્દની રૂઢિ છે.

જ્યાં ભૂત અને ભાવિ ભાવને પ્રત્યક્ષ કરી બતાવે એ भाविक अलंकार છે.

"કાવ્યપ્રકાશકાર" આ પ્રમાણે લખે છે:—

प्रत्यक्षा इव यद्भावाः क्रियन्ते भूतभाविनः तद्भाविकम्

જે ભૂત ભાવિભાવ પ્રત્યક્ષની પેઠે વર્ણન કરવામાં આવે એ भाविक અલંકાર.

ચન્દ્રાલોકકાર આ લક્ષણ આપે છે:—

भाविकं भूतभाव्यर्थसाक्षात्कारस्य वर्णनम् ।

ભૂતભાવિ અર્થના સાક્ષાત્કારનું વર્ણન એ ભાવિક અલંકાર છે.

યથા

ક્ષિપ્રાતટ ઉજ્જેણુમાં, જ્યારે જન કોઇ જાય;
યુદ્ધ પૂર્વનો આજ પણ, દૃષ્ટેથી દેખાય.

આમાં ભૂતસ્થિતિ વર્તમાનવત્ પ્રત્યક્ષ થાય છે. ભાવ શબ્દનો અર્થ આશય કરનાર આચાર્ય દંડી ભાવિક અલંકારનું આ લક્ષણ આપે છે:—

तद्भाविकमितिप्राहुः प्रबन्धविषयं गुणम् ।
भावः कवेरभिप्रायः काव्येष्वासिद्धि संस्थितः ॥

કાવ્યોમાં આસિદ્ધિ અર્થાત્ સમાપ્તિ પર્યન્તરહેતો કવિનો અભિપ્રાય ભાવ છે. "भावमर्हति इति भाविकम्" જે ભાવને યોગ્ય છે એ ભાવિક.

આહીં કાવ્ય નાટક ઈત્યાદિ પ્રબંધોમાં વિષય થએલ ગુણને ભાવિક કહે છે. કાવ્યમાં ભાવના યોગ્ય ગુણ એ છે કે:—

परस्परोपकारित्वं सर्वेषां वस्तुपर्वणाम् ।
विशेषणानां व्यर्थानामक्रिया स्थानवर्णना ॥
व्यक्तिरुक्तिक्रमबलाद्गम्भीरस्यापि वस्तुनः ।
भावायत्तमिदं सर्वमिति तद्भाविकं विदुः ॥

વસ્તુ અર્થાત્ મુખ્ય વૃત્તાંત, પર્વ અર્થાત્ પ્રાસંગિક વૃત્તાંત એ સર્વનો પરસ્પર ઉપકાર કરવો, વ્યર્થ વિશેષણોનું ન ધારણ કરવું, સ્થાનવર્ણના અર્થાત્ જે જગોમાં જે વર્ણન યુક્ત હોય તે જગામાં તે વર્ણન કરવું અને ગમ્ભીર વૃત્તાંતને પણ ઉક્તિની ચતુરાઇથી વ્યક્તિ અર્થાત્ સ્પષ્ટ કરવું એ સર્વ ભાવાયત્ત અર્થાત્ ઉક્ત ભાવને આધીન છે; એથી એને ભાવિક કહે છે.

## ભ્રાન્તિ.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:--

એ નથી છતાં એને એ જાણવું એ ભ્રાન્તિ છે. "ચિન્તામણિકોષકાર" કહે છે:—"भ्रान्तिरतस्मिंस्तज्ज्ञाने". ભ્રાન્તિને ભ્રાન્તિ અલંકાર કહે છે.

યથા.

કરે યજ્ઞ અવધેશ અતિ, સુરના સુખને કાજ;
ઘનને ત્યાગે ચાતકો, હોમધૂમ્ર ગણી આજ.

આમાં ચાતકોને મેઘોમાં હોમધૂમ્રની ભ્રાન્તિ હોવાથી ભ્રાન્તિ અલંકાર છે.

" કાવ્ય પ્રકાશગતકારિકાકાર " આ પ્રમાણે લખે છે:-

" भ्रान्तिमानन्यसंवित्तत्तुल्यदर्शने "

એના તુલ્યને જોવાથી એ અન્યનું જ્ઞાન એ ભ્રાન્તિમાન્.

સર્વસ્વકાર કાવ્યપ્રકાશકારના અનુસારી છે. અને ભ્રાન્તિમાન્ શબ્દનો સર્વસ્વકારે આ અર્થ કર્યો છે:-

" भ्रान्तिश्चित्तधर्मो विद्यते यस्मिन् स भ्रान्तिमान्

ભ્રાન્તિરૂપ ચિત્તનો. ધર્મ જેમાં રહે છે એ ભ્રાન્તિમાન્. વેદવ્યાસભગવાન ભ્રાન્તિ ને ઉપમાનો પ્રકાર માનીને આ લક્ષણ આપે છે.

प्रतियोगिनमारोप्य तदभेदेन कीर्तनम् ।
उपमेयस्य सा मोहोपमासौ भ्रान्तिमद्वचः ॥

" प्रतियोगिनम् " અર્થાત્ ઉપમાનને આરોપણ કરીને ઉપમાનના અભેદથી ઉપમેયનું કથન એ मोहोपमा. असौ भ्रान्तिमद्वचः અર્થાત્ આને ભ્રાન્તિમાન કહે છે.

આચાર્યદંડીએ પણ વેદવ્યાસભગવાનના મતાનુસાર સંદેહ અને ભ્રાન્તિમાનને ઉપમાનો પ્રકાર માનેલ છે.

## મિથ્યાધ્યવસિતિ.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:-

મિથ્યા" શબ્દનો અર્થ "અસત્" છે "અધ્યવસિતિ" શબ્દનો અર્થ નિશ્ચય. "મિથ્યાધ્યવસિતિ" આ શબ્દસમુદાયનો અર્થ મિથ્યાત્વનો નિશ્ચય. મિથ્યા સબંધથી મિથ્યાત્વના નિશ્ચયમાં મિથ્યાધ્યવસિતિ શબ્દની રૂઢિ છે.

જ્યાં મિથ્યા સબંધથી મિથ્યાપણાનો નિશ્ચય થાય એ મિથ્યાધ્યવસિતિ અલંકાર છે.

ચન્દ્રાલોકકારનું આ લક્ષણ છે.

किञ्चिन्मिथ्यात्वसिद्धयर्थं मिथ्यार्थान्तरकल्पनम्
मिथ्याध्यवसितिः ॥

કોઈના મિથ્યાત્વ સિદ્ધિને માટે મિથ્યા અર્થાન્તરનું કલ્પન એ મિથ્યાધ્યવસિતિ અલંકાર.

યથા.

શશશૃંગની કરી લેખિની, મસિ ઝાંઝવાનાં નીર;
આકાશપત્ર પરે લખે, કરહીન કો કવિવીર;
જન્માંધ પંગુ મૂક વન્ધ્યા પુત્ર લઈને જાય,
શ્રીરામનાં અપયશ બધિરની આગળે જઈ ગાય.

આમાં શશશૃંગની લેખિની ઈત્યાદિ મિથ્યા વસ્તુઓના સબંધથી શ્રીરામચંદ્ર ભગવાનના અપયશના મિથ્યાત્વનો નિશ્ચય કરવામાં આવ્યો છે. શશશૃંગ ઈત્યાદિ વસ્તુ જગતમાં નથી. એનો સંબંધ કહેવાથી એ નિશ્ચય થાય છે કે શ્રીરામ ભગવાનનો અપયશ પણ મિથ્યા છે. અર્થાત્ નથી.

## મિલિત.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

"મિલિત" શબ્દનો અર્થ "મિશ્રણ" થાય છે. "ચિન્તા-

મણિકોષકાર" કહે છે કે "मिलितं मिश्रणे" આહીં નીર ક્ષીર ન્યાયથી મળી જવું વિવક્ષિત છે.

જ્યાં નીર ક્ષીરની પેઠે મળી જાય એ મિલિત અલંકાર.

યથા.

હરને શોધી રહીં હરા, હર શોધે કૈલાસ;
મળ્યા રામના યશમહીં, નથીં પ્રત્યક્ષ પ્રકાશ.

યથા.

વરણ વસન સુકુમારતા, સહુ વિધિ રહ્યાં સમાય;
પાંખડી લાગીં ગુલાબની, તનપર તે ન કળાય.

આહીં એવી શંકા ન કરવી જોઇએ કે તમે નીર ક્ષીર ન્યાયથી મિશ્રણમાં મિલિત અલંકાર માન્યો છે. તેથી આ ઉદાહરણમાં એવું મળવું નથી. બન્ને વસ્તુ ભિન્ન ભિન્ન રહે છે. કેમકે આહીં મિશ્રણથી આવી વિવક્ષા છે કે નીરક્ષીરવત્ ભિન્ન ન દેખવું.

"કાવ્યપ્રકાશગતકારિકાકાર" આ લક્ષણ આપે છેઃ—

समेन लक्ष्मणा वस्तु वस्तुना यन्निगूह्यते ।
निजेनागंतुना वापि तन्मीलितमिति स्मृतम् ॥

સ્વાભાવિક અથવા આગંતુક સમાન ચિન્હવાળી વસ્તુએ કરીને જે વસ્તુનું નિગૂહન કરવામાં આવે એને મિલિત અલંકાર કહે છે.

કાવ્યપ્રકાશકાર ક્રમથી આ પ્રમાણે ઉદાહરણ આપે છેઃ—

યથા.

ચલદ્દગ ગતિ વિલાસભર મંથર, મધુર વક્રવાણી મુખદ્યુતિ વર;
લીલા વય કૃત સ્વતઃ સ્ત્રીઓમહીં, આવેલો મદ નિરખાયે નહીં.

આહીં નેત્રોની ચપલતા ઇત્યાદિ યૌવનઅવસ્થામાં સ્વભાવિક છે. એ સમાન ચિન્હોથી યૌવન વસ્તુએ કરીને મદવસ્તુનું ગોપન છે.

યથા.

છે સકંપ તુજ નામ સુણીં, હિમગિરિ છુપ્યા વિપક્ષ;
ત્યાં નૃપતિ તુજ ભય થકી, નિરખીં શકે નહિ દક્ષ.

આહીં હિમથી અને ભયથી ઉત્પન્ન થએલ કંપ આગંતુક છે. આ કંપરૂપ સમાન ચિન્હોથી હિમ વસ્તુએ કરીને ભય વસ્તુનું ગોપન છે. આહીં મદ યૌવનઅવસ્થામાં મળી ગએલ છે અને ભય-જનિત કંપ હિમજનિતકંપમાં મળી ગએલ છે.

સર્વસ્વકાર આ લક્ષણ આપે છે:—

वस्तुना वस्त्वंतरनिगूहनं मिलितम् ।

એક વસ્તુથી અન્યવસ્તુનું નિગૂહન એ મિલિત.

રત્નાકરકાર આ લક્ષણ આપે છે:—

धर्मसाम्याद्भेदाप्रतीतिर्मीलितम् ।

ધર્મની સમાનતાથી ભેદની અપ્રતીતિ એ મીલિત છે.

## મિષ.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

આહીં "मिष" શબ્દનો અર્થ વ્યાજ છે. વ્યાજ અર્થાત્ છલ. "ચિન્તામણિકોષકાર" કહે છે:—"मिषं व्याजे.

જ્યાં કોઇ મિષ બતાવી વર્ણન કરવામાં આવે એ मिष अलंकार.

યથા.

દેશનિકાલ કર્યા હણ્યા, ધન હરી શત્રુસમાજ;
એ અશક્ત સેવે ચરણ, સ્વામિધર્મને વ્યાજ.

આમાં અશક્ત બનેલ શત્રુઓ સ્વામિધર્મ મિષે રાજાના ચરણને સેવે છે. આ વાસ્તવમિષમાં પણ ચમત્કાર અનુભવસિદ્ધ છે.

## મુદ્રા.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

મુદ્રા એટલે નામ લખેલી વીંટી. જેને લોકો મહોર કહે છે. અને જેનું પત્રો ઉપર ચિહ્ન કરવામાં આવે છે.

"ચિન્તામણિકોષકાર" કહે છે:—"मुद्रा प्रत्ययकारिण्यां"

અર્થાત્ ઓળખાણુ કરાવવાવાળી મોહોરમાં પોતાનું નામ અથવા ચિહ્ન હોય છે. જેથી પત્ર ઉપર લાગેલ મોહોર દેખતાંજ એ પત્રને વાંચતાં પહેલાં પરિજ્ઞાન થાય છે કે આ પત્ર અમુકનો છે. આ લોક મુદ્રાન્યાયથી ધોરીએ આ અલંકારનો અંગીકાર કરેલ છે.

જ્યાં મુદ્રાન્યાયથી વર્ણન કરવામાં આવે એ मुद्रा अलंकार છે.

યથા.

તુજ ચરણો દાની દિસે, માન સરોવર તાત;
મન મરાલ આ માહરો, ચાહે કરે દિનરાત.

દોહા છંદના પ્રસ્તારમાં એક મરાલ જાતિ પણ છે. જેમાં ચૌદ ગુરૂ અને વીશ લઘુ હોય એ મરાલ. તમામ દોહાના લઘુગુરૂ અક્ષર ગણે અને ગણોનો વિચાર કરે ત્યારે જાણવામાં આવે કે આ દોહાની જાતિ મરાલ છે. આ દોહાના મરાલ શબ્દના શ્લેષ સામર્થ્યથી દોહો સાંભળતાંજ છંદવેત્તાઓને એ જ્ઞાન થશે કે આ મરાલ જાતિનો દોહો છે. જેમકે પત્ર ઉપર લાગેલી મોહર દેખવા માત્રથી પત્રના વાંચતાં પહેલાં એવું જ્ઞાન થાય છે કે આ પત્ર અમુકનો છે.

ચન્દ્રાલોકકાર આ પ્રમાણે લખે છે:—

सूच्यार्थसूचनं मुद्रा प्रकृतार्थपरैः पदैः ।

પ્રકૃતાર્થ તાત્પર્યવાળા પદોથી સૂચન કરવા યોગ્ય અર્થનું જે સૂચન તે मुद्रा अलंकार.

યથા

જે જન નયપથ પળવાલાયક, તિર્યક્ પણ તેને રહે સ્હાયક;
જે જગમાંહિ અનીતિ ભજતા, સગાભાઇ પણ તેને તજતા.

અનર્ઘરાઘવ નામના નાટક ગ્રન્થનું આ પદ્ય છે. રામચરિત્રનું નાટક કરવાવાળા સૂત્રધારે સભામાં આવીને પ્રથમ આ નીતિવચન સુણાવ્યું છે, તેથી આ સુણવા માત્રથી સભાસદોને પ્રથમથીજ આ જ્ઞાન થઇ ગયું કે રામચન્દ્ર વાનરોની સેના બનાવીને લંકા ઉપર ચડ્યા અને રાવણના લઘુભ્રાતા વિભીષણના મળી જવાથી જય થયો, એવું રામચરિત્રનું નાટક થશે.

# रत्नावली.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

રત્નાવલી શબ્દનો અર્થ રત્નોની પંક્તિ છે. અમે આ અલંકારના સ્વરૂપને સ્પષ્ટ કરીએ છીએ કે અનેક વસ્તુઓના એકઠા થવામાં ત્રણ રીતિઓ છે. એક તો ધાન્યરાશિની પેઠે એકઠું થવું, એની સમુદાય અથવા સમુચ્ચય સંજ્ઞા છે. અન્ય એક સૂત્રના દોરામાં પરોવેલ વસ્તુઓનો અથવા એની પેઠે પરોવ્યા વિના વસ્તુઓનું માલાવત્ એકઠું થવું. એની માલા સંજ્ઞા છે. તૃતીય રેખાવત્ એકઠું થવું એની पंक्ति સંજ્ઞા છે, ઉક્ત સમુદાયન્યાયથી તો સમુચ્ચય અલંકાર માનવામાં આવેલ છે. ઉક્ત માલાન્યાયથી માલોપમા, કારણમાલા, ભ્રાન્તિમાલા ઇત્યાદિ અલંકારોના પ્રકાર માનવામાં આવેલ છે. માલા સ્વયં અલંકાર હોવાને એથી સમર્થ નથી કે જે જે અલંકારની માલા થાય છે, ત્યાં ત્યાં એ અલંકારજ ચમત્કારમાં પ્રધાન રહે છે; પણ માલા નહી. એક વસ્તુમાં ઉપમા ભ્રાન્તિ આદિ વસ્તુ માલાવત્ પરોવવામાં આવવાથી ઉપમાની માલા, ભ્રાન્તિની માલા ઇત્યાદિ સંજ્ઞા છે. સજાતિયની પંક્તિન્યાયવાળા કોઇ ઉદાહરણ હોવાને યોગ્ય મળતા નથી. એથી રત્નપંક્તિનો અંગીકાર કરવામાં આવ્યો છે. રત્નતાથી હીરા, માણેક, મોતી ઈત્યાદિ સજાતિય છે, પરન્તુ હીરાપણા આદિથી વિજાતીય છે અને આવા રત્નાવલી ન્યાયની વાચ્યતા હોવામાં અલંકાર હોવાને યોગ્ય ચમત્કાર નથી, કિન્તુ સ્ફુરણા હોવામાંજ છે. જેમકે ઉક્ત ક્રમ અલંકારમાં રત્નાવલી ન્યાયના સ્ફુરણમાં રત્નાવલી નામની રૂઢિ છે, જો કહો કે માલોપમા પણ વિજાતીય ધર્મોથી થાય છે, ત્યાં પણ રત્નમાલા ન્યાય માનવો જોઈએ, તેથી આમાં અમારે કાંઈ હાનિ નથી એવી માલોપમાને ભલે રત્નમાલોપમા કહો. જ્યાં રત્નાવલીની પેઠે વસ્તુની આવલીનું સ્ફુરણ થાય, ત્યાં रत्नावली अलंकार છે.

યથા

ચતુરાનન લક્ષ્મીપતિ, ગણ્યોં સર્વજ્ઞ સુદામ;
ભૂપ આપને ભાવથી, જન સહુ કરે પ્રણામ.

ચતુરાનન અર્થાત્ ચતુર વાણીવાળો, લક્ષ્મીપતિ અર્થાત્ વિપુલ વૈભવવાળો, સર્વજ્ઞ અથવા સર્વ વાતો જાણવાવાળો, રાજાના આવા ગુણ વર્ણનમાં ચતુરાનન–બ્રહ્મા, લક્ષ્મીપતિ–વિષ્ણુ, અને સર્વજ્ઞ–મહેશ, આ દેવતાઓની આવલીનું અભેદ સ્ફુરણ રત્નોની આવલી પેઠે ચમત્કારી હોવાથી **रत्नावली अलंकार** છે.

" ચન્દ્રાલોકકાર " આ લક્ષણ આપે છે:—

**क्रमिकं प्रकृतार्थानां न्यासं रत्नावलीं विदुः ।**

પ્રકૃત અર્થોનું ક્રમિક અર્થાત્ પ્રસિદ્ધ ક્રમના અનુસાર ધરવું એને **रत्नावली** અલંકાર કહે છે.

## रूपक.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

રૂપ શબ્દનો અર્થ સ્વભાવ અને મનોહર આકૃતિ થાય છે. " ચિન્તામણિકોષકાર " કહે છે:—

" **रूपं स्वभावे, मनोहराकृतौ** " " રૂપ " શબ્દ આગળ જે કકાર એ " **कन्** " પ્રત્યયનો છે. વ્યાકરણ રીતિથી રૂપ શબ્દની આગળ **कन्** આવીને " **रूपक** " શબ્દ થયો છે, " **कन्** " પ્રત્યયને માટે વ્યાકરણનું સૂત્ર આ પ્રમાણે છે:–" **इवे प्रतिकृतौ** " ઇવ શબ્દનો અર્થ " એવું " છે. કાષ્ઠ આદિથી બનાવેલ પ્રતિમાને " **प्रतिकृति** " કહે છે. ચિન્તામણિકોષકાર કહે છે:–**प्रतिकृतिः तृणचर्मकाष्ठादिनिर्मिते प्रतिमापर्याये वस्तुनि.** "

તૃણ, ચર્મ, કાષ્ઠ આદિથી બનાવેલ પ્રતિમા વસ્તુનો પર્યાય પ્રતિકૃતિ છે, તેવી બનાવેલ પ્રતિમામાં " **कन्** " પ્રત્યય લાગે છે. " **रूपमिव प्रतिकृतिः रूपकं** " રૂપના જેવી તૃણ કાષ્ઠાદિની બનાવેલી પ્રતિમા, આ રૂપક શબ્દની વ્યુત્પત્તિ છે. જેમ ચિત્રનો અથવા

કાષ્ટ આદિનો બનાવેલ અશ્વ "અશ્વક" કહેવાય છે. એમ અન્ય જાણી લેવું.

આશય એ છે કે આકૃતિ અથવા સ્વભાવના જેવી બનાવેલી મૂર્તિ. એવું નહિ કહેશો કે આહીં સ્વભાવ કહેવાથી વર્ણ અને શીલની મૂર્તિ કેવી રીતે બનશે ? કેમકે સામાન્યતાથી મનુષ્ય અને પશુ પક્ષીની મૂર્તિ તો આકૃતિને લઈ બનાવવામાં આવે છે. પણ વિષ્ણુ અને લક્ષ્મીને તો દ્રષ્ટિથી કોઈ દિવસ કોઇએ જોયા નથી, અને શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે કે વિષ્ણુ શ્યામવર્ણ અને લક્ષ્મી ગૌરવર્ણ છે. એથી વિષ્ણુની મૂર્તિ શ્યામવર્ણ અને લક્ષ્મીની મૂર્તિ ગૌરવર્ણ બનાવવામાં આવે છે. જેમ ઉત્સવ સમયમાં મનુષ્ય હર્ષ પામે છે, અને યુદ્ધ સમયે ક્રોધિત થાય છે, તેમ ઉત્સવ સમયની મૂર્તિ હર્ષિત અને યુદ્ધ સમયની મૂર્તિ ક્રોધિત બનાવવામાં આવે છે ઇત્યાદિ લોકમાં પ્રસિદ્ધ છે. એ કવિસૃષ્ટિની તો વિચિત્ર ગતિ છે. આહીં નાટકન્યાયથી ઘોરીએ રૂપક અલંકારનો અંગીકાર કર્યો છે. નાટકમાં રૂપક શબ્દનો પ્રયોગ છે. ચિન્તામણિકોષકારે કહ્યું કે:—"रूपकं नाटके" નાટકમાં નટ રામ આદિનો સ્વાંગ લાવે છે, એ રામ આદિનું રૂપક છે. નાટકમાં તો આકૃતિ, શીલ અને વર્ણ એ સર્વને લઇને રૂપક થાય છે. શતરંજની રમતમાં ગતિ માત્ર શીલને લઈને રૂપક થાય છે.

"ઘનશ્યામ નૂતન ઘન વસો, દિનરાત મુજ મનમાંહિ."

આમાં વર્ણ માત્ર લઈને રૂપક થાય છે. યત્કિંચિત્ સાદૃશ્યથી ઉપમા સિદ્ધ થઇ જાય છે. એ ભરતાદિએ ઉપમામાં સૂચવેલું છે. એનું અનુવર્તન સાધર્મ્ય મૂલક સર્વ અલંકારોમાં જાણી લેવું જોઇએ. નાટકમાં કાયિકરૂપક થાય છે, અને કાવ્યમાં વાચિકરૂપક થાય છે. પ્રતિમા અલંકારમાં તો મુખ્યના બદલામાં અન્ય વસ્તુને સ્થાનાપન્ન કરવી એ છે. ત્યાં સ્વાંગની વિવક્ષા નથી. ચતુર્ભુજાદિ સ્વરૂપવાળા વિષ્ણુના સ્થાનમાં ગોળમટોળ શાલિગ્રામ પણ સ્થાપન કરવામાં આવે છે.

યથા.

સુધાસિન્ધુ રઘુનાથદ્દગ, ભ્રમરી કીકી જ્યાંય,
નાવનિરીક્ષકમનતણું, નિમગ્ન થાયે ત્યાંય.

આહીં રઘુનાથજીનાં નેત્રોમાં સુધાસમુદ્રનું રૂપક કરવામાં આવ્યું છે. તેથી સમુદ્રની આકૃતિ નેત્રોમાંજ છે. અને ત્યાં પ્રતીયમાન પલક અવયવમાં સીમાનું અને વરૂણી અવયવમાં વૃક્ષાવલીનું રૂપક આકૃતિને લઇને છે. નેત્રોની શ્વેતતામાં સુધાની શ્વેતતાનું રૂપક વર્ણને લઇને છે. નેત્રોની તરલતામાં સુધાસમુદ્રની તરલતાનું રૂપક શીલને લઇને છે અને નેત્રતારિકામાં ભ્રમરીનું રૂપક કર્યું છે. એમાં ગોળાકાર આકૃતિ છે. જલમાં ભ્રમ થાય છે ત્યાં વેગવશથી શ્યામતા જોવી પડે છે. અને નેત્રોના તારામાં શ્યામતાજ છે. આ વર્ણ છે અને આકર્ષણ શીલ છે. એથી આહીં આકૃતિ, વર્ણ અને શીલ ત્રણેને લઇને રૂપક છે, અને જોવાવાળાના મનમાં નાવનું રૂપક છે. આહીં કેવળ શીલને લઇને રૂપક છે. આમ અન્યત્ર પણ વિચારી લેવું.

## सावयवरूपक—यथा.

ભૂળ શેષ ફણ મંડલી, તંતુ દિગ્ગજો દંત;
સુમન સુઉડુગણ ફલ શશિ, કીર્તિલતા ભગવંત.

આમાં શ્રી ભગવંત (ઇશ્વર) ની કીર્તિમાં લતાનું રૂપક કરવામાં આવ્યું છે. આંહીં મૂળ, તંતુ ઇત્યાદિ અંગો સહિત રૂપક હોવાથી **सावयव रूपक** છે.

## निरवयवरूपक—यथा.

કોણ પુરત મનકામના, અખિલ અર્થિની આજ;
જો ન હોત તું જગતમાં, કલ્પતરૂ શિવરાજ.

આહીં અવયવી કલ્પતરૂ છે, શાખાદિ એના અવયવ છે. રાજા અવયવી છે, હસ્તાદિક અવયવ છે, એ આહીં કેવલ અવયવી કલ્પવૃક્ષનું રૂપક છે. એના અવયવ શાખાદિનું રૂપક ન હોવાથી આ **निरवयवरूपक** છે.

## परंपरितरूपक.

યથા.

નાભિ હ્રદયથી કામગજ, કુચ કમલોને કાજ;
રોમરાજિ કર ફેંકતો, અવિલોકો વૃજરાજ.

આહીં કવિની વર્ણનીય રોમાવલિ છે. એ નીલિમાયુક્ત અને ઉત્તરોત્તર સૂક્ષ્મ હોઇને દીર્ઘ હોવાથી એને હસ્તીનો હસ્ત બનાવ્યો છે, તે શુંડાદંડ હસ્તી વિના સિદ્ધ નથી થતો, એથી મનોજને હસ્તી બનાવ્યો છે અને હસ્તીના હસ્તપ્રસારણ નિમિત્ત કુચોને કમલ બનાવ્યાં છે, અને કમલોની સ્થિતિને માટે અને ગજની ક્રીડાને માટે નાભિને હ્રદ બનાવ્યું છે, સાવયવમાં અંગાંગીભાવ હોય છે પણ પરંપરિતમાં અંગાંગીભાવ નથી. જ્યાં રૂપકની માલા હોય એને માલારૂપક કહે છે. એના બે ભેદ થાય છે. ૧ युक्त. ૨ अयुक्त.

## युक्तमालारूपक—यथा.

" હાસ્ય પુષ્પ દ્રગ ભ્રમર વિલોકો; "

આહીં પુષ્પ અને ભ્રમરની પ્રસિદ્ધ સંગતિ રહેવાથી યુક્તમાલારૂપક છે.

## अयुक्तमालारूपक—यथा.

"સ્મિત જ્યોત્સ્ના નેત્રોત્પલ, મુખ સુખ માનું ધામ;"

આહીં જ્યોત્સ્ના અને નીલોત્પલનો એક સમયમાં સંયોગ ન હોવાથી अयुक्तमालारूपक છે.

## विरुद्धरूपक—यथा.

નહિ સંકોચે સરસિરૂહ, વાસ ન નભમાં જાણ;
તારો આનનઈન્દુ આ, હરે અમારાં પ્રાણ.

આહીં મુખ, ચન્દ્રનું કાર્ય ન કરવાથી અને પ્રાણહરણરૂપ અન્ય કાર્ય કરવાથી આં विरुद्धरूपक છે.

ચન્દ્રાલોકકાર અધિક ન્યૂન અને સમ એવા રૂપકના ત્રણ

યથા.

છે સમદ્રષ્ટિ શંભુ આ, મહિપર મહિપ અનંત;

આહીં શંભુથી રૂપક કરનાર કવિએ સમદ્રષ્ટિરૂપ નરેન્દ્રની અધિકતા બતાવી છે; કેમકે શંભુ વિષમદ્રષ્ટિ છે. એના લલાટમાં તૃતીય લોચન છે. વિષમદ્રષ્ટિ દોષ અને સમાનદ્રષ્ટિ ગુણ છે, એથી આ અધિક રૂપક છે.

ન્યૂનરૂપકનું ઉદાહરણ આ પ્રમાણે આપે છેઃ—

યથા.

છો બ્રહ્મા મુખ ચાર વિણ, અવનિપર નૃપ આપ;

આહીં બ્રહ્માથી રૂપક કરનાર કવિએ ચાર મુખહીનતારૂપ રાજાની ન્યૂનતા કહી છે, એથી આ ન્યૂનરૂપક છે.

ભરતભગવાન આ પ્રમાણે લખે છેઃ—

स्वविकल्पैर्विरचितं तुल्यावयवलक्षणम् ।
किंचित्सादृश्यसंपन्नं यद्रूपं रूपकं तु तत् ॥

પોતાના વિકલ્પોથી બનાવેલ તુલ્ય અવયવોના ચિન્હવાળા અને કિંચિત્ સાદૃશ્યે કરીને જે રૂપ તે रूपक છે.

યથા.

પદ્માનન નીલોત્પલે, નયન હંસ રવ વેણ;
પરસ્પરેં વાપીસ્ત્રીયો, કહે સુણે દિનરેન.

આમાં વાપીઓને સ્ત્રીરૂપ કહેલ છે. એ વાપીઓ વાસ્તવમાં સ્ત્રીઓ નથી પણ કવિએ પોતાની કલ્પનાથી બનાવી છે. અને વાપીઓ પદ્મ, નીલોત્પલ અને હંસરવ વડે કરીને સ્ત્રીઓનાં મુખ, નેત્ર અને રવના સમાન ચિન્હોવાળી છે; અને વાપીઓ સ્ત્રીઓના સંપૂર્ણ સાદૃશ્યયુક્ત નથી. કિન્તુ કિંચિત્સાદૃશ્યયુક્ત છે.

વેદવ્યાસ ભગવાન આ પ્રમાણે લખે છેઃ—

उपमानेन यत्तत्त्वमुपमेयस्य रूप्यते ।
गुणानां समतां दृष्ट्वा रूपकं नाम तद्विदुः ॥

જે ઉપમાનની સાથે ગુણોની સમતા જોઇને તત્ત્વ અર્થાત્ ઉપમાનનો ધર્મ ઉપમેયમાં નિરૂપણ કરવામાં આવે એને રૂપક અલંકાર કહે છે.

વેદવ્યાસ ભગવાન અન્ય લક્ષણ આ રીતે લખે છે:—

उपमैव तिरोभूतभेदा रूपकमेव वा ।

વા અથવા છુપાએલ ભેદવાળી ઉપમાજ રૂપક છે. આહીં વા કારથી આ વિવક્ષા છે કે પ્રથમ કહ્યું એ રૂપકનું લક્ષણ છે અથવા આ રૂપકનું લક્ષણ છે.

કાવ્યપ્રકાશગતકારિકાર આ પ્રમાણે લખે છે:—

तद्रूपकमभेदो य उपमानोपमेययोः

જે ઉપમાન અને ઉપમેયનો અભેદ એ રૂપક.

રત્નાકરકાર આ પ્રમાણે લખે છે:—

" आरोपो रूपकम् " જે આરોપ છે તે રૂપક છે.

સર્વસ્વકાર આ પ્રમાણે લખે છે:—

अभेदप्राधान्य आरोप आरोपविषयानपन्हवे रूपकम् ॥

જે આરોપમાં અભેદ પ્રધાન હોય અને આરોપના વિષયનું અપહ્નવ ન હોય એ રૂપક.

ચક્રવર્તી આ પ્રમાણે લખે છે:—

विषय्याकारमारोप्य विषयस्थगनं यदा ।
रूपकं तु भवेत्तत्र रञ्जनेन समन्वयात् ॥

જ્યારે વિષયીના આકારનો આરોપ કરીને વિષયનું સ્થગન અર્થાત્ આચ્છાદન કરવામાં આવે ત્યારે ત્યાં રંજન અર્થાત્ રંગવાની સાથે સમન્વયાત્ અર્થાત્ સમાનતાથી રૂપક થશે.

આચાર્ય દંડી આ પ્રમાણે લખે છે:—

उपमैव तिरोभूतभेदा रूपकमुच्यते ।

જેમાં ભેદ છુપાએલ છે એવી ઉપમાંજ રૂપક છે.

મહારાજા ભોજ આ પ્રમાણે લખે છે:—

यदोपमानशब्दानां गौणवृत्तिव्यपाश्रयात् ।
उपमेये भवेद्वृत्तिस्तदा तद्रूपकं विदुः॥

જ્યારે ઉપમાન શબ્દોની ગૌણવૃત્તિઅર્થાત્ ગૌણી લક્ષણાવૃત્તિના આશ્રયથી ઉપમેયમાં વર્તતું હોય ત્યારે એને રૂપક કહે છે.

યથા.

ધૂર્જટિ આ નૃપ આજ.

આમાં રાજા ધૂર્જટિ છે, આ ધૂર્જટિ શબ્દની ધૂર્જટિ સદૃશ પ્રતિકૃતિમાં લક્ષણા છે.

"ચન્દ્રાલોકકાર" આ પ્રમાણે લખે છે:—

विषय्यभेदताद्रूप्यरञ्जनं विषयस्य यत् ।
रूपकम्

જે વિષયીના અભેદથી વિષયનું રંજન અથવા વિષયીના તાદ્રૂપ્યથી વિષયનું રંજન એ રૂપક.

તાદ્રૂપ્યરૂપકનું ચન્દ્રાલોકકાર આ પ્રમાણે ઉદાહરણ આપે છે.

યથા.

અપર લક્ષ્મી સાધ્વી સુ આ.

## લેશ.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

લેશ શબ્દનો અર્થ વિભાગ થાય છે. "ચિન્તામણિ કોષકાર કહે છે:—"लेशः कणे कणः धान्यांशे भागः अंशे एकदेशे" વિભાગ માટે અંશ શબ્દ પ્રચલિત છે. તૃતીયાંશ, ચતુર્થાંશ, ઇત્યાદિ. આ લેશ અલંકારને પ્રાચીનોએ "લવ" નામ આપેલ છે. એના અનુસાર આચાર્યદંડીએ પણ પ્રથમ અલંકારગણનામાં લેશનું નામ લવ કહેલ છે.

"हेतुः सूक्ष्मो लवः क्रमः"

લવ શબ્દ પણ ભાગ અર્થમાં પ્રચલિત છે.

"ભજગોવિન્દાષ્ટક" માં કહ્યું છે:—"गंगाजललवकणिका पीता" લવનો કણ અર્થાત્ ભાગનો ભાગ પરમાણુ એ કોઇ વસ્તુના લેશનું વર્ણન રોચક થાય ત્યાં લેશ અલંકાર છે.

યથા.

તુજ ગુણગણમાં રઘુપતિ, દૂષણ લેશ ન હોય;

આમાં અલેશ અલંકાર છે. ક્યાંઇ અલંકારના વિપરીત ભાવમાં અલંકારાન્તર થાય છે.

યથા.

ચંચલ નિર્લજ નિર્દયી, જૂઠ કપટનું ધામ;
હોય ભલે પણ છે ચતુર, માનહરણ ઘનશ્યામ.

આહીં નાયિકાના પ્રતિકૂલ ચંચલતા, નિર્લજ્જતા, નિર્દયતા, જૂઠ, કપટરૂપ નાયકના દોષસમુદાયમાં માનમોચનોપાયમાં ચતુર એ એક ગુણ લેશરૂપ હોવાથી લેશ અલંકાર છે.

આચાર્યદંડી પરમતથી આ પ્રમાણે લખે છેઃ—

लेशमेके विदुर्निन्दां स्तुतिं वा लेशतः कृताम् ॥

લેશથી કરેલી નિન્દાને અથવા લેશથી કરેલી સ્તુતિને એકે અર્થાત્ કોઇ લેશ કહે છે.

અન્ય લક્ષણ આ પ્રમાણે આપે છેઃ—

लेशो लेशेन निर्भिन्नवस्तुरूपनिगूहनम् ॥

લેશથી અર્થાત્ અલ્પતાથી નિર્ભિન્ન અર્થાત્ પ્રકટ થએલ વસ્તુના રૂપનું નિગૂહન અર્થાત્ છુપાવવું એ લેશ અલંકાર છે.

મહારાજા ભોજ આ લક્ષણ આપે છેઃ—

दोषस्य यो गुणीभावो दोषीभावो गुणस्य यः
स लेशः स्यात्ततो नान्या व्याजस्तुतिरपीष्यते ॥

જે દોષનું ગુણ થઇ જવું અને જે ગુણનો દોષ થઇ જવો એ લેશ થશે. વ્યાજસ્તુતિ પણ આથી અન્ય નથી.

ચન્દ્રાલોકકાર આ પ્રમાણે લખે છેઃ—

लेशः स्याद्दोषगुणयोर्गुणदोषत्वकल्पनम् ॥

દોષમાં ગુણતાની કલ્પના અને ગુણમાં દોષતાની કલ્પના એ લેશ થશે.

યથા.

અન્ય અખિલ આકાશમાં, વિચરે ખગ સ્વચ્છન્દ;
મધુર ગિરાફલથી પડ્યો, શુક આ પિંજર બન્ધ.

શુકના મધુર ભાષણગુણમાં પિંજરબંધ હેતુતાથી દોષની કલ્પના છે.

## लोकोक्ति.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

લોકકહેવતને લોકોક્તિ કહે છે. જ્યાં કાવ્યમાં લોકની ઉક્તિ હોય એ लोकोक्ति अलंकार છે.

યથા.

હય હાથી કોઇ આમ કોઇ, લે રઘુપતિથી દાન;
સરવરથી સહુ જળ ભરે, નિજ નિજ પાત્ર સમાન.

પ્રારબ્ધઆધીનમાં લોકોક્તિ છે કે પોતપોતાના વાસણના સમાન પાણી ભરવું છે. આ લોકોક્તિ આહીં કાવ્યને શોભાકર હોવાથી અલંકાર છે.

ચન્દ્રાલોકકાર આ લક્ષણ આપે છે.

लोकप्रवादानुकृतिर्लोकोक्तिरिति भण्यते ॥

પ્રવાદ અર્થાત્ પ્રસિદ્ધ કથન. લોકપ્રવાદની અનુકૃતિ અર્થાત્ અનુકરણને लोकोक्ति કહે છે.

## वक्रोक्ति.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—"वक्र" શબ્દનો અર્થ કુટિલ, વાંકું ઇત્યાદિ થાય છે. વક્રોક્તિ નામની વ્યુત્પત્તિ "वक्रीकृता उक्तिः वक्रोक्तिः" વાંકી કરેલી ઉક્તિ તે वक्रोक्ति. ઉક્તિનું વાંકું કરવું એ તો પરની ઉક્તિનું જ થાય છે. પરોક્તિનું વક્ર કરવું એ છે કે વક્તાના વિવક્ષિત અર્થથી અન્ય અર્થ કરવો. વક્રોક્તિમાં ક્યાંઇ શ્લેષ હોય છે. પરન્તુ એ ગૌણ હોય છે અને વક્રોક્તિની પ્રધા-

નતા હોય છે. નિરૂક્તિ અલંકારમાં પણ અન્યાર્થ કરવામાં આવે છે. પરન્તુ ત્યાં તો પોતાની ઇચ્છાનુસાર લગાવી લેવાય છે. અને આહીં પરની ઉક્તિને વક્ર કરવી છે, એથી મહાન્ વિલક્ષણતા છે.

જ્યાં પરની ઉક્તિને વક્ર કરવામાં આવે એ वक्रोक्ति છે.

યથા.

કોણ બચ્યો વિપત્તિથકી, કરી રામથી દ્રોહ;
કોણ બચ્યો સંપત્તિથકી, કરી રામથી મોહ.

આમાં શ્રીરામના દ્રોહીની આ ઉક્તિ છે કે રામથી દ્રોહ કરીને કોઇ વિપત્તિથી બચી ગએલ છે ? આ ઉક્તિને શ્રોતા સ્વર ફેર કરીને આ રીતે વક્ર કરી દીએ છે કે રામથી દ્રોહ કરીને કોઇ વિપત્તિથી નથી બચ્યો અને મોહ કરીને કોઈ પણ સંપત્તિથી નથી બચ્યો ઇત્યાદિ.

"કાવ્યપ્રકાશકાર" લખે છે:—

यदुक्तमन्यथा वाक्यमन्यथान्येन योज्यते ।
श्लेषेण काक्वा वा ज्ञेया, सा वक्रोक्तिस्तथा द्विधा ॥

જે અન્યથા કહેલ વાકય અન્યથી કરીને અન્યથા લગાવવામાં આવે એ वक्रोक्ति છે. તેના શ્લેષથી અને કાકુથી બે ભેદ છે. કાકુથી વક્રોકિતનું ઉદાહરણ પ્રથમ આપેલ છે. શ્લેષના બે પ્રકાર છે. ૧ अभंग श्लेष. ૨ सभंग श्लेष.

યથા.

ઉઘાડો કમાડ નામ આપનું કહોને શું છે ?
નામ હરિ મારૂં વસો કાનન પહાડમાં;
હું છું પ્યારી માધવ તો કોકિલાને આપો સુખ,
મોહન છું પ્યારી પડો મંત્ર અભિચારમાં.
ચક્રી છું ચતુરાં તો પધારો જઇ કુંભારપાસ,
ભોગી છું છબીલી વસો પ્રેમથી પાતાળમાં,
નાયક છું નાગરી હંકારો જઈ તાંડો તુર્ત,
હું છું ઘનશ્યામ કરો વૃષ્ટિ જઇ ક્ષારમાં.

આમાં અભંગ શ્લેષથી वक्रोक्ति છે.

યથા.

નારીને અનુકૂળ તમે, આચરતા દિન રાત;
કોણ અરિથી હિત કરે, છે વસુધા વિખ્યાત.

આહીં પૂર્વાર્ધમાં વક્તાનો સ્ત્રી આધીન પુરૂષને ઉપાલંભ છે, કે તમે નારી અર્થાત્ સ્ત્રીને આધીન છો. એ શ્રોતાએ "નારી" શબ્દનો "ન અરિ" આવું પદ ભંગ કરીને અન્ય રીતે અર્થ કરી દીધો છે.

રત્નાકરકાર વૃત્તિમાં આ પ્રમાણે લખે છેઃ—"श्लेषेण काक्वा धर्मसाम्येन वा" શ્લેષથી, કાકુની અથવા ધર્મસમાનતાથી वक्रोक्ति થાય છે.

શ્લેષથી અને કાકુથી वक्रोक्तिનાં ઉદાહરણો અપાઇ ગયાં છે; અને ધર્મસમાનતાથી વક્રોક્તિનું ઉદાહરણ આ પ્રમાણે છે.

યથા.

ગયો કહે ભિક્ષુક ક્યાં ગિરિજે! બલિને દ્વાર ગયો નહિ બીજે;
થાશે તાંડવ ક્યાં કલ્યાણી? યમુનાતટઉપર લ્યો જાણી.
ક્યાં મૃગશિશુ? વરાહ નહિ જાણું જરઠ વૃષપતિ ગોપ પ્રમાણું;
સાગર શૈલસુતા ઉચરે છે, આપસમાં પરિહાસ કરે છે.

આહીં વકતા લક્ષ્મીજીની ઉકિત સીધી નથી. "શિવ" ઇત્યાદિ સીધાં નામ કહેતાં નથી. પરિહાસને માટે "નૃત્યકારી" ઇત્યાદિ નામ અન્ય રીતે કહે છે. શ્રોતા પાર્વતીને કરીને વક્તાની શિવપરાયણ ઉકિત સમાન વિશેષણોથી વિષ્ણુપરાયણ કરવામાં આવી છે; એથી वक्रोक्ति અલંકાર છે.

## विकल्प.

"જશવંત જશોભૂષણકાર" લખે છે:—

"वि" ઉપસર્ગનો અર્થ "નાના" થાય છે અને कल्प શબ્દનો અર્થ "વિધિ" થાય છે.

ચિન્તામણિ કોષકાર કહે છે કે "वि नानार्थे कल्प विधौ" "વિકલ્પ" આ શબ્દસમુદાયનો અર્થ નાનાવિધિ એવો થાય છે.

"વિધિ" એટલે "વિધાન" એક પક્ષના અવલંબન તાત્પર્યથી નાના વિધાનમાં વિકલ્પ શબ્દની રૂઢિ સમસ્ત શાસ્ત્રોમાં છે. જેમ વેદમાં યજ્ઞ માટે વિકલ્પ છે "व्रीहिभिर्जेत यवैर्वा यजेत" શાળથી યજ્ઞ કરે અથવા યવોથી યજ્ઞ કરે, આહીં નાના વિધાનના એક પક્ષના અવલંબનમાં નિમિત્ત યથારૂચિ અથવા યથાલાભ છે. તે એવો વિકલ્પ તો રમ્ય ન હોવાથી અલંકાર નથી. નાના વિધાનમાં વિરોધ હોવાથી એક પક્ષનું અવલંબન ચમત્કારી થાય ત્યારે અલંકાર થાય છે. એથી અનેક વિધાનમાં વિરોધ હોવાથી એક પક્ષનું ગ્રહણ કરવામાં આવે ત્યાં विकल्प अलंकार છે.

યથા.

નમાવ શિર અથવા ધનુષ, આવ્યું પ્રભુદલ આજ;
આજ્ઞાથી વા ધનુરવે, ભર શ્રુતિ દાનવરાજ.

શત્રુપ્રતિ સંધિ કરવી, વિગ્રહ કરવો, એમ નીતિશાસ્ત્રમાં નાના વિધાન છે. પરન્તુ સંધિ અને વિગ્રહનો પરસ્પર વિરોધ છે, જ્યાં સન્ધિ થશે, ત્યાં વિગ્રહ નહી થાય અને જ્યાં વિગ્રહ થશે ત્યાં સન્ધિ નહી થાય એથી આહીં એક પક્ષનું અવલંબન કરવામાં આવે છે.

"સર્વસ્વકાર" આ લક્ષણ આપે છે:—

तुल्यबलविरोधिविकल्पे विकल्पः

તુલ્ય બલવાળા વિરોધીઓના વિકલ્પમાં विकल्प अलंकार છે.

યથા.

નાચે મત્ત મયૂર બની, અવિરલ ઘન વરસંત;
કરશે કાંત કૃત્તાંત વા, આજ દુઃખોનો અંત.

વિયોગ દુઃખ મટાડવામાં કાન્ત કૃત્તાન્ત એ નાના (વિવિધ) કારણ છે, તેથી દૈવ નિમિત્તથી અહીં એક પક્ષનું અવલંબન છે. પરન્તુ અહીં એક પક્ષના અવલંબનમાં કાન્ત કૃત્તાન્તનો વિરોધ પ્રબલ નિમિત્ત છે એથી विकल्प अलंकार છે.

## विकास.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

विकास શબ્દનો અર્થ પ્રસરવું થાય છે. "ચિન્તામણિકોષકાર" કહે છે:—विकासः विसृत्वरे विसृत्वरः प्रसारिणि"

જ્યાં વિકાસનું વર્ણન કરવામાં આવે એ विकास अलंकार છે.

યથા.

સર સરિતા ગિરિસિન્ધુથી, અટકે નહીં જરાય;
યશ શ્રી અવધ નરેશનો, જગે પ્રસરતો જાય.

## विचित्र.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

"ચિત્ર" શબ્દનો અર્થ "અદ્‌ભુતયુકત" છે, ચિન્તામણિ કોષકાર કહે છે:—"चित्रं अद्भुतयुक्ते".

અદ્‌ભુતયુકતમાં ચિત્ર શબ્દનો પ્રયોગ થાય છે. અદ્‌ભુત એટલે આશ્ચર્ય. અમરકોષમાં લખ્યું છે કે:—विस्मयाऽद्भूतमाश्चर्यः આહીં ચિત્ર શબ્દનો અર્થ છે તેજ "वि" ઉપસર્ગનો અર્થ છે.

જ્યાં વિચિત્ર વર્ણન કરવામાં આવે એ विचित्र अलंकार છે.

યથા.

ઉત્તમ નૃપ અવરેખતાં, ભલો વધારી ભાવ;
નિત્ય ચઢવા હય હાથીથી, ઉતરે છે ઉમરાવ.

લોકોમાં રીતિ છે કે પોતાના રાજાની દ્રષ્ટિ પડતાં ઉમરાવો આદિ પ્રણામ કરવા માટે વાહનથી ઉતરી જાય છે. એ સર્વદા ચડવા માટે ઉતરે છે, કેમકે જો રાજાથી અવિનય કરે તો તેઓના વૈભવ છીનવી લેવામાં આવે છે. તેથી ચડવાની ચાહનાવાળા તો ઉતરે નહીં. ચડવા માટે ઉતરવું એ અદ્‌ભુતયુકત હોવાથી विचित्र अलंकार છે.

स्वविपरीतफलनिष्पत्तये प्रयत्नो विचित्रं ॥

પોતાના વિપરીત ફલની સિદ્ધિને માટે જે પ્રયત્ન તે विचित्र अलंकार છે.

"ચન્દ્રાલોકકાર" આ પ્રમાણે લખે છે:—

विचित्रं तत्प्रयत्नश्चेद्विपरीतफलेच्छया ॥

વિપરીત ફલની ઇચ્છાથી જે પ્રયત્ન તે વિચિત્ર.

"રસગંગાધરકાર" આ પ્રમાણે લખે છે:—

इष्टसिद्ध्यर्थमिष्टैषिणा क्रियमाणमिष्टविपरीताचरणं।

विचित्रं.

ઇષ્ટને ચાહવાવાળાથી ઇષ્ટસિદ્ધિને માટે કરેલ ઇષ્ટપ્રતિકુલ આચરણ એ વિચિત્ર.

"રત્નાકરકાર" આ પ્રમાણે લખે છે:—

कायिकस्य वाचिकस्य मानसस्य प्रवृत्तिरूपस्य निवृत्तिरूपस्य वा प्रयत्नस्य विफलत्वं विचित्रम्.

કાયિક, વાચિક અને માનસપ્રવૃત્તિરૂપ અથવા નિવૃત્તિરૂપ પ્રયત્નની વિફલતા એ વિચિત્ર અલંકાર છે. વિફલતાના ત્રણ પ્રકાર છે. ૧ પ્રયત્નનું જે પ્રસિદ્ધ કાર્ય એથી વિરૂદ્ધ કાર્ય, ૨ પ્રયત્નની મહત્તામાં ફલની તુચ્છતા અથવા પ્રયત્નની તુચ્છતામાં ફલની મહત્તા, ૩ અસાધ્યતાથી, અસંભવતાથી અથવા અનુપયોગિતાથી ફલનો અભાવ.

યથા.

"પ્રિયદર્શનકારણ દ્રગ વીંચ્યા;

વિયોગ દશામાં ધ્યાનથી પ્રિયદર્શનને માટે નયનનું મીંચવું છે. આહીં દર્શનને માટે નેત્ર મીંચવું એ વિચિત્ર છે. આ કાયિક પ્રયત્નનું ઉદાહરણ છે.

યથા.

વાતો કહેવા નાથને, બની બેઠી ચુપચાપ;

આ પણ એવુંજ વિયોગદશાનું વર્ણન છે. વાર્તાલાપને માટે ચુપચાપ બેસવું એ પણ વિચિત્ર છે. આ વાચિક પ્રયત્નનું ઉદાહરણ છે.

યથા.

કર્ણે દેવા કર ચહે, સુણવાને પતિ વાત;

આ માનસનું ઉદાહરણ છે. સાંભળવાને માટે હાથથી કાન બંધ કરવા એ પણ વિચિત્ર છે, પ્રથમના બે ઉદાહરણ નેત્ર નિમીલનથી જોવાની નિવૃત્તિ અને મૌન રાખવાથી બોલવાની નિવૃત્તિરૂપ છે.

તૃતીય ઉદાહરણ શ્રવણ (કાન) બંધ કરવાને પ્રવૃત્ત થઈ છે. એથી પ્રવૃત્તિરૂપ છે. આહીં નિમીલન આદિનું ફલ અદર્શન આદિ છે. એથી વિરૂદ્ધ કાન્તદર્શન આદિને માટે પ્રયત્ન છે.

## વિધિ.

"જશવંતજશોભૂષણકાર" લખે છેઃ—

નહી જાણેલને બતાવવાને વિધિ કહે છે. ચિન્તામણિકોષકાર કહે છેઃ—

अज्ञानज्ञापको वेदभागो विधिरिति मीमांसकाः ॥

અજ્ઞાતને જ્ઞાપન કરવાવાળા વેદના ભાગને મીમાંસક લોક વિધિ કહે છે. ધોરીએ મીમાંસા શાસ્ત્રની છાયાથી વિધિ અલંકાર માન્યો છે.

જ્યાં અજ્ઞાતને જ્ઞાપન કરવામાં આવે એ વિધિ અલંકાર.

યથા.

બનોં અચલ ધરણી ધારજે, રહોં સાવધાન ફણીશ;
એ ઉભયને ચિત્ત ચેતોં તું, શિર રાખ કૂરમ ઇશ.
દિગ્દ્વિરદ તજો મદ વિલસતા, અહીં રહો ધર બનોં ધીર;
શ્રીરામ સેના આજ કરતોં, પ્રયાણ લઈ બહુ વીર.

આમાં શ્રીરામની અપાર સેનાનું એક તરફ પ્રયાણ હોવાથી શેષના શીર ઉપર સ્થિત થએલ પૃથ્વીનું એક તરફ નમી જવું, પૃથ્વી આદિને અજ્ઞાત છે. તેને જાહિર કરવું છે.

## વિનોક્તિ.

"જશવંતજશોભૂષણકાર" કહે છેઃ—

જ્યાં કોઇના વિના કોઇને કહેવું એ વિનોક્તિ અલંકાર છે. આ અલંકાર સહોક્તિ અલંકારનો પ્રતિભટભૂત છે.

યથા.

વિશ્વ વખાણે છે સહુ, ગર્વ વિના ગુણવાન;

આમાં ગુણવાનને ગર્વ વિનાનો કહ્યો એ રૂચિકર હોવાથી અલંકાર છે.

"કાવ્યપ્રકાશકાર" આ પ્રમાણે લખે છે:—

विनोक्तिः सा विनाऽन्येन यत्रान्यः सन्न नेतरः ॥

વિનોક્તિ અલંકાર એ છે કે જ્યાં અન્યના વિના અન્ય સન્ નહી અર્થાત્ શોભારૂપ નહિં, શોભાથી ઇતર અર્થાત્ અશોભનરૂપ નહી.

"સર્વસ્વકાર" આ પ્રમાણે લખે છે:—

विना किंचिदन्यस्य सदसत्त्वाभावो विनोक्तिः ॥

કોઇના વિના અન્યની સત્ અથાત્ શોભનતા અથવા અશોભનતાના અભાવમાં विनोक्ति अलंकार.

યથા.

ઇભ વિણુ દાન જ્ઞાન વિણુ યતિ સહીં,
વિણુ અભિનાન નૃપતિ શોભે નહીં.

આમાં દાન ઇત્યાદિ વિના ઇભ ઇત્યાદિની અશોભનતા છે.

અલંકારભાષ્યકારનું આ લક્ષણ છે:—

नित्यसंबन्धानामसंबन्धवचनं विनोक्तिः ॥

નિત્ય સબંધવાળાનું અસબંધ વચન એ विनोक्ति.

યથા.

શશિ મૃણાલ સૈવાલ જલ, રહી ઘનસારની રીત;
વિરહ વ્યથિતને થાય છે, એ વિણુ શીત પ્રતીત.

આહીં શીતલતાની સાથે નિત્ય સબંધવાળાનો અસબંધ કહ્યો છે.

## विरोध.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

વૈરનું નામ विरोध છે. "ચિન્તામણિકોષકાર" કહે છે, "वैरं

विरोधो विद्वेषः" આહીં પદાર્થોના સાંસર્ગિક વિરોધમાં વિરોધ શબ્દની રૂઢિ છે.

જ્યાં સંસર્ગમાં વિરોધ હોય એ વિરોધ અલંકાર છે.

યથા.

સિંહ બળદ મૂષક અહિ, શિવપુરમાં જે રીત.
રામરાજમાં આજ ત્યમ, કરે પરસ્પર પ્રીત.

विरुद्धानां पदार्थानां यत्र संसर्गदर्शनम् ।
विशेषदर्शनायैव स विरोधः स्मृतो यथा ॥

જ્યાં વિરોધી પદાર્થોનો સંસર્ગ અર્થાત્ મિલાપ જોવામાં આવે એ વિરોધ અલંકાર.

આવું વર્ણન વર્ણનીયની વિશેષતા અર્થાત્ ઉત્કર્ષ દેખાડવાને માટેજ છે.

યથા.

રાજહંસરવ શરદ વધારે. મોરશોરને સાવ ઘટાડે;
શ્વેત કરે દશ દિશા ગગનને, રક્ત કરે નારી નર મનને.

જે વૃદ્ધિ કરે છે એ ક્ષય નથી કરતો, જે ક્ષય કરે છે એ વૃદ્ધિ કરતો નથી; જે શ્વેત કરે છે એ રક્ત નથી કરતો; જે રક્ત કરે છે એ શ્વેત નથી કરતો. લોકમાં બહુધા એ વ્યવહાર છે, તેથી સાક્ષાત્ વૈરભાવ તો ચેતન વસ્તુઓમાં થાય છે, અચેતન વસ્તુઓમાં ઉક્ત રીતિથી વૈરનો વ્યવહાર છે, એનું એકત્ર રહેવું એ અલંકાર છે. આવું વર્ણન વર્ણનીય શરદઋતુના અલૌકિક સામર્થ્યરૂપ ઉત્કર્ષને માટે છે.

અલંકારતિલક આ લક્ષણ આપે છેઃ—

विरुद्धानामेकत्र संसर्गो विरोधः ॥

વિરૂદ્ધ પદાર્થોનો એક સ્થલમાં સબંધ એ વિરોધ છે.

"વેદવ્યાસભગવાન" આ પ્રમાણે લખે છેઃ—

संगतीकरणं युक्त्या यदसंगच्छमानयोः ।
विरोधपूर्वकत्वेन तद्विरोध इतिस्मृतम् ॥

**असंगच्छमान** અર્થાત્ સાથે નહી મળનારની જે યુક્તિથી સંગતિ કરવામાં આવે એ **વિરોધ.**

"કાવ્યપ્રકાશગતકારિકાકાર" આ પ્રમાણે લખે છે:—

**विरोधः सोऽविरोधेऽपि विरुद्धत्वेन यद्वचः**

અવિરોધમાં પણ વિરૂદ્ધતાથી કરીને જે વચન તે **વિરોધ અલંકાર.** પ્રકાશકારે વૃત્તિમાં લખ્યું છે કે વાસ્તવમાં વિરોધ ન રહેતાં પણ વિરૂદ્ધના જેવું કહેવું.

યથા.

નવિન નલિનીના કિસલયો, વલય મૃણાલ સુદામ;
તુજ વિરહે દવદહન છે, છવે કેમ કરી વામ.

આમાં વિયોગ દશામાં કમલિની, કિસલય અને મૃણાલ તાપકારી થાય છે. એથી વિયોગ દશામાં કમલિની કિસલય અને મૃણાલના તાપની સાથે વિરોધ નથી. આવા તાપ કરવાવાળાને અગ્નિનાં રૂઢિ છે જેની એવું દવદહનરૂપ વિરૂદ્ધ વચનથી કહ્યું છે; એથી વિરોધ ભાસે છે.

"સર્વસ્વકાર" આ પ્રમાણે લખે છે:—

**विरुद्धाभासत्वं विरोधः** વિરૂદ્ધની આભાસતામાં **વિરોધ અલંકાર.**

રૂદ્રટ આ પ્રમાણે લખે છે:—

**यस्मिन्द्रव्यादीनां परस्परं सर्वदा विरुद्धानाम् ।**
**एकत्रावस्थानं समकालं भवति स विरोधः ॥**

જ્યાં પરસ્પર સર્વદા વિરોધવાળા દ્રવ્યાદિકોની સમકાલમાં એકત્ર સ્થિતિ હોય એ **વિરોધ અલંકાર.** સમકાલનું ઉદાહરણ આ પ્રમાણે છે:—

યથા.

નૃસિંહત્વ ધરતા નિજ તનમાં, એ હરિ વસો અમારા મનમાં.

રૂદ્રટ અન્ય ઉદાહરણ માનીને અન્ય લક્ષણ આ પ્રમાણે આપે છે:—

यत्रावश्यं भावी ययोः सजातीययोर्भवेदेकः ।
एकत्र विरोधवतोस्तयोरभावोयमन्यस्तु ॥

જે સ્થલમાં સજાતીય અને વિરૂદ્ધ એ બન્નેમાંથી એક અવશ્ય હોય ત્યાં એ બન્નેના અભાવની એકત્ર સ્થિતિ એ દ્વિતીય વિરોધ.

યથા.

છે નલિની ચિરપરિચયવાળી, ને નિજભોગે બચે રસાળી;
નહિ આવે નહિ જાય મરાલે, ગગન નિહાળી સઘન ઘન માલે.

આહીં નહિ આવવું અને નહિ જવું. બન્ને ક્રિયા હોવાથી સજાતીય છે; અને એ બન્ને ક્રિયા આપસમાં વિરૂદ્ધ છે. અને એ બન્નેમાંની એક અવશ્ય હોય છે. તેથી આહીં એ બન્નેના અભાવોનો એકત્ર સંસર્ગ હોવાથી વિરોધ છે.

મહારાજા ભોજ આ પ્રમાણે લખે છે:—

विरोधस्तु पदार्थानां परस्परमसंगतिः ।
असंगतिः प्रत्यनीकमधिकं विषमं च सः ॥

વિરોધ તો પદાર્થોની અસંગતિ છે, એથી અસંગતિ, પ્રત્યનીક, અધિક અને વિષમ પણ વિરોધ અલંકારજ છે.

યથા.

દિગ્ અંબર તો ધનુ શીદ ધરે ?
ધનુ તો શીદ અંગ વિભૂતિ સદા છે ?
વિભૂતિ તન તો પછી કાં તરૂણી છે ?
તરૂણી તવ કાં સ્મરથી અરિતા છે ?
નિજ નાથ મહેશ્વરનું જગમાં,
સુવિચિત્ર પ્રકાર ચરિત્ર મહા છે.
કરી એમ વિચાર અનંત વિધિ,
શિવના ગણને તન અસ્થિર રહ્યાં છે.

આહીં દિગંબરતાદિના ઉત્તરોત્તર ગ્રથનમાં એની પરસ્પર અસંગતતાથી આ ગ્રથિતનામ વિરોધનો ભેદ છે.

# विशेषोक्ति.

" જશવંતજશોભૂષણકાર " લખે છેઃ—

આહીં "वि" ઉપસર્ગ " ગત " અર્થમાં છે. ચિન્તામણિ કોષકાર કહે છે; "वि गते" શેષ શબ્દનો અર્થ અવશિષ્ટ ( બાકી ) છે. "विशेषोक्ति" આ શબ્દ સમુદાયનો અર્થ "वि गते न शेषस्योक्तिः" આ વ્યુત્પત્તિથી ગત અર્થાત્ જે વસ્તુ નથી તેથી કરીને શેષ અર્થાત્ શેષોનું કહેવું. જ્યાં જે નથી ત્યાં તેના કથનથી શેષનો બોધ કરાવવો એ विशेषोक्ति અલંકાર છે.

યથા.

પંડિત કહે પુકારીને, ખટક જાણતી ખાસ;
નથી ભણેલ નકારને, દાની નૃપ ગુરૂ પાસ.

આમાં દાની નૃપને "ન" કાર ન ભણેલ કહેવાથી શેષ સર્વનું ભણવું કહેવામાં આવ્યું છે. કથનીય સમસ્તને વચનથી કહેવાની અપેક્ષાએ જે કોઇ એક વસ્તુ નથી એના નિષેધ માત્રથી એ સર્વનું કહેવું લાઘવતાથી રમ્ય હોઈ અલંકાર છે.

" સૂત્રકાર વામન " આ પ્રમાણે લખે છેઃ—

एकगुणहानौ गुणसाम्यदार्ढ्यं विशेषोक्तिः ॥

એક ગુણની હાનિમાં અન્ય ગુણ સામ્યની દ્રઢતામાં विशेषोक्ति અલંકાર થાય છે.

યથા.

છે હર ત્રીજા નયન વિણ, છે વિધિ વિણ મુખ ચાર;
ચાર ભુજા વિણ વિષ્ણુ છે, સત્યવાદી સરદાર.

ઘણા પ્રાચીનોએ દ્રઢારોપરૂપકનું આ ઉદાહરણ માનેલ છે. પણ આમાં પ્રધાન ચમત્કાર તો વિશેષોક્તિનો હોઇ અમે આ ઉદાહરણ આહીં આપેલ છે.

કાવ્યપ્રકાશગતકારિકાકારે તો પરિપૂર્ણ કારણ રહેતાં છતાં કાર્યના ન થવામાં विशेषोक्ति અલંકાર માનેલ છે. એ વિષયમાં વિશે

ષોક્તિ શબ્દનો અર્થ ઉક્ત વિશેષોક્તિથી અન્ય છે. એ અમે અન્તર્ભાવાલંકારમાં સ્પષ્ટ કરીશું.

## विषम.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

"सम" શબ્દનો અર્થ "સમાન." ચિન્તામણિકોષકાર કહે છે:- "समः समाने तुल्यार्थे" "वि" ઉપસર્ગનો આહીં " ગત " અર્થ છે. "विषम" અહીં દંત્ય स કારનો વ્યાકરણ રીતિથી મૂર્દ્ધન્ય ष કાર થયો છે विषम આ શબ્દ સમુદાયનો અર્થ सम નહી અર્થાત્ યથાયોગ્યનો અભાવ. વક્ષ્યમાણ સમ અલંકારનો વિપરીતભાવ એ વિષમ છે.

જ્યાં યથાયોગ્યનો અભાવ કથન કરવામાં આવે એ **विषम अलंकार छे.**

અમારા મતથી અયથાયોગ્યના સંબંધમાં ચારૂતા છે, તેવીજ ચારૂતા યથાયોગ્યના અસમ્બંધમાં છે. યથાયોગ્યનો અભાવ બન્ને જગોમાં છે.

યથા.

કયાં આ દારૂણ દુઃસહ દુઃખ, કયાં આ રૂપ અપાર;
નૃપ ! ધન ચિન્તવતા પથિક, નીરખી તુજ રિપુનાર.

આહીં ઉક્ત દુઃખનો અને રૂપનો સંબંધ અયોગ્ય છે. આમાં નાયકા ધર્મીમાં બે ધર્મોનો અયોગ્ય સંબંધ છે.

" કાવ્યપ્રકાશગતકારિકાકાર " આ પ્રમાણે લખે છે:—

क्वचिद्यदतिवैधर्म्यान्न श्लेषोघटनामियात् ।
कर्तुः क्रियाफलावाप्तिर्नैवानर्थश्च यद्भवेत् ॥
गुणक्रियाभ्यां कार्यस्य कारणस्य गुणक्रिये ।
क्रमेण च विरुद्धे यत् स एव विषमो मतः ॥

૧ કયાંઇ અતિ વૈધર્મ્યથી શ્લેષ અર્થાત્ સબંધની ઘટના ન હોય એ પ્રથમ વિષમ કહેવાય છે.

૨ કર્તાને ક્રિયાના ફલની અપ્રાપ્તિજ નથી. પરન્તુ અનર્થ અર્થાત્ અનિષ્ટની પણ પ્રાપ્તિ થાય એ **દ્વિતીય વિષમ** કહેવાય છે.

૩ કાર્યની ગુણક્રિયાઓ સાથે કારણની ગુણક્રિયાઓનો વિરોધ એ **તૃતીય વિષમ.**

પ્રથમ લક્ષણાનુસાર પૂર્વોક્ત ઉદાહરણ છે. દ્વિતીય લક્ષણાનુસાર આ ઉદાહરણ છે:—

યથા.

ડરી સિંહણસુતથી ગયું, શશક શશિની પાસ;
અન્ય સિંહસુત કરી ગયો, ગ્રહી આશ્રયસહ ગ્રાસ.

આહીં સિંહણસુતથી ડરતું શશક શશિને શરણ ગયું, તેથી શશકને શરણ મળવાની અપ્રાપ્તિ માત્રજ નથી થઈ, કિન્તુ એમાં સિંહણસુતથી અર્થાત્ રાહુથી ગળાયો. આ અનર્થની પણ પ્રાપ્તિ થઈ.

"રત્નાકરકાર" આના બે પ્રકાર માનીને આ લક્ષણ આપે છે:—

**अर्थानर्थपदे तदन्यस्योत्पत्तिर्विषमम् ।**

અર્થ અને અનર્થના સ્થાનમાં એથી અન્યની ઉત્પત્તિ અર્થાત્ અર્થથી અનર્થ અને અનર્થથી અર્થની ઉત્પત્તિ એ **વિષમ અલંકાર.**

યથા.

કાપ્યો કરંડ મૂષકે, ઉરમાં ધરીને ભક્ષતણી આશ;
અંદર રહેલ અહિએ, ગ્રહી તેહનો તુર્ત કર્યો ગ્રાસ.

આહીં મૂષકના અર્થના યત્નમાં અનર્થની ઉત્પત્તિ થઇ છે.

યથા.

મટ્યું રાહુશિર છેદતાં, ઉદરભરણદુઃખ સર્વ;

આહીં રાહુના શિરછેદનરૂપ અનર્થમાં પ્રવૃત્ત વિષ્ણુના ચક્રથી રાહુના ઉદરભરણ દુઃખનિવૃત્તિરૂપ અર્થની ઉત્પત્તિ થઇ છે.

તૃતીય લક્ષણનું આ ઉદાહરણ છે:—

યથા.

ખડ્ગ શ્યામ શ્રી રામનું પ્રકટ કરે યશ શ્વેત;

આહીં કારણ અને કાર્યના ગુણોનો વિરોધ છે, કેમકે અસિત

ખરું કારણનું કાર્ય યશ છે, તેથી યશ પણ અસિત હોવો જોઇએ પણ એ શ્વેત છે.

## विषाद.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

આહીં "वि" ઉપસર્ગ વિશેષ અર્થમાં છે. વિશેષ શબ્દનો અર્થ આહીં "અતિશય" છે. "ચિન્તામણિકોષકાર" કહે છે:— वि विशेषे, अतिशये. षद्लृ ધાતુથી "साद" શબ્દ બનેલ છે. "षद्लृ विशरणगत्यवसादनेषु" षद्लृ ધાતુ વિખેરવું, ગતિ અને અવસાદન અર્થમાં છે. "અવસાદન" શબ્દનો અર્થ विषाद છે. "ચિન્તામણિકોષકાર" કહે છે:—"अवसादः विषादे" વિષાદ નામ દુઃખનું પ્રસિદ્ધ છે. આહીં "साद" શબ્દનો અર્થ દુઃખ છે. વ્યાકરણ રીતિથી સાદ શબ્દના દંત્ય સકારનો મૂર્દ્ધન્ય-ષકાર બનેલ છે.

પ્રહર્ષણ અલંકારમાં લોકોત્તરતાને માટે હર્ષ શબ્દની સાથે "प्र" ઉપસર્ગ જોડવામાં આવેલ છે, અને પ્રહર્ષણના પ્રતિદ્વન્દ્વી ભાવમાં આ विषाद અલંકાર છે. એમજ લોકોત્તરતાને માટે આહીં "સાદ" શબ્દની સાથે "वि" ઉપસર્ગ જોડવામાં આવ્યો છે.

ધોરીએ કેવળ હર્ષને અલંકાર નથી કહ્યો, પણ પ્રહર્ષણને કહેલ છે, એથી આ અવયવાર્થ ધોરીનો વિવક્ષિત હોય એમ સિદ્ધ થાય છે.

આહીં વિષાદ આ શબ્દસમુદાયનો અર્થ દુઃખ માને તો અસમંજસ થશે, કેમકે સાધારણ હર્ષ અલંકાર થતો નથી. પ્રકૃષ્ટ હર્ષ અલંકાર થાય છે, આવું માનવામાં આવ્યું ત્યાં એના પ્રતિદ્વન્દ્વી ભાવમાં દુઃખ માત્રને અલંકારતા કેવી રીતે થશે ?

વાંચ્છિતથી અધિકતાર્થની સિદ્ધિ ઇત્યાદિમાં પ્રહર્ષણ અલંકાર થાય છે. એમજ વાંચ્છિતથી વિરૂદ્ધાર્થની પ્રાપ્તિ ઇત્યાદિમાં વિષાદ અલંકાર થાય છે. એમ નહી કહેશો કે દુઃખ શોભાકર બનીને અલંકાર કેમ થાય ? કેમકે જેને વિષાદ થાય છે એને તો એ શોભાકર

આનંદદાયક નથી, પણ એનું વર્ણન કાવ્યને શોભાકર બનીને શ્રોતાઓને આનંદદાયક થાય છે. જેમકે બિભત્સાદિ રસસ્થળમાં જુગુપ્સાદિનું વર્ણન શ્રોતાઓને આનંદદાયક થાય છે.

જ્યાં વાંચ્છિતથી વિરૂદ્ધાર્થની પ્રાપ્તિનું વર્ણન કરવામાં આવે એ **વિષાદ અલઙ્કાર** છે.

યથા.

એક કંઠ કર એક પ્રસારી, મધપાત્ર પીવરાવે પ્યારી;
વલયાવલિના રવ રસદાતા; શ્રુતિને સંગીતતુલ્ય સુહાતા;
ઇચ્છા કેલિકલાપની કરતા, ત્યાં પહોંચ્યા અરિ અસિ કર ધરતા;
પડી વૈરીઓ ધયા વિદાયે, જેમ પકડી યમદૂતો જાયે.

"ચન્દ્રાલોકકાર" આ પ્રમાણે લખે છે:—

इष्यमाणविरुद्धार्थसंप्राप्तिस्तु विषादनम् ॥

ઇચ્છેલથી વિરૂદ્ધ અર્થની પ્રાપ્તિ એ વિષાદ અલંકાર છે.

"રસગંગાધરકાર" આ પ્રમાણે લખે છે:—

"अभीष्टार्थविरुद्धलाभो विषादनम्"

વાંચ્છિતાર્થથી વિરૂદ્ધનો લાભ એ વિષાદ અલંકાર છે.

યથા.

આવી ઋતુ પાવસ આકાશ આઠે દિશામાંહિ,
શોભે છે સ્વરૂપ જળ ધરણીની ભીડનું;
શીળો ધીરો તેમજ કદંબોની સુવાસયુક્ત,
સરસ વધારે રસ સ્પર્શવું સમીરનું
ગેહથી નિકળી વૃષભાનુતનુજાએ જોયું,
એ સમે સહેટનું નિકુંજ પડયું તીરનું;
નાગરીનાં નયનોમાં નીરનો પ્રવાહ વધ્યો,
નીરખી વધેલું જોર જમુનાના નીરનું.

આ સમય રાધિકાને સંકેત સંબંધી કોઇ વાંચ્છના ન હતી. વર્ષાઋતુ વિલોકવાને માટે ભવનથી નિકળી છે, અકસ્માત્ સંકેતના નિકુંજને પડતો જોવાથી વિષાદની ઉત્પત્તિ છે. વાંચ્છિતથી વિરૂદ્ધના

લાભમાં દુઃખનો અતિશય હોય એવો જ અકસ્માત્ આવવામાં દુઃખનો અતિશય અનુભવસિદ્ધ છે.

## व्यतिरेक.

જશવંતજશોભૂષણકાર લખે છે કેઃ—

આહીં "वि" ઉપસર્ગનો અર્થ વિશેષ છે; અને "વિશેષ" શબ્દનો અર્થ ઇતરથી ટળાવવાવાળો અસાધારણ ધર્મ છે. "ચિન્તામણિકોષકાર" કહે છેઃ वि विशेषे विशेषः इतर व्यावर्तके असाधारणधर्मे." અતિરેક શબ્દનો અર્થ પૃથક્ ભાવ છે. ચિન્તામણિકોષકાર કહે છે." "अतिरेकः पृथक्भावे" व्यतिरेकः શબ્દ સમુદાયનો અર્થ ઇતરથી ટળાવવાવાળા અસાધારણ ધર્મથી કરીને પૃથક્ભાવ. આ કથનના સ્વારસ્યથી એ અર્થસિદ્ધ થાય છે કે સમાન વસ્તુઓનો કોઇ વિશેષથી પૃથક્ભાવ.

જ્યાં કોઈ વિશેષથી અતિરેક કથન કરવામાં આવે એ व्यतिरेक अलंकार છે.

વ્યતિરેકના ચાર ભેદ થાય છે. ઉપમેયની અધિકતાને उपमेयाधिक्य કહે છે. ઉપમાનની ન્યૂનતાને उपमान न्यूनत्व કહે છે ઉપમેયની અધિકતા અને ઉપમાનની ન્યૂનતા બન્ને હોય તેને उभयोक्ति કહે છે. તેમજ એ બંને વિનાના વ્યતિરેકને अनुभयोक्ति કહે છે.

યથા.

સુખવિલસન શોભાસદન, પ્રભુતા વિભવ વિશાલ;
સમ સુરપતિ શ્રી રામ છે, આ દાની સહુ કાલ.

આહીં કેવલ ઉપમેય શ્રી રામની અધિકતા કહી છે. એથી उपमेयाधिक्य व्यतिरेक.

યથા.

છે શશિવદન સમાન સખી, પણ શશિ ધરે કલંક;

આંહી કેવલ શશિ ઉપમાનની ન્યુનતા કહી છે, એથી उपमान न्यूनत्व व्यतिरेक છે.

યથા.

વિભવ અપાર ઉદાર અતિ, પ્રતાપ ઇન્દ્ર પ્રમાણ;
સેવિત આ નૃપ સહસ્રથી, એ ત્રિદશાધિપ જાણ.

ત્રિદશ શબ્દમાં શ્લેષ છે. દેવતા અને ત્રયોદશ. આહીં "સહસ્રભૂપોથી સેવિત" મહારાણા પ્રતાપસિંહજી ઉપમેયની અધિકતા અને "ત્રિદશાધિપ" એ ઇન્દ્ર ઉપમાનની ન્યૂનતા બન્ને કથન કરવામાં આવી છે તેથી उभयोक्ति व्यतिरेक છે.

ત્રિદશ નામ દેવતાનું છે. અમરકોષમાં કહ્યું છે કે:—
"अमरा निर्जरा देवास्त्रिदशा विबुधाः सुरा."

આચાર્યદંડીનું આ લક્ષણ છે:—
शब्दोपात्ते प्रतीतेर्वा, सादृश्ये वस्तुनोर्द्वयोः
तत्र यद्भेदकथनं व्यतिरेकः स कथ्यते ॥

બે વસ્તુનું સાદૃશ્ય વાચ્ય અથવા પ્રતીયમાન રહે ત્યાં જે ભેદનું કથન એને व्यतिरेक કહે છે.

મહારાજા ભોજ આ લક્ષણ આપે છે:—
शब्दोपात्ते प्रतीतेर्वा सादृश्ये वस्तुनोर्द्वयोः ।
भेदाभिधानं भेदश्च व्यतिरेकश्च कथ्यते ॥

બે વસ્તુનું સાદૃશ્ય વાચ્ય અથવા પ્રતીયમાન રહેતાં એના ભેદનું જે કથન એ ભેદ અલંકાર. આને વ્યતિરેક પણ કહે છે. અને મહારાજાએ આના સજાતિય અને વિજાતિય એવા ભેદ બતાવ્યા છે.

યથા.

અનિવારિત રવિરશ્મિથી, રત્નદીપે નહીં ન્યારૂં,
દૃષ્ટિરોધ નરનો કરે, જોબન જનિત અંધારૂં.

સ્વતઃ સિદ્ધ અંધકાર અને યૌવનજનિત અજ્ઞાનરૂપ અંધકાર બન્ને સજાતીય છે.

યથા.

મહિપતિ કરથી ભેદયુત, કલ્પવૃક્ષની ડાળ;
એ કર નહિ દૂષિત કરે, એ ભૂષિત નિરધાર.

કાવ્યપ્રકાશકાર આ લક્ષણુ આપે છેઃ—

उपमानाद्यदन्यस्य व्यतिरेकः स एव सः ।

જે ઉપમાનથી અન્ય અર્થાત્ ઉપમેયનો વ્યતિરેક અર્થાત્ અતિશય એ વ્યતિરેક અલંકાર છે.

સૂત્રકાર વામન આ લક્ષણુ આપે છેઃ—

उपमेयस्य गुणातिरेकत्वे व्यतिरेकः ॥

ઉપમેયના ગુણુનું અતિરેકત્વ અર્થાત્ અતિશયતામાં વ્યતિરેક અલંકાર છે.

યથા.

ઘટતાં ઘટતાં શશિ સખી, વધતો વારંવાર;
કહે કોણુ જે ક્ષય થયો, યૌવન નવું નિહાળ.

સર્વસ્વકાર આ લક્ષણુ આપે છેઃ—

भेदप्राधान्ये उपमानादुपमेयाधिक्ये विपर्यये वा व्यतिरेकः

ભેદની પ્રધાનતામાં ઉપમાનથી ઉપમેયની અધિકતામાં અથવા વિપર્યયમાં અર્થાત્ ઉપમાનથી ઉપમેયની ન્યૂનતામાં વ્યતિરેક અલંકાર છે.

## व्याघात.

"જશવંતજશોભૂષણુકાર" લખે છેઃ—

"व्याघात" આહીં ઘાત શબ્દ સાથે "वि" અને आङ् ઉપસર્ગ લાગેલ છે. આઘાત શબ્દનો અર્થ આસ્ફાલન પ્રસિદ્ધ છે. આસ્ફાલનનો અપભ્રંશ લોકભાષામાં 'અફાળવું' છે. ચિન્તામણિ કોષકાર કહે છે કે "आस्फालनं ताडने, ताडनं, आघाते" સામાન્યતાથી અફાળવું તો એ છે કે જેમ હાથીઓ લડતાં આમસામા કુંભસ્થલ અફળાવે છે, પરન્તુ એવા સ્થળમાં

અલંકારતા યોગ્ય ચમત્કાર નથી પ્રકટ થતો. ઉક્ત ચમત્કાર તો એકબીજાએ ટક્કર લગાવવારૂપ અફળાવવાના વિશેષમાં થાય છે. જેને લોકમાં ધક્કો કહે છે. એથી ઘોરીએ આઘાત શબ્દની સાથે વિશેષ વાચક "वि" ઉપસર્ગ લગાવેલ છે. વ્યાઘાત શબ્દસમુદાયનો અર્થ આઘાત વિશેષ અર્થાત્ ધક્કો. ધક્કા શબ્દના અર્થમાં આઘટ્ટન શબ્દનો પ્રયોગ માઘકાવ્યના પ્રથમ સર્ગમાં દશમાં શ્લોકમાં કરેલ છે.

"रणाद्भिराघट्टनया नभस्वतः ॥"

પવનના ધક્કાથી નારદની વીણામાં સ્વર શબ્દાયમાન થઇ રહે છે.

આઘાત શબ્દનો પર્યાય આઘટ્ટન પણ છે. ચિન્તામણિકોષકાર "કહે છે. "आघातः आघट्टनायाम्" આહીં એવો પણ સંભવ છે કે જે આઘાત શબ્દનો અર્થ છે તેજ "वि" ઉપસર્ગનો પણ અર્થ છે.

જ્યાં આઘાત થાય એ **व्याघात अलंकार** છે.

યથા.

"હે રાજા! તારા હાથીઓ ધક્કા મારી કિલ્લાઓને પાડી નાંખે છે."

આમાં વ્યાઘાત અલંકાર નથી પણ **लोकव्याघात** છે. ઘોરીએ નીચે પ્રમાણે ઉદાહરણો આપ્યાં છે.

યથા.

પ્રિયા ભીરૂ કહીં જાઓ ક્યાં? તજી અમોને નાથ;<br>
બોલે વૈરિની નૃપતિ! વનિતાઓ આ વાત.

આહીં વનગમન કરતી વખતે નૃપતિના શત્રુઓ કહે છે. તમે પ્રિયા છો, ભીરૂ છો, એથી તમને વનમાં લઇ જવું યોગ્ય નથી. આમ પોતાની સ્રીઓને વનમાં લઇ ન જવાનું નિમિત્ત બતાવ્યું. તે એજ નિમિત્તને શત્રુસ્રીઓએ સાથે લઇ જવાનું નિમિત્ત ઠરાવી પતિના સિદ્ધાન્તને ધક્કો માર્યો છે.

" કાવ્યપ્રકાશગતકારિકાકાર " આ લક્ષણ આપે છે.

यद्यथासाधितं केनाप्यपरेण तदन्यथा ।

तथैव यद्विधीयेत स व्याघात इति स्मृतः

કોઇથી કરીને જે વસ્તુ યથા અર્થાત્ જે ઉપાયથી સિદ્ધ કરવામાં આવી હોય એ વસ્તુ અન્યથી तथैव અર્થાત્ એ ઉપાયથી જ અન્યથા કરવામાં આવે એ વ્યાઘાત અલંકાર કહેવાય છે.

" સર્વસ્વકાર " આ પ્રમાણે લક્ષણ આપે છે:—

सौकर्येण कार्यविरुद्धक्रिया च व्याघातः

સૌકર્યથી અર્થાત્ સુગમતાથી કાર્યવિરૂદ્ધની ક્રિયા એ વ્યાઘાત અલંકાર છે.

" કાવ્યપ્રકાશગતકારિકાનુસાર એજ સાહિત્યકાર અન્ય ઉદાહરણનું આ લક્ષણ આપે છે:—

यथासाधितस्य तथैवान्येनान्यथाकरणं व्याघातः

જે પ્રકારથી સિદ્ધ કરવામાં આવેલ હોય એના એજ પ્રકારથી અન્ય વડે અન્યથા કરવું એ વ્યાઘાત.

રત્નાકરકાર આ લક્ષણ આપે છે:—

उत्पत्तिविनाशयोरेकोपायत्वे व्याघातः

ઉત્પત્તિ અને વિનાશ એ બન્નેની ઉપાયતામાં વ્યાઘાત અલંકાર છે.

યથા.

જે સુમને જગ થાય પ્રસન્નતર,
તે સુમને જગ હણે કુસુમશર.

આહીં નામાર્થની સંગતિ આ રીતિથી છે કે શરોથી મનોજે જગતનું હનન કરીને સુમનોની જગત સુખદાયકતાને ધક્કો લગાડી દીધો. "ચન્દ્રાલોકકાર" આ લક્ષણ આપે છે:—

स्याद्व्याघातोऽन्यथाकारि तथाकारिक्रियेतचेत् ॥

જે અન્યથા કાર્ય કરવાવાળા એવું કાર્ય કરવાવાળા કરવામાં આવે એ વ્યાઘાત.

"ચન્દ્રાલોકકાર" અન્ય લક્ષણ આ પ્રમાણે આપે છે:—

सौकर्येण निबद्धापि क्रिया कार्यविरोधिनी ॥

સૌકર્યથી નિબંધન કરેલ કાર્યવિરોધિની ક્રિયા પણ વ્યાઘાત અલંકાર થશે.

" રૂદ્રટ " આ લક્ષણ આપે છે.

अन्यैरप्रतिहतमपि कारणमुत्पादनं न कार्यस्य ।
यस्मिन्नभिधीयेत व्याघातः स इति विज्ञेयः ॥

અન્યથી નહી હણાએલ અથાત્ નહી બગડેલ કારણ પણ કાર્યનું ઉત્પાદન ન કરે એવું જે કાવ્યમાં કહેવામાં આવે એને વ્યાઘાત જાણવો જોઇએ.

## શૃંખલા.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

શૃંખલા ને લોકમાં સાંકળ કહે છે. લોકશૃંખલામાં પરંપરાથી એક કડી બીજી કડી સાથે જોડવામાં આવે છે એ ન્યાયે કોઇ સંબંધથી પદાર્થોના પરંપરાથી જોડવામાં ધોરીએ શ્રંખલા અલંકારનો અંગીકાર કર્યો છે.

જ્યાં પદાર્થોની શૃંખલા બને એ શૃંખલા અલંકાર છે.

યથા.

દ્રગ શ્રુતિપર શ્રુતિ બાહુપર, બાહુ જંઘપર જાણ;

આમાં અવયવોની સ્થિતિનું ઉત્તરોત્તર શૃંખલા ન્યાયથી નિબંધન હોવાથી શૃંખલા અલંકાર છે.

" કાવ્યપ્રકાશકાર " આ લક્ષણ આપે છે:—

स्थाप्यतेऽपोह्यते वापि यथापूर्वं परंपरम् ।
विशेषणतया यत्र वस्तु सैकावली द्विधा ॥

જ્યાં યથાક્રમથી પૂર્વ પૂર્વ પ્રતિ પરસ્પર વસ્તુનું વિશેષણતાથી સ્થાપન કરવામાં આવે અથવા નિષેધ કરવામાં આવે એ एकावली બે પ્રકારની છે.

યથા.

અહિવન વસી ભુલાવે લેકી, અહિને મધુરવાણીથી કેકી.
કેકી મૃગત્વચધારી શણરજન, વંચે જગત સરવ સાધુ બની.

જગતમાં સાધુ બનીને એક બીજાને ઠગે છે. આમ કહેવાથી આહીં સ્થાપન અર્થાત્ વિધાન છે.

"રત્નાકરકાર" આ લક્ષણ આપે છે:—

उत्तरोत्तरस्य पूर्वपूर्वानुबन्धित्वं विपर्ययो वा शृंखला.

ઉત્તરોત્તરની પૂર્વ પૂર્વપ્રતિ અનુબંધિતા અર્થાત્ આકાંક્ષા અથવા વિપર્યય અર્થાત્ પૂર્વ પૂર્વની ઉત્તર ઉત્તરપ્રતિ અનુબંધિતા અર્થાત્ આકાંક્ષા એ શૃંખલા.

યથા

શુચિ સ્વાદ મદમાં મદ પ્રિયાસુખ, પ્રિયાસુખ પતિઉર;
પતિઉર સાગરરાગમાં વસ્યું, ત્યાગી વિલંબ જરૂર.

પતિનું મન રાગસાગરમાં કેમ વસ્યું? પતિના મનમાં સ્ત્રીનું સુખ વસ્યું તેથી. સ્ત્રીનું સુખ પતિના મનમાં કેમ વસ્યું? સ્ત્રીના સુખમાં મદ વસ્યો તેથી. મદ સ્ત્રીના મનમાં કેમ વસ્યો? મદમાં શુચિ સ્વાદ વસ્યો તેથી. આ રીતે આહીં ઉત્તરોઉત્તરની પૂર્વ પૂર્વ પ્રતિ આકાંક્ષા છે.

## શ્લેષ.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

"श्लिष्" ધાતુનો શ્લેષ શબ્દ બનેલ છે. "श्लिष" ધાતુ આલિંગન અર્થમાં છે. "श्लिष आलिंगने" આ શ્લેષ બે પ્રકારનો છે.
१ शब्दनो श्लेप. २ अर्थनो श्लेप.

લાક્ષા કાષ્ઠ ન્યાયથી બે શબ્દોની મિલાવટ થાય ત્યાં શબ્દશ્લેષ અને એક વૃન્તગત ફળદ્વયન્યાયથી એક શબ્દગત બે અર્થોની મિલાવટ હોય ત્યાં અર્થશ્લેષ છે.

યથા,

હરતો રમ્યાંભોજશ્રી, કુવલયને શ્રી આપી.

"રમ્યાંભોજશ્રી" આહીં બે અર્થની વિવક્ષા છે એક તો કમળોની સુન્દરશોભા. આ અર્થને માટે તો "રમ્યાંભોજશ્રી" એવો અભંગ શબ્દ સમજવામાં આવે છે. કેમકે "રમ્ય", "અંભોજ", આ બન્ને શબ્દની સન્ધિ થઇને "રમ્યાંભોજશ્રી" એવો એક શબ્દ બન્યો છે; અને બીજો અર્થ રમ્ય ભોજરાજાની શોભા. આ અર્થને માટે "રમ્યાં ભોજશ્રી" એવા બે શબ્દ સમજાય છે. ત્યારે આહીં દ્વિતીયાં વિભક્તિ મધ્યમાં આવવાથી "રમ્યાં ભોજશ્રી" એવો ભંગ સમજાય છે. આ રીતિથી આહીં સભંગ શબ્દ અને અભંગ શબ્દ બન્નેની લાખથી જોડેલ કાષ્ઠના પાટીયાંની પેઠે મિલાવટની પ્રતીતિ છે. આહીં બે શબ્દ સમજીને બે અર્થ કરવામાં આવ્યા છે. એથી અર્થોનો શ્લેષ નથી. પણ શબ્દોનો શ્લેષ છે. અને કુવલય આહીં પણ બે અર્થોની વિવક્ષા છે. ૧ રાત્રિ વિકાસી કમળ. એતો "કુવલય" શબ્દની સમુદાયશક્તિથી બોધ કરાવેલ અર્થ છે. ૨ કુવલય–ભૂમંડલ:

આહીં "કુ" અવયવનો અર્થ "ભૂમિ" છે અને "વલય" આ અવયવનો અર્થ "મંડલ" છે. આ "કુવલય" ની અવયવ શક્તિથી બોધ કરાવેલ અર્થ છે. આહીં "કુવલય" બન્ને અર્થોમાં છે. છતાં એકજ સમજાય છે. એથી આહીં એક વૃન્તગત ફળદ્વય ન્યાયથી એક શબ્દમાં બે અર્થ છે.

યથા.

ઉદયારૂઢ સુકાન્તિયુત, મંડલ રક્ત મહાન્,
મૃદુકરથી જનમન હરે, રાજા એ બુધવાન્.

આહીં ઉદયારૂઢ આદિ શબ્દોમાં ભંગના વિના ઉદય થવો આદિ અથવા વૃદ્ધિ આદિ બે અર્થ એકવૃન્તમાં લાગેલ બે ફૂલ ન્યાયે હોવાથી અર્થશ્લેષ છે. આહીં એક વૃન્તગત ફૂલ દ્વયન્યાય એ છે કે એક શબ્દમાં રહેલ બે અર્થોનું એક સમયમાં દેખાવું થાય છે. રાજાના

પક્ષમાં–ઉદયારૂઢ એટલે વૃદ્ધિને પામેલ, કાન્તિયુત–તેજવાળો, રક્ત-મંડલ–અનુરાગયુક્ત દેશવાળો, મૃદુ કરથી—અલ્પકરથી મનુષ્યનાં મનને રંજન કરે એવો રાજા–નૃપતિ. અને ચન્દ્રપક્ષમાં:–ઉદયારૂઢ–ઉદયાચલ પર્વત ઉપર આરૂઢ થએલ, કાન્તિયુત–પ્રકાશયુક્ત, રક્ત-મંડલ–લાલ બિમ્બવાળો, મૃદુકરથી જન મન હરે–કોમલ કિરણોથી મનુષ્યના મનને રંજન કરે એવો રાજા–બુધવાન્ (ડાહ્યો) છે. અને ચન્દ્ર બુધવાન્–બુધ નામના પુત્રવાળો છે.

અલંકાર રત્નાકરકારનો એ સિદ્ધાન્ત છે કે શ્લેષની પાંચ ભૂમિકાઓ છે. ક્યાંઇ તો અલંકારાંતરનો અભાવ હોવાથી શ્લેષનેજ અવકાશતા છે.

યથા.

सर्वदो माधवः पायात् ॥

આના બે અર્થ છે ૧ सर्वदः અર્થાત્ સંપૂર્ણ પદાર્થ દેવાવાળા माधव–કૃષ્ણ રક્ષા કરો. અન્ય અર્થ सवदा+उमाधव–પાર્વતીપતિ રક્ષા કરો. આહીં કોઇ અલંકાર ન હોવાથી શ્લેષનેજ અલંકારતાનો અવકાશ છે.

ક્યાંઇ શ્લેષ અલંકારાન્તર ભાન કરાવવાનો હેતુ પણ થાય છે.

યથા.

સકલ કલા શશિ બિમ્બ ઇવ, રાજે છે શ્રી રામ;

આહીં શ્લેષ ઉપમાના ભાન કરાવવા માત્રનો હેતુ છે, એથી આહીં પણ શ્લેષ અલંકારજ છે. ઉપમા તો વિદ્યુતવત્ હોઇ અ-સ્થિર હોવાથી આભાસરૂપ છે.

ક્યાંઈ શ્લેષ અલંકારાન્તરનું અંગ થાય છે.

યથા.

શુચિ શશિ કલા સહોદરા, સ્થિત સરિતા તટવાસ;<br>
હરિઉર વનમાલાભરણ, માંહિ રમા ઈવ ખાસ.

લક્ષ્મી ચન્દ્રકલાની સાક્ષાત્ સહોદરા છે, એ તો ચન્દ્રકલા સહોદરા શબ્દનો વાચ્યાર્થ છે. નાયકા ચંદ્રકલાના સદૃશ છે. એ ચન્દ્ર-

કલા સહોદરા શબ્દનો લક્ષ્યાર્થ છે. એ બન્ને અર્થોની અભેદ બુદ્ધિએ કરીને ચન્દ્રકલા સહોદરતા સાધર્મ્યથી ઉપમા સિદ્ધ થાય છે. અને વનમાલાભરણ આ શબ્દ સમુદાયના બે અર્થ છે. વિષ્ણુ ઉરપક્ષ-તુલશીદલમાલા અને સરિતાતટપક્ષમાં વૃક્ષમાલા. તેથી પૂર્વાર્ધગત ઉક્ત સાધર્મ્યથી નાયકાની લક્ષ્મીની સાથે ઉપમા સિદ્ધ થયા. પછી આ ઉત્તરાર્ધમાં કહેલ શ્લેષ એ ઉપમાનો પોષક હોવાથી અંગભૂત છે.

કયાંઇ શ્લેષ પોતેજ આભાસરૂપ થાય છે.

યથા.

આયતલોચન છો તદપિ, સૂક્ષ્મદ્રષ્ટિ શ્રીરામ:

આમાં સૂક્ષ્મદ્રષ્ટિનો એક એ અર્થ છે કે બારીક વાતમાં નજર પહોંચવી, અને અન્ય અર્થ એ છે કે "ન્હાનાં નેત્ર" એ આહીં લઘુનેત્રની વિવક્ષા ન હોવાથી શ્લેષનો આભાસ માત્ર છે.

કયાંઇ શ્લેષ અન્ય અલંકારનો અનુપ્રાણક થાય છે.

યથા.

ભદ્રાત્મા ગંભીરગતિ, ઉન્નતવંશ વિશાલ;
પણ વારણદાનામ્બુજે, આર્દ્ર સુકર સહુકાલ.

આ પદ્યમાં રાજા અને ગજ ભિન્ન ભિન્ન કહેવામાં આવ્યા નથી. તેમ શ્લેષથી કહેવામાં આવ્યા નથી, પ્રકરણવશથી અર્થ સિદ્ધ છે. રાજા પક્ષમાં ભદ્રાત્મા-કલ્યાણ સ્વરૂપ, ગંભીરગતિ-ગંભીરગતિવાળો, ઉન્નતવંશ વિશાલ-મોટા કુલવાળો અને વારણ-શત્રુઓને નિવારણ કરવાવાળો દાનામ્બુજથી આર્દ્ર સુકર સહુકાલ-દાન સંબંધી જલ મૂકીને સદા જેના હાથ ભેગા થએલા છે તે. ગજપક્ષમાં:—ભદ્રાત્મા-જાતિવિશેષ, ગંભીરગતિ-મંદગતિ, ઉન્નતવંશ વિશાલ-મ્હોટા વાંસ જેવડા ઉંચા; વારણ-હાથીઓમાં શ્રેષ્ઠ; દાનામ્બુજે-મદજલથી; આર્દ્રસુકર સહુકાલ-સદા શુંડ રૂપી આદંડ ભેગા થએલા છે જેના એવા હાથીઓ.

ચન્દ્રાલોકના મત પ્રમાણે આહીં અન્યાર્થ ગજવૃત્તાંત પ્રતીતિ પર્યન્ત અભિધાજ નિમિત્ત છે, એથી શ્લેષજ છે. અપ્રકૃત અર્થ

પ્રકૃત અર્થનો અનુપકારી હોય ત્યારે વ્યર્થ બનીને દૂષણ થાય છે. એથી આહીં પ્રકૃતની સાથે અપકૃતની ઉપમા વિવક્ષિત છે. એ ઉપમા વ્યંજના વડે પ્રતીત થવાથી ધ્વનિ છે. તો પણ અહીં પ્રકરણ સામર્થ્યથી પ્રકૃત અર્થનો તુરત બોધ થાય છે. અને અન્યાર્થનો બોધ પછી થાય છે તથાપિ એ અભિધાવૃત્તિથીજ થાય છે. એથી એ ગૂઢ શ્લેષ છે.

## संकोच.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:—

संकोच એટલે બીડાઈ જવું. વિકાસ અલંકારના વિપરીત ભાવમાં આ સંકોચ અલંકાર છે.

જ્યાં સંકોચનું વર્ણન કરવામાં આવે એ संकोच अलंकार છે.

યથા.

તેજતરણિ નરરાજ તુજ, વિશ્વે વધતો જાય;
કુવલયસમ અરિકુવલયો, શનૈ શનૈ સકુચાય.

યથા.

વધતાં વર સંપત્તિસલિલ, મન સરોજ વધિ જાય;
ઘટતાં ઘટતાં જાય ઘટિ, ફરી એહ કુમળાય.

આહીં દરેક ઉદાહરણના પૂર્વાર્ધમાં વિકાસ અને ઉત્તરાર્ધમાં સંકોચ છે. કુવલયાનંદકાર આને સંકોચ પર્યાય'નામનો પર્યાય અલંકારનો પ્રકાર માનીને આ ઉદાહરણ આપે છે.

યથા.

છોડી ધરા તરૂની છાંય 'મહીં સમાણી,
ત્યાંથી વસી સરિત્ કૂપનું શોધી પાણી;
થાતાં 'દિવાકર પ્રચંડ દ્વિતીય યામ,
સંકોચ પામી તવ શીતલતા તમામ.

કુવલયાનંદકાર કહે છે કે આહીં શીતલતાના ઉત્તરોત્તર આધારમાં સંકોચ હોવાથી સંકોચપર્યાય છે.

વિકાસપર્યાયતુ કુવલયાનંદકારે આ ઉદાહરણ આપ્યું છે.

યથા.

'ઓષ્ઠબિમ્બમાં પ્રથમ જે, રમણી જણાતો રંગ;
તે તુજ હૃદયે પણ હવે, અવરેખાય અભંગ.

પર્યાયપ્રકરણમાં રસગંગાધરકાર કહે છે કે એક સબંધ નાશની પછી બીજા સબંધમાંજ પર્યાય પદનો લોકમાં પ્રયોગ છે.

## संदेह.

" જશવંતજશોભૂષણકાર " લખે છેઃ—

આ આં છે કે આ છે ? એવી અનિર્ણય બુદ્ધિને संदेह કહે છે. આને संशय પણ કહે છે.

જ્યાં સંદેહવાળું વર્ણન કરવામાં આવે એ संदेह अलंकार છે.

યથા.

નિરખી કૃપાણ નરેશકર, બદલે કવિમત બેશ;
પ્રતાપાગ્નિનો ધૂમ્ર કે, અરિલક્ષ્મીના કેશ.

આમાં આકૃતિ અને વર્ણ બન્ને નિમિત્તથી સંદેહ છે.

## कल्पित वस्तु संदेह–यथा.

લોકપાલ શું નવમ વિરાજે, નિત અમંદસંપત્તિ છબિ છાજે,
કે શું દશમ પ્રજાપતિ સોહે, અતિ અપૂર્વ રચના મન મોહે;
શું એકાદશ છે અવતાર, ક્ષોણી રક્ષવા દક્ષ નિહાળ,
જોઈ નયને નૃપ પ્રતાપ વર, આ વિચાર નહિ કરે કોણ નર.

આહીં નવમ લોકપાલ ઇત્યાદિ નથી એથી કલ્પિત છે, ઉક્ત ઉદાહરણમાં તો વસ્તુઓનો સંદેહ છે. સર્વસ્વકારના મતાનુસાર વિમર્શિનીકારે શ્લેષોના સંદેહનું આ ઉદાહરણ આપ્યું છે.

કાવ્યપ્રકાશમાં આ લક્ષણ આપ્યું છે.

स संदेहस्तु भेदोक्तौ तदनुक्तौ च संशयः ।

ભેદની ઉક્તિમાં અને ભેદની અનુક્તિમાં જે સંશય તે संदेह अलंकार છે.

સર્વસ્વકાર આ પ્રમાણે લખે છેઃ—

विषयस्य संदिह्यमानत्वे संदेहः ॥

વિષયના સંદેહમાં સંદેહ અલંકાર છે. આના ત્રણ પ્રકાર છે. ૧ શુદ્ધ. ૨ નિશ્ચયગર્ભ. ૩ નિશ્ચયાન્ત.

શુદ્ધનું ઉદાહરણ આગળ આપેલ છે.

## નિશ્ચયગર્ભ—યથા.

શું એજ દિનમણિ જેહ સુણીંયે સહિત સપ્ત તુરંગ,
શું આ કૃતાન્ત વખાણીંયે જે મહિષવાહન સંગ;
શું આ કૃશાનુ જેહ પ્રસરે દશ દિગન્ત અનલ્પ,
રણમાંહિ જોઇ પ્રતાપને, કરતા સુભટ્ટ વિકલ્પ.

આમાં મહારાણા પ્રતાપમાં કૃતાન્ત આદિનો સંદેહ હોઇને કૃતાન્ત તો મહિષવાહન છે, ઇત્યાદિ એ ભેદની ઉક્તિ હોવાથી ભેદોક્તિ સંદેહ છે અને આમાં સંદેહ થઇને વચમાં વચમાં એ એ સંદેહોની નિવૃત્તિ પણ છે એથી નિશ્ચયગર્ભ છે.

યથા.

શતમખ તો ક્યાં સહસ્ર દ્રગ, હરિ તો ક્યાં ભુજ ચાર;
પરખ્યો જોઇ પ્રતાપને, ચેતકનો અસવાર.

આહીં પણ ભેદની ઉક્તિ છે અને અંતમાં સંદેહની નિવૃત્તિ છે; એથી નિશ્ચયાન્ત સંદેહ છે.

વેદવ્યાસ ભગવાન સંદેહને ઉપમાનો પ્રકાર માની આ લક્ષણ આપે છે:—

उभयो धर्मिणोस्तथ्यानिर्णयात्संशयोपमा

બે ધર્મીઓના તથ્ય અર્થાત્ યથાર્થતાના અનિશ્ચયથી સંશયોપમા થાય છે.

ભરત ભગવાન લોક સંદેહનું આ લક્ષણ આપે છે.

अपरिज्ञाततत्वार्थं यत्र वाक्यं समाप्यते ।
अनेकत्वाद्विचाराणां संशयः परिकीर्तितः ॥

જેના તત્વાર્થનું અર્થાત્ સાક્ષાત્ સ્વરૂપનું પરિજ્ઞાન નથી

થયું એવું વાક્ય, અનેક વિચાર હોવાથી જ્યાં સમાપ્ત કરી દેવામાં આવે એ સંશય કહેવાય છે.

## संभावना.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

"संभावना योग्यतायाम्" લોક પ્રસિદ્ધ સંભવ અને સંભાવના એકજ છે. સંભવ એજ संभावना अलंकार છે.

યથા.

કહી શકત ગુણ આપના, વક્તા હોત જો શેષ;

શેષનું વક્તાપણું તો શેષકૃત ભાષ્યાદિ ગ્રન્થોથી પ્રસિદ્ધ છે. અને એ બે હજાર રસના ( જીભવાળા ) છે. કેમકે સર્પને બે હજાર જીહ્વાઓ હોય છે. એથી શેષ વક્તા હોત તો આપના સમસ્ત ગુણ કહેવાની યોગ્યતા છે અર્થાત્ સંભવ છે.

ચન્દ્રાલોકકારે પણ આવુંજ ઉદાહરણ આપ્યું છે.

યથા.

કરૂં હું મૃગમદઅંકનો, ખલરસનામાં વાસ;
જો હું ચતુરાનન બનું, પામી પુણ્યની રાશ.

સારી રીતે ખલોના દોષને જાણવાવાળો જો બ્રહ્મા બની જાય તો સંભવ છે કે મૃગમદ ખલોની રસનામાં વસાવે. કેમકે આ હેતુથી ખલ પુરૂષો માર્યા જાશે યજ્ઞાદિ પુણ્યોથી મનુષ્ય બ્રહ્મા થઇ શકે છે.

ચન્દ્રાલોકકારે આહીં સંભાવના શબ્દનો અર્થ ऊह અર્થાત્ તર્ક સમજીને સંભાવના અલંકારનું આ લક્ષણ કર્યું છે:—

संभावना यदीत्थंस्यादित्यूहोन्यस्य सिद्धये ॥

અન્યની સિદ્ધિને માટે "જો આવું હોય" આ પ્રકારે ऊह અર્થાત્ તર્ક એ સંભાવના.

મહારાજા ભોજ આ લક્ષણ આપે છે:—

प्रभूतकारणाल्लोकात्स्यादेवमिति संभवः ॥

પ્રબલ કારણ દેખવાથી એવું થશે એવી બુદ્ધિ સંભવ અલં-
કાર છે.

યથા.

હે મિત્ર મેઘ ઉલંઘિ કરી, વનગહન ગિરિવર શ્રંગ;
જલ પામવા અતિ નિર્મલ હું, ઉતરીશ જવ મધિ ગંગ.
સમજીશ તવ તુજને હું, આવાં લોક જે નભચારી;
ભૂમિનો સુમુક્તાહાર તે, મહિ નીલમણિ મન હારી.

સંદેહસ્થલમાં સંદેહ હોવાની યોગ્યતા છે, ઉપમા સ્થલમાં ઉપમા હોવાની યોગ્યતા છે ઇત્યાદિ; પરન્તુ યોગ્યતાનું સ્વરૂપ ભિન્ન છે, સંદેહાદિકોનું સ્વરૂપ ભિન્ન છે. તે જ્યાં યોગ્યતાની પ્રધાનતા છે ત્યાં એજ અલંકાર થશે. અને સંદેહાદિકોની પ્રધાનતા થશે ત્યાં સંદેહાદિક અલંકાર થશે. સંભવ પ્રમાણમાં સંભાવના અલંકારનો અન્તર્ભાવ નથી કેમકે પ્રમાણનું સ્વરૂપ તો નિર્ણય છે, તે અહીં નિર્ણયની વિવક્ષા નથી. કિન્તુ યોગ્યતા માત્રની વિવક્ષા છે. ઘણા કવિઓએ ઉત્પ્રેક્ષામાં સંભાવના શબ્દ કહ્યો છે કે જેનો અર્થ એ સંભવ સમજ્યા છે એ ભૂલ છે; કેમકે એ સંભવ તો ઉક્ત રીતિથી અલંકારાન્તર છે. ઉત્પ્રેક્ષાના સ્વરૂપથી આનું સ્વરૂપ સર્વથા વિલક્ષણ છે. તે એના અત્યંત વિલક્ષણ ઉદાહરણોથી સ્પષ્ટ છે.

## संस्कार.

"જશવંતજશોભૂષણકાર" લખે છેઃ—

संस्कार એટલે વાસના. ચિન્તામણિકોષકાર કહે છેઃ— "संस्कारः वासनायाम्" જેમ કસ્તૂરી આદિ પદાર્થ કાઢી લીધા પછી પણ એ પાત્રમાં એની વાસના (સુગંધી) રહી જાય છે. એ ન્યાયથી ઘેરીએ संस्कार अलंकार માન્યો છે.

યથા.

"આ રાજાને નહીં દેવાનો પ્રસંગ હોય છે છતાં દેવાનું વચન મુખથી નીકળે છે."

આમાં રાજાને દાન વચનના અતિ અભ્યાસજનિત વાસનાવ-

થથી દેવાનો પ્રસંગ નહીં છતાં પણ દેવાનું વચન મુખથી નીકળે છે.

અલંકારોદાહરણકાર સંસ્કાર અલંકારનું આ લક્ષણ આપે છે:—

अनुभूत वासनानुमेयः संस्कारः ॥

અનુભૂત અર્થાત્ અનુભવ કરેલની વાસના એ संस्कार अलंकार.

યથા.

કર વામ અંજન આપવા ચહે, નયન દક્ષિણ માંહિ;
કર ચહે દક્ષિણ ભુજગ ભુજબંધ, ધર્યો વામ સુબાંહિ.
એ ઢંગ નિજ નિજ અંગનો, નિરખી હરાહર જેહ;
સાથે સહાસ થયાં કરો, કલ્યાણ જગનું એહ.

## साद्दश्यमूलक संस्कार.

યથા.

ફરિ ફરિ નિરખીને નીલમણિના મહલ સહિત સંગીત;
થાયે શ્રમિત કરિ મધુર રવને, નૃત્ય પરમ પુનીત.
એ વરષી વર્ષા ઋતુ સુગર્જિત પયોદોની શ્રેણી;
તોયે ઉદાસી રહ્યા કરે, અવલોકિયે મૃગનેણી.

આહીં મયૂરને મેઘ સાદૃશ્યથી તાદૃશ નીલમણિ મહેલોમાં મેઘનો વારંવાર ભ્રમ થયો. ફરી એ જ્ઞાન થયું કે એ મેઘ નથી. સંગીત સહિત નીલમણિ મહેલ છે. અને એ સંસ્કાર જામી ગયો એથી સાક્ષાત્ ગર્જનાયુક્ત મેઘોમાં તાદૃશ નીલમણિ મહેલોનો ભ્રમ છે.

## सम.

" જશવંત જશોભૂષણકાર " લખે છે:—

सम શબ્દનો અર્થ તુલ્ય. આહીં સમ શબ્દથી યથાયોગ્ય સંબંધની વિવક્ષા છે. યથાયોગ્ય અથાત્ યથોચિત. યથાયોગ્ય સંબંધથી सम अलंकार જાણવો.

યથા.

જ્યોત્સ્ના શશિને ગંગહર, આશ્રય લે અનુરૂપ;
તેમ કીર્તિ આશ્રય કરે, તુજમાં દાની ભૂપ.

આહીં જ્યોત્સ્નાદિ શ્લાઘનીય વસ્તુઓએ ચન્દ્રાદિ શ્લાઘનીય વસ્તુઓનો આશ્રય કર્યો એથી આહીં સંયોગ સંબંધ યથાયોગ્ય હોવાથી સમ અલંકાર છે. આ સ્તુતિ પર્યવસાયી છે.

યથા.

ચિરંજીવો જોડી મળી, કાં ન સ્નેહ ગંભીર,
શું ઓછી વૃષભાનુજા, શું હળધરના વીર.

ભાષામાં શ્લેષને માટે "ચિરંજીવી" શબ્દનો "ચરજીવો" પાઠ થઇને દીર્ઘાયુ હો અને ચરીને જીવો એવો અર્થ થાય છે. "જોડી મળી" જોડીનું મળવું-દંપતીનું અને બળદનું બન્નેનું પ્રસિદ્ધ છે. "સ્નેહ"-પ્રીતિ અને ઘૃત. "વૃષભાનુજા" વૃષભાનુની કન્યા અને સાંઢની ન્હાની બ્હેન. "હળધર"-હળને ધારણ કરનાર બળદેવ અને બળદ બન્ને અર્થ છે. આ રીતે સખીએ પરિહાસમાં રાધિકા અને કૃષ્ણનું પશુપણું બતાવી યથાયોગ્ય સંબંધ પ્રતિપાદન કરેલ છે. પ્રથમ ઉદાહરણમાં આશ્રયઆશ્રયીભાવસંબંધ સમ છે અને અને બીજા ઉદાહરણમાં સંયોગ સંબંધસમ છે. સંબંધ અનેક પ્રકારના થાય છે.

"કાવ્યપ્રકાશગતકારિકાકાર" આ લક્ષણ આપે છેઃ—

**समं योग्यतया योगो यदि संभावितः क्वचित् ॥**

સમ અલંકાર એ છે કે જો ક્યાંઇ યોગ અર્થાત્ સંબંધ યોગ્યતાએ કરીને સંભાવિત હોય. 'સર્વસ્વકાર" વિષમની પછી સમ અલંકારનું આ લક્ષણ આપે છેઃ-**तद्विपर्ययः समम् ॥**

**तत्** અર્થાત્ વિષમના વિપર્યયમાં સમ અલંકાર છે. આવું લક્ષણ કહીને જણાવે છે કે જો કે વિષમના ત્રણ ભેદ કહ્યા છે, એમાં અનનુરૂપ સંબંધનો વિપર્યય અનુરૂપ સંબંધજ ચારૂ હોવાથી સમ અલંકાર થાય છે.

ચન્દ્રાલોકકાર પહેલા સમનું આ લક્ષણ આપે છેઃ—

**समं स्याद्वर्णनं यत्र द्वयोरप्यनुरूपयोः ॥**

જ્યાં બન્ને અનુરૂપોનું જ વર્ણન હોય ત્યાં **સમ** અલંકાર થશે; અને કાર્યકારણની અનનુરૂપતારૂપ વિષમના વિપર્યયમાં આ લક્ષણ આપે છે.

सारूप्यमपि कार्यस्य कारणेनं समं विदुः ॥

કારણની સાથે કાર્યના સારૂપ્યને પણ સમ કહે છે.

યથા.

આલકતક તુજ પદસ્પરશી, લલના જોતે લોક;
રક્ત પુષ્પથી વિકસતું, આનંદેથી અશોક.

આહીં કાર્યકારણના વર્ણની અનુરૂપતાથી સમ અલંકાર છે.

વિષમના વિપર્યયમાં આ લક્ષણ આપે છેઃ—

विनानिष्टं च तत्सिद्धिर्यदर्थं कर्तुमुद्यतः ॥

જે અર્થને પ્રાપ્ત કરવા માટે ઉદ્યમ છે, એની અનિષ્ટતા વિના સિદ્ધિ સમ અલંકાર છે.

યથા.

વારણાર્થી વારણ મળ્યો, નિરખી રાજનું દ્વાર;

કુવલયાનંદકાર કહે છે કે રાજદ્વારમાં ક્ષણભરનું વારણ અર્થાત્ વર્જન ન જાણ્યું અને ઉત્કટ અનિષ્ટ નથી, એથી આંહી વિષમ નથી, કિન્તુ સમ જ છે. તેથી એનું આ કથન સમીચીન છે.

## સમાધિ.

"જશવંતજશોભૂષણકાર" લખે છેઃ—

"समाधि" શબ્દનો અર્થ "સમર્થન" છે. ચિન્તામણિકોષકાર કહે છેઃ—"समाधि समर्थने." સમર્થન અર્થાત્ બળવાન કરવું–દ્રઢ કરવું ઇત્યાદિ. જ્યાં મનરંજન કરે એ સમાધિ અલંકાર છે. લોકમાં ગ્રહને દ્રઢ કરવા માટે ચુનાથી મઢે છે, કપાટને દ્રઢ કરવા તેલ આદિ ચોપડે છે. એ ગૃહના અને કપાટના કારણાન્તર નથી. ગૃહનું કારણ તો પાષાણ શિલ્પી આદિ છે. કપાટનું કારણ સુતાર આદિ છે, ચુનાથી મઢવું, તેલ લગાવવું એ તો ગૃહ અને કપાટને દ્રઢ કરે છે. એમ લોકવ્યવહારની છાયાથી ધોરીએ સમાધિ અલંકાર માનેલ છે.

યથા

સિન્ધુ હતો તે છછીયો, હતો હાથી તે થયો મદથી મત્ત;

આહીં સમુદ્રની ભયંકરતા સ્વાભાવિક છે, કદાચિત્ અભ્યાસવાળાઓને ભયંકર ન થાય તો ભયંકરતાને મોજાં ( તરંગો ) એ દૃઢ કરી દીધી. હાથી સ્વતઃ બલવાન છે. કદાચિત્ બીજા હાથીથી લડતાં અથવા રણમાં લડતાં કાયરતાથી બલહીન બની જાય તો એના બળનેમદે દૃઢ કરી દીધો.

" કાવ્યપ્રકાશગતકારિકાકારે " આ લક્ષણ આપેલ છેઃ—

समाधिः सुकरं कार्य कारणान्तरयोगतः ॥

કારણાન્તરના યોગથી કાર્યની સુકરતા હોય તે સમાધિ અલંકાર. સુકરતા અર્થાત્ સુખથી થવું, આની ભાષાસુગમતા છે. સર્વસ્વકારાદિ આના અનુસારી છે.

" રત્નાકરકાર " આ લક્ષણ આપે છેઃ—

स्थितस्योपोद्गलनं समाधिः ॥

આહીં ઉપ ઉપસર્ગ સમીપ અર્થમાં છે ઉદ્ ઉપસર્ગ અતિ અર્થમાં છે. બલન–બલ દેવું. " उपोद्बलन " આ શબ્દ સમુદાયનો અર્થ સમીપ થઇને અતિ બલ દેવું એ સમાધિ અલંકાર છે.

## समासोक्ति.

" જશવંતજશોભુષણકાર " લખે છેઃ—

સંક્ષેપ શબ્દનો પર્યાય સમાસ છે. ' ચિન્તામણિકોષકાર કહે છેઃ—"समासः संक्षेपे" સંક્ષેપનો અર્થ ' स्तोकेन भूयसोऽभिधाने" થોડાથી વધારે કહેવું. "સમાસોક્તિ" શબ્દસમુદાયનો અર્થ થોડેથી કરીને ઘણું કહેવારૂપ ઉક્તિ. સમાસ, સંક્ષેપ, સંગ્રહ આ સર્વ પર્યાય નામ છે.

જે વર્ણનમાં ઉક્તિ સમાસસ્વરૂપ હોય એ समासोक्ति અલંकार છે.

યથા

ક્ષતચુત કરતો પીનકુચ, ગ્રહતો સુન્દર કેશ;
હરે વસન વન ભુવિખદિર, તુજ અરિસ્રીના નરેશ.

આહીં ખદિર ( ખેર ) વૃક્ષમાં કામીપણું વિવક્ષિત છે, એ કામીરૂપનું કુચમાં નખ લગાડવું અન્ય છે. વૃક્ષનું કુચમાં કંટક લગાડવું અન્ય છે, કામીપુરૂષનું કામિનીના કેશોનું ગ્રહવું અન્ય છે. વૃક્ષમાં કામિનીના કેશોનું અટકવું અન્ય છે. કામીપુરૂષનું કામિનીના વસ્ત્રનું દૂર કરવું અન્ય છે, વૃક્ષમાં કામિનીના વસ્ત્રોનું ભરાવું અન્ય છે. ખદિર વૃક્ષમાં પુરૂષપણું અન્ય છે. આમ ઘણા અર્થ કુચક્ષતયુક્ત કરે, કેશગ્રહે, ચંદન હરે, આ શબ્દોથી અને ખદિરની પુલિંગતાથી સંક્ષેપે કરીને કહેલ છે, અથવા ખદિરનું વાસ્તવ વૃત્તાંત કહેવાવાળા શબ્દોથીજ ખદિરનું કામુક વૃત્તાંત કહેલ છે, એ થોડા શબ્દોથી ઘણો અર્થ કહેલ છે, આમ અન્યત્ર પણ જાણી લેવું.

વેદવ્યાસ ભગવાન આ લક્ષણ આપે છે:—

यत्रोक्ताद्गम्यतेऽन्योऽर्थस्तत्समानविशेषणः
सा समासोक्तिरुदिता संक्षेपार्थतया बुधैः ॥

જ્યાં उक्तात् અર્થાત્ કહેલ અર્થથી એના સમાન વિશેષણવાળા અન્યાર્થગમ્ય હોય, આ રીતિથી સંક્ષેપાર્થ હોવાથી પંડિતોએ એને **समासोक्ति** કહેલી છે.

મહારાજા ભોજ આ લક્ષણ આપે છે:—

यत्रोपमानादेवैतदुपमेयं प्रतीयते
अतिप्रसिद्धेस्तामाहुः समासोक्तिमनीषिणः

જ્યાં અતિ પ્રસિદ્ધિથી ઉપમાનવડેજ एतत् અર્થાત્ પ્રકૃત ઉપમેય પ્રતીત થાય એને વિદ્વાન લોક સમાસોક્તિ કહે છે.

संक्षेपेणोच्यते यस्मात्समासोक्तिरियं ततः ॥

यस्मात् અર્થાત્ જે કારણવડે સંક્ષેપથી કહેવામાં આવે છે, तत् અર્થાત્ તે કારણથી એ સંક્ષેપથી કહેવું એ समासोक्ति

આચાર્યદંડી આ લક્ષણ આપે છે:—

वस्तु किंचिदभिप्रेत्य तत्तुल्यस्यान्यवस्तुनः
उक्तिः संक्षेपरूपत्वात्सा समासोक्तिरिष्यते ॥

કોઇ વસ્તુના અભિપ્રાયથી કરીને એના તુલ્ય અન્ય વસ્તુની ઉક્તિ સંક્ષેપરૂપ હોવાથી **समासोक्ति** થાય છે.

કાવ્યપ્રકાશકાર આ લક્ષણ આપે છેઃ—

परोक्तिर्भेदकैः श्लिष्टैः समासोक्तिः ।

श्लिष्टैः અર્થાત્ બંનેમાં લાગેલ भेदकैः અર્થાત્ વિશેષણોથી પર અર્થાત્ અપ્રસ્તુતની ઉક્તિ અર્થાત્ કથન એ समासोक्ति.

પ્રકાશકાર વૃત્તિમાં લખે છે કે વિશેષ્યના સામર્થ્ય વિના પણ શ્લિષ્ટ વિશેષણ સામર્થ્યથી, પ્રકૃતાર્થ પ્રતિપાદક વાક્યથી અપ્રકૃત અર્થનું કથન એ સમાસથી અર્થાત્ સંક્ષેપથી અર્થદ્વય કહેવાથી સમાસોક્તિ.

સર્વસ્વકાર આ લક્ષણ આપે છેઃ—

विशेषणानां साम्यादप्रस्तुतस्य गम्यत्वे समासोक्तिः

વિશેષણોની સમતાથી અપ્રસ્તુતની ગમ્યતામાં સમાસોક્તિ અલંકાર છે.

ચન્દ્રાલોકકાર આ લક્ષણ આપે છેઃ—

समासोक्तिः परिस्फूर्तिः प्रस्तुतेऽप्रस्तुतस्यचेत्.

જે પ્રસ્તુતમાં અપ્રસ્તુતની સ્ફૂરણા હોય તે समासोक्ति.

## समुच्चय.

"જશવંતજશોભૂષણકાર" લખે છેઃ—

समुच्चय શબ્દનો અર્થ ઘણાઓનું એકઠું થવું. ચિન્તામણિ કોષકાર" કહે છેઃ-"समुच्चयः राशौ" જ્યાં સમુચ્ચનું વર્ણન કરવામાં આવે એ समुच्चय अलंकार છે.

યથા.

મણિ શાણઘસાયલો ને શૂરનું,
અસિચૂરિત અંગ રણાંગણ ભાસ;
મદક્ષીણ મતંગજ તીરતછી,
વહેતી સરિતા તુચ્છ કાર્તિક માસે;
શશિકેરી કલા વળી છે રતિમર્દિત,
બાલવધૂ કરી કેલિ વિલાસે,

ધનહીન ઉદાર પદારથ એ સહુ;
ક્ષીણ થતાં અતિ શોભો પ્રકાશે.

આ ઉદાહરણમાં સ્વાભાવિક ક્ષીણતાથી શોભવાવાળી વસ્તુઓનો કવિએ કાવ્યમાં સમુચ્ચય કર્યો છે.

મહારાજા ભોજ સમુચ્ચયનું આ લક્ષણ આપે છે:—

निवेशनमनेकेषामेकतः स्यात्समुच्चयः

एकतः અર્થાત્ અનેક પદાર્થોનું એકત્ર નિવેશન એ **समुच्चय** અલંકાર થાય છે.

વાગ્ભટ આ લક્ષણ આપે છે:—

एकत्र यत्र वस्तूनामनेकेषां निबन्धनम् ॥
अत्युत्कृष्टापकृष्टानां तं वदन्ति समुच्चयम् ॥

જ્યાં અતિ ઉત્કૃષ્ટ અથવા અપકૃષ્ટ અનેક વસ્તુઓનું એકત્ર નિબન્ધન અર્થાત્ કાવ્યમાં વર્ણન હોય એને **समुच्चय** કહે છે.

યથા.

શશિ દિવસ ધૂસર ગલિતયૌવન, કામિની ઉર આણુ;
સર વિગતવારિજ મુખ નિરક્ષર સુંદરાકૃતિ જાણુ.
રહે ધનપરાયણ નૃપ સતત, દેખું સજન દુઃખી તાત;
ખલજન નૃપની સંગે રહે, હરે મન સલ્ય છે એ સાત.

આહીં મનમાં સાલવાવાળી વસ્તુઓનો સમુચ્ચય કરવામાં આવ્યો છે. આ અપકૃષ્ટોનો સમુચ્ચય છે.

કારણસમુચ્ચય, ગુણસમુચ્ચય અને ક્રિયાસમુચ્ચયથી ભ્રમ કરીને કાવ્યપ્રકાશગતકારિકાકાર સમુચ્ચયનું આ લક્ષણ આપે છે:-

तत्सिद्धिहेतावेकस्मिन्यत्रान्यत्तत्करं भवेत् ।
समुच्चयोऽसौ सत्वन्यो युगपद्या गुणाक्रियाः ॥

જ્યાં એની સિદ્ધિનો હેતુ એક રહેતાં અન્ય એનો કરવાવાળો થઇ જાય એ પ્રથમ **समुच्चय** છે. અને ગુણ તથા ક્રિયાઓનું એકજ સમયમાં થવું એ **द्वितीय समुच्चय**

સર્વસ્વકાર, રત્નાકરકાર અને ચન્દ્રાલોકકાર ઇત્યાદિ એના અનુસારી છે. ચન્દ્રાલોકકાર આ લક્ષણ આપે છે.

वहूनाम् युगपद्भावभाजां गुम्फः समुच्चयः
अहंप्राथमिकाभाजामेककार्यान्वयेऽपि सः

युगपद् અર્થાત્ એકજ સમયના ભાવને ભજવાવાળા ઘણાઓનું ગુંફન અર્થાત્ કાવ્યમાં વર્ણન કરવું એ समुच्चय. અને પ્રથમમાં પ્રથમ એવા ભાવને ભજવાવાળા ઘણાઓના એક કાર્યના સંબંધમાં પણ समुच्चय છે.

કુવલયાનંદકારે વૃત્તિમાં કહ્યું છે કે કોઇ કોઇ ક્રિયાઓનો કિંચિત્ કાલ ભેદ સંભવ છે. તોપણ શતપત્ર પત્રશત ભેદ ન્યાયથી યૌગપદ્ય વિવક્ષિત છે.

કુવલયાનંદકાર કારણસમુચ્ચયનું આ ઉદાહરણ આપે છે.

યથા.

જોબન વિદ્યા મદન ધન, મદ ઉપજાવે એહ.

આહીં અહમહમિકયા અર્થાત્ હોડાહોડી ખલેકપોત ન્યાયથી અનેક કારણોનું ધારણ કરવું છે.

કારણસમુચ્ચયના ચાર પ્રકાર છે. એક તો અનેક કારણ મળીને એક કાર્ય કરે. આ પ્રકારનું ઉદાહરણ ઉપર આપેલ છે.

દ્વિતીય પ્રકાર એ છે કે કારણ કાર્યસિદ્ધિમાં પ્રવૃત્ત રહેતાં કારણાન્તર એ કાર્યની સુગમતા કરે.

યથા.

દીન વચન કરી સજલ દ્રગ, પડયો પ્રિયાને પાય;
કર્યું માનમોચન સુગમ, તુરત ઘટા ગહરાય.

તૃતીય પ્રકાર એ છે કે કારણ કાર્યસિદ્ધિમાં પ્રવૃત્ત રહેતાં કારણાન્તર એ કાર્યની અધિકતા કરે.

યથા.

હતું રૂપ યોવનતણું, તારે મન અભિમાન;
અધિક થયું આધીનતા, પતિની પડી પિછાન

ચતુર્થ પ્રકાર એ છે કે અનેક કારણોમાં એ સંદેહ હોય કે આ કાર્ય કોણે કર્યું ?

યથા.

મલયાચલ મારૂત કે, શશિ કે કોકિલગાન,
હરે માહરાં પ્રાણ સખીં, એનું કરો નિદાન.

## सहोक्ति.

"જશવંતજશોભૂષણકાર" લખે છે:—

સહ નામ સંગનું છે. સહભાવની ઉક્તિ એ सहोक्ति. જ્યાં સહભાવની ઉક્તિ વર્ણન કરવામાં આવે એ सहोक्ति अलंकार છે.

"શિષ્યો સાથે ગુરૂ આવે છે," આવાં વર્ણનમાં અલંકાર નથી. રોચકતા વિના અલંકારતા નથી એમ સર્વત્ર જાણી લેવું.

યથા.

યશ પહોંચ્યો યદુરાયનો, અરિસંગે દિગઅંત;
શ્રી આવી અરિભૂમિસહ, વંદી વિશ્વ વદંત.

વેદવ્યાસ ભગવાન આ લક્ષણ આપે છે:—

सहोक्तिः सहभावेन कथनं तुल्यधर्मिणाम्.

સમાન ધર્મીઓના સહભાવથી કરીને કથન કરવું એ सहोक्ति अलंकार છે.

આચાર્ય દંડી આ લક્ષણ આપે છે:—

सहोक्तिः सहभावेन कथनं गुणकर्मणाम् ॥

ગુણ અને કર્મના સહભાવનું કથન એ सहोक्ति अलंकार.

"કાવ્યપ્રકાશકાર" આ લક્ષણ આપે છે:—

सा सहोक्तिः सहार्थस्य बलादेकं द्विवाचकं ।

સહાર્થના બલથી એક શબ્દ બન્નેનો વાચક હોય એ सहोक्ति.

કાવ્યપ્રકાશકારે વૃત્તિમાં લખ્યું છે કે જો એક અર્થને કહેવાવાળો શબ્દ પણ સહાર્થ બલથી ઉભયનો જ્ઞાપક થઇ જાય એ सहोक्ति.

"સર્વસ્વકાર" આ લક્ષણ આપે છે:—

उपमानोपमेययोरेकस्य प्राधान्यनिर्देशेऽ
परस्य सहार्थसंबन्धे सहोक्तिः ॥

ઉપમાન અને ઉપમેયમાંથી એકનું પ્રધાનતાથી કથન, અન્યનું સહાર્થ સબંધથી કથન એ **सहोक्ति** અલંકાર.

વાગ્ભટ આ લક્ષણ આપે છેઃ—

सहोक्तिः सा भवेद्यत्र कार्यकारणयोः सह ।
समुत्पत्तिकथा हेतोर्वक्तुं तज्जन्मशक्तिताम् ॥

કારણની કાર્યઉત્પત્તિ સામર્થ્ય કહેવાને માટે કાર્ય કારણની સાથે ઉત્પત્તિ કહેવી એ **सहोक्ति.**

યથા.

ગ્રહી નમાવી આકર્ષતા, અરિયશ મદશ્રી સાથ;
રણમાં ધનુષ અપૂર્વકૃતિ, જયતિ જયતિ રઘુનાથ.

આહીં સહોક્તિ અલંકારનું સ્વરૂપ તો સહભાવ માત્ર છે.

## सार.

જશવંતજશોભૂષણકાર કહે છેઃ—

सार શબ્દનો અર્થ શ્રેષ્ઠ છે. ચિન્તામણિ કોષકાર કહે છેઃ— " **सारः श्रेष्ठे** " વસ્તુના શ્રેષ્ઠ અંશને લોકમાં સાર કહેવાની રૂઢિ છે.

જે વસ્તુનો સાર છે તેજ **सार अलंकार.**

યથા.

આ અપાર સંસારમાં, સાર વસ્તુ કવિવાણી;
જેને જગત બધું રહ્યું, વારંવાર વખાણી.

યથા.

રાજ્યસાર ભૂ, ભૂમાં પુરગણ, પુરમાં સૌધ સૌધ શય્યા ભણ;
તેમ વરાંગી છે શય્યામાં, જાણ અંગ સર્વસ્વ તું તેમાં.

સ્વામી, અમાત્ય, સુહૃદ, કોષ, રાષ્ટ્ર, દુર્ગ અને સેના એ સપ્તાંગ મળીને રાજ્ય વસ્તુ છે. એ એવી રાજ્ય વસ્તુમાં ધરણી સાર છે. કેમકે ધરણીથી સર્વ થાય છે. આહીં ધરણીથી દેશની વિવક્ષા છે. વનપર્વતાદિ

મળીને ધરણી વસ્તુ છે. જેમાં પુર સાર છે, ઇત્યાદિ ધોરીના આ ઉદાહરણમાં રાજ્યમાં ધરણી સાર છે. એથી લઇને શય્યામાં વરાંગના સાર છે. આહીં સુધી તો સાર લૌકિક હોવાથી એ સારોમાં અલંકારતા નથી. પણ વરાંગનામાં અંગ સર્વસ્વ અર્થાત્ લાવણ્ય સાર છે. એ સાર સહૃદયવેદ્ય હોવાથી અલંકારતાને પ્રાપ્ત થાય છે આમાં લોકસારની પરંપરા લઇને વરાંગનામાં અંગ સર્વસ્વ સાર છે.

કાવ્યપ્રકાશગતકારિકાકાર આ લક્ષણ આપે છે.

उत्तरोत्तरमुत्कर्षो भवेत्सारः परावधिः ॥

પરાવધિને પામેલ ઉત્તરોત્તર ઉત્કર્ષ સાર અલંકાર છે.

ચન્દ્રાલોકકાર આ લક્ષણ આપે છે:—

उत्तरोत्तरमुत्कर्षः सार इत्यभिधीयते

ઉત્તરોત્તર ઉત્કર્ષ સાર અલંકાર કહેવાય છે. કુવલયાનંદકાર શ્લાઘ્ય ગુણોનું આ ઉદાહરણ આપે છે.

યથા.

છે ઉદરમાંહિ ત્રિલોક એ હરિ સહસ્રફણ તનમાંય;
મણિ સદૃશ એ ફણિ જલધિમાં જલજન્તુ ઇવ નિરેખાય,
એ જલધિ અંજલિ કરી પીધો, એ મહા ઋષિશ્રી અગસ્ત;
આકાશમાં ખદ્યોત ઇવ થાયે ઉદય ને અસ્ત;
જેને થયું નભ એક ડગલું એ ત્રિવિક્રમ ઇશ;
મનધારણા પૂરણ કરે, નિત આપની અવનીશ.

આમાં શ્લાઘ્ય ગુણોત્કર્ષનું વર્ણન છે.

અશ્લાઘ્ય ગુણોત્કર્ષનું આ ઉદાહરણ આપે છે:—

યથા.

તૃણથી તૂલ ને તૂલથી, હળવો યાચક જાણીઁ;
પવન ન આવે પાસ કદિ, યાચનભય ઉર આણીઁ

આમાં અશ્લાઘ્ય ગુણોત્કર્ષનું વર્ણન છે.

## સૂક્ષ્મ.

" જશવંતજશોભૂષણકાર " લખે છેઃ—

સૂક્ષ્મ એટલે બારીક, એથી જ્યાં સૂક્ષ્મતા ચમત્કારી હોય ત્યાં સૂક્ષ્મ અલંકાર થાય છે.

જ્યાં સૂક્ષ્મતાનું વર્ણન કરવામાં આવે એ સૂક્ષ્મ અલંકાર છે.

યથા

સમજાવે રણશત્રુને, તોળી ભૂપ તરવાર;
સ્પર્શી શિર થાશે પરાં, ઉર કરી લીંચો વિચાર.

આહીં રણાંગણમાં તરવાર તોળવારૂપ ચેષ્ટા માત્રથી રાજા પોતાના શત્રુઓને આવું સૂક્ષ્મતાથી કહે એથી આહીં સૂક્ષ્મ અલંકાર છે.

આચાર્યદંડી આ પ્રમાણે લક્ષણ આપે છેઃ—

इङ्गिताकारलक्ष्योऽर्थः सौक्ष्म्यात्सूक्ष्म इति स्मृतः ॥

ઇંગિત અને આકારથી જોવા યોગ્ય અર્થ સૂક્ષ્મ હોવાથી સૂક્ષ્મ એમ કહેવામાં આવેલ છે.

કાવ્યપ્રકાશગતકારિકાકાર આ લક્ષણ આપે છેઃ—

कुतोऽपि लक्षितः सूक्ष्मोऽप्यर्थोऽन्यस्मै प्रकाश्यते ।
धर्मेण केनचिद्यत्र, तत्सूक्ष्मं परिचक्षते ॥

કોઈ નિમિત્તથી બતાવેલ સૂક્ષ્મ અર્થ પણ અન્યને માટે કોઇ ધર્મથી પ્રકાશિત કરવામાં આવે ત્યાં સૂક્ષ્મ અલંકાર કહેવાય છે.

યથા

નિજના મુક્તાહારને, પતિને કંઠે ધારી;
કહે પ્રિયા આ આપને, શોભા દે છે સારી.

આહીં નાયકથી નહી જોવાએલ વિપરીત રતિરૂપ પોતાના અભિપ્રાયને એ નાયકાએ નાયકપ્રતિ સૂક્ષ્મતાથી બતાવેલ છે.

## સ્મૃતિ.

" જશવંતજશોભૂષણકાર " લખે છેઃ—સ્મૃતિ એટલે સ્મરણ. જ્યાં સ્મૃતિનું વર્ણન હોય એ સ્મૃતિ અલંકાર.

યથા

તુંને જોઇ નૃપ ભોજને, સ્મરતી સૃષ્ટિ સમસ્ત;

આહીં દાની રાજાના ઉદારતાદિ ગુણો જોઈ મહારાજા ભોજની સ્મૃતિ આવે છે.

" કાવ્યપ્રકાશગતકારિકાકાર " આ લક્ષણ આપે છે:—

**यथानुभवमर्थस्य दृष्टे तत्सदृशे स्मृतिः ॥**

અનુભવ કરેલ પદાર્થના સદૃશ જોવાથી જે સ્મૃતિ થાય તે **स्मृति अलंकार**.

મહારાજા ભોજ આ લક્ષણ આપે છે:—

**सदृशादृष्टचिन्तादेरनुभूतार्थवेदनम् ।**

**स्मरणं प्रत्यभिज्ञान स्वप्नावपि न तद्‌बहि ॥**

પહેલાં અનુભવ કરેલ પદાર્થના સદૃશ જોવાથી અદ્રષ્ટથી અર્થાત્ પ્રારબ્ધથી અને ચિન્તા આદિથી જે જ્ઞાન તે **स्मरणालंकार** અને કાલાન્તરમાં જોએલ પદાર્થને ફરી જોવાથી એવું જ્ઞાન થાય છે કે આ એ છે એવા જ્ઞાનને પ્રત્યભિજ્ઞાન કહે છે. તે પ્રત્યભિજ્ઞાન અને સ્વપ્ન પણ સ્મરણથી ભિન્ન નથી.

યથા

દળતાં દ્વિપ રણ ખડ્ગથી, પેખી પ્રતાપ નરેન્દ્ર;

નગ વિદારતો વજ્રથી, સૂર્ય સँભારે ઇંન્દ્ર.

પ્રથમ વજ્રથી પહાડોને વિદારતા ઇન્દ્રને સૂર્યે જોયો હતો, એથી ઉક્ત ઇન્દ્રનો સૂર્યને અનુભવ હતો, એના જેવી હલદીઘાટની લડાઈમાં તલવારથી દ્વિરદોને ( હાથીઓને ) થરથરાવનાર પ્રતાપને જોઇને સૂર્યને ઉક્ત ઇન્દ્રનું સ્મરણ થયું. આહીં નેત્રોથી અનુભવ કરેલ ઇન્દ્રના સદૃશ મહાન પ્રતાપરાણાને જોવાથી સૂર્યને ઇન્દ્રની સ્મૃતિ થાય છે અને આગળના ઉદાહરણમાં શ્રવણોથી અનુભવ કરેલ ભોજના જેવા મહાન નૃપતિને જોવાથી સર્વને ભોજની સ્મૃતિ થાય છે.

## स्वभावोक्ति.

" જશવંતજશોભૂષણકાર " લખે છે:

"स्वभाव" શબ્દનો અર્થ પોતાનો ધર્મ. ચિન્તામણિકોષકાર કહે છે:—"स्वभावः सहजधर्मविशेपे" ઉકિતનો અર્થ કથન છે.

જ્યાં કોઈ વસ્તુના સ્વભાવની ઉક્તિ હોય એ स्वभावोक्ति અલંકાર કહેવાય છે.

યથા.

દ્રગ સસ્નેહ પ્રસન્ન-મુખ, વક્ષસ્થલ સુવિશાલ;
જુતુ પ્રલંબિતભુજ નૃપતિ, નિરખી થાઉં નિહાલ.

આ આકૃતિની સ્વાભાવોક્તિ છે.

યથા.

મોર મુકુટ કટિકાછની, કર મુરલિ ઉર માલ;
એ બાનક મુજ મન વસો, સદા બિહારીલાલ.

આ શ્રી કૃષ્ણના વેશની સ્વભાવોક્તિ છે. એજ રીતે ભિન્ન ભિન્ન સ્વભાવનાં ઉદાહરણો અત્રે સ્થલસંકોચને લીધે આપેલ નથી.

આચાર્ય દંડી આ લક્ષણ આપે છે:—

नानावस्थं पदार्थानां रूपं साक्षाद्विवृण्वती ।
स्वभावोक्तिश्च जातिश्चेत्याद्या सालंकृतिर्यथा ॥

પદાર્થોના વિવિધ અવસ્થાવાળા રૂપને સાક્ષાત્ કહેનારી સ્વભાવોક્તિ અને જાતિ નામવાળી સર્વ અલંકૃતિઓમાં પહેલી અલંકૃતિ છે.

કાવ્યપ્રકાશગતકારિકાકારનું આ લક્ષણ છે.

स्वभावोक्तिस्तु डिम्भादेः स्वक्रियारूपवर्णनम्

ડિમ્ભ અર્થાત્ બાલકાદિકોની પોતાની ક્રિયા અથવા રૂપનું વર્ણન એ स्वभावोक्ति.

પ્રકાશકારે "રૂપ" શબ્દનો અર્થ વર્ણ અથવા આકૃતિ કર્યો છે.

સર્વસ્વકાર આ લક્ષણ આપે છે:—

सूक्ष्मवस्तुस्वभावयथावद्वर्णनं स्वभावोक्तिः ।

વસ્તુના સૂક્ષ્મ સ્વભાવનું યથાવત્ વર્ણન એ **स्वभावोक्ति.**

વળી વૃત્તિમાં લખ્યું છે કે સ્વભાવવર્ણન માત્ર અલંકાર નથી, કેમકે એમ તો સર્વત્ર અલંકાર થઈ જશે. એથી લક્ષણમાં સૂક્ષ્મ પદનું ગ્રહણ છે. સૂક્ષ્મ અર્થાત્ કવિમાત્ર ગમ્ય. એથી કવિમાત્ર ગમ્ય. વસ્તુના સ્વભાવનું ન્યૂનાધિક રીતે વર્ણન એ **स्वभावोक्ति** અલંકાર.

રત્નાકરકાર આ લક્ષણ આપે છેઃ—

**सम्यक्स्वभाववर्णनं स्वभावोक्तिः ॥**

સારી રીતથી સ્વભાવનું વર્ણન એ **स्वभावोक्ति.**

એમણેજ વૃત્તિમાં લખ્યું છે કે વસ્તુસ્વભાવ બે રીતના છે. સ્થૂલ અને સૂક્ષ્મ. સ્થૂલ તો સમસ્ત કવિગોચર છે. એના વર્ણનમાં કોઈ અલંકાર નથી.

યથા.

શિર અંગદની ગોદમાં, ચરણ ગોદ હનુમાન,
મૃગત્વચ્ચસૂતા રામ દે, અનુજવચનમાં કાન.

## हेतु.

“ જશવંતજશોભૂષણકાર ” લખે છેઃ—

હેતુ એટલે કારણ. હેતુ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે. “ हिनोति व्याप्नोति कार्यं इति हेतुः ” કાર્યમાં વ્યાપ્ત થાય એ હેતુ. નિષ્કર્ષ એ છે કે કાર્યને ઉત્પન્ન કરે એ હેતુ. તે હેતુ બે પ્રકારના છે. **कारक** અને **ज्ञापक.** ઉત્પન્ન કરવાવાળો **कारक** કહેવાય અને જ્ઞાન કરાવવાવાળો **ज्ञापकहेतु** કહેવાય. જેમ ધૂમ્રનો હેતુ અગ્નિ એ કારકહેતુ છે. કેમકે એ ધૂમ્રને ઉત્પન્ન કરે છે. અને ધૂમ્ર અગ્નિનું જ્ઞાન કરાવવાવાળો છે, એથી એ જ્ઞાપક હેતુ છે.

યથા.

દર્પણમાં નિજ છબિ નિરખી, નયને મોદ ઉમંગ;
પતિવશ કરતાં નારીમુખ, ચડયો ગર્વનો રંગ.

આહીં નયનોને મોદ-ઉમંગ થવો તથા મુખ ઉપર ગર્વનો

રંગ ચઢવો એમાં પોતાની પૂણસુરતી અને પતિને વશ કરવા રૂપ હેતુ છે. એ કારક હેતુ જાંણુવો.

યથા.

કોકિલરવઆરંભ ને, કલિઓતણો પ્રકાશ;
સૂચવે સમય વસંતનો, હૃદયે વધે હુલ્લાસ.

આમાં વસંત સમયનું જ્ઞાન કરાવવામાં કોકિલરવ આરંભાદિ હેતુ છે. એ જ્ઞાપક હેતુ જાણુવો.

આચાર્યદંડી અને મહારાજા ભોજ કહે છે:—

विदूरकार्यः सहजः कार्यानन्तरजस्तथा,
युक्तो न युक्त इत्येवमसंख्याश्चित्रहेतवः ॥

विदूरकार्य અર્થાત્ કારણુથી કાર્યનું દૂર હોવું, એ દેશથી અને કાલથી બે પ્રકારનું છે. કારણુ અને સ્થલમાં, કાર્ય અને સ્થલમાં, એતો દેશની વિદૂરતા છે. सहज અર્થાત્ કાર્ય કારણુની સાથેજ હોવું. कार्यानन्तरज અર્થાત્ કાર્ય પહેલાં થવું અને કારણુ પછી થવું, આનું ઉદાહરણુ વિચિત્ર અલંકારમાં આપેલ છે. યુકત અર્થાત્ કારણુને યોગ્ય કાર્ય, અયુકત અર્થાત્ કારણુને અયોગ્ય કાર્ય.

અયુક્ત કાર્યનું ઉદાહરણુ આ પ્રમાણે છે:—

યથા.

તુજ પ્રતાપ રવિ તેજ નૃપ, રાખે કેવી રીત;
અન્ય નૃપતિના કરકમલ, સંકોચાવે નિત્ય.

આહીં રવિ હોવાથી કમલોને સંકુચાવવાનું અયુક્ત કાર્ય છે.

આચાર્યદંડી આ પ્રમાણે લક્ષણુ આપે છે:—

हेतुश्च सूक्ष्मलेशौ च वाचामुत्तमभूषणम् ।
कारकज्ञापकौ हेतू तौ चानेकविधौ यथा ॥

હેતુ, સૂક્ષ્મ અને લેશ वाचां અર્થાત્ વાણીનું ઉત્તમ ભૂષણુ છે. હેતુ કારક અને જ્ઞાપક એમ બે પ્રકારના હોઈને ફરી અનેક પ્રકારના થાય છે.

૩૬૮ આ લક્ષણ આપે છે:—

हेतुमता सह हेतोरभिधानमभेदकृद्भवेद्यत्र ।
सोलंकारो हेतुः स्यादन्येभ्यः पृथग्भूतः ॥

જ્યાં કાર્ય કારણનું અભેદ કરવાવાળું કથન હોય એ હેતુ અલંકાર છે. એ અન્ય અલંકારોથી પૃથક્ થશે.

ચન્દ્રાલોક પરમતથી આ લક્ષણ આપે છે:—

हेतुहेतुमतोरैक्यं हेतुं केचित्प्रचक्षते ॥

કાર્યકારણની એકતાને કેટલાક હેતુ અલંકાર કહે છે.

યથા

આ કટાક્ષ નૃપ દાનીનું, વિબુધની રમા વિલોક;

રાજાનું કટાક્ષ વિદ્વાનોની લક્ષ્મીરૂપ કાર્યનું કારણ છે. તેથી આહીં કાર્યકારણતાનો અભેદ કહ્યો છે.

વેદવ્યાસ ભગવાન આ લક્ષણ આપે છે:—

सिषाधयिषितार्थस्य हेतुर्भवति साधकः ।
कारको ज्ञापकश्चेति द्विधा सोऽप्युपजायते ॥

સિદ્ધ કરવાને ઈચ્છેલ અર્થનો જે સાધક એ હેતુ અલંકાર છે; અને એ હેતુ કારક અને જ્ઞાપક એવા બે પ્રકારના છે.

## अन्तर्भावालंकार.

પ્રાચીનોએ જે જે અલંકારોને પ્રાધાન્યાલંકારમાં અન્તર્ભૂત બતાવ્યા છે તેનું શ્રી જશવંતજશોભૂષણકાર નીચે પ્રમાણે સમાધાન કરે છે.

### अङ्ग.

"अङ्ग" શબ્દનો અર્થ પ્રસિદ્ધ છે. પ્રાચીન અંગ નામક અલંકારાન્તર માને છે.

"અલંકારોદાહરણકાર" આ પ્રમાણે લક્ષણ ઉદાહરણ બતાવે છે:—

अङ्गिनः फलवत्त्वेऽपरस्याफलत्वमङ्गम् ।

અંગી ફલવાન હોય અને અપર અર્થાત્ અંગ ફલવાન ન એ अङ्ग अलंकार.

યથા.

બન્યાં હતાં હરકોપનાં, સાધન કામ વસંત;
બચ્યો વસંત અને જળી, આવ્યો સ્મરનો અંત.

પોતાના સામંત વસંતને લઇને મનોજે હરના તપનો ભંગ કર્યો; ત્યાં હરની કોપાગ્નિથી મનોજ (અંગી) દગ્ધ થઇ ગયો અને વસંત (અંગ) દગ્ધ નહીં થયો. વસંત અંગ અને કામ અંગી છે. હરને કોપ કરાવવામાં એ બન્ને સાધન હતાં; એથી હરકોપાગ્નિથી બન્ને દગ્ધ થવા જોઇએ.

અમારા મતથી અમે પ્રકાશિત કરેલ "અતુલ્યયોગિતા" અલંકારમાં આ અલંકાર અન્તર્ભૂત છે.

## अचिन्त्य.

ચિન્તનમાં ન આવે એ "अचिन्त्य." અચિન્ત્યને પ્રાચીનો અલંકારાન્તર માને છે. "રત્નાકરકાર" આ લક્ષણ ઉદાહરણ બતાવે છે:—

"अविलक्षणाद्विलक्षणकार्योत्पत्तिर्विपर्ययश्चाचिन्त्यम्

અવિલક્ષણ કારણથી વિલક્ષણ કાર્યની ઉત્પત્તિ અને એનાથી વિપર્યય અર્થાત્ વિલક્ષણ કારણથી અવિલક્ષણ કાર્યની ઉત્પત્તિ એ अचिन्त्य अलंकार.

યથા.

કોકિલને વાચાલતા, વિરહિણી મૌન અત્યંત;
દેવાવાળો દેખજો, આવ્યો સમય વસંત.

આમાં અવિલક્ષણ થએલ વસંત કારણથી મૌન અને વાચાલતા રૂપ વિલક્ષણ કાર્યની ઉત્પત્તિ છે.

વસંત કારણની અવિલક્ષણતા એ છે કે કોકિલને વાચાલ કરવામાં અને વિરહિણીને મૌન કરવામાં વસંતના સ્વભાવની વિલક્ષણતા નથી.

યથા.

મારે શનિ અશનિ ઉભય, આપ કોપતાં ભૂપ;

શનિ ગ્રહ છે, અશનિ નામ વજ્રનું છે, આંહી આની રૂઢિ વિજળીમાં છે, આમાં શનિ અશનિ રૂપ બન્ને કારણ પરસ્પર નામથી, સ્વરૂપથી, અને સ્વભાવથી સર્વથા વિલક્ષણ છે. એ રાજાના શત્રુઓને મારવારૂપ એકજ અવિલક્ષણ કાર્ય કરે છે.

આવા વિષયોમાં મહારાજા ભોજે તો ચિત્ર હેતુ માનેલ છે. અચિન્ત્યસ્થલમાં આશ્ચર્યજ થાય છે. એથી અમારા મતથી આ "વિચિત્ર" અલંકારમાં અંતર્ભૂત છે.

## अतिशय.

આંહી "अतिशय" શબ્દનો અર્થ અત્યંત છે. પ્રાચીન અતિશય નામનો અલંકારાન્તર માને છે રત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ આપે છે,

संभावनयान्यथा वातिशयोऽतिशयः ॥

સંભાવનાથી અથવા એથી અન્યથા અર્થાત્ અસંભાવનાથી જે અતિશય તે अतिशय अलंकार. આંહી સંભાવના તો વિધિ છે. અસંભાવના નિષેધ છે. વૃત્તિમાં લખ્યું છે કે ઉત્તરોત્તરમાં સંભાવનાથી અથવા અસંભાવનાથી જે અતિશય તે अतिशय अलंकार.

યથા.

છે નહિ, છે તો સ્થિર નહિ, સ્થિર તો વિણ ફલવાન;

સંત પુરૂષનો કોપ છે, ખલની પ્રીતિ સમાન.

આંહી સત્પુરૂષોના કોપની ઉત્તરોત્તર અસંભાવના અર્થાત્ નિષેધથી સત્પુરૂષોના કોપના નિષેધનો અતિશય છે. એવુંજ વિધિમાં જાણી લેવું જોઈએ. અમારા મતથી આ પ્રકારના અતિશય અર્થાત્ અત્યંતતાનો પણ અધિક અલંકારમાં અંતર્ભાવ છે.

## अत्युक्ति.

अत्युक्ति શબ્દમાં " अति " શબ્દનો અર્થ ઉલ્લંઘન છે. "ચિન્તામણિકોષકારે" કહ્યું છે કેઃ—" अति लङ्घने " "અત્યુક્તિ" શબ્દસમુદાયનો અર્થ લંઘનની ઉક્તિ છે. આમાં લોકસીમાલંઘનમાં રૂઢિ છે. કેટલાએકે અતિશયોક્તિને.અત્યુક્તિ નામથી કહેલ છે. અને શૂરતા ઉદારતાના લોકસીમાતિવર્તનના ઉદાહરણ આપેલ છે. જેથી ભ્રાન્તિથી પ્રાચીનો અત્યુક્તિને અલંકારાન્તર માને છે.

" ચન્દ્રાલોકકાર " આ લક્ષણ ઉદાહરણ આપે છે.

अत्युक्तिरद्भुतातथ्यशौर्यौदार्यादिवर्णनम्

અતથ્ય અર્થાત્ મિથ્યાભૂત શૂરતા અને ઉદારતાનું આશ્ચર્ય જનક વર્ણન એ अत्युक्ति અલંકાર છે.

યથા.

તુજ પ્રતાપના અનલે, સોષ્યા છે નૃપતિ સિન્ધુ સાત;
ફરી અરિનારી નયનનાં, નીરે ભર્યાં એ વાતો વિખ્યાત.

કુવલયાનંદકાર પરમતથી લખે છે કે સંપત્તિની અત્યુક્તિમાં તો ઉદાત્ત અલંકાર છે. અને શૂરતાની અત્યુક્તિમાં અત્યુક્તિ અલંકાર છે. ખરી રીતે વિચારી જોતાં લોકસીમાતિવર્તનમાં અતિશયોક્તિ થાય છે, અને એથી આમાં લોકસીમાતિવર્તન પ્રાધાન્ય છે. તેથી આવી કિંચિત્ વિલક્ષણતા અલંકારાંતર થવાને નિમિત્ત નહિ બને એથી આ અતિશયોક્તિ અલંકારજ છે.

## अनङ्ग.

પ્રાચીન અનંગ નામનો અલંકારાન્તર માને છે. " અલંકારોદાહરણકાર લખે છેઃ—

" अङ्गिनः फलवत्त्वेऽपरस्याफलवत्त्वमङ्गम्

અંગી ફલવાન હોય, અપર અર્થાત્ અંગ ફલવાન ન હોય એ अङ्ग अलंकार છે. અંગ અલંકારનું આ લક્ષણ બતાવી अनङ्ग अलंकारનું લક્ષણ આ પ્રમાણે કહે છે.

"तद्विपर्ययोऽनङ्गम्"

અંગ અલંકારથી વિપરીત એ **अनंग अलंकार** અર્થાત્ અંગી ફલવાન ન હોય એ **अनंग अलंकार**

યથા.

વૃક્ષ બનાવી અસ્ત્ર, ઘાવ કપિઓએ કીધા
એ સર્વે રાવણે શરીરમાંહિ સહી લીધા
પણ પુષ્પો તે તણાં બન્યાં અસ્ત્રથી અધિકતર;
સીતા વિરહી દનુજ કલેશ પામ્યો ઉર અંદર.

વૃક્ષ અંગી છે, પુષ્પ એનાં અંગ છે. આંહી અંગીવૃક્ષ રાવણને કલેશ કરવામાં વિફલ બન્યા. પરન્તુ અંગ–પુષ્પો રાવણને કલેશ કરવામાં વિફલ ન નિવડયા. અમારા મતથી આ પણ અમે કહેલ અતુલ્યયોગિતા અલંકારમાં અંતર્ભૂત છે.

## अनध्यवसाय.

**अनध्यवसाय** એટલે અનિશ્ચય. પ્રાચીનો અનધ્યવસાયને અલંકારાન્તર માને છે. ભાનુદત્ત આ લક્ષણ ઉદાહરણ આપે છે.

अनुल्लिखितकोटिकं ज्ञानमनध्यवसायः ॥

કોઈ કોટિ જેનો વિષય નથી એવું જે જ્ઞાન એ **अनध्यवसाय अलंकार**. સંશય અને ભ્રમમાં કોટિનું ભાન છે.

યથા

કરે સ્વેદશાલી તન જો આ,
છે આલી વનમાલી કો આ.

આહીં ઈન્દુ કે આનન ! એ સંદેહની પેઠે કોટિનું ભાન નથી; કિન્તુ આ વનમાલાવાળો કોણ છે ? આવા સામાન્ય રૂપથી અનિશ્ચય જ્ઞાન છે. અમારા મતથી આ પણ સંદેહમાં અન્તર્ભૂત છે.

## अनन्वय.

"न अन्वयः अनन्वयः" એ વ્યુત્પત્તિથી અનન્વય શબ્દનો

અર્થ અન્વયનો અભાવ છે. અન્વય તો પદાર્થોના પરસ્પર સબંધને કહે છે. ઘણા પ્રાચીનો અનન્વય નામનો અલંકારાંતર માને છે.

કાવ્યપ્રકાશગતકારિકાકા-નું આ લક્ષણ છે.

" उपमानोपमेयत्व एकस्यैवैकवाक्यगे अनन्वयः

એકનોજ ઉપમાનોપમેયભાવ એક વાકયમાં હોય ત્યાં અનન્વય અલંકાર છે.

" સર્વસ્વકાર " આ લક્ષણ આપે છે:—

एकस्यैवोपमानोपमेयत्व अनन्वयः ॥

એકની ઉપમાનોપમેયતા થાય ત્યાં अनन्वय अलंकार છે. કાવ્યપ્રકાશગતકારિકાકારે પરસ્પરોપમાના નિવારણને માટે લક્ષણમાં એક વાકયનો નિયમ કરેલ છે. " સર્વસ્વકારે " કરેલ નથી. ચન્દ્રાલોકકારાદિ સમસ્ત એના અનુગામી છે સર્વ એનું આવું ઉદાહરણ આપે છે.

યથા

ધુતિધર દીન દયાલુ દરિદ્રહર,
આપ તુલ્ય આપજ છો ઇશ્વર.

આમાં એજ ઇશ્વરમાં એજ ઇશ્વરની ઉપમાનો અન્વય નથી બની શકતો એથી આહીં अनन्वय अलंकार છે. એ ઉકત અન્વયનું બનવું તો દૂષણ છે ત્યારે આવા સ્થલમાં દ્વિતીય સદૃશ વ્યવચ્છેદની વિવક્ષા કરે છે.

ભામહે આ પ્રમાણે કહેલ છે:—

यत्र तेनैव तस्य स्यादुपमेयोपमानता ।
असादृश्यविवक्षातो वदन्ति तमनन्वयम् ॥

જ્યાં અસાદૃશ્ય વિવક્ષાથી એની સાથે એનીજ ઉપમાનોપમેયતા હોય એને अनन्वय अलंकार કહે છે.

પ્રાચીનોના મત પ્રમાણે રસગંગાધરકાર કહે છે કે અનન્વયમાં અસમતા વ્યંગ્ય છે તો પણ અનન્વય રૂપ ચમત્કાર પ્રધાન હોવાથી અલંકારાન્તર છે.

અલંકાર રત્નાકરકાર અનન્વયના ત્રણ પ્રકાર માનતાં આ લક્ષણ ઉદાહરણ બતાવે છેઃ—

तेनैव तदेकदेशेनावसितभेदेन चानन्वयः

"तेनैव" અર્થાત્ તેની સાથે તેનો, "तदेकदेशेन" અર્થાત્ તેના એક દેશની સાથે તેના એક દેશનો, અથવા "अवसितभेदेन" અર્થાત્ ઠરાવેલ ભેદ વાળાની સાથે એના અન્વયનું ન બનવું એ અનન્વય અલંકાર છે. ઠરાવેલ ભેદવાળા તો પ્રતિબિમ્બ છે. આદિનું તો એવું જ ઉદાહરણ આપેલ છે. "આપ તુલ્ય આપજ છો ઈશ્વર."

દ્વિતીય—યથા.

રૂપભરી સંસારમાં, છે સુન્દરી હજાર;
વામાર્ધ સુદક્ષિણાર્ધથી, છે મનહર આ નાર,

તૃતીય—યથા.

રત્નભીંતે કૈલાસમાં, નિજપ્રતિબિમ્બ નિહાળી;
આને યુત્થપતિત્વને, જય ગજવદન દયાલ.

યુત્થપતિત્વ તો સજાતિયોમાં થાય છે, એ ગણેશના જેવો હાથી ગણેશનું પ્રતિબિમ્બજ છે.

અમારા મતથી અનન્વયનો આક્ષેપમાં અન્તર્ભાવ થાય છે.

## अनादर.

अनादर તો પ્રસિદ્ધ છે. પ્રાચીન અનાદર નામનો અલંકારાન્તર માને છે. રત્નાકરકાર આ પ્રમાણે લક્ષણ ઉદાહરણ બતાવે છેઃ—

अप्राप्तार्थं तत्तुल्याऽनादरोऽनादरः ॥

જે સમયમાં જે વસ્તુ પ્રાપ્ત છે એના તુલ્ય અથવા અપ્રાપ્ત એવી અન્ય વસ્તુની પ્રાપ્તિને માટે પૂર્વ પ્રાપ્ત વસ્તુનો અનાદર એ अनादर અલંકાર.

યથા.

સિંહનાદયુત કટકને, તજીને તુજ અરિરાજ;
સિંહનાદયુત કટકને, ઝટપટ ગ્રહતા આજ.

સિંહનાદ યુદ્ધ સમયમાં સુભટોની ગર્જના અથવા સિંહોના શબ્દ, કટક-સેના અથવા પર્વતનો મધ્યભાગ.

આમાં આદર યોગ્ય તાદૃશ સૈન્યનો અનાદર અવજ્ઞા અલંકાર છે. અનાદરમાં ચમત્કાર હોય ત્યાં અવજ્ઞા અલંકારજ થશે. અવજ્ઞા અને અનાદર તો નામાન્તર છે.

## अनुकूल.

કેટલાક પ્રાચીન અનુકૂલ નામનો અલંકારાન્તર માને છે. સાહિત્યદર્પણકારનું આ લક્ષણ ઉદાહરણ છે.

अनुकूलं प्रातिकुल्यमनुकूलानुबन्धि चेत्

જ્યાં પ્રતિકૂલતા अनुकूलतानुबन्धि અર્થાત્ અનુકૂલ થઇ જાય ત્યાં अनुकूलअलंकार.

યથા.

જો નખક્ષતથી કોપતી, તો સુણ મુગ્ધા નાર;
બાંધી લે ભુજપાશથી, કંઠે નંદકુમાર.

પાશથી કંઠબંધન પ્રતિકૂલ છે, આહીં નાયિકાની ભુજલતા-રૂપ પાશથી કંઠબન્ધન અનુકૂલ થઇ જાય છે. અમારા મતથી આહીં તો परिणाम अलंकार છે.

## अनुकृति.

અનુકૃતિ અર્થાત્ બીજાની પેઠે કરવું તે. ચિન્તામણિકોષકારે કહ્યું છે કે अनुकृतिः अनुकरणे. પ્રાચીનો અનુકૃતિ નામનો અલંકારાન્તર માને છે.

રત્નાકરકાર આ પ્રમાણે લક્ષણ આપે છે:—

हेत्वन्तरादन्यस्यापि तथात्वमनुकृतिः

કારણાન્તરથી અન્યનું પણ तथात्व અર્થાત્ એના જેવું થઈ જવું એ अनुकृतिअलंकार.

યથા.

શરનિકર નિર્ભર નૃપતિ, સાતલ કેરૂં સર્વ શરીર,
પ્રતિભટે પ્રેરિત ખડ્ગ પહોંચે, એ વિલંબથી વીર;

સુરનારી વૃષ્ટિ સુમનરજથી, નૃપતિ પૂરિત નયન;
પ્રતિભટોપ્રતિ સુપ્રહાર, એના થકી શીઘ્ર બને ન.

રત્નાકરકાર કહે છે કે સમ અલંકારમાં તો પ્રથમજ સમ થયેલ વસ્તુઓનો સંયોગ છે. આહીં તો સંયોગની પછી સમતા થાય છે. અમારા મતથી નામાર્થ માત્ર તો રૂપકનો વિષય છે, કેમકે અનુકરણ તો નકલ છે.અને રત્નાકરકારના લક્ષણ ઉદાહરણાનુસાર તો અમે સ્પષ્ટ કરેલ તુલ્યયોગિતા છે. અને રત્નાકરકારે જે સમ અલંકારથી વિલક્ષણતા બતાવી છે એટલા માત્રથી અલંકારાન્તર થતો નથી. સમતામાં પર્યવસાન કરે તો સમ અલંકારજ થશે.

## अनुगुण.

" अनुगुण " આમાં " अनु " શબ્દનો અર્થ દીર્ઘતા અથવા વધવું છે. ચિન્તામણિકોષકાર કહે છે. " अनु आयामे " સિદ્ધાન્ત કૌમુદીમાં કહ્યું છે કેઃ—" आयामो दैर्घ्यम् "" अनुगुण " શબ્દ સમુદાયનો અર્થ " ગુણનું વધવું " છે.

પ્રાચીનો अनुगुण ને અલંકારાન્તર માને છે. " ચન્દ્રાલોક-કાર " આ પ્રમાણે લક્ષણ ઉદાહરણ બતાવે છે.

प्राक्सिद्धस्वगुणोत्कर्षोऽनुगुणः परसंनिधेः ।

બીજાના સબંધથી પહેલાં સિદ્ધ થયેલ પોતાના ગુણનો ઉત્કર્ષ એ अनुगुण अलंकार છે.

યથા.

તુજ કટાક્ષથી શ્રવણના, નીલોત્પલ અતિ નીલ;
કરથી માણિક અતિઅરૂણ, છે સુન્દરતા શીલ.

અમારા મતથી આતો અધિક અલંકારનો વિષયજ છે. ઉક્ત રીતિથી ગુણની અધિકતા અલંકારાન્તર હોવાને યોગ્ય નથી.

## अप्रत्यनीक.

કેટલાક પ્રાચીન અપ્રત્યનીક નામનો અલંકારાન્તર માને છે. અલંકારોદાહરણકાર પ્રત્યનીકનું अनिष्टस्य तदीयस्य वा प्राति

कूल्यं प्रत्यनीकम् અનિષ્ટની અથવા અનિષ્ટના સબંધીની પ્રતિકૂલતા એ प्रत्यनीक अलंकार. આવું લક્ષણુ કહીને પ્રત્યનીકના વિપરીત ભાવમાં अप्रत्यनीक अलंकार માનનાર આ લક્ષણુ કહે છે:—

अन्यथात्त्व प्रत्यनीकम्

પ્રત્યનીક અલંકારનો અન્યથા ભાવ એ अप्रत्यनीक એના મતાનુસાર પ્રત્યનીકનો અન્યથા ભાવ એ છે કે ઇષ્ટની અથવા ઇષ્ટના સંબંધીની અનુકૂળતા.

યથા.

કચ કસ્તૂરી કોકિલા, ઘન તમ અને તમાલ;<br>
કૃષ્ણ વસ્તુથી હિત કરે, ભારી કૃષ્ણહિત બાલ.

અમારા મત પ્રમાણે સાક્ષાત્ પ્રતિ પ્રતિકૂલતા અનુકૂલતા તો અન્યોન્ય અલંકાર છે, અને સબંધી પ્રતિ પ્રતિકૂલતા અનુકૂલતા પ્રત્યનીકના પ્રકાર છે. તે અમે પ્રત્યનીકના પ્રકરણમાં સવિસ્તર લખેલ છે. આ વિષય પણ પ્રત્યનીકમાં અંતર્ભૂત છે.

## अभीष्ट.

અભીષ્ટ શબ્દનો અર્થ વાંચ્છત છે. પ્રાચીનો અભીષ્ટ નામનો અલંકારાન્તર માને છે. અલંકારોદાહરણકાર આ લક્ષણુ આપે છે.

स्वयं विधेयस्यान्यतः सिद्धिरभीष्टम्

પોતાના કર્ત્તવ્યની અન્યથી સિદ્ધિ એ अभीष्ट अलंकार છે.

યથા.

જે પ્રતાપરાણાનાં, જય કરવાને જોગ તુરકલોક;<br>
તેને જીતી લીધા, મળી સર્વ મેવાડી ભિલ્લ લોક.

અમારા મતથી આ તો પ્રાચીનોના માનેલ પ્રહર્ષણ અલંકારના પ્રથમ પ્રકારમાં અંતર્ભૂત છે, એનું લક્ષણુ આ પ્રમાણે છે:—

उत्काण्ठितार्थसंसिद्धिर्विना यत्नं प्रहर्षणम् ।

ઉત્કંઠિત અર્થની યત્ન વિના સિદ્ધિ એ प्रहर्षण अलंकार છે.

## अभ्यास.

અભ્યાસ શબ્દનો અર્થ પ્રસિદ્ધ છે. પ્રાચીનો "અભ્યાસ" નામનો અલંકારાન્તર માને છે.

અલંકારોદાહરણકાર આ લક્ષણ ઉદાહરણ બતાવે છે.

दुष्करसिद्धिकृदभ्यसनमभ्यासः ॥

દુષ્કર સિદ્ધિ કરવાવાળો અભ્યાસ એ अभ्यास अलंकार.

લોક વિલક્ષણતાને માટે દુષ્કર વિશેષણ છે.

યથા

હરદ્રગ હુતભુકમાંહિ, ધસી, નિકળતાં નિરખ્યો સ્મરબ્હાર;
અતિ તપ નૃપનું સેવન, કરતાં દિલમાં ડરે ન ઉદ્દાર.

અમારા મતથી દુષ્કર સિદ્ધિ કરવાવાળો અભ્યાસ પણ લૌકિક જ હોવાથી અલંકાર હોવાને યોગ્ય નથી એથી આ લોકમાં અન્તર્ભૂત છે.

આ કાવ્યમાં ચમત્કાર દ્રષ્ટાન્તનો છે. અતિ તપવાળા રાજાની સેવા કરનાર ઉદારચરિત પુરૂષોના ન ડરવાનો નિશ્ચય તાદૃશ મદન વૃત્તાન્તમાં બતાવવામાં આવ્યો છે.

## अर्थान्तरन्यास.

"अर्थान्तरन्यास" શબ્દનો અર્થ અથાન્તરનું ધારણ કરવું. ઘણા પ્રાચીનો "અર્થાન્તરન્યાસ" ને અલંકારાન્તર માને છે.

વેદવ્યાસ ભગવાનનું આ લક્ષણ છે:—

भवेदर्थान्तरन्यासः सादृश्येनेतरेण वा

સાદૃશ્ય સબંધથી અથવા ઇતર સબંધથી અર્થાન્તરનું ધારણ કરવું એ અર્થાન્તરન્યાસ અલંકાર થશે.

આચાર્ય "દંડી" નું લક્ષણ આ પ્રમાણે છે:—

ज्ञेयः सोऽर्थोऽन्तरन्यासो वस्तु प्रस्तुत्य किंचन ।
तत्साधनसमर्थस्य न्यासो योऽन्यस्य वस्तुनः ॥

કોઈ વસ્તુને કહીને એના સાધનમાં સમર્થ એવી અન્ય વસ્તુનું જે ધારણ કરવું એ अर्थान्तरन्यास સમજવો.

પ્રાચીનો અર્થાન્તરન્યાસનું આવું ઉદાહરણ આપે છે.

યથા

લઘુ ગૌરવતાને ગ્રહે, ગુણી સંગ અદ્દભુત;
સુમનમાલ સંયોગથી, શિવશિર સ્પર્શે સૂત્ર.

આમાં વિશેષથી સામાન્યનું સમર્થન છે.

યથા

તુજદત્તમાલ મલિન પણ, ધરે હર્ષથી બાલ;
વસે સદા ગુણ પ્રેમમાં, નહિ વસ્તુમાં લાલ.

આમાં સામાન્યથી વિશેષનું સમર્થન છે.

યથા.

સુરસમૂહને સદા, વિષ્ણુને રમા મનોહર,
શંકરને શશિકલા, શક્રને કલ્પતરૂ વર;
મેદિનીને મર્યાદ, હિમાચલ સુતને આશ્રય,
આપ્યાં એ આશથી, સદા રહેવાને સુખમય.
પીધો અગસ્ત્યે વારિધિ, કરી ન કોઇએ સાહ્યભલ,
દૈવકોપ થાયે તદા, સહુ સાધન થાયે વિફલ.

આહીં સામાન્યથી વિશેષનું સમર્થન છે.

યથા.

સ્તવે ધ્વાન્ત અભિસારિકા, નિન્દે શશિને નિત્ય;
જગ નિજના અનુકૂલની, ચાહ કરે છે ચિત્ત.

આમાં વિશેષનું સામાન્યથી સમર્થન છે. વેદવ્યાસભગવાન અને આચાર્યદંડીએ દ્રષ્ટાન્ત અને ઉદાહરણ અલંકાર નથી કહેલ. એથી એઓએ અર્થાન્તરન્યાસ અલંકાર કહેલ છે; તે સમીચીન છે. વેદવ્યાસભગવાને "सादृश्येन" એ વચનથી દ્રષ્ટાન્તનું અને "इतरेण" એ વચનથી ઉદાહરણનો સંગ્રહ કરેલ છે. इतरेण નો અર્થ ઇતરસંબંધથી અર્થાત્ સામાન્ય વિશેષ ભાવસંબંધથી છે. પરન્તુ

કાવ્યપ્રકાશગતકારિકાકાર આદિએ દ્રષ્ટાન્ત અને ઉદાહરણ અલંકાર કહેલ છે અને અર્થાન્તરન્યાસ પણ કહ્યો એ ભૂલ છે. કેમકે અર્થાન્તરન્યાસ ઉક્ત અલંકારોથી ભિન્ન નથી થઇ શકતો. "લઘુ ગૌર… તાને ગ્રહે" અને "તુજ દત માલ મલિન પણ" આ ઉદાહરણોમાં તો દ્રષ્ટાન્ત અલંકાર છે. અને "સુરસમુહને સદા" અને "સ્તવે ધ્વાન્ત અભિસારિકા" આ ઉદાહરણોમાં ઉદાહરણ અલંકાર છે. દ્રષ્ટાન્તમાં ક્યાંઈક દાર્ષ્ટાન્ત સામાન્ય અને દ્રષ્ટાન્ત વિશેષ હોય છે, ક્યાંઇક દાર્ષ્ટાન્ત વિશેષ અને દ્રષ્ટાન્ત સામાન્ય હોય છે, ક્યાંઈક બન્ને વિશેષ હોય છે, અને ક્યાંઇક બન્ને સામાન્ય હોય છે. ઉદાહરણમાં સામાન્યનું વિશેષજ હોય છે. દ્રષ્ટાન્તનું સ્વરૂપ સાધ્યઅર્થની સિદ્ધિને માટે સિદ્ધ અર્થમાં નિશ્ચય દેખાડવો છે. ઉદાહરણનું સ્વરૂપ તો વાનકીને માટે સામાન્યનો એક દેશ બતાવવો છે.

## अवरोह.

अवरोह શબ્દનો અર્થ અધોગતિ. ચિન્તામણિકોષકારે કહ્યું છે કે "अवरोह अधोगतौ. પ્રાચીનો "અવરોહ" નામનો અલંકારાન્તર માને છે "રત્નાકરકાર" આ લક્ષણ ઉદાહરણ આપે છે.

## तद्विपर्ययोऽवरोहः

तत् અર્થાત્ વર્ધમાન અલંકારથી વિપરીત अवरोह अलंकार. એ ઓએ પહેલાં વર્ધમાન અલંકાર કહીને ફરી અવરોહ અલંકાર કહ્યો એથી तद्विपर्यय એવું લક્ષણ કહ્યું છે. એ રૂપથી અને ધર્મથી બે પ્રકારનો છે.

યથા

સિન્ધુ સર પલ્વલ પુકરણિય, કુંડ વાપિકા કૂપ સુવરણિય;
ચુલકરૂપ જેનાં કર અંદર, પાન કરે જયજય એ મુનિવર.

આંહિ સમુદ્રના સ્વરૂપ ક્રમથી અવરોહ છે.

યથાં

પ્રથમ કુસુંભ પતંગ કરી, ખળની પ્રીતિ થાય.

આમાં ખળની પ્રીતિના વર્ણરૂપ ધર્મના ક્રમથી અવરોહ છે. અમારા મતથી એ ઉદાહરણોથી સ્પષ્ટ કરેલ અવરોહનો અલ્પમાં અંતર્ભાવ છે.

## अशक्य.

अशक्य એટલે અસાધ્ય. ચિન્તામણિકોષકારે કહ્યું છે- " अशक्यः असाध्ये "

પ્રાચીનો અશક્યને ભિન્ન અલંકાર માને છે.

અલંકારરત્નાકરકારનું આ પ્રમાણે લક્ષણ ઉદાહરણ છેઃ-

प्रतिबन्धकादेर्विधानासामर्थ्यमशक्यम्

પ્રતિબન્ધક આદિથી વિધાનમાં જે અસમર્થતા તે अशक्य अलंकार

યથા

કાક કલહ કહીં કહીં કપિ કલકલ
કહીં ઝિલ્લીરવ કંક કોઇ સ્થલ;
ભાગ્ય વસે એવા વનમાં વસી,
કરે કેમ ધ્વનિ કોકિલ ત્યાં હસી.

આહીં કાક કલહાદિ પ્રતિબંધકથી કોકિલ ધ્વનિ કરવામાં અસમર્થ છે. આમાં વિધાનની અશક્યતા અંશમાંતો કાંઇ પણ ચમત્કાર નથી એથી અશક્ય અલંકાર હોવાને યોગ્ય નથી. કિન્તુ લોકમાં અન્તર્ભૂત છે.

## असंगति.

"असंगति" શબ્દનો એક તો એ અર્થ છે કે "અયોગ્ય સંગતિ." તેથી એ તો વિષમ અલંકારનો વિષય છે, અન્ય અર્થ એ છે કે સંગતિ અર્થાત્ નિયત સબંધનો પરિત્યાગ, એ અક્ષરાર્થમાં પ્રાચીનોએ અસંગતિને અલંકારાન્તર માનેલ છે.

કાવ્યપ્રકાશગતકારિકાકારનું આ પ્રમાણે લક્ષણ છે.

भिन्नदेशतयात्यन्तं कार्यकारणभूतयोः
युगपद्धर्मयोर्यत्र ख्यातिः सास्यादसंगतिः

જ્યાં કાર્ય કારણભૂત ધર્મોની એકજ સમયમાં અત્યંત ભિન્ન દેશતાથી ખ્યાતિ અર્થાત્ સિદ્ધિ એ અસંગતિ થશે. લક્ષણમાં અત્યંત ભિન્નદેશતા કહેવાનું પ્રાચીનો આ ઉદાહરણ બતાવે છે કે પગમાં ભુજંગ અને કાંટા અને નેત્રોમાં ઘૂર્ણતા. આમાં અસંગતિ નથી. કેમકે આંહી અંગભેદથી ભિન્નદેશતા છે. પરન્તુ સિદ્ધાન્તથી શરીર એક હોવાથી એક દેશતુલ્યજ છે.

યથા.

જ્યાં ક્ષત ત્યાંહિ વેદના, વૃથા કથન એ વીર;
તારે અધરે દંતક્ષત, થાય શોકયને પીઠ.

જે દેશમાં કારણ છે એ દેશમાં કાર્ય લોકમાં દેખાડવામાં આવેલ છે. જેમકે જ્યાં અગ્નિ છે ત્યાં ધૂમ્ર છે. એથી કાર્ય કારણની સંગતિ સ્વભાવ સિદ્ધ છે. તે આ સંગતિના ત્યાગ કરવાથી આહીં અસંગતિ છે. સર્વ પ્રાચીનોનો એજ સિદ્ધાન્ત છે.

આચાર્ય દંડીએ અને મહારાજા ભોજે તો કાર્ય કારણના વૈયધિકરણ્ય અર્થાત્ ભિન્નદેશતામાં હેતુ અલંકારનો પ્રકાર ચિત્રહેતુ માન્યો છે. અને આવું ઉદાહરણ આપેલ છે.

યથા.

ખેદયુક્ત ચાલે તરૂણી, કુચ નિતંબને ભાર;
સ્વેદયુક્ત થાયે તરૂણ, અચરજ એજ નિહાળ.

અમારા મતથી એ તો વિચિત્ર અલંકાર છે. ચન્દ્રાલોકકાર અસંગતિના ત્રણ પ્રકાર માને છે. અને આ પ્રમાણે લક્ષણ આપે છે.

विरुद्धं भिन्नदेशत्वं कार्यहेत्वोरसंगतिः ॥

અસિદ્ધિના વિરૂદ્ધ કાર્ય કારણની ભિન્નદેશતા સંગતિ છે.

યથા.

પીધું વિષ બહુ વાદળે, મૂર્છિત વિરહિણી નાર.

આ કાવ્યપ્રકાશગતકારિકાકારને અનુસાર છે:—

अन्यत्र करणीयस्य ततोन्यत्रकृतिश्च सा ।

અન્યત્ર કરવાને યોગ્યનું એનાથી અન્યત્ર કરવું એ પણ અસંગતિ ?

યથા.

ગળે કિંકિની હાર કટિ, બિન્દી કાજળ પુંજ;
ચાલી ચતુરાં સુણી મુરલી, આતુર બની નિકુંજ.

अन्यत्कर्तुं प्रवृत्तस्य तद्विरुद्धकृतिस्तथा ।

અન્ય કરવાને માટે પ્રવૃત્ત થએલનું એથી વિરૂદ્ધ કરવું એવી પણ असंगति છે.

યથા.

મોહ ટાળવા આવ્યા, અન્ય મોહ પ્રભુ લગાડીયો આવી,

આહીં શ્રીકૃષ્ણપ્રતિ ગોપીઓનો પરિહાસ છે. જગતનો મોહ મટાડવાને અવતાર થાય છે.

અલંકારરત્નાકરકાર આ લક્ષણ આપે છેઃ--

तयोर्देशकालान्यथात्वमसंगतिः ॥

तयोः "અર્થાત્ કાર્ય કારણનું દેશકાલથી અન્યથાત્વ તે અસંગતિ."

૧ એક દેશથી કરીને પ્રસિદ્ધ કાર્ય કારણની ભિન્નદેશતા. ૨ ભિન્ન દેશથી કરીને પ્રસિદ્ધ કાર્ય કારણની એકદેશતા. ૩ પશ્ચાત્ કાલમાં થવાવાળા કાર્યનું પૂર્વ કાલમાં થવું ૪ અ થવા કાર્યનું એક સમયમાં થવું- ૫ તત્કાળ થવાવાળા કાર્યનું વિલંબથી થવું ૬ વિલંબથી થવાવાળા કાર્યનું તત્કાળ થવું ૭ આ લોકમાં થવા વાળા કાર્યનું પરલોકમાં થવું ૮ પરલોકમાં થવાવાળા કાર્યનું આ લોકમાં થવું.

યથા

પતિ કચ બાંધે ચંપકસેરો, કોપ થાય સ્થિર સપત્નીકેરો

આહીં અન્યનું બંધન અને અન્યનો સ્થિરીભાવ એ ભિન્નદેશતા છે

યથા

મેઘ ગર્જનામાં થયા, વિદ્યુત્ રત્ન નિહાળ.

મેઘમાં ગર્જના થાય છે, એથી કરીને પર્વતમાં રત્નો ઉત્પન્ન થાય છે એ વાત પ્રસિદ્ધ છે. અહીં મેઘમાંજ ગર્જના અને વિદ્યુતરૂપ રત્ન હોવાના પ્રતિપાદનથી ભિન્નદેશ કરીને પ્રસિદ્ધોની એક દેશતા છે.

યથા

પ્રથમજ વર્શીયો કામ મન, પાછળ તુજને દેખી;

આમાં પશ્ચાત્ કાલમાં થવાવાળા કાર્યનું પૂર્વકાલમાં થવું છે.

યથા

ખડ્ગ તોલતાં શત્રુશ્રી આવે આગળ ઈશ.
ગમની કીર્તિ સપત્નીં ઈવ, વિલંબ ન વાસા વીશ

આમાં શત્રુની લક્ષ્મીઆગમન કારણનું અને કીર્તિ ગમન કાર્યનું એક સમયમાં પ્રતિપાદન છે.

યથા

લાગ્યું ગુરૂજન ભીડમાં, તુજ કટાક્ષશર આવી;
હવે વિદારે છે હૃદય, નાંખે અતિ અકળાવી.

અહીં તત્કાલ થવાવાળા કાર્યનું વિલંબથી થવું છે.

યથા

રઘુપતિ પૌરૂષ આપનું, છે અનંત અદ્ભૂત;
ધનુષબાણ કર ધારતાં, રણ જન્મ્યો યશપુત્ર,

આહીં વિલંબથી થવાવાળું કાર્ય તત્કાલ થયું છે.

યથા

જલતંદુલને કુસુમ રૂપાળાં
શિવ મૂર્તિ મેંધ્ય વાવણહારા
સુધા રત્ન સુરતરૂ સ્વરૂ લે- છે.
એ ખેતી અદ્ભુત જગ કે'છે.

આહીં આ લોકમાં થવાવાળા કાર્યની પરલોકમાં પ્રાપ્તિ છે. કમાં ખેતી રૂપ કારણનું ફલ આ લોકમાંજ થાય છે.

યથા

પ્રજા પાળી અરિના મદહરતા,
સર્વ ભૂમિ વિજયેંથી ભરતા;
એ નૃપાલ કરી ઉત્તમ કરણી
સ્વર્ગ સુખો પામે વશી ધરણી

.હીં પરલોકમાં થવાવાળા કાર્યનું આ લોકમાં થવું છે.

રત્નાકરકાર કહે છે કે અહીં જો કે અતિશયોક્તિના બીજભૂત અધ્યવસાય છે તો પણ કાર્ય કારણને ઉચિત દેશકાલના પરિત્યાગથી અતિશયોક્તિથી અનુપ્રાણિત અસંગતિજ છે અને ભિન્ન કાલો ના વિષયમાં અતિશયોક્તિ માને તો ભિન્ન દેશના વિષયમાં પણ અતિ શયોક્તિની ઉચિતતાથી અસંગતિ અલંકારનો ઉચ્છેદ થશે.

અમારા મતથી એ સર્વે ઉદાહરણોમાં મહારાજા ભોજના મતાનુસાર ચિત્રહેતુ અલંકાર છે. ક્યાંઇ અતિશયોક્તિની ઝલક હોય તો પણ એની પ્રધાનતા નથી. અતિશય અંશતો ઘણા અલંકારોમાં થાય છે. ઉક્ત કાર્ય કારણોના દેશ ભેદમાં તો લોકાતિવર્તન છેજ નહિ. કેમકે સપત્નીના રતિક્ષતથી સપત્નીને વેદના થાય છે જ. ઇત્યાદિ. ઉક્ત કાર્ય કારણોના કાલભેદમાં લોકાતિવર્તન છે. પરન્તુ એ પ્રધાન નથી. આ રીતિથી કોઇ અસંગતિ વિચિત્રમાં અને કોઈ અસંગતિ વિષમમાં અંતાર્ભૂત છે.

## असंभव.

**असंभव** એટલે સંભવનો અભાવ. પ્રાચીન અસંભવ નામનો અલંકારાન્તર માને છે. ચન્દ્રાલોકકાર આ લક્ષણ ઉદાહરણ આપે છે.

असंभवोऽर्थ निष्पत्तेरसंभाव्यत्ववर्णनम् ।

અર્થસિદ્ધિની અસંભવતાનું વર્ણન એ અસંભવ અલંકાર.

યથા.

ગોપપુત્ર ગિરિ ધરશે, કોણે જાણી હતી એહ વાત.

આહીં ગિરિ ઉઠાવવામાં નિમિત્ત ઇશ્વરતા છે. પરન્તુ ગિરિ ઉઠાવવા રૂપ અર્થસિદ્ધિનો અસંભવ બતાવવાને માટે ગિરિ ઉઠાવવાવાળા હરિની ગોપસુતતા વર્ણન કરવામાં આવેલ છે.

અમારા મતથી અસંભવમાં લોકસીમાતિવર્તન ભાસે છે. પરન્તુ આવા વૃત્તાન્ત લોકમાં થયા છે. એથી વર્ણનમાં લોકસીમાતિવર્તન ન હોવાથી અતિશયોક્તિ નથી. પરન્તુ વિચિત્ર છે, કેમકે અહીં વિસ્મયનો ચમત્કાર છે.

# असम.

અસમ એટલે સમનો અભાવ. કેટલાક પ્રાચીન "અસમ" નામનો અલંકારાન્તર માને છે. રત્નાકરકારનું આ લક્ષણ છે:—

तद्विरहोऽ समः ।

વૃત્તિમાં લખ્યું છે કે तत् અર્થાત્ ઉપમાનનો અસંભવ એ असम अलंकार.

યથા.

અલિ વનવન શોધી ટળવળશે, માલતિકુસુમ સદૃશ નહિં મળશે.

અમારા મતથી નામાર્થાનુસાર આ અલંકારનું સ્વરૂપ તો સાદૃશ્યનો નિષેધ છે તેથી ઉપમાનના નિષેધમાં અથવા ઉપમેયના નિષેધમાં અથવા ઉપમાન ઉપમેય બન્નેના નિષેધમાં ગની શકે છે. असम નામથી ઉપમેયાદિ સર્વનો સંગ્રહ થાય છે. આહીં રત્નાકરકારે ઉપમાનના વિરહનો નિયમ કર્યો એ ભૂલ છે; રસગંગાધરકારનું આ લક્ષણ છે:—

सर्वथैवोपमानिषेधोऽसमाख्योऽलंकारः

સર્વથા ઉપમાનોજ નિષેધ એ असम નામનો અલંકાર છે, અને એ આવું ઉદાહરણ બતાવે છે:—

યથા.

થયો નહી થાશે નહીં; છે નહિ રામ સદૃશ જગમાં રાજા.

અમારા મતથી તદ્ગુણના વિપરીત ભાવમાં અતદ્ગુણ ઈત્યાદિ અલંકાર છે. એ ન્યાયથી ઉપમાના વિપરીત ભાવમાં પણ અલંકારાન્તર હોવો ઉચિત છે. પરન્તુ ઉપમાને સમ નામથી કહેલ નથી. એથી આનું असम નામ કહેવું અયુક્ત છે. કિન્તુ અનુપમા કહેવું યુક્ત છે. અને ઉપમાનો નિષેધ આક્ષેપજ છે. અલંકારાન્તર હોવાને યોગ્ય નથી. અન્યથા નિષેધનો અનંત વિષય છે તેથી અનેક અલંકાર માનવા પડશે.

# अहेतु.

"अहेतु" શબ્દનો અર્થ "હેતુ ન હોવો" એ છે. તાત્પર્ય એ છે કે જે કારણ કાર્ય ન કરે. પ્રાચીન અહેતુને અલંકારાન્તર માને છે. મહારાજા ભોજ આ લક્ષણ ઉદાહરણ આજ્ઞા કરે છે.

वस्तुनो वा स्वभावेन शक्तेर्वा हानिहेतुना
अकृतात्मीयकार्यः स्यादहेतुर्व्याहतस्तु यः

જ્યાં કાર્ય હોવું જોઇએ એ વસ્તુના સ્વભાવથી અથવા કારણની શક્તિની હાનિથી કારણ પોતાનું કાર્ય ન કરે એ अहेतु अलंकार અને જ્યાં પ્રયત્નનું ફલ હોવું જોઈએ એ વસ્તુના સ્વભાવથી અથવા પ્રયત્નની શક્તિની હાનિથી પ્રયત્ન વિફલ થઈ જાય એ વ્યાહત નામનો અહેતુ છે. વ્યાહત શબ્દમાં वि ઉપસર્ગનો અર્થ વિશેષ છે. आङ् ઉપસર્ગનો અર્થ "સર્વ તરફથી" છે. "હત." શબ્દનો અર્થ હણાએલો છે. "व्याहत" આ શબ્દ સમુદાયનો અર્થ વિશેષે કરીને સર્વ તરફથી હણાએલ.

યથા.

હુંકારે ન દબાય સ્મિત, ભ્રકુટિ લતા ફરકે ન;
લડતાં દેવી નિશુંભથી, આનન અરૂણ કરે ન.

આહીં યુદ્ધ સમયમાં નિશુંભની ચેષ્ટારૂપ કારણ ભગવતિને કારાદિ દારૂણ ચેષ્ટા પ્રકટ કરવામાં જે અસમર્થ થયું. એમાં ભગવતીનો સ્વભાવ હેતુ છે. એથી સ્વભાવથી અનુત્પાદિત કાર્યવાળા એ अहेतु છે.

અમારા મતથી આહીં પણ ચમત્કાર તો કાર્યકારણ સંબંધી ચિત્રતાનો છે. એથી પણ ચિત્રહેતુનો પ્રકાર હોઇને વિચિત્રમ અંતર્ભૂત છે અને કારણથી કાર્યની અનુત્પત્તિમાં સ્વભાવાદિ હેતુ દેખાડવો અયુક્ત છે. કેમકે આથી વિચિત્રતારૂપ ચમત્કારમાં હાનિ થાય છે અને આવા હેતુઓમાં પર્યવસાન કરે તો હેતુ અલંકાર થશે

## आदर.

आदर પ્રસિદ્ધ છે. પ્રાચીનો આદર નામનો અલંકારાન્તર માને છે. રત્નાકરકારનું આ લક્ષણ છે.

**त्यक्तस्वीकार आदरः**

ત્યાગ કરેલ વસ્તુનો સ્વીકાર आदर अलंकार. વિલક્ષણ... માટે ઉક્ત આદર વિશેષનો અંગીકાર છે. વૃત્તિમાં લખ્યું છે કે ૧ અધિક ગુણવસ્તુની પ્રાપ્તિમાં તુચ્છ જાણીને ત્યાગેલ વસ્તુનો એ અધિક ગુણવાળી વસ્તુના ગયા પછી સ્વીકાર.

૨ ન્યૂનાધિક ભાવના વિના કોઈ નિમિત્તથી ત્યાગેલ વસ્તુનો સ્વીકાર.

૩ બીજાએ ત્યાગ કરેલ વસ્તુનો સ્વીકાર.

યથા.

સંપત્તિ નામની સ્ત્રીએ અધિક ગુણવાળા પર્ણ નામના પુરૂષની પ્રાપ્તિમાં નિજપતિનો ત્યાગ કર્યો અને પર્ણ નામના પુરૂષના ગયા પછી ફરી નિજપતિનો અંગીકાર કર્યો.

યથા.

" ભ્રમર પુષ્પરસને મધુકોશમાં વમન કરે છે. મધુ બની ગયા પછી પાછું પાન કરે છે. "

તૃતીય ભેદ–યથા.

સુરત સમય નૂપુર તજે, સમજી સશબ્દ સુનારી;
છુપાવવા નિજ કંઠરવ, લિયે વિદગ્ધા ધારી.

નૂપુરરવ સુરતસૂચક હોવાથી કોઇ નાયિકા પ્રતિ દોષ હોવાથી એ ત્યાગ કરે છે, અને કોઈ નાયિકા કંઠરવને ગોપન કરવાનો ગુણ સમજીને નૂપુરને ધારણ કરે છે.

અમારા મતથી ઉક્ત પ્રથમના બે પ્રકારોનો તો પૂર્વરૂપ અલંકારમાં સંગ્રહ થઇ જવાથી અને ઉક્ત ત્રીજા પ્રકારનો અનુજ્ઞા અલંકારમાં સંગ્રહ થવાથી આ વિષય પૃથક્ અલંકાર હોવાને યોગ્ય નથી. અનંગીકાર યોગ્યનો અંગીકાર અનુજ્ઞાનું સ્વરૂપ કહેવામાં આવેલ છે.

## आपत्ति.

"आपत्ति" એટલે " આવી પડવું. " કેટલાક પ્રાચીનો આપત્તિ-ને અલંકારાન્તર માને છે. રત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ દેખાડેછે.

आनिष्टापादनमापत्तिः

અનિષ્ટનું બલાત્કારથી આવી પડવું તે आपत्ति अलंकार

યથા.

ઘરમાં દાટયા ધનથકી, જો ગણાય ધનવાન;
તો એના ધનથી અમે, ધનિક ગણાઇ કાં ન.

ભોગના વિના કૃપણધનમાં ઈતરોની પણ સ્વામિતાનું આપાદાન છે અર્થાત્ બલાત્કારથી આવી પડવું છે. એ આપાદાન ધનના સ્વામી કૃપણને માટે અનિષ્ટ છે. અમારા મતથી આનો કાવ્યાર્થાપત્તિમાં અંતર્ભાવ છે. ઇષ્ટ અનિષ્ટની વિલક્ષણતા માત્રથી અલંકારાન્તર નથી થઇ શકતો. કાવ્યરીતિથી અર્થાત્ રમણીયતાથી અર્થની આપત્તિ આ નામમાં સર્વનો સંગ્રહ છે.

## आवृत्तिदीपक.

કેટલાક પ્રાચીનો દીપક અલંકારની આવૃત્તિને ભિન્ન અલંકાર માને છે. ચન્દ્રાલોકકાર આ લક્ષણ કહે છે:—

त्रिविधं दीपकावृत्तौ भवेदावृत्तिदीपकम् ॥

દીપકની આવૃત્તિમાં आवृत्तिदीपक અલંકાર થાય છે. એ ત્રણ પ્રકારનો છે. મહારાજા ભોજ ઇત્યાદિએ पदावृत्ति, अर्थावृत्ति અને उभयावृत्ति આવી દીપકની આવૃત્તિને દીપકના પ્રકાર માનેલ છે તેથી दीपक પ્રકરણમાં તે કહેવાઇ ગયું છે, અમારા મતથી आवृत्तिदीपक ભિન્ન અલંકાર માનવો યોગ્ય નથી પણ માત્ર દીપકનોજ પ્રકાર છે.

## आशी.

અપ્રાપ્ત વસ્તુની પ્રાર્થનાને आशी કહે છે, ચિન્તામણિકોષકાર

કહે છે કેઃ—" आशीः अप्राप्तकथने " ઉક્ત આશીનું કથન આશીર્વાદ છે, અપ્રાપ્ત પ્રાર્થનાનું કથન પોતે કરે અથવા અન્ય કરે એને આશિર્વાદ કહે છે. આશીને પ્રાચીનો અલંકાર માને છે, આચાર્યદંડી આ પ્રમાણે લખે છેઃ—

आशीर्नामाभिलषिते वस्तुन्याशंसनं यथा ॥

અભિલષિત અથવા ઇષ્ટ વસ્તુનું આશંસન અર્થાત્ પ્રાર્થના નામ आशी अलंकार છે.

યથા.

पातु वः परमं ज्योतिरवाङ्मानसगोचरं ॥

યથા.

મનવચને ગોચર ન જે, રક્ષો એ પરજ્યોતિ;

યથા.

મોર મુકુટ કટિ કાછની, કર મુરલી ઉર માલ;
એ બાનક મુંજ ઉર વસો, સદા બિહારીલાલ.

આમાં તો પોતાને અપ્રાપ્ત પ્રાર્થનાનું કથન છે.

યથા.

સુરપુર, સુરતરૂ સુરસરી, સુરપતિ સુરની પંક્તિ;
રાજો ત્યાં લગિ ગ્રહીં નૃપતિ ! ભલી પ્રજાની ભક્તિ.

આમાં કવિએ કરેલી અપ્રાપ્ત પ્રાર્થનાનું કથન છે. અમારા મતથી ઉક્ત આશી માત્રમાં અલૌકિક ચમત્કાર ન હોવાથી સ્વયંઅલંકાર હોવાને યોગ્ય નથી. દેવતા, રાજા ઇત્યાદિ વિષયક રતિનાં અંગ હોવાથી એ आशी પ્રેય અલંકારમાં અંતર્ભૂત છે.

જો આશીને અલંકાર માનીએ તો તેના પ્રતિદ્વન્દ્વી શાપને પણ અલંકાર માનવો જોઈએ. ચિન્તામણિકોષકાર કહે છે કેઃ—" शापः इदमेतेषामनिष्टमास्त्वित्येवंरूपे "

એનું અનિષ્ટ થાઓ એવા અર્થમાં શાપ શબ્દ વપરાય છે.

યથા.

ગિરિ હરિ લોટે જંતુ સમ, પૂર્ણ પતાલજ કીધ;
પણ ગૌરવ ગયું ઉદધિનું, મુનિ એક અંજલિ પીધ.

ગિરિ અને હરિનો જેમાં મત્સ્ય આદિ જંતુની પેઠે સૂક્ષ્મતાથી રહેવું. પાતાલકુક્ષિને પૂર્ણ કરવું એ ગુણોની અપેક્ષા સમુદ્રમાં અગસ્ત્યમુનિએ એક અંજલિથી પાન કરી લીધું એ દોષનો ઉદ્રેક છે. અમારા મતથી રત્નાકરકારે નામથી વિપરીત લક્ષણ કહ્યું એ સમીચીન નથી. ઉદ્રેકનો અર્થ વૃદ્ધિ છે. અને સજાતીય વિજાતીયથી તુચ્છતા એ ઉદ્રેક લક્ષણ છે. ગુણદોષના ઉદ્રેકમાં તો અધિક અલંકાર અને ગુણદોષોની તુચ્છતામાં અલ્પ અલંકાર થશે. અલંકારાન્તર નથી.

## उन्मिलित.

પ્રાચીનો મિલીતનો પ્રતિદ્વન્દ્વી ઉન્મીલિત્ત નામનો અલંકારાન્તર માને છે. ચન્દ્રાલોકકાર ઉન્મીલિતના અને સામાન્ય અલંકારના પ્રતિદ્વન્દ્વી વિશેષ અલંકારનું આ લક્ષણ આપે છે.

भेदविशिष्टययोः स्फूर्तावुन्मीलितविशेषकौ.

ભેદ અને વિશેષની સ્ફુર્તિમાં ઉન્મીલિત અને વિશેષ અલંકાર થાય છે.

યથા.

તુજ યશમગ્ન હિમાદ્રિને, સુરશીતથીં લે જાણી;

યથા.

કહીં લહીં કોણ શકે છુપી, સોનજુહીમાં આવી;
તેની સહજ સુવાસના, દેતી જો ન બતાવી.

આમાં એવી શંકા ન કરવી જોઇએ કે શીતલતાથી હિમગિરિનું પિછાણવું ઇત્યાદિમાં ઉન્મીલિતતા નથી થઇ. એવી ને એવીજ મીલિતતા સિદ્ધ છે. તો પછી ઉન્મીલિત કેવી રીતે ? કેમકે આહીં ઉન્મીલિતતાથી એ વિવક્ષા છે કે મળેલાનું ભિન્ન જાણી લેવું, તદ્‌ગુણ રીતિથી ભેદની અપ્રતીતિમાં પણ ઉન્મીલિત જોવામાં આવે છે.

યથા.

કર્યાં શ્વેત તુજ કીર્તિએ, લક્ષ્મીપતિ સુખદાય;
નાભિસરોજ સુગન્ધિથી, નિર્જર ઓળખ્યોં જાય.

આ ઉદાહરણમાં તો મિલિતતા રહેતાં જાણવાનું છે. મિલિતતા મટતી જાય છે, એનાં અને મિલિતતા મટી ગઈ છે એનાં ઉદાહરણ પણ અમારા જોવામાં આવ્યાં છે.

યથા.

મળ્યોં ચન્દનબિન્દી રહી, શ્વેત મુખે ન દેખાય;
જયમ જયમ મદલાલી ચઢે, તેમ ઉઘડતી જાય.

યથા.

જર્યોં ન જણાયે પહેરી છે, કંચન સમ તન બાલ;
કુમળાતાં દેખાય છે, ઉર ચંપકની માલ.

ઉક્ત રીતિથી ઉન્મીલિત હોવામાં પણ ચમત્કાર તો મિલિતનોજ રહે છે; કેમકે જે આવા મળેલ પદાર્થ છે, કે જે ઉક્ત જ્ઞાપકોના વિના ભિન્ન જણાતા નથી. સામાન્ય અલંકારના પ્રકરણમાં પ્રકાશકાર પણ લખે છે.

યથા.

'કર્ણઅગ્રથી વર્ધૂના, ગણ્ડસ્થલ લગિ ગએલ જે હાલ;
અલિ નહીં જો આવત તો, જણાત કેમ કરી ચંપકમાલ,

આમાં નિમિત્તાંતરથી નાનાત્વ પ્રતીતિ થયા પછી પણ પ્રથમ પ્રતીત થએલ અભેદ મટી શકતો નથી; અને મહારાજા ભોજે પણ નિવૃત્ત થએલ ભ્રાન્તિને ભ્રાન્તિ અલંકારનોજ પ્રભેદ છે એમ આજ્ઞા કરેલ છે, નહિ કે અલંકારાન્તર. એથી અમારા મતથી પણ ઉન્મીલિત સ્થલમાં અલંકાર તો મિલિતજ છે.

## उपमेयोपमा.

ઉપમેયોપમા નામની વ્યુત્પત્તિ એ છે કે " उपमेयेन उपमा " અર્થાત્ ઉપમેય કરેલની સાથે ઉપમા.

યથા.

દાની શિવાજી સુરેશ્વર તુલ્ય,
શિવાજી સમાન સુદાની સુરેશ્વર.

આવા પરસ્પર ઉપમાનોપમેય ભાવમાં આચાર્યદંડીએ તો પરસ્પરોત્કર્ષ ફલ માનીને એને પરસ્પરોપમા નામનો ઉપમાનો પ્રકાર માનેલ છે. બીજા કેટલાક પ્રાચીનોએ એનું ફલ તૃતીયસદૃશ વ્યવચ્છેદ માનીને એનો અન્ય અલંકાર અંગીકાર કરેલ છે. કાવ્યપ્રકાશગતકારિકાકારનું લક્ષણ આ પ્રમાણે છે.

विपर्य्यास उपमेयोपमा तयोः

" तयोः " અર્થાત્ ઉપમાન ઉપમેયનો વિપર્યાસ અથવા ઉપમેયની ઉપમા ઉપમાનને અને ઉપમાનની ઉપમા ઉપમેયને એ उपमेयोपमा अलंकार.

અમારા મતથી ફલભેદથી અલંકારાન્તર નથી થતો, એથી એ ઉપમાનો પ્રકારજ છે. અથવા તૃતીય સદૃશ વ્યવચ્છેદમાં પર્યવસાન કરે તો આક્ષેપ અલંકાર થશે.

## उभयन्यास.

" उभयन्यास " એટલે બેનું ધારણ કરવું. કેટલાક પ્રાચીનો ઉભયન્યાસને અલંકારાન્તર માને છે.

રૂદ્રટ આ લક્ષણ ઉદાહરણ બતાવે છેઃ—

सामान्यावप्यर्थौ स्फुटमुपमायाः स्वरूपतोऽपेतौ ।
निर्दिश्येते यस्मिन्नुभयन्यासः स विज्ञेयः ॥

જ્યાં સ્પષ્ટ ઉપમા સ્વરૂપથી રહિત સામાન્ય પણ બે અર્થ બતાવી આપે ત્યાં ઉભયન્યાસ અલંકાર જાણવો.

યથા.

પરઉપકારી જગતમાં, અધુના વિરલા સંત;
સ્વાદ સુગંધિ ફલ સહિત, વિધવિધ વિટપ લસંત.

આહીં પૂર્વાર્ધમાં મનુષ્યવિશેષનો અને ઉત્તરાર્ધમાં વૃક્ષવિશેષનું નામ ન હોવાથી બન્ને સામાન્ય છે.

અમારા મતથી ઉભયન્યાસ પણ દૃષ્ટાન્તથી ભિન્ન નથી. ઉક્ત ઉદાહરણમાં દૃષ્ટાન્ત અલંકારજ છે.

## उल्लास.

उल्लासमां उत् ઉપસર્ગ પ્રબલતા અર્થમાં છે, અને लस् ધાતુ श्लेषण અર્થાત્ સબંધ અર્થમાં છે. "लस् श्लेषण क्रीडनयोः" लस् ધાતુ આલિંગન અને ક્રીડા અર્થમાં છે. આહીં उत् ઉપસર્ગના તકારનો વ્યાકરણની રીતિથી લકાર થયો છે. उल्लास ". આ શબ્દ સમુદાયનો અર્થ પ્રબલ સબંધ હોવો છે. આહીં અન્યત્ર અત્યંત સબંધ હોવામાં उल्लास શબ્દની રૂઢિ માનીને પ્રાચીન उल्लास નામનો અલંકાર માને છે. ચન્દ્રાલોકનું આ લક્ષણ છે:—

एकस्य गुणदोषाभ्यामुल्लासोऽन्यस्य तौ यदि।

એકના ગુણદોષથી અન્યને ગુણદોષ પ્રાપ્ત થાય ત્યાં उल्लास अलंकार છે. આના ચાર પ્રકાર છે. ૧ કોઇના ગુણથી અન્યને ગુણ, ૨ કોઇના દોષથી અન્યને દોષ, ૩ કોઇના ગુણથી અન્યને દોષ, ૪ કોઇના દોષથી અન્યને ગુણ.

રસગંગાધરકારનું આ પ્રમાણે લક્ષણ છે.

अन्यदीयगुणदोषप्रयुक्तमन्यस्य गुणदोषयोराधानमुल्लासः।

અન્યના ગુણદોષમૂલક અન્યના ગુણદોષનાઆધાન અર્થાત્ તદ્વત્તા બુદ્ધિ એ उल्लास.

યથા.

ન્હાઇ સંત પાવન કરે, ગંગ ધરે એ આશ;

આમાં સંતોના સંતતા રૂપ ગુણથી ગંગાને પવિત્રતા રૂપ ગુણની પ્રાપ્તિ અન્યના ગુણથી ગુણ છે.

યથા.

નિરખ પરસ્પર ઘર્ષણે, વાંસ અનલ ઉપજાવીં;<br>
બળી આપ સહુ અવર વન, જાહિર દિયે જળાવીં.

આમાં વાંસના પરસ્પર ઘસાવા રૂપ દોષથી વનને દાહરૂપ દોષ થવો એ અન્યના દોષથી દોષ છે.

યથા.

મદવશ હસ્તિ કર્ણથી, ઉડાડતો અલિ અવલી કરી ખિન્ન;
એ અલિ જશે સુમનવન, થશે હસ્તિમસ્તિક શોભાહીન.

આહીં અલિના શોભાકર રૂપગુણની નિવૃત્તિ કરવાથી કરિ ( હસ્તી ) ને શોભાહીન થવા રૂપ દોષ થાય છે. આમાં અન્યના ગુણથી દોષ છે.

યથા.

સુંઘી ચુમી ચાટીને, ત્વરિત વાનરે ફેંકી દીધું રત્ન;
ચંચલતા વશ જેણે, અમિત ફોડવાતણા કર્યા યત્ન.

આહીં વાનરની ચંચલતા રૂપી દોષથી ઉક્ત લોકક્રમથી ફોડીને સારી રીતે પરીક્ષા ન કરવાથી રત્નને બચી જવા રૂપ ગુણ થયો એ અન્યના દોષથી ગુણ છે. અમારા મતથી આહીં નામાર્થાનુસાર તો આ અલંકારનું સ્વરૂપ અન્યત્ર સબંધ થવો એ છે.

યથા.

વેસરમુક્તા અધર મળી, પદ્મરાગ છબિ દેય;

આમાં અધરના સાક્ષાત્ અરૂણતા ગુણે મોતીમાં સબંધ કર્યો છે, અથવા "ન્હાઇ સંત પાવન કરે" આમાં સંતોના સંતતા ગુણથી ગંગામાં પવિત્રતા ગુણ થયો છે, તેથી અન્યના સાક્ષાત્ ગુણનો સબંધ નથી. ઇત્યાદિ.

આ પ્રમાણે ગુણથી ગુણ અથવા દોષથી દોષ થવામાં તો હેતુ અલંકાર છે. અને ગુણથી દોષ અથવા દોષથી ગુણ થવામાં વિચિત્ર અલંકાર છે, અને ગુણથી ગુણ તથા દોષથી દોષ થવામાં યથાયોગ્યતા માને તો સમ અલંકાર છે; તેમજ ગુણથી દોષ અને દોષથી ગુણ થવામાં અયથાયોગ્યતા માને તો વિષમ અલંકાર છે. કોઇ અંશથી આ અલંકારાન્તર હોવાને યોગ્ય નથી.

## कल्पितोपमा.

કલ્પના કરેલની સાથે ઉપમા એ कल्पितोपमा. કલ્પિતોપમાને

પ્રાચીનો અલંકારાન્તર માને છે. રત્નાકરકાર આ પ્રમાણે લક્ષણ ઉદાહરણ બતાવે છેઃ—कल्पितेन कल्पितोपमा. કલ્પિતની સાથે કરેલ ઉપમા એ कल्पितोपमा. વૃત્તિમાં લખ્યું છે કે આનું ફલ તો સદૃશાન્તરનો અભાવ છે. એથી ઉપમામાં અંતર્ભાવ નથી.

યથા.

ખ–લતા ઇવ ખળતા સદા, છે છાંયા ફલ હીન.

ख–लता અર્થાત્ આકાશ–વેલિ નથી એની ઉપમા તો કલ્પિત છે. દંડી આચાર્યે આને ઉપમાનો પ્રકાર કહ્યો છે. તેથી અમારા મતથી આ પૃથક્ અલંકાર નથી. ઉપમાનોજ પ્રકાર છે. અને સદૃશાન્તરના અભાવમાં અલંકારતા માનીએ તો આક્ષેપ થશે.

## कारकदीपक.

કાવ્યપ્રકાશગતકારિકાકારાદિ તો ક્રિયાદીપક અને કારકદીપક એવા બે દીપક માને છે. ચન્દ્રાલોકકારાદિ કારકદીપકને ભિન્ન અલંકાર માને છે. અમારા મતમાં આ દીપકનોજ પ્રકાર છે.

## कारणमाला.

કેટલાક પ્રાચીનો કારણમાલાને ભિન્ન અલંકાર માને છે.

ચન્દ્રાલોકકાર આ લક્ષણ ઉદાહરણ આપે છે.

गुम्फः कारणमाला स्याद्यथाप्राक्प्रान्तकारणैः ॥

ઉત્તરોત્તરની કારણભૂત પૂર્વ પૂર્વ વસ્તુઓથી કરીને અર્થાત્ પૂર્વ પૂર્વની કારણભૂત ઉત્તરોત્તર વસ્તુઓથી કરીને કરેલ ગુંફન એ कारणमाला.

યથા.

નીતિ થકી ધન, ધનથી ત્યાગ, ત્યાગ થકી યશ છે બડ ભાગ;

યથા.

નર્ક થાય છે પાપથી, પાપ દરિદ્રથી હોય;<br>
દરિદ્ર થાય વિણુ દાનથી, કરો દાન સહુ કોય.

અમારા મતથી આહીં કારણાંશમાં હેતુ અથવા ગુંફનાંશમાં શૃંખલા અલંકાર છે. આહીં ભિન્ન અલંકાર હોવાની યોગ્યતા નથી.

## काव्यलिङ्ग.

કાવ્યલિંગ નામ જ્ઞાપકહેતુનું છે. તેથી વેદવ્યાસ ભગવાન આદિ તો કારકહેતુ અથવા જ્ઞાપકહેતુ આવા હેતુ અલંકારનાજ બે પ્રકાર માને છે. અને ચન્દ્રાલોકકાર ઇત્યાદિ આને ભિન્ન અલંકાર માને છે. અમારા મતથી કાવ્યલિંગ તો હેતુનોજ પ્રકાર છે.

## क्रियातिपत्ति.

"अतिपत्ति" એટલે ઉલ્લંઘન. ચિન્તામણિકોષકારે કહ્યું છે:— "अतिपत्तिः अतिपाते, अतिपातः अतिक्रमे" क्रियातिपत्ति આ શબ્દસમુદાયનો અર્થ ક્રિયાનું ઉલ્લંઘન છે, અથવા કરવામાં નથી આવેલ. પ્રાચીન ક્રિયાતિપત્તિ નામનો અલંકારાન્તર માને છે.

રત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ બતાવે છે.

यद्यर्थोक्तावसंभाव्यमानस्य कल्पनं क्रियातिपत्तिः ॥

જે અર્થની ઉક્તિમાં અસંભાવ્યમાનની કલ્પના એ क्रियातिपत्ति अलंकार. "चेत् स्यात्" એ શબ્દો પણ "यद्यर्थ" વાચક છે.

યથા.

મન્મથ યદિ સહસ્ર દ્રગ ધરે,
તુજ સુન્દરતા નિર્ણય કરે;

યથા.

મુક્તા યદિ વિદ્રુમસ્થિત, યદિ પ્રવાલસ્થિત ફૂલ;
અધરવર્તી સ્ત્રી હાસ્ય તુજ, તવ થાયે સમ તૂલ્ય.

આહીં ક્રિયાનું ઉલ્લંઘન તો એ છે કે આવું બ્રહ્માના કરવામાં આવેલ નથી. કેટલાક પ્રાચીનો તો આ વિષયને અતિશયોક્તિનો પ્રકાર માને છે, અને કેટલાક સંભાવના અલંકાર કહે છે, અમારા મતથી તો આહીં સંભાવના અલંકારજ છે.

## ગૂઢ.

ગૂઢ શબ્દનો અર્થ "ગુપ્ત." કેટલાક પ્રાચીનો ગૂઢ નામનો અલંકારાન્તર માને છે.

"રત્નાકરકાર" આ લક્ષણ ઉદાહરણ દેખાડે છે:—

गूढमाकाङ्क्षोपनिबन्धो गूढम् ॥

ગૂઢતાથી આકાંક્ષાની થએલી વસ્તુનું નિબંધન અર્થાત્ વર્ણન ગૂઢ અલંકાર છે.

યથા.

છડી સપલ્લવ લાલકર, નિરખી તમાલની ડાલ;
કુમળાઈ ઉર સાલ ધરી, ફૂલમાલસમ બાલ.

આહીં પર્યાયોક્તિ નથી; કેમકે પર્યાયોક્તિમાં ગૂઢતા નથી, આ ગુણીભૂત વ્યંગ્ય નથી, કેમકે ગૂઢાર્થમાં વ્યંજના સંભવતી નથી. અમારા મતથી નંદલાલે સપલ્લવ તમાલ ડાળની છડીથી પોતાના સંકેતસ્થાનમાં જવાનું સૂક્ષ્મતાથી સૂચિત કર્યું છે, એથી આ તો સૂક્ષ્મ અલંકારજ છે.

## ગૂઢોક્તિ.

ગૂઢ શબ્દનો અર્થ ગુપ્ત છે. તેથી ગૂઢતાથી ઉક્તિ એ ગૂઢોક્તિ.

ગૂઢોક્તિને કેટલાક પ્રાચીનો અલંકારાન્તર માને છે.

ચન્દ્રાલોકકાર આ લક્ષણ ઉદાહરણ આપે છે:—

गूढोक्तिरन्योद्देश्यं चेद्यदन्यं प्रति कथ्यते ॥

જે અન્યના ઉદ્દેશથી કરીને અન્ય પ્રતિ કહેવામાં આવે એ ગૂઢોક્તિ. વૃત્તિમાં લખ્યું છે કે જે પ્રતિ કાંઇ કહેવું જોઇએ એને તટસ્થ લોક જાણી લેતા નથી, એથી એને શ્લેષથી કહેવું એ ગૂઢોક્તિ.

યથા.

વૃષ પરક્ષેત્રથી ભાગી જા, રક્ષક આવ્યો ક્ષેત્ર;

આહીં પરકલત્ર ભોગવનાર કામુકપ્રતિ કહેવું છે; તેથી સમીપમાં પરખેતરમાં ચરતા બળદ પ્રતિ કહ્યું છે. આહીં અર્થશ્લેષ છે.

યથા.

સખી હું સાંજે જાઇશ, મુદે પૂજવા મહેશને આજ;

આ પ્રકારે આહીં પણ સૂક્ષ્મતાથી બતાવવું છે. એથી આ વિષય ભિન્ન અલંકાર હોવાને યોગ્ય નથી. કિન્તુ સૂક્ષ્મમાંજ અન્તર્ભૂત છે.

## છેકોક્તિ.

છેક એટલે ચતુર. છેકોક્તિ અર્થાત્ ચતુરાઇની ઉક્તિ. કેટલાક પ્રાચીન છેકોક્તિ અલંકારાન્તર માને છે. ચન્દ્રાલોકકાર આ લક્ષણ ઉદાહરણ આપે છે.

छेदोक्तिर्यदि लोकोक्तेः स्यादर्थान्तरगर्भता

જે લોકોક્તિમાં અર્થાન્તર ગર્ભતા હોય તે છેકોક્તિ અલંકાર છે.

યથા.

જાણે સખા ભુજંગજ, ભુજંગ કેરાં ચરણ જગતમાંહિ.

સજાતીયતાથી "આનો વ્યવહાર એજ જાણે છે" આમ કહેવાને માટે આ લોકોક્તિ છે, કે સર્પના પગ સર્પજ જાણે છે. આહીં ધન ઉપાર્જનાદિ વ્યાપારમાં આ સહચારી છે. આવા જગજાહિર અર્થના પ્રતિપાદનથી લોકોક્તિનું પ્રયોજન સિદ્ધ થઇ રહેતાં એ વિટવ્યાપારમાં પણ સહચારી છે. આવા મર્મોદ્‌ઘાટનથી પણ ગર્ભિત હોઇ આ લોકોક્તિ છેકોક્તિ રૂપ છે. અમારા મતથી છેકોક્તિ પણ સૂક્ષ્મ અલંકારનો વિષય છે. તે લોકોક્તિના આશ્રયમાં હોવાથી ભિન્ન અલંકાર નથી થઇ શકતો.

## तत्सदृशादर.

तत्सदृशादर આ શબ્દ સમુદાયનો અર્થ "એના સદૃશનો આદર". પ્રાચીન तत्सदृशादर નામનો અલંકારાન્તર માને છે. અલંકારોદાહરણકાર આ લક્ષણ ઉદાહરણ આપે છે.

अभीष्टसिद्धयै तत्सदृशादरश्च ॥

વાંચ્છિતની સિદ્ધિને માટે એના સદૃશનો આદર એ तत्सदृशादर અલંકાર.

યથા.

ચાહક મુખ દ્રગ બાહુ બાલ;
સેવે કમલ દ્વિરેફ મૃણાલ.

અમારા મતથી આ પ્રત્યનીક અલંકારજ છે; કેમકે આહીં સદૃશ રૂપ પક્ષમાં પ્રીતિ કરવી છે.

## तन्त्र.

ઉભયાર્થના પ્રયોજક અર્થાત્ નિમિત્તને તંત્ર કહે છે. ચિન્તામણિકોપકારે કહ્યું છેઃ—तन्त्रं उभयार्थप्रयोजकं. કેટલાક પ્રાચીનો તંત્રને અલંકારાન્તર માને છે.

રત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ દેખાડે છે.

नानाफलप्रयुक्तः प्रयत्नस्तन्त्रम् ।

નાનાફલયુક્ત જે પ્રયત્ન એ તંત્ર અલંકાર છે. આહીં પ્રયત્ન વ્યાપારરૂપ છે, અર્થાત્ ક્રિયા રૂપ છે. વિચિત્ર અલંકારમાં યત્ન ગુણ રૂપ છે, એ ભિન્નતા છે. એક સમયમાં બે ફલની ઉત્પત્તિ હોવાથી સમુચ્ચયથી આનો ભેદ છે. સમુચ્ચયમાં સમુચ્ચીયમાન વસ્તુઓની એક પ્રયત્નકારિતા નથી.

યથા.

હરભૂષણ અહિએ પરિચય થકી, રણ રસિકતા લીધ;
રઘુરાજમણિએ દશમુખથકી, સબળ સંગર કીધ,
પયદળ પ્રહારે ઊડી રજ, પડી પૂર્ણ અહિને નેણ;
નિરખે ન નૃત્ય કબંધને, નહિ સુણે ધન સમ વેણ.

આહીં રજથી થએલ નેત્રનિમીલન વ્યાપારથી દર્શનાભાવ, શ્રવણાભાવ એ બન્નેની એકી સાથે ઉત્પત્તિ છે. અમારા મતથી ઉક્ત કિંચિત્ વિલક્ષણતાવડે સમુચ્ચયથી સર્વથા ભેદ નથી થતો પરન્તુ આહીં તો રજથી કરીને નેત્રનિમીલનથી દર્શનાભાવ થાય છે. ઉક્ત સર્પનો શ્રવણાભાવ થયો એ અધિક અલંકાર છે.

## तात्पर्य.

તાત્પર્ય શબ્દ પ્રસિદ્ધ છે. પ્રાચીનો તાત્પર્યને અલંકારાન્તર માને છે. અલંકારોદાહરણકાર આ લક્ષણ ઉદાહરણ દેખાડે છે.

अनेकनिर्देश एकत्र तात्पर्येच्छा तात्पर्यम्

અનેકના કથનમાં એકમાં તાત્પર્યની ઇચ્છા એ તાત્પર્યઅલંકાર છે. અનેક નિર્દેશ બે પ્રકારથી થાય છે. ૧ સંદેહથી ૨ વિકલ્પથી.

યથા.

સત્યં પ્રકાશો ત્યાગ કરી, પક્ષપાતનો સંગ;
સ્ત્રીસ્તન સેવા યોગ્ય છે, અથવા ગિરિવરશૃંગ ?

આહીં સ્ત્રીસ્તન સેવા યોગ્ય છે ? અથવા ગિરિવરશૃંગ સેવા યોગ્ય છે ? અને એ અનેકના કથનમાં સંદેહ પ્રતીત થાય છે. પરન્તુ આ વિરક્તની ઉક્તિ હોય તો ગિરિસેવામાં તાત્પર્ય છે. અને કામીની ઉક્તિ હોય તો કુચસેવામાંજ તાત્પર્ય છે.

યથા.

ઇન્દ્રિય-જય પથ સંપદા, અજય વિપતિપથ નિત્ય;
એમાંથી કરજે તું એ, જેમાં ચોટે ચિત્ત.

આહીં ઇન્દ્રિયોના દમન અથવા અદમનરૂપ અનેકના વિકલ્પથી કથન છે. પરન્તુ ઇન્દ્રિયોનું દમન સંપદાનો માર્ગ હોવાથી વક્તાનું તાત્પર્ય એક ઇન્દ્રિયોના દમનમાં છે. રત્નાકરકારે પ્રથમ પ્રકારમાં સંદેહાભાસ અને બીજા પ્રકારમાં વિકલ્પાભાસ નામનો અલંકારાન્તર માનેલ છે. અમારા મતથી એ આભાસ અલંકારનો પ્રકાર હોવાથી આભાસ અલંકારમાં અન્તર્ભૂત છે.

## तिरस्कार.

તિરસ્કાર અર્થાત્ અનાદર. કેટલાક પ્રાચીનો તિરસ્કારને અલંકારાન્તર માને છે· અનુજ્ઞા અલંકારના વિપરીત ભાવમાં તિરસ્કાર નામનો અલંકાર માનનાર રસગંગાધરકાર આ લક્ષણ કહે છે.

दोषविशेषानुबन्धाद्गुणत्वेन प्रसिद्धस्यापि द्वेषस्तिरस्कारः ॥

ગુણથી કરીને પ્રસિદ્ધનો પણ કોઇ દોષવિશેષના સંબંધથી દ્વેષ એ तिरस्कार अलंकार છે.

યથા.

થી ન ચાહું ભગવંતની, ભક્તિ દિયે ભુલાવોં;

આવું લક્ષણ ઉદાહરણ દેખાડીને રસગંગાધરકાર કહે છે કે અનુજ્ઞા અલંકાર કહીને તિરસ્કાર અલંકાર ન કહેવો એ કુવલયાનંદકાર ની ભૂલ છે. અમારા મતથી આ વિષયમાં અંગીકારયોગ્યનો અનંગીકાર છે. તેથીઆહીં અમારાથી સ્પષ્ટ કરેલ અવજ્ઞા અલંકારજ છે. તિરસ્કાર અવજ્ઞાથી ભિન્ન નથી થઇ શકતો. ચન્દ્રાલોકપથગામી કુવલયાનંદકારની અભૂલને ભૂલ બતાવવી એ તો રસગંગાધરકારની ભૂલ છે. તિરસ્કાર તો અવજ્ઞાનો પર્યાય છે. કુવલયાનંદકારે અવજ્ઞા અલંકાર નહીં પણ કહ્યો હોત તોપણ એની ભૂલ નથી. કેમકે અલંકારના વિપરીત ભાવમાં અલકારાન્તર થાય છે. આ દિગ્દર્શન પ્રાચીન મતાનુસાર કુવલયાનંદકારે પણ કરી દીધું છે.

## तुल्य.

તુલ્ય એટલે સમાન. તુલ્યને પ્રાચીનો ભિન્ન અલંકાર માને છે. રત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ દેખાડે છે:– निवृत्तावन्योदयस्तुल्यम् ”

નિવૃત્તિ થયા પછી અન્યનો ઉદય એ તુલ્ય અલંકાર. વૃત્તિમાં લખ્યું છે કે એક દોષની નિવૃત્તિ થયા પછી ગુણાન્તરનો ઉદય. આહીં તુલ્યતા એ છે કે ફરીને એના જેવું થઇ જવું.

યથા

રામસુયશ ઉચર્યા કવિરાજે, કરી તહાં ધ્વનિભ્રમર સમાજે;
ચામર તે ટાળવા ચલાવ્યાં, ત્યાં તુર્તજ કંકણ રવ છાયા.

આહીં યશશ્રવણમાં પ્રતિબંધક હોવાથી ભ્રમરધ્વનિ દોષ છે. એની નિવૃત્તિને માટે ચામર ચંચલ કરવામાં આવ્યા. જેથી ઉત્પન્ન થએલ ચામર કરવાવાળીઓના કંકણના રવ પણ યશ શ્રવણમાં પ્રતિબન્ધક હોવાથી દોષ છે. એથી આહીં દોષાન્તરનો ઉદય છે એક ગુણની નિવૃત્તિ થયા પછી ગુણાન્તરનો ઉદય એ પણ ઉદાહરણ થઇ શકે છે.

યથા

દીપ બુઝાવ્યો ત્યાં તો, પ્રકટ પ્રકાશ કર્યો રસનામણિએ.

આહીં દીપના પ્રકાશરૂપ ગુણની નિવૃત્તિ થયા પછી મણિના પ્રકાશ રૂપ ગુણાન્તરનો ઉદય છે. અમારા મતથી આ પૂર્વરૂપ અલંકારમાંજ અન્તર્ભૂત છે.

## નિશ્ચય.

નિશ્ચય અર્થાત્ નિર્ણય. કેટલાક પ્રાચીનો નિશ્ચય નામનો અલંકારાન્તર માને છે. અલંકારરત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ બતાવે છે:—

विहितस्याशङ्कितस्य वा विशेषावगमाय निषेधो निश्चयः ॥

વિધાન કરેલની અથવા શંકા કરેલની વિશેષ પ્રતીતિને માટે જે નિષેધ તે નિશ્ચય

વૃત્તિમાં લખ્યું છે કે પહેલા ભ્રમથી અન્ય પ્રકારે જાણેલનો પછીથી અન્ય પ્રકારે જે નિશ્ચય તે નિશ્ચયઅલંકાર છે.

યથા.

શું આજ દિનમણિ એજ, સુણિએ સહિત સપ્ત તુરંગ;
શું આજ યમપતિ એજ, વિચરે મહિષ વાહન સંગ.
શું આજ હુતભુક્ એજ, પ્રસરે દિશ વિદિશ અનલ્પ,
રણમાંહિ નિરખી રામને કરે સુભટ સર્વ વિકલ્પ.

આંહી પહેલાં ભ્રમથી રામ ભગવાનમાં ઇન્દ્રાદિથી કરીને અન્ય પ્રકારથી આ શંકા કરવામાં આવી છે. પછી સપ્ત તુરંગાદિ ન હોવાથી ઇન્દ્રાદિકોના અભાવનો નિશ્ચય હોવાથી ઇન્દ્રાદિકોનો આર્થ નિષેધ કરવામાં આવ્યો. આહીં વિશેષ તો રામનું ઐશ્વર્ય ઇત્યાદિ છે. આહીં આક્ષેપ નથી. કેમકે આક્ષેપમાં તો નિષેધ આભાસરૂપ થાય છે. આહીં તો નિષેધમાં પર્યવસાન હોવાથી નિષેધ સ્થાયી છે; અમારા મતથી પહેલા ભ્રમથી અન્ય પ્રકારથી નિશ્ચય થવામાં ચમત્કાર તો વસ્તુને અન્ય પ્રકારથી જાણવાના અંશમાંજ છે. પણ પછી એનો નિશ્ચય થવા રૂપ અંશમાં નથી. એથી "શું આજ દિનમણિ એજ"

આ વિષયને કાવ્યપ્રકાશગતકારિકાકારે ભેદની ઉક્તિ અથવા અનુક્તિ એવા સંદેહ અલંકારના બે પ્રકાર માનીને ભેદોક્તિ સંદેહ કહ્યો છે, તેથી આ વિષય સંદેહમાં અન્તર્ભૂત છે.

## દ્વિતીય નિશ્ચય.

આરોપ્યમાણનો નિષેધ કરીને પ્રવૃત્તના સ્થાપનમાં પ્રાચીન નિશ્ચય નામનો અલંકારાન્તર માને છે.

સાહિત્યદર્પણકાર આ લક્ષણ ઉદાહરણ દેખાડે છેઃ—

अन्यन्निषिध्य प्रकृतस्थापनं निश्चयः पुनः ॥

અન્યત્ અર્થાત્ આરોપ્યમાણનો નિષેધ કરીને પ્રકૃતનું સ્થાપન પુનઃ અર્થાત્ દ્વિતીય નિશ્ચય અલંકાર છે.

યથા.

ઇન્દીવર નહિ નયન આ, નહિ સરોજ મુખ નાર;
નહિ બંધુક આ અધર છે, ભ્રમમાં ભ્રમર ગમાર.

યથા.

ગરલ ન કસ્તુરી ગળે, પન્નગપતિ નથી હાર;
ભસ્મ ન ચન્દનલેપ તન, હરભ્રમ માર ! ન માર.

સાહિત્યદર્પણકાર કહે છે કે આ નિશ્ચયાન્ત સંદેહ નથી. કેમકે નિશ્ચયાન્ત સંદેહમાં તો સંશય અને નિશ્ચય બન્ને એકને થાય છે. આહીં ભ્રમરાદિકોનો સંદેહ છે અને નાયક આદિનો નિશ્ચય છે. ભ્રમરાદિકોનો આહીં સંદેહ પણ નથી. કેમકે ભ્રમરાદિકોને ઇન્દીવર અને નયન આદિનો સંદેહ હોય તો સમીપ આવવું ઇત્યાદિનો સંભવ નથી. આહીં ભ્રાન્તિ અલંકાર પણ નથી. કેમકે યદ્યપિ ભ્રમરાદિકોની ભ્રાન્તિ છે તથાપિ આહીં એમાં ચમત્કાર અનુભવસિદ્ધ નથી. કિન્તુ આ પ્રકારની નાયક આદિની ઉક્તિમાંજ સહૃદય માન્ય ચમત્કાર છે. ભ્રમર આદિના આગમન આદિની અથવા ભ્રાન્તિ આદિની વિવક્ષા ન હોય તો પણ નાયિકાને પ્રસન્ન કરવાને માટે નાયક આદિની આ પ્રકારની ઉક્તિ સંભવે છે, અને વ્યંગ્યરૂપક પણ નથી, કેમકે મુખમાં કમલનું રૂપક નથી કર્યું અને અપન્હુતિ અલંકાર પણ નથી; કેમકે

આહીં પ્રસ્તુતનો નિષેધ નથી. આ અલંકાર તો પ્રાચીનોક્ત અલંકારોથી ભિન્નજ છે, અમારા મતથી આહીં નાયક આદિની ઉક્તિમાં " આ નેત્ર છે ઈત્યાદિ " આવા નિશ્ચય તો અત્યંત લૌકિક હોવાથી અલંકાર હોવાને યોગ્ય નથી. આહી ચમત્કાર તો ભ્રાન્તિનોજ છે, કેમકે ઈન્દીવર આદિની ભ્રાન્તિથી નેત્ર આદિનો ઉત્કર્ષ છે, અને નાયિકાની વિરહવ્યથાનું આધિક્ય છે, અને સાહિત્યદર્પણકાર કહે છે કે ભ્રમર આદિના આગમન આદિની અથવા ભ્રાન્તિ આદિની વિવક્ષા ન હોય તો પણ નાયિકાને પ્રસન્ન કરવા માટે નાયક આદિની આ આ પ્રકારની ઉક્તિ સંભવે છે, એથી આ પક્ષમાં પણ ચમત્કાર તો ભ્રાન્તિમૂલકજ છે. કાવ્યમાં વાસ્તવભ્રાન્તિનું વર્ણન હોય અથવા કલ્પિતભ્રાન્તિનું વર્ણન હોય પણ ભ્રાન્તિના ચમત્કારમાં કાંઈપણ ન્યૂનાધિક ભાવ નથી.

## परभाग.

" परभाग " શબ્દનો અર્થ ગુણોત્કર્ષ છે. ચિન્તામણિકોષકારે કહ્યું છે કેઃ—" परभागः गुणोत्कर्षे " પ્રાચીન પરભાગ નામનો અલંકારાન્તર માને છે, રત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ બતાવે છેઃ—

अनुभूतस्यार्थान्तरोपलब्धौ विवेकः परभागः ॥

અનુભવ કરેલના અર્થાન્તરના લાભમાં જે વિવેક તે **परभाग अलंकार**. વૃત્તિમાં લખ્યું છે કે સ્વરૂપ માત્રથી જાણેલ વસ્તુના વસ્ત્વંતર લાભ સમયમાં એથી ભેદની પ્રતીતિ એ **परभाग.**

યથા.

માનસરોવરવાસી કદિ, આવી મળે મરાલ;
ફરક તાહરી ચાલનો, જણાય ત્યારે બાલ.

આહીં હંસના દર્શનસમયમાં અનુભવ કરેલ તરૂણીગતિની મહત્વપ્રતીતિની સંભાવના છે.

યથા.

પ્રલય ચંડ તાંડવ સમય, સહી હરપદઆઘાત;
સમજ્યો સૂક્ષ્મ ગિરીશ તવ, ઇન્દ્ર વજ્રનો પાત.

આહીં પિનાકીના પદપ્રહારથી વજ્રપાતની તુચ્છતાપ્રતીતિ છે. અમારા મતથી આહીં વ્યતિરેક અલંકાર છે, હંસની ગતિનો અથવા નાયકાની ગતિનો ઉપમાનોપમેય ભાવ પ્રસિદ્ધ છે, તેથી હંસદર્શનથી આના સાદૃશ્યમાં ન્યૂનાધિકભાવની પ્રતીતિ છે અને ચંડઘાતમાં વજ્રપાત સમતાનો વ્યવહાર પ્રસિદ્ધ છે, તેથી આહીં હરના પ્રલયનૃત્યસમયના પદપ્રહારથી ગિરિરાજને વજ્રપાતથી ન્યૂનાધિક ભાવ પ્રતીત થએલ છે, રત્નાકરકાર કહે છે કે ઉપમાનથી ઉપમેયનો અધિક ગુણ વ્યતિરેકનું સ્વરૂપ છે. આની તો વસ્ત્વંતર પ્રાપ્તિ સમયમાં વૈલક્ષણ્યપ્રતીતિ છે. એથી વ્યતિરેકનો અથવા આનો સ્પષ્ટ ભેદ છે. તેથી અમારા મત પ્રમાણે આ કિંચિત્ વિલક્ષણતા અલંકારાન્તરની સાધક નથી. અને રત્નાકરકાર કહે છે કે ઉપમેયથી ઉપમાનનું ન્યૂનત્વ વ્યતિરેકનું સ્વરૂપ છે. આહીં તો વસ્ત્વંતર સબંધ સમયમાં તુચ્છત્વ મહત્વની વિકલ્પતાથી પ્રતીતિનો અંગીકાર છે. વિકલ્પતાથી અર્થાત્ ઉપમાનથી ઉપમેયની ન્યૂનતાનું પણ ગ્રહણ છે. તેથી અમારા મતથી એ સમાધાન પણ સમીચીન નથી. ઉપમેયની ન્યૂનતામાં પણ વ્યતિરેક સંગતિની બાધા નથી. અને રત્નાકરકાર કહે છે કે વ્યતિરેક તો ઔપમ્ય જીવિત છે. એ તો ઔપમ્ય વિના પણ થાય છે.

યથા.

જાણ્યું અવર સ્રીયોના, સંગ થકી મેં તારૂં આધિક્ય.

અમારા મતથી આહીં પણ સમતામાં વ્યતિરેક છે, એ મહાશયે સજાતિય વ્યતિરેક પણ માન્યો છે.

## परिकरांकुर.

કેટલાક પ્રાચીનો परिकरांकुरને અલંકારાન્તર માને છે. "ચન્દ્રાલોકકાર" આ પ્રમાણે લખે છે.

साभिप्राये विशेष्ये तु भवेत्परिकरांकुरः ॥

સાભિપ્રાય વિશેષ્ય હોય તો परिकरांकुर અલંકાર છે. આ ના-

મની સાર્થકતા એ છે કે સાભિપ્રાય વિશેષણમાં તો પરિકરતા વિકાશરૂપ છે. કેમકે વિશેષણથી કરીને ઉક્તિ હોવાથી પરિકરતા સ્પષ્ટ ભાસે છે. અને આહીં તો વિશેષ્ય માત્રથી પરિકરતાની સ્ફૂર્તિ છે. એથી આમાં પરિકરતા અસ્ફુટ હોવાથી અંકુરરૂપ છે.

યથા.

ફણેન્દ્ર વર્ણન કાજે, હૈહયાધીશ લખવાને કાજ;
સમર્થ આખંડલ છે, યશો વાંચવા તારા નરરાજ.

આહીં શેષ અને ઇન્દ્રદેવતા હોવાથી અને હૈહયાધીશ દેવાંશ હોવાથી રાજાના યશનું વર્ણન કરવાને સમર્થ છે. ત્યાં એની સહસ્ર આનનતાદિ પરિકર છે. આવા વિશેષ્યોનું ગ્રહણ કરવામાં અભિપ્રાય હજાર મુખ, હજાર હાથ અને હજાર નેત્રમાં છે.

અમારા મતથી પરિકર વિશેષ્યમાં હોય, અથવા વિશેષણમાં હોય, એ કિંચિત્ વિલક્ષણતા. અલંકારાન્તર સાધક નથી ઉદાહરણાન્તર માત્ર છે, એથી એ પણ પરિકરજ છે.

## પરિવૃત્તિ.

પરિવૃત્તિ એટલે વસ્તુઓનો વિનિમય. વિનિમયનો અર્થ પ્રતિદાન અથવા અદલાબદલી કરવુ. ચિન્તામણિકોષકારે કહ્યું છે કેઃ— " विनिमयः प्रतिदाने " ઘણા પ્રાચીનો પરિવૃત્તિને અલંકારાન્તર માને છે.

યથા.

તેં ભુજબલ ભૂભૃતતણો, લીધો કર નરરાજ;
શું પાછો દીધો ન કર, તેં તેનાં હિતકાજ.

આહીં ચક્રવર્તી રાજાએ અન્ય ભૂપોથી કર અર્થાત્ પેશકસી લીધી અને એને કર ( હાથ ) દીધો, અર્થાત્ વિશ્વાસને માટે હાથથી વચન દીધું. આહીં નિન્દાના આભાસની સંકીર્ણતા છે, કેટલાક પ્રાચીનો સમ અસમ એવા પરિવૃત્તિના બે પ્રકાર કહે છે, કાવ્યપ્રકાશગતકારિકાકારનું આ લક્ષણ છે.

परिवृत्तिर्विनिमयो योऽर्थानां स्यात्समासमैः ॥

સમ અસમથી કરીને અર્થોનો વિનિમય એ **પરિવૃત્તિ અલંકાર છે.**

યથા

શું ઠગાઇ તું બાલા, કરે આમ શા કારણ અપશોસ,
મન આપી મન લે છે, નથી પામતી કાં તું પરિતોષ.

આહીં સમ પરિવૃત્તિ છે, મન શબ્દમાં શ્લેષ છે. મન–અતઃકરણ અને મન ( મણ ) તોલ વિશેષ.

અસમના બે પ્રકાર છે. અધિકથી ન્યૂન પલટાવી દેવું, અને ન્યૂનથી અધિક પલટાવવું.

યથા.

સુકવિ પરઉપકારી, કરે પ્રશંસા સર્વતણી શાણા;
સ્થિર કવિતા આપીને, લે છે અસ્થિર ગ્રામ ધામ નાણા.

આહીં અધિકથી ન્યૂનનું પલટાવવું છે.

યથા.

દીપસહિત નિજસદનો, અધિપ આપને અર્પણ કરી દે છે,
ફણિમણિપ્રકાશવાળી, આપ પાસથી અરિ કંદર લે છે.

આહીં ન્યૂનથી અધિકનું પલટાવવું છે. અમારા મતથી આ ઉદાહરણાન્તર છે. પણ પ્રકારાન્તર નથી. લક્ષણમાં **સમાસમ** કહેવું એ ભૂલ છે. આહીં પણ ચમત્કાર તો પરસ્પર અદલાબદલી કરવાનોજ છે, તેથી પરસ્પર લેવું દેવું હોય અથવા ઉપકાર અપકારાદિ હોય એટલા વૈલક્ષણ્ય માત્રથી અલંકારાન્તર નથી થઇ શકતો, એથી આનો અન્યોન્યમાંજ અંતર્ભાવ છે.

રૂદ્રટ આ પ્રમાણે લક્ષણ આપે છેઃ—

युगपद्दानादाने अन्योन्यं वस्तुनो क्रियेते यत् ।
क्वचिदुपचर्येते वा प्रसिद्धितः सेति परिवृत्तिः ॥

વસ્તુઓનું પરસ્પર એક સમયમાં દેવું લેવું કરવામાં આવે એ **પરિવૃત્તિ** ક્યાંઇ સાક્ષાત્ લીધા દીધા વિના પ્રસિદ્ધિના અનુસાર ઉપ-

પૂર્વ પૂર્વનો ઉત્તરોતર ઉપમાનભાવ परिवृत्ति अलंकार છે.

યથા.

ચન્દ્રસદૃશ કામિનિમુખ કહિયેં,
કામિનિમુખસમ પંકજ લહિયેં.

અમારા મતથી આતો શૃંખલા અલંકારજ છે, ઉપમાનભાવ માત્રથી અલંકારાન્તર નથી થઈ શકતો.

## पुनरुक्तिवदाभास.

पुनरुक्तिवदाभास અર્થાત્ પુનરૂક્તિની પેઠે આભાસ કેટલાક પ્રાચીનોએ પુનરૂક્તિ દોષના આભાસને अलंकारान्तर માનેલ છે. "કાવ્યપ્રકાશગતકારિકાકાર" આ પ્રમાણે લખે છે:—

पुनरुक्तिवदाभासोविभिन्नाकारशब्दगा एकार्थतेव

ભિન્નઆકારવાળાં શબ્દમાં રહેલ एकार्थता इव અર્થાત્ વાસ્તવમાં એકાર્થતા નથી કિન્તુ એકાર્થતાની પેઠે ભાન માત્ર થાય એ पुनरुक्तिवदाभास अलंकार છે.

યથા.

રાજે રમા–લક્ષ્મી ગૃહે, આનંદ કૌતુકમૂલ છે;
જ્યાં સુમન વિબુધ સદાય, સેવક સ્વામિને અનુકૂલ છે.

આમાં રમા અને લક્ષ્મી એક અર્થવાચી હોવાથી આનંદ અને કૌતુક બન્ને આનંદવાચી હોવાથી અને સુમન તથા વિબુધ બન્ને દેવતા વાચ હોવાથી એક ભિન્નાકાર શબ્દોમાં એક કાર્યતાનું ભાન થાય છે પણ વિવક્ષિતાર્થ તો રમા લક્ષ્મી એટલે લક્ષ્મીની શોભા ઘરમાં રાજે છે. અર્થાત્ ક્રીડામાં આનંદ ઉપજાવનાર બને છે. સુમન સારા મનવાળા વિબુધ–પંડિત એવા સેવકો સદાય જ્યાં સ્વામીને અનુકૂળ છે.

અમારા મતથી આ લક્ષણ ઉદાહરણથી પુનરૂક્તિદોષનો આભાસ માનેલ છે તે તો આભાસ અલંકારનો પ્રકાર છે. યમક અલંકારથી નિવારણ કરવા માટે વિભિન્નાકાર એ શબ્દોનું વિશેષણ આપેલ છે.

## पूर्व.

પૂર્વ એટલે પ્રથમ. પછી થવાવાળાની પ્રથમ થવામાં પૂર્વ શબ્દની રૂઢિ માનનાર પ્રાચીન પૂર્વ નામનો અલંકારાન્તર માને છે.

રૂદ્રટ આ લક્ષણ ઉદાહરણ બતાવે છે:—

यत्रैकविधावर्थौ जायेते यौ तयोरपूर्वस्य ।
अभिधानं प्राग्भवतः सतोभिधीयेत तत्पूर्वम् ॥

જ્યાં જે બે અર્થ એક વિધિ અથવા એક ક્રિયાવાળા થઈ જાય છે, એમાંથી પછી થવાવાળાનું પહેલું થવાનું કથન એ પૂર્વ अलंकार.

યથા.

દ્રષ્ટિ વિયોગિનિ વૃષ્ટિયુત, થઈ પ્રથમ ભૂમિપાલ;
પાછળ વૃષ્ટિયુત થયો, ઘન આ વરષા કાલ.

વર્ષાકાલમાં ઘન અને વિયોગિનીનાં નયન, જલવર્ષણરૂપ એક ક્રિયાવાળાં થાય છે. એમાંથી ઘનની પાછળ વર્ષવાવાળાં વિયોગિનીનાં નયનોનું પ્રથમ જલ વરસવું કહ્યું એથી આહીં પૂર્વ અલંકાર છે. રત્નાકરકારે પછી થવાવાળાં કાર્યનું પહેલા થવું એ અસંગતિ અલંકારનો પ્રકાર માન્યો છે. અને असंख्याश्चित्रहेतवः આવી આજ્ઞા કરનાર મહારાજા ભોજે આને ચિત્ર હેતુનો પ્રકાર માન્યો છે. અમારા મતથી આ વિચિત્ર અલંકાર છે.

## प्रतिप्रसव.

નિષેધ કરેલના પુનર્વિધાનને प्रतिप्रसव કહે છે. ચિન્તામણિકોષકારે કહ્યું છે કે “ प्रतिप्रसवः निषिद्धस्य पुनर्विधाने ” પ્રાચીન प्रतिप्रसव ને અલંકારાન્તર માને છે.

અલંકારરત્નાકરકાર આ લક્ષણ કહે છે:—

“ प्रत्यापत्तिः प्रतिप्रसवः ” પ્રત્યાપત્તિ અર્થાત્ ફરી આવી પડવું એ प्रतिप्रसव अलंकार છે.

અધિક છે; તેથી अधिक अलंकार છે. પ્રતિબન્ધ અલંકારાન્તર હોવાને યોગ્ય નથી.

## प्रतिभा.

સર્વ તરફ સ્ફુરતી એવી કવિની બુદ્ધિને પ્રતિભા કહે છે. એમ કોષકારે કહ્યું છે:—

स्फुरन्ती सत्कवेर्बुद्धिः प्रतिभा सर्वतोमुखी ॥

પ્રાચીનો પ્રતિભા નામનો અલંકાર માને છે.

રત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ બતાવે છે:—

संभाव्यमानस्य कल्पनं प्रतिभा ॥

સંભાવ્યમાનની કલ્પના એ प्रतिभा अलंकार.

યથા.

જો આ સ્વર્ગસુંદરી ભલ છે, તો સહુસદ્દગ શક્ર સફલ છે;
જો આ નાગની નારી નવીન, તો પાતાલ ન ચન્દ્ર વિહીન.

આહીં કવિની પ્રતિભારૂપ બુદ્ધિ એ છે કે વર્ણનીય નાયિકામાં સંદેહ કરનાર કવિએ સુરસુંદરી પક્ષમાં શક્રનાં સહસ્ર નેત્ર સફલ છે. નાગકન્યા પક્ષમાં પાતાલ ચન્દ્ર વિહીન નથી, એમ જ્યાં ત્યાં સંભાવ્યમાન અર્થની કલ્પના કરી દીધી છે, અમારા મતથી પ્રતિભા માત્ર તો અલંકાર નથી, કેમકે એ સર્વત્ર છે, અને આના લક્ષણ ઉદાહરણાનુસાર તો આ સંભાવના અલંકાર છે.

## प्रतिवस्तूपमा.

કેટલાક પ્રાચીનો પ્રતિવસ્તૂપમાને અલંકારાન્તર માને છે, કાવ્યપ્રકાશગતકારિકાકાર આ પ્રમાણે લખે છે:—

प्रतिवस्तूपमा तु सा
सामान्यस्य द्विरेकस्य यत्र वाक्यद्वयस्थितिः ॥

જ્યાં એક સમાન ધર્મની ઉભય વાક્યમાં ઉભયવાર સ્થિતિ એ प्रतिवस्तूपमा अलंकार છે. વૃત્તિમાં લખે છે કે જે સાધારણ ધર્મ

ઉપમેય વાકયમાં અને ઉપમાન વાકયમાં શબ્દભેદથી ગ્રહણ કરવામાં આવે; કથિત પદ દોષ કહેવાય છે એથી શબ્દભેદથી ગ્રહણ કરવામાં આવે એ વસ્તુ અર્થાત્ વાકયાર્થ ઉપમાન હોવાથી प्रतिवस्तूपमा अलंकार છે.

યથા.

પટરાણી પરિવાર પદ, ચાહે શિદ જગમાંહિ;
દૈવે કરેલ રત્નની, ભૂષણગણના નાંહિ.

આહીં ગૃહકાર્યમાં લાવવાની અયોગ્યતારૂપ સાધારણ ધર્મ એકવાર ઉપમેય વાકયમાં અને એકવાર ઉપમાન વાકયમાં એમ ઉભયવાર કહેવામાં આવેલ છે, એથી प्रतिवस्तूपमा છે. અને આ સાધારણ ધર્મને "પરિવાર પદને કેમ ચાહશે?" ભૂષણગણના નથી; એ રીતિથી ભિન્ન શબ્દોવડે કહેવું :એ તો કથિતપદદોષ નિવારણને માટે છે. "ચન્દ્રાલોકકાર" આ લક્ષણ આપે છેઃ—

वाक्ययोरेकसामान्ये प्रतिवस्तूपमा मता. બે વાક્યમાં એક સમાન ધર્મ હોય ત્યાં પ્રતિવસ્તૂપમા માનવામાં આવી છે.

યથા.

રવિ રાજે છે તાપથી, ચાપથી ભ્રાજે શૂર;

કુવલયાનંદકાર વૃત્તિમાં લખે છે કે જ્યાં ઉપમાન ઉપમેય વાકયોમાં એક સમાન ધર્મ ભિન્ન ભિન્ન કહેવામાં આવે છે, એ प्रति-वस्तूपमा.

प्रतिवस्तु प्रतिवाक्यार्थमुपमा समानधर्मोस्यामितिव्युत्पत्तेः ॥

प्रतिवस्तु અર્થાત્ વાકયાર્થ વાકયાર્થ પ્રતિ, ઉપમા અથવા સમાન ધર્મ છે આમાં એ વ્યુત્પત્તિ છે. આહીં શોભાયમાનતારૂપ એક ધર્મ ઉપમેય, ઉપમાન બન્ને વાકયોમાં "રાજે છે અને ભ્રાજે છે" એ ભિન્ન શબ્દોથી કહેવામાં આવેલ છે.

આચાર્યદંડી તો આને ઉપમાનો પ્રકાર માનતાં આ લક્ષણ આપે છેઃ—

वस्तु किंचिदुपमन्यस्य न्यसनात्तत् सधर्मणः ।
साम्यप्रतीतिरस्तीति प्रतिवस्तूपमा यथा ॥

કોઇ વસ્તુને વાક્યથી કહીને એના સમાન ધર્મવાળી અન્યવસ્તુને વાક્યવડે કહેવાથી સામ્યપ્રતીતિ થાય છે એથી પ્રતિવસ્તૂપમા છે.

યથા.

આજ લગી અવનિમાં, તુજ સમ જન્મ્યો નથી અન્ય કોયે;
પારિજાતપાદપસમ, દ્વિતીય વૃક્ષ શોભાકર નહીં હોયે.

આહીં દ્વિતીય સદૃશ વ્યવચ્છેદરૂપ સાધારણ ધર્મ ઉપમેય ઉપમાન બન્ને વાક્યાર્થોમાં કહેવામાં આવેલ છે. ઉપમાના ઉદાહરણમાં બહુધા સમાન ધર્મ એકવાર કહેવામાં આવે છે. "ઇન્દ્રથી ઉદાર છે નરેન્દ્ર શિવરાજ તું" ઇત્યાદિ. ક્યાંઇ ઉપમેય વાક્યમાં અને ઉપમાન વાક્યમાં સમાન ધર્મ ઉભયવાર કહેવામાં આવે તો અમારા મતથી ઉપમાચમત્કારમાં કાંઈ પણ વિલક્ષણતા નથી. એથી આ અલંકારાન્તર નથી તેમજ ઉપમાનો પ્રકાર નથી. કિન્તુ ઉપમાનું ઉદાહરણાન્તર છે, અને સાધારણ ધર્મને ભિન્ન શબ્દોથી કહેવું એ તો પ્રાચીનોના મતથી પણ દોષાભાવ માત્ર છે, અલંકાર નથી. અને અમારા મતથી ક્યાંઇ ક્યાંઇ પ્રત્યુતપ્રસાદ ગુણની વિક્ષેપિણી અર્થજ્ઞાનમાં અસ્પષ્ટતા થાય છે. એ દોષ છે.

## પ્રતિષેધ.

પ્રતિષેધ એટલે નિષેધ. પ્રાચીનો પ્રતિષેધને અલંકારાન્તર માને છે. "ચન્દ્રલોકકાર" આ લક્ષણ આપે છે.

प्रतिषेधः प्रसिद्धस्य निषेधस्यानुकीर्तनम् ॥

પ્રસિદ્ધ નિષેધનો અનુવાદ એ પ્રતિષેધ અલંકાર છે. વૃત્તિમાં લખેલ છે કે જાણેલ નિષેધનો ફરી અનુવાદ કરવો એ સ્વતઃ નિરર્થક હોવાથી અર્થાન્તરને ગર્ભિત કરે છે. એથી ,ચારૂતા હોવાથી આ પ્રતિષેધ નામનો અલંકારાન્તર છે.

યથા.

ઘૂત નથી આ છે છલી ! ખરે બાણુનો ખેલ.

આહીં યુદ્ધમાં પ્રવર્તમાન શકુનિ પ્રતિ પાંડવોની ઉક્તિ છે. આ યુદ્ધ ઘૂત નથી, આવું સિદ્ધ થઈ રહેતાં ફરીને એનો નિષેધ કરવો " તારૂં સામર્થ્ય ઘૂતમાંજ છે; યુદ્ધમાં નથી " આવો ઉપહાસ " છલી " એ શબ્દથી સ્પષ્ટ થાય છે, અમારા મતથી ઉક્ત ઉપહાસ વ્યંગ્ય છે. આ વ્યંગ્યદ્વારા નિષેધમાં ચમત્કાર માનીએ તો પણ આ આક્ષેપથી ભિન્ન નથી.

## प्रतीप.

પ્રતીપ ને અલંકારાન્તર માનનારા પ્રાચીનો પ્રતીપ નામનો આ પ્રમાણે અર્થ કરે છે:—

प्रातिलोम्यात्प्रतीपम् ।

प्रातिलोम्य અર્થાત્ પ્રતિકુલતા એ જયાં હોય ત્યાં प्रतीप अलंकार આહીં ઉપમાન વિષયક પ્રતિકૂલતામાં રૂઢિ માની છે. ઉપમાનને ઉપમેય રૂપે વર્ણવવું ઇત્યાદિ આદર યોગ્ય ઉપમાનનો અનાદર એ પ્રતિલોમતા છે.

કાવ્યપ્રકાશ, સર્વસ્વકાર ઇત્યાદિ ઘણા ગ્રન્થોમાં આ અલંકારને કહેલ છે. કેટલાકે બે પ્રકાર કહ્યા છે, અને કેટલાકે પાંચ પ્રકાર માન્યા છે.

અમારા મતથી અનાદર યોગ્યના અનાદરમાં તો કોઇ પણ ચમત્કાર નથી અને આદર યોગ્યના અનાદરમાં અવજ્ઞા અલંકાર છે. એમાં એક ઉપમાનના અનાદરનો નિયમ પણ સમીચીન નથી. તે ઉકત અવજ્ઞા અલંકારના ઉદાહરણોથી સ્પષ્ટ છે. પ્રતીપના બે પ્રકાર માનનાર કાવ્યપ્રકાશગતકારિકાકાર આ પ્રમાણે લખે છે:—

आक्षेप उपमानस्य प्रतीपमुपमेयता ।
तस्यैव यदि वा कल्प्या तिरस्कारनिबन्धनम् ॥

ઉપમાનનો આક્ષેપ અથવા નિષેધ એ પ્રતીપ. " यदि वा "

અર્થાત્ એને અથવા ઉપમાનનેજ કલ્પના કરેલી ઉપમેયતા એ પ્રતીપ છે. પ્રતીપ તો ઉપમાનના તિરસ્કારને માટે છે.

"પ્રકાશકારે" પ્રથમ પ્રતીપનું આવું ઉદાહરણ આપેલ છે.

યથા.

અભિલાષાપૂરક અખિલ, જો સરજ્યો શિવરાજ;
તો શિદ સરજ્યું કલ્પતરૂ, વિશ્વ વદે વિધિ આજ.

અમારા મતથી આહીં કલ્પવૃક્ષરૂપ ઉપમાનનો નિષેધ છે તે તો આક્ષેપ અલંકાર છે. પ્રતીપના પાંચ પ્રકાર માનનાર "ચન્દ્રાલોકકારે" પ્રથમ પ્રકારનું આ પ્રમાણે લક્ષણ આપેલ છે:—

प्रतीपमुपमानस्योपमेयत्वप्रकल्पनं

એટલે કે ઉપમાનમાં ઉપમેયતાની કલ્પના તે પ્રથમ પ્રતીપ.

યથા.

પતિનેત્ર સમાન હતાં કમળો, સખિ ! તે પણ વારિથીં લીન થયાં;
પ્રિયમુખ સમાન હતો શશિ અંબર, વાદળ આવીં છુપાવીં રહ્યાં,
સરતીર મરાલ ચતુર હતા, પતિના સમ તે પણ ઉડી ગયા;
ઉર ભીતર છેદ પડ્યા વિરહે, તદપિ વિધિને દિલ નાવીં દયા.

અમારા મતથી આહીં ઉપમાનના અનાદરમાંજ વિવક્ષા માનીએ તો અવજ્ઞા અલંકાર છે. પરન્તુ આહીં ચમત્કાર તો ઉપમાનને ઉપમેય બનાવવામાંજ છે. તે ઉપમાનો પ્રકાર છે. એનું અમે વિપરીતોપમાના પ્રકરણમાં સવિસ્તર વર્ણન કરેલ છે. એવું નહિ કહેશો કે જેમ સમના વિપરીત ભાવમાં વિષમ ઇત્યાદિ ભિન્ન અલંકારો માનવામાં આવેલ છે, એ રીતે ઉપમાની વિપરીતતાને પણ પ્રાચીનોએ પ્રતીપ નામથી જુદો અલંકાર અંગીકાર કરેલ છે, તે સમીચીન છે. કેમકે ઉપમાના વિપરીત ભાવમાં તો અનુપમા છે. એતો આક્ષેપ અલંકારનો વિષય છે; તે અમે આક્ષેપ પ્રકરણમાં લખેલું છે. અહીં તો કેવલ પ્રસિદ્ધ ઉપમાનોપમેયની વિપરીતતા માત્ર છે. ઉપમાતો એવી ને એવીજ છે એથી એ કિંચિત્ વિલક્ષણતા ઉપમાનો પ્રકાર હોવાનેજ યોગ્ય છે પણ અલંકારાન્તર હોવાને યોગ્ય નથી.

દ્વિતીય પ્રકારના પ્રતીપનું આ પ્રમાણે લક્ષણ છે:—

अन्योपमेयलाभेन वर्ण्यस्यानादरश्चतत् ।

ઉપમાનરૂપ ઉપમેયના લાભથી ઉપમેયનો અનાદર તે દ્વિતીય પ્રકારનો પ્રતીપ છે. વૃત્તિમાં લખેલ છે કે અન્યમાં પોતાના સાદૃશ્યને સહન નહિ કરતાં અતિ ઉત્કૃષ્ટ ગુણવાનપણાથી વર્ણન કરવાને ઇચ્છેલ પદાર્થને કોઈ ઉપમાનને પણ એનું ઉપમેય બતાવીને એટલાથી જ જે એનો તિરસ્કાર તે અન્ય પ્રતીપ. પૂર્વપ્રતીપથી આ વિશેષ ચમત્કારવાળો પ્રતીપ છે.

યથા.

છું દાની માની ન કર, ભૂપતિ ગર્વ મહાન;
શ્રવણ કર્યું સહુ સૃષ્ટિએ, સુરતરૂ આપ સમાન.

આહીં અન્યમાં પોતાના સાદૃશ્યને નહી સહન કરતાં અને અતિ ઉત્કૃષ્ટ ગુણવાનપણાથી વર્ણન કરવાને ઇચ્છેલ ભૂપતિરૂપ પદાર્થને કલ્પવૃક્ષ રૂપ પ્રસિદ્ધ ઉપમાનને પણ એનું ઉપમેય બતાવીને એટલાથીજ ઉક્તનૃપતિનો તિરસ્કાર કરેલ છે. કેમકે અહીં પોતાનું સાદૃશ્ય સમજવાવાળાને એનું સાદૃશ્ય બતાવવામાં આવ્યુ છે. અમારા મતથી આહીં ઉપમેય નૃપતિનું અદ્વિતીયતા ગર્વખંડન તો ઉપમેયનો તિરસ્કાર છે, અને કલ્પવૃક્ષ ઉપમાનને ઉપમેય બતાવવું એ ઉપમાનનો તિરસ્કાર છે. એ રીતિથી ઉપમેય ઉપમાન બન્નેના તિરસ્કાર સિદ્ધ થાય છે. એ વર્ણનીયનો તિરસ્કાર સર્વથા વર્જિત છે. એથી આહીં વાસ્તવ અદ્વિતીય ગર્વ નથી, અને વાસ્તવમાં ઉક્ત ગર્વખંડન નથી, પણ કવિનો કરેલ ઉપહાસ છે. પરિહાસનું આ પ્રમાણે લક્ષણ છે:—

अन्यमुखे दुर्वादो यः प्रियवदने स एव परिहासः ।
इतरेन्धनजन्मा यो धूमः सोऽगुरुभवो धूपः ॥

યથા.

અવર સુખથી દુર્વચન એ, પ્રિયમુખથી પરિહાસ;
ધૂમ્ર ઇતર ઇન્ધનથકી, અગુરૂજ ધૂપ પ્રકાશ.

ઉક્ત વ્યવસ્થાનુસાર વર્ણનીયનો તિરસ્કાર વિરસ હોવાથી આહીં પરિહાસ સિદ્ધ થાય છે. ત્યારે આહીં ઉપમા બતાવવાના વિષયમાં વર્ણનીયની ઉપમેયતા બતાવવાની અપેક્ષા વર્ણનીયની ઉપમાનતા બતાવવાને યોગ્ય છે. એ પ્રસંગથી વિપરીતોપમા કરવામાં આવી છે. તેથી આ સ્થલમાં પણ વિપરીતોપમાનું ઉદાહરણાન્તર છે. "દીક્ષિતે" ચન્દ્રાલોકના અનુસાર કુવલયાનંદ ગ્રન્થ બનાવેલ છે. એમાં તો ઉક્ત બન્ને પ્રતીપના પ્રકાર પ્રતિપાદન કરેલ છે, પણ દીક્ષિતે પછી ફરીને ચિત્રમિમાંસા નામનો સ્વતંત્ર ગ્રન્થ બનાવેલ છે, એમાં લખેલ છે કે વિપરીત ઉપમા રૂપ પ્રતીપ અપ્રકૃતની ઉપમાની સમાન પ્રકૃતની ઉપમા છે, તે તો ઉપમાજ છે. જેમકે અપ્રકૃતથી પ્રકૃતનું અને પ્રકૃતથી અપ્રકૃતના સ્મરણાદિ સ્મૃતિ આદિ અલંકારજ છે; અલંકારાન્તર નથી. ત્રીજા પ્રકારનું લક્ષણ આ પ્રમાણે છે.

वर्ण्योपमेयलाभेन तथान्यस्याप्यनादरः ॥

તથા અર્થાત્ પૂર્વોક્તવત્ વર્ણનીયરૂપ ઉપમેયના લાભથી ઉપમાનનો અનાદર પણ પ્રતીપ છે.

વૃત્તિમાં લખેલ છે કે અતિ ઉત્કૃષ્ટ ગુણવાનપણાથી ક્યાંઇ પોતાના ઉપમાનભાવને પણ નહી સહેતાં અવર્ણનીયના વર્ણનીયને ઉપમેય બતાવીને એટલેથીજ એનો તિરસ્કાર પૂર્વ પ્રતીપની વિપરીતતાથી તૃતીય પ્રતીપ છે.

યથા.

છે ગુરૂ દારૂણ દ્રવ્યોમાહીં, ગર્વ ન કર વિષ તું મનમાંહી;
તારી બરાબરી કરવાવાળાં, ખળપુરૂષોનાં વચન નિહાળ્યાં.

અમારા મતથી આહીં પણ ઉપમાનના અનાદરની વિવક્ષા હોય તો અવજ્ઞાઅલંકાર છે. પરન્તુ આહીં ઉપમાનના અનાદરમાં પર્યવસાન નથી. કિન્તુ ઉપમામાં પર્યવસાન છે. પ્રસિદ્ધ ગુણ ઉપમાનની ઉપમાથી અપ્રસિદ્ધ ગુણ ઉપમેયના ગુણ પરિમાણની પ્રસિદ્ધિ હોવાથી ઉપમેયનો ઉત્કર્ષ થાય છે. તે અદ્વિતીય ગર્વવાલા ઉપમાનની ઉપ-

માથી ઉપમેયના ઉત્કર્ષની અધિકતા પ્રતિપાદન કરવી એ આંહીં પ્રયોજન છે. એ રીતિથી એ તો શુદ્ધોપમાનું ઉદાહરણાન્તરજ છે. રસગંગાધરકાર પણ કહે છે કે વાસ્તવમાં તો આદિના ત્રણ ભેદ ઉપમામાંજ અન્તર્ગત છે. ચતુર્થ પ્રકારનું આ પ્રમાણે લક્ષણ છે.

वर्ण्येनान्यस्योपमाया अनिष्पत्तिवचश्च तत् ।

વર્ણનીયની સાથે ઉપમાનની ઉપમાનું અનિષ્પત્તિવચન અર્થાત્ ઉપમા ન બનવાનું વચન એ પણ પ્રતીપ.

વૃત્તિમાં લખેલ છે કે અવર્ણ્યમાં વર્ણનીયની ઉપમા ન બનવાનું વચન આગળના પ્રતીપોથી ઉત્કર્ષવાળો चतुर्थ प्रतीप છે.

યથા

દાનમાંહિ તરૂરાજ છે, માનમાંહિ કુરૂરાજ;
ભૂપ તુંને તે સમ કહે, એ કવિ કરે અકાજ.

યથા.

વૃથા વચન શિવરાજ સમ, થયો ભૂપતિ ભોજ;

“ રસગંગાધરકાર કહે છે કે અનિષ્પત્તિ વચન રૂપ પ્રતીપ અનુક્ત વૈધર્મ્યવ્યતિરેકમાં અન્તર્ગત છે. અમારા મતથી પણ રસગંગાધરનો મત સમીચીન છે. “ દાનમાંહિ ” ઇત્યાદિ દાનમાં કુરૂરાજની સમાન તરૂરાજ નથી. કેમકે એ પ્રાર્થનાથી આપે છે અને કુરૂરાજ વિના પ્રાર્થના પણ આપે છે. એથી તરૂરાજ ન્યૂન છે. એવી વિવક્ષા હોય તો એવા સ્થલમાં અનુક્ત વૈધર્મ્ય વ્યતિરેકમાં સિદ્ધ થાય છે. અને કયાંઇ વૈધર્મ્ય ઉક્ત હોય તો ઉક્ત વૈધર્મ્ય વ્યતિરેક થશે.

પંચમ પ્રકારના પ્રતીપનું આ પ્રમાણે લક્ષણ છે.

प्रतीपमुपमानस्य कैमर्थ्यमपि मन्वते ॥

ઉપમાનનું કૈમર્થ્ય અર્થાત્ નિરર્થકતા એને પણ પ્રતીપ માને છે.

વૃત્તિમાં લખે છે કે ઉપમેયથીજ ઉપમાનનું પ્રયોજન સિદ્ધ હોવાથી ઉપમાનની નિરર્થકતા તે ઉપમાનપ્રતિ પ્રતિલોમભાવ હોવાથી पंचम प्रतीप છે.

યથા.

જવ પ્રતાપનાં તેજ જશ, વિધિ લે નિરખી વિશેષ;
વ્યર્થ સમજી રવિ શશિ કરે, કુંડલિમિષ પરિવેશ.

ઉક્ત ઉદાહરણમાં ઉપમાન પુનરૂક્તવત્ વ્યર્થ હોવાથી ઉપમાનનો નિષેધ છે. 'દીક્ષિતજીએ કુવલયાનંદમાં પરમતથી લખ્યું છે કે બીજાએ પ્રતીપના પંચમ પ્રકારને ઉપમાનના આક્ષેપરૂપ હોવાથી આક્ષેપ અલંકાર કહેલ છે. તે અમારી પણ અહીં આક્ષેપ હોવામાં સંમતિ છે.

## प्रत्यादेश.

प्रत्यादेश એટલે દૂર કરવું. ચિન્તામણિકોષકારેકહ્યુંછે. "प्रत्यादेशः निराकृतौ" પ્રાચીન પ્રત્યાદેશને અલંકારાન્તર માને છે. "રત્નાકરકાર" આ લક્ષણ આપે છે:—

कुतश्चिन्निमित्तात्स्थितस्य स्थापितस्य वा
निवृत्तस्य वा निवृत्तिः प्रवृत्तिश्च प्रत्यादेशः ॥

કોઇ નિમિત્તથી સ્થિતની અથવા સ્થાપિતની અથવા નિવૃત્તની નિવૃત્તિ અને પ્રવૃત્તિ એ प्रत्यादेश અલંકાર છે.

યથા.

કૃશતા તજી નિતંબે, તે સેવન તારી કટિએ કીધ,
ચંચલતા તજી ચરણે, તે તારાં નયનોએ ગ્રહી લીધ.

આમાં યૌવનનિમિત્તથી નાયિકાના નિતંબસ્થિત કૃશતાની અને ચરણસ્થિત તરલતાની નિવૃત્તિ છે.

યથા.

મલિન થશે મુખશોભા, રહી એથી મૃગમદચિત્રે હીન;
મૃગલાંછન વાળી થઇ, પ્રતિબિંબથી પ્રિયા દૈવાધીન.

આમાં મૃગમદ પત્ર રચનાની નિવૃત્તિની આનનમાં ચન્દ્રના પ્રતિબિમ્બથી પ્રવૃત્તિ છે. અમારા મતથી સ્થિત અને સ્થાપિતની નિવૃત્તિનો તો ઉપલક્ષણતાથી આક્ષેપમાં અન્તર્ભાવ છે. અને નિવૃ-

ત્તિની પ્રવૃત્તિ પૂર્વ રૂપ અલંકાર છે. પૂર્વ ઉદાહરણમાં નિતંબોએ કૃશતા તજી અને ચરણોએ ચંચલતા તજી; આહીં તો આક્ષેપ અલંકાર છે. અને ઉત્તર ઉદાહરણમાં મૃગમદરચના પ્રવૃત્તિની પૂર્વરૂપતા હોવાથી પૂર્વરૂપ અલંકાર છે. આમાં એવી શંકા ન કરવી જોઇએ કે આહીં તો પૂર્વમાં મૃગમદ ચિત્રરચના નહોતીજ કરી છતાં પૂર્વરૂપ કેવી રીતે? કેમકે ઉપલક્ષણતાથી ફરવાના વાંચ્છિતનો સંગ્રહ થવો પણ યુક્ત છે. આ પ્રકારે અન્ય ઉદાહરણોમાં પણ ભિન્ન ભિન્ન અલંકાર થશે.

## प्रत्यूह.

प्रत्यूह નામ વિઘ્નનું છે. 'ચિન્તામણિકોષકારે' કહ્યું છે; 'प्रत्यूहः विघ्ने.' પ્રાચીન પ્રત્યૂહ નામનો અલંકારાન્તર માને છે. "રત્નાકરકાર" આનું લક્ષણ ઉદાહરણ બતાવે છેઃ—

हेत्वन्तरात्प्राप्तस्य प्रतिबन्धः प्रत्यूहः॥

નિમિત્તાન્તરથી પ્રાપ્ત વસ્તુનો જે પ્રતિબંધ અર્થાત્ રોકવું એ प्रत्यूह अलंकार

યથા.

શશિરશ્મિના સબંધથી, અર્પેલું ઘૃત શીશ;
પિગળે નહિ નયનાગ્નિથી, જયજય ઉમયા ઇશ.

"અલંકારોદાહરણકારે" આ અલંકારને પ્રતિબંધ નામથી કહેલ છે.

અમારા મતથી આ ભિન્ન અલંકાર હોવાને યોગ્ય નથી આ પ્રતિબંધ પ્રકરણમાં લખેલ છે કે આ લોકમાં અન્તર્ભૂત છે.

## प्रसंग.

અન્ય કાર્યની પ્રવૃત્તિમાં અન્ય કાર્ય પણ થઇ જાય એને प्रसंग કહે છે. ચિન્તામણિ કોષકારે કહ્યું છે કે "प्रसंगः अन्योद्देशेनान्यदीयस्यापि सहानुष्ठाने" અન્યને માટે કરતાં એની સાથે અન્યને માટે પણ કરવામાં આવે એ प्रसंग. કેટલાક પ્રાચીનો प्रसंग ને અલં-

કારાન્તર માને છે. “ રત્નાકરકાર ” આ લક્ષણ આપે છે:—

**प्रसंगादन्यार्थप्रयत्नः प्रसंगः ॥**

પ્રસંગથી અન્યાર્થનો પણ પ્રયત્ન થઇ જાય એ **प्रसंग अलंकार** છે. વૃત્તિમાં લખે છે કે જ્યાં પ્રધાનતાથી કોઇ ફળને માટે કરેલ આરંભવડે પ્રસંગથી અન્ય કાર્ય પણ થઈ જાય એ **प्रसंग** અલંકાર.

યથા.

ચન્દન અને ઘનસારકેરા અંગરાગ અતિ ઘણા,
નવમલ્લિકાનાં સુમનકેરાં ભૂષણોમાં નહિ મણા;
દિવસે કર્યાં વિરહાગ્નિ હરવા ગૌર ગાત્રે ગાત્રમાં,
અભિસાર કરવાને બન્યાં એ સર્વ સ્નેહી રાત્રમાં,

અમારા મતથી આ અધિક અલંકારમાં અન્તર્ભૂત છે.

## प्रस्तुतांकुर.

પ્રાચીનો પ્રસ્તુતાંકુરને અલંકારાન્તર માને છે અને એનો અક્ષરાર્થ એ છે કે:—“ प्रस्तुतः अङ्कुरः इव प्रस्तुताङ्कुरः ” તાત્પર્ય એ છે કે અપ્રસ્તુતપ્રશંસામાં તો વાચ્યાર્થ અપ્રાસંગિક હોવાથી પ્રસ્તુતાર્થની પ્રતીતિ સ્પષ્ટ થાય છે, આમાં તો વાચ્યાર્થ પ્રસ્તુત હોવાથી પ્રસ્તુતાર્થમાં વિશ્રાન્તિ થઇ જાય છે, એથી અન્ય પ્રસ્તુતાર્થની પ્રતીતિ સ્પષ્ટ ન થવાથી એ અંકુરતુલ્ય છે. “ ચન્દ્રાલોકકાર ” આ લક્ષણ ઉદાહરણ આપે છે:—

**प्रस्तुतेन प्रस्तुतस्य द्योतने प्रस्तुतांकुरः ॥**

પ્રસ્તુતવડે પ્રસ્તુતના દ્યોતનમાં **प्रस्तुतांकुर अलंकार** છે.

યથા.

માલતી તજી અલિ કંટકિત, કેતકિપર કાં જાય?

આમાં પ્રિયતમની સાથે વનવિહાર કરતી નાયિકાની જે ઉક્તિ છે, ત્યાં ભ્રમર વૃત્તાંત પણ પુરોવર્તી હોવાથી એ સમયમાં પ્રસ્તુત

છે, અને નિજ નાયક પ્રતિ ઉપદેશ પણ વિવક્ષિત છે, તેથી પ્રસ્તુત છે, આહીં ભ્રમર વૃત્તાંતથી નાયકપ્રતિ એ ઉપદેશ ગમ્ય થાય છે કે સુખલભ્ય સ્વકીયાને છોડીને પતિ અને નણંદ આદિના અવરોધવાળી દુષ્પ્રાપ્ય પરકીયાને સેવન કેમ કરે છે? અમારા મતથી આહીં પણ અપ્રસ્તુતપ્રશંસાજ છે. અન્ય અલંકાર નથી.

## પ્રૌઢોક્તિ.

પ્રૌઢ એટલે પ્રકૃષ્ટ બુદ્ધિવાળા. "ચિન્તામણિકોષકાર" કહે છે:– "प्रौढः प्रवृद्धे" જેમ લાજ અને કામ સમાનવાળી નાયિકાને મધ્યા, અને લાજથી અતિ અધિક કામવાળી નાયિકાને પ્રૌઢા કહે છે. ઉક્તિનો અર્થ કથન છે. પ્રવૃદ્ધિવાળી ઉક્તિ એ પ્રૌઢોક્તિ અલંકાર છે.

અમારા મતથી આ અધિક અલંકારનો નામાન્તર છે. કેટલાકે અધિકને પ્રૌઢોક્તિ નામથી કહેલ છે. જેમકે કેટલાકે ક્રમ અલંકારને યથાસંખ્ય અલંકાર કહેલ છે.

આમાં લોકવિલક્ષણતાને માટે વૃદ્ધિની સાથે પ્ર ઉપસર્ગ લગાડેલ છે. આ અલંકારને આ નામથી કહેવાવાળાનું આ ઉદાહરણ છે.

યથા.

યમુના તીર તમાલથી, તારા કેશ અશ્વેત;

આમાં કવિને વર્ણનીય નાયકાના કચોમાં અન્ય નાયિકાના કચોથી શ્યામતાની અધિકતા વિવાક્ષત છે, એથી ઉપમાન તમાલોમાં અન્ય તમાલોથી શ્યામતાની અધિકતા બતાવવાને માટે એ તમાલોનો જમુનાના તીરનો જન્મ કહેલ છે. પ્રાચીનોએ "યમુના તીર" ઇત્યાદિ. એ ઉદાહરણમાં ઉક્ત તમાલોમાં શ્યામતાની અધિકતાને માટે યમુના તીરના હેતુને અહેતુ જાણીને એ અલંકારનું સ્વરૂપ અહેતુમાં હેતુની કલ્પના સમજેલ છે. "ચન્દ્રાલોકકાર" આ પ્રમાણે લક્ષણ આપે છે:—

प्रौढोक्तिरुत्कर्षाहेतौ तद्धेतुत्वप्रकल्पनं ॥

ઉત્કર્ષના અહેતુમાં હેતુતાનું કલ્પન એ પ્રૌઢોક્તિ અલંકાર છે.

અમારા મતથી પ્રાચીનોની આ ભૂલ છે. પ્રથમ તો અહેતુમાં હેતુની કલ્પના એ પ્રૌઢોક્તિ શબ્દનો અર્થ નથી. પ્રાચીનોએ ખેંચતાણ કરીને નામાર્થને આ પ્રકારે ઘટાવ્યો છે કે ઉત્કર્ષ અર્થાત્ અધિકતાનો જે અહેતુ છે, તેમાં ઉત્કર્ષ અર્થાત્ અધિકતાની હેતુતાનું કલ્પન એ સમીચીન નથી. કેમકે શ્રી હર્ષ કવિએ કહેલ છે કેઃ—

व्याख्या बुद्धिबलापेक्षा सा नोपेक्ष्या सुखोन्मुखी ।

વ્યાખ્યા બુદ્ધિબલની અપેક્ષા અર્થાત્ ચાહના રાખે છે. એથી **सा** અર્થાત્ એ વ્યાખ્યા સુખની સન્મુખ હોય છે. તાત્પર્ય એ છે કે સુખપૂર્વક થાય એની ઉપેક્ષા નહી કરવી જોઈએ. અર્થાત્ ત્યાગ નહી કરવો જોઇએ. ફલિતાર્થ એ છે કે "સુખથી થાય" એ અર્થ કરી લેવો જોઇએ. ક્લિષ્ટ કલ્પના ન કરવી જોઇએ. અન્ય અહેતુને હેતુ કહેવો એ પ્રસિદ્ધ–વિરૂદ્ધ દૂષણ છે. ભૂષણ કેવી રીતે ? એવું નહિ કહેશો કે મિથ્યાધ્યવસિતિમાં પણ મિથ્યા વર્ણન છે, કેમકે મિથ્યાધ્યવસિતિમાં તો વર્ણનીયના મિથ્યાતત્વનો નિશ્ચય કરાવવાને માટે મિથ્યા સબંધ કહેવામાં આવે છે. સત્યરૂપથી નથી કહેવામાં આવતો. એથી એમાં પ્રસિદ્ધવિરૂદ્ધ દોષ નથી, અને જે પ્રાચીનોએ લક્ષણમાં કલ્પના શબ્દ કહેલ છે, જેના સ્વારસ્યથી કારણના ગુણદોષનો સબંધ કાર્યમાં હોવાની ઘણું કરીને રીતિ છે. એ બલથી અહેતુમાં હેતુની કલ્પનાની વિવક્ષા હોય તો એ વિષય હેતૂત્પ્રેક્ષામાં અંતર્ભૂત થશે, અને પ્રવૃદ્ધિ અંશ અધિકમાં અંતર્ભૂત છે. કોઈ અંશથી પ્રૌઢોક્તિ અલંકારાન્તર નથી. અમારા મતથી આહીં અહેતુમાં હેતુની કલ્પના નથી. કિન્તુ આમાં હેતુ વાસ્તવ વિવક્ષિત થાય છે. દેશકાલ ઈત્યાદિના ગુણદોષનો સબંધ બહુધા વસ્તૂત્પત્તિમાં રહે છે.

## भाङ्गि.

भाङ्गि શબ્દનો વિવક્ષિત અર્થ એ છે કે નાના પ્રકારની શબ્દરચનાની ચતુરાઇ. ચિન્તામણિકોષકાર કહે છે "नानाविधशब्दरचनावैदग्ध्यविशेषा भङ्गय इति व्याख्यातारः" નાના પ્રકારની

શબ્દરચનાની ચતુરાઇવિશેષને વ્યાખ્યાન કરવાવાળા ભાઙ્ગિ કહે છે.

પ્રાચીન ભાઙ્ગિ નામનો અલંકારાન્તર માને છે. ભાનુદત્તનું આ લક્ષણ છેઃ—" शब्दस्य नानार्थता भाङ्गि " શબ્દની નાનાર્થતા એ ભાઙ્ગિ. અલંકારવૃત્તિમાં લખે છે કે શ્લેષ શબ્દાલંકાર છે. એટલા માટે એથી ભેદ છે. એનો એ અભિપ્રાય છે કે જે કાવ્યમાં બે વિશેષ્યોનું કથન હોય અથવા બન્નેનો પ્રસંગ હોય અને એના વિશેષણ શબ્દ નાનાર્થક હોય એમાં એક વૃંત્તગતફલદ્વયન્યાયથી બન્ને અર્થોનો આ શ્લેષ હોવાથી શ્લેષ છે. આહીં વક્ષ્યમાણ ઉદાહરણમાં એક સન્ધ્યાનોજ પ્રસંગ છે. એથી પ્રથમ સન્ધ્યા પક્ષના એકજ અર્થનો બોધ થાય છે પછી શબ્દોની અનેકાર્થતા અને સ્ત્રીલિંગપુલ્લિંગતા આદિના સામર્થ્યથી સન્ધ્યા અને ચન્દ્રના દંપતીભાવની પ્રતીતિ થાય છે. એથી આહીં શ્લેષ નથી.

યથા.

સહરાગ અંબર કરેં સ્પર્શે કલાનાથ સુજાણ,
સન્ધ્યા સુવારૂણિ સંગતા વર તરલ તારક બાણ;
દીધું ત્યાગીં માન નિહાળીં અવસર શિઘ્ર અભિસર નારીં,
પથ રહ્યો નિરખે નંદનંદન કેલિકુંજ પધારીં.

આમાં શબ્દોની નાનાર્થતા તો એ છે કે રાગ–ઉદય સમયની અરૂણિમા અને પ્રીતિ; અંબર–આકાશ અને વસ્ત્ર. કર–કિરણ અને હસ્ત. કલાનાથ–ચન્દ્રમા અને કામકલામાં કુશળ. વારૂણી–પશ્ચિમદિશા અને મદિરા. તારક–નક્ષત્ર અને નેત્રકનીનિકા. માન–પ્રમાણ અને કોપ. અમારા મતથી આ સમાસોક્તિ અલંકાર છે. અભિસારિકા નાયિકાપ્રતિ સખીની ઉક્તિ છે, કે ઉદય સમયની અરૂણિમા યુક્ત ચન્દ્ર કિરણોએ આકાશનો સ્પર્શ કર્યો છે. પશ્ચિમ દિશાની સંગતિ કરવાવાળી અને તરલ નક્ષત્રોવાળી સન્ધ્યાએ પોતાના માન અર્થાત્ સમય પ્રમાણનો ત્યાગ કર્યો છે. તેથી હવે ચાલિએ. માનનો અર્થ પ્રમાણ પ્રસિદ્ધ છે. " દિનમાન " એવું કહેવાય છેજ. આહીં

ઉદ્દીપનતાને માટે સખીએ ચન્દ્રનો અને સન્ધ્યાનો દંપતીભાવ સંક્ષેપથી કહ્યો છે.

## भाव.

ભાવ એટલે અભિપ્રાય. પ્રાચીન ભાવને અલંકારાન્તર માને છે. મહારાજા ભોજ આ લક્ષણ ઉદાહરણ આપે છે:—

अभिप्रायानुकूल्येन प्रवृत्तिर्भाव उच्यते ।
सोद्भेदोऽथ निरुद्भेदश्चैकतश्चाभितश्च सः

અભિપ્રાયના અનુકૂલ જે પ્રવૃત્તિ અર્થાત્ આચરણ તેને भाव અલંકાર કહેછે. તેથીએ सोद्भेद અર્થાત્ પ્રકાશ સહિત અને निरुद्भेद અર્થાત્ પ્રકાશ રહિત હોય છે. અને એ एकतः અર્થાત્ એક તરફથી અને अभितः અર્થાત્ સર્વ તરફથી થાય છે.

યથા.

છે સુંદરી સર્વાંગ અતિ, ક્ષેત્રપાલિકા નારી;
પરહરી તદપિ પથિક પથ, નેણાં રહ્યો નિહાળી.

કોઇ ક્ષેત્રપાલિકા સર્વાંગ સુન્દરી છે. તથાપિ પથિક એના ઇતર અંગોને છોડીને નેત્રોનેજ નિહાળી રહ્યો છે. આ અભિપ્રાયને અનુકૂલ પ્રવૃત્તિ છે. આહીં અભિપ્રાય એ છે કે આ માનુષી છે. અથવા સુરસુન્દરી છે ? આની પરીક્ષા કરવાની પથિકની વાંચ્છના છે. સુરસુન્દરીઓની બે પ્રકારથી પરીક્ષા થાય છે. ભૂમિસ્પર્શ ન કરવો અને નિમેષ રહિત થવું. તે આ ધાન્યના ખેતરમાં ઉભી છે. એથી એના પગોનો ભૂમિસ્પર્શ કે અસ્પર્શ દેખાતો નથી; તેથી નેત્રોની પરીક્ષા કરે છે. આ પદ્યમાં પરીક્ષાનો સૂચક કોઇ શબ્દ ન હોવાથી આ નિરુદ્ભેદ છે. અને ક્યાંઇ ભાવનો સૂચક શબ્દ પદ્યમાં હોય ત્યાં સોદ્ભેદ છે, આમાં તો એક નાયકની તરફથીજ ભાવના અનુકુલ વર્તન છે.-એથી આ एकतः અર્થાત્ એક તરફથી છે, અને જો નાયિકાની તરફથી પણ નાયકની તરફ પોતાના ભાવના અનુકુળ આચ-

રણુ હોય તો आभितः અર્થાત્ ચારે તરફથી થાય છે. ગ્રંથવિસ્તાર ભયથી અમે ભિન્ન ભિન્ન ઉદાહરણુ બતાવ્યા નથી. અમારા મતથી સામાન્યતાથી અભિપ્રાયાનુસાર પ્રવૃત્તિ તો પ્રાણી માત્રની થાય છે. આ તો અત્યંત લૌકિક હોવાથી અલંકારપણાને યોગ્ય નથી. અહીં પથિકને ઉકત નાયિકામાં સંદેહ થયો છે કે આ નરકન્યા છે કે દેવ-કન્યા છે, તે તો સંદેહાલંકાર છે. મહારાજાએ सोद्भेद અને निरुद्भेद, एकतः અને आभितः એ પ્રકારે આજ્ઞા કરી છે એ ભૂલ છે. એ તો ઉદાહરણાન્તર ભાગ થઇ શકે છે.

## मत.

મત એટલે સિદ્ધાન્ત. પ્રાચીન મત નામનો અલંકારાન્તર માને છે. રૂદ્રટ આ લક્ષણુ ઉદાહરણુ બતાવે છે.

तन्मतमिति यत्रोक्त्वा वक्तान्यमतेन सिद्धमुपमेयम् ।
ब्रूयादथोपमानं तथा विशिष्टं स्वमतसिद्धम् ॥

જ્યાં અન્યમતથી સિદ્ધ ઉપમેયને કહીને વક્તા એની પછી એને એવાજ ધર્મવાળા સ્વમતસિદ્ધ ઉપમાન રૂપથી કહે એ मत अलंकार.

યથા.

મદિરા મદ પાટલ ભૃંગસમી,
અલકો ફણરીનીં દીસે છબિદાયક;
સહુરીતથીં આનન સુંદરીનું,
શશિ માનીં રહે જગમાં મતિનાયક;
શુચિરાગ ઉદ્યોત સમે વિલસે,
વદતા સુકવિ નિરખી વરવાયક,
ઉદયાગિરિ કંદરમાંથી નિકાલી,
ગ્રહ્યોં તિમિરે નિરખી નિજઘાયક.

અમારા મતથી આ લક્ષણઉદાહરણનુંસાર તો ઉત્પેક્ષા છે. પ્રાચીનો ઉત્પેક્ષા અલંકારનું સાક્ષાત્ સ્વરૂપ નથી સમજેલા એથી આ વિષયને અલંકારાન્તર માનેલ છે.

## मालादीपक.

આ શબ્દનો અર્થ “ દીપકની માલા ” એવો થાય છે. કેટલાક પ્રાચીનો मालादीपक ને અલંકારાન્તર માને છે, કાવ્યપ્રકાશગતકારિકાકારે ક્રિયાદીપક અને કારકદીપક એવા બે દીપક અલંકાર કહીને એના પછી માલાદીપક કહેલ છે, અને એનું આ લક્ષણ આપે છે:–

मालादीपकमाद्यं चेद्यथोत्तरगुणावहम् ।

જ્યારે આદ્ય અર્થાત્ પ્રથમ પ્રથમ, યથોત્તર અર્થાત્ ઉત્તરોત્તરનો ગુણ અર્થાત્ ઉપકાર आवहम् અર્થાત્ કરે તે मालादीपक अलंकार.

યથા.

કરચાપથી શર મળ્યું, શરથી શત્રુ શીશ નિહાળ;<br>
અરિશીશથી ભૂમિ, ભૂમિ થકી નૃપ નૃપથી કીર્તિ અપાર.

આમાં એક મિલનરૂપ ક્રિયાનો અનેક જગોએ સબંધ થવો એ दीपक છે. અને ઉત્તરોત્તર, ગુંફન હોવાથી माला છે.

“ ચન્દ્રાલોકકાર ” આ લક્ષણ ઉદાહરણ આપે છે:–

दीपकैकावलीयोगान्मालादीपकमिष्यते ।

દીપક અને એકાવલીના યોગથી અર્થાત્ મળવાથી मालादीपक થાય છે.

યથા.

વસ્યો મદન સ્ત્રીને ઉરે, સ્ત્રીઉર તુજમાં નિત્ય:

સર્વસ્વકાર માલાદીપકને અલંકારાન્તર આ નિમિત્તથી માને છે કે આહીં ઔપમ્ય નથી. વિમર્શિનીકાર પણ લખે છે કે આંહી ઔપમ્યજ નથી. એથી આને દીપકનો ભેદ કહેવો ન જોઈએ. દીપક તો ઔપમ્યજીવિત છે. કેટલાક પ્રાચીનોએ દીપન માત્ર સમાનતાથીજ આને દીપક અલંકારની પછી બતાવ્યો છે. આમાં ચારૂતા વિશેષે કરીને શ્રંખલા રીતિની છે. એથી સર્વસ્વકારે શ્રંખલાબદ્ધ અલંકારોના પ્રસંગમાં આને બતાવ્યો છે. રત્નાકરકાર આહીં શ્રંખલા

મૂલક ચમત્કાર માનતાં શ્રંખલા અલંકારના ત્રણ પ્રકાર કહે છે. ૧ કારણમાલા, ૨ એકાવલી, ૩ માલાદીપક. અમારા મતથી આ તો દીપક અને શ્રંખલાનો સંકર છે. એ ચન્દ્રાલોકના લક્ષણથી સ્પષ્ટ છે. ત્રીજો નવીન ચમત્કાર ઉત્પન્ન ન હોવાથી સંકર અલંકારાન્તર નથી. કિન્તુ અલંકારોનો સમુચ્ચય હોવાથી સમુચ્ચયજ છે.

## युक्ति.

युक्ति શબ્દનો અર્થ યોજના છે. "ચિન્તામણિ કોષકારે" કહેલ છે કેઃ—युक्तिः योजनायाम्"

પ્રાચીનો યુક્તિનામનો અલંકારાન્તર માને છે. "ચન્દ્રાલોક-કાર" આ પ્રમાણે લખે છેઃ—

"युक्तिः परातिसंधानं क्रियया मर्मगुप्तये"

મર્મગોપનને માટે ક્રિયા કરીને પરનું અતિસંધાન અર્થાત્ વંચન એ युक्ति अलंकार. અહીં એઓએ આ વિષયમાં યુક્તિ નામની રૂઢિ માની છે.

યથા.

મિત્ર ચિત્ર લખતી હતી, આવી સખી અજાણ;
તુર્તજ તેને કર ધર્યાં, પુષ્પતણા ધનુ બાણ.

કુવલયાનંદકારે વ્યાજોક્તિથી આનો એ ભેદ બતાવ્યો છે કે વ્યાજોક્તિમાં આકારનું ગોપન છે. યુક્તિમાં આકારથી અન્યનું ગોપન છે. તે અમારા મતમાં આકારનું ગોપન, આકારથી અન્યનું ગોપન, વચનથી ગોપન, અથવા ક્રિયાથી ગોપન એ કિંચિદ્વિલક્ષણતા. અપન્હુતિના ઉદાહરણાન્તરની સાધક છે. પણ અલંકારાન્તરની સાધક નથી.

## ललित.

ललित શબ્દનો અર્થ "ઇચ્છેલ" છે. ચિન્તામણિકોષકાર

વ્યાપ્યું હવે સર્વત્ર જગ જન દ્રગ અફૂલ કરનાર,
એ ઇન્દ્રજાલી તમથી બચ, તજી માન કર પતિપ્યાર.

આહીં પ્રસંગવિધ્વંસ માનમોચનોપાય કરતી સખીની ઉકિતમાં પ્રથમ પ્રારંભમાં તો તમે અતસીકુસુમ જેવા નીલ થયા ફરી કામિનીના કચ જેવું નીલ થવું, ફરી સઘન તમાલ જેવું આ પ્રમાણે નીલધર્મથી આધિકય અર્થાત્ વૃદ્ધિ પામવી એ છે.

રત્નાકરકાર કહે છે :—

राज्ये सारं वसुधा, वसुधायां पुरं पुरे सौधम् ॥

આ ઉદાહરણમાં ઉત્તરોત્તર સારતારૂપ ધર્મથી આધિકય હોવાથી " उत्तरोत्तर उत्कर्षःसार " આવા લક્ષણથી લખાએલ સાર અલંકાર આ વર્દ્ધમાનમાં અંતર્ભૂત હોવાથી પૃથક્ નથી. વર્ધમાનકમાં સારનો અન્તરભાવ થઇ શકે છે. સારમાં વર્ધગાનકનો અન્તર્ભાવ થઇ શકતો નથી.

## विकल्पाभास.

વિકલ્પના આભાસને પ્રાચીન અલંકારાન્તર માને છે. રત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ આપે છે:—

विकल्पितयोरेकत्र तात्पर्येच्छा विकल्पाभासः ॥

વિકલ્પ કરેલમાંથી એકત્ર તાત્પર્ય ઇચ્છા હોય ત્યાં विकल्पाभास અલંકાર છે.

યથા.

ઇન્દ્રિયજય પથ સંપદા, અજય વિપતિપથ નિત્ય;
એમાંથી કરજે તું એ, જેમાં ચોટે ચિત્ત.

ઇન્દ્રિયોનું દમન એ સંપત્તિનો માર્ગ છે. એથી આહીં વક્તાની ઇચ્છા એક ઇન્દ્રિયદમન કરવાને તત્પર હોવામાં છે. વિકલ્પ તો

આભાસરૂપ છે, અમારા મતથી હરેકના આભાસમાં પ્રધાન ચમત્કાર તો આભાસનોજ થાય છે, આભાસ અનેક વસ્તુઓના હોય છે. દરેક વસ્તુના આભાસને ભિન્ન ભિન્ન અલંકાર માનવા યુક્ત નથી, આનો પણ આભાસ અલંકારમાંજ અન્તર્ભાવ છે.

## विकस्वर.

विकस्वर એટલે "વિકસનશીલ" "ચિન્તામણિકોષકાર" કહે છે કે:—"विकस्वरः विकसनशीले" પ્રાચીનો વિકસ્વર નામનો અલંકારાન્તર માને છે. "ચન્દ્રાલોકકાર" આ લક્ષણ આપે છે:—

यस्मिन्विशेषसामान्यविशेषाः स विकस्वरः ॥

જ્યાં કોઇ વિશેષના સમર્થનને માટે સામાન્ય ધરીને, એ સામાન્ય પ્રસિદ્ધ હોય તો પણ એટલા માત્રથીજ તૃપ્ત નહી થએલ કવિ ફરીને એના સમર્થનને માટે અન્ય વિશેષ ઉપમાન રીતિથી અથવા અર્થાન્તરન્યાસ રીતિથી ધારણ કરે ત્યાં विकस्वर અલંકાર છે, આહીં વિકસ્વર નામની સંગતિ વિકાસન્યાય હોવાથી છે. આહીં વિકાસન્યાય તો એ છે કે વિશેષનું સામાન્યથી સમર્થન કરીને ફરી સામાન્યનું સમર્થન કરવું.

યથા.

રત્ન અનંતજનક હિમગિરિ ભલ,
મહિમા ઘટે ન છો અતિ શીતલ;
ડૂબે એક દોષ ગુણગણમાં,
શશિકલંક જેવું કિરણોમાં.

આહીં ઉપમાન રીતિથી વિશેષાન્તર ધારણ કરવાનું ઉદાહરણ છે.

આ અર્થાન્તરન્યાસ રીતિથી વિશેષાન્તર ધારણ કરવાનું ઉદાહરણ છે. અમારા મતથી આ ઉદાહરણમાં પ્રથમ વિશેષાર્થને માટે સામાન્યાર્થ હેતુ છે. આ સામાન્યાર્થનો ઉત્તરવર્તી જે વિશેષાર્થ છે એ ઉદાહરણ અથવા દ્રષ્ટાન્ત છે. વિકસ્વરના ઉદાહરણમાં બહુધા

દ્રષ્ટાન્ત અને ઉદાહરણ એ અલંકાર થાય છે. વિકસ્વર ભિન્ન અલંકાર નથી અને વિકાસઅંશ તો વિકાસ અલંકાર છે.

## वितर्क.

तर्कનો અર્થ "તર્ક કરવો" છે, આહીં "वि" ઉપસર્ગ પણ એજ અર્થમાં છે. વિતર્ક શબ્દનો પર્યાય ऊह છે, પ્રાચીનો વિતર્કને અલંકારાન્તર માને છે. મહારાજા ભોજ આ પ્રમાણે લક્ષણ આપે છેઃ-

ऊहो वितर्कः संदेह निर्णयान्तराधिष्ठितः ।
द्विधाऽसौ निर्णयान्तश्चानिर्णयान्तश्चकीर्त्यते ॥

ऊह એ વિતર્ક અલંકાર છે, સંદેહનિર્ણયની વચમાં એની સ્થિતિ છે, એ નિર્ણયાન્ત અને અનિર્ણયાન્ત એમ બે પ્રકારનો કહેવામાં આવે છે.

યથા.

આ દિનમણિ કે એ છે, સાંભળ્યું સસતુરંગ સહિત રાજે;
આ કૃતાંત આ નૃપતિ, મહિષ વાહને ચડી એહ ગાજે.

યથા.

શતમખ તો ક્યાં સહસ દ્રગ, હરિ તો ક્યાં ભુજ ચાર;
એ નૃપને મેં ઓળખ્યો, જોઇ ઉભય તરવાર.

પૂર્વ ઉદાહરણમાં તો વચમાં વચમાં નિર્ણય છે કે દિનમણિ ઇત્યાદિ નથી, પણ અંતમાં રાજાનો પણ નિશ્ચય નથી. અન્ય ઉદાહરણમાં અંતમાં રાજાનો નિશ્ચય છે.

કાવ્યપ્રકાશગતકારિકાકારાદિનો એ સિદ્ધાન્ત છે કે ભેદોક્તિસંદેહ પણ સંદેહનોજ પ્રકાર છે, અને મહારાજા ભોજનો એ સિદ્ધાન્ત છે કે એ તો ત્રિશંકુની પેઠે સંદેહ અને નિર્ણયનું મધ્યવર્તી તૃતીયજ સ્વરૂપ છે, સંદેહ તેમજ નિર્ણય એકે નથી એથી આ વિતર્કરૂપ અન્ય અલંકાર છે.

અમારા મતથી કાવ્યપ્રકાશગતકારિકાકારાદિનો સિદ્ધાન્ત સમીચીન છે કેમકે એવા સ્થલોમાં પણ પ્રધાન ચમત્કાર તો સંદેહનોજ છે. ઉક્ત વિતર્ક અનિશ્ચયરૂપ હોવાથી સંદેહજ છે. ચિન્તામણિ કોષ-

કારે કહેલ છે કે "ऊहः विमर्शात्मकतर्के, विमर्शः संशयात्मिकायां वृत्तौ" ऊह તો વિમર્શરૂપ તર્ક છે. અને વિમર્શ સંશયરૂપ અનોવૃત્તિ છે. રત્નાકરકારનું આ લક્ષણ છે.

**संभावितसंभाव्यमानापोहो वितर्कः ॥**

સંભવ કરેલનું અને સંભવ કરવામાં આવશે એનું अपोह અર્થાત્ નિરાકરણ એ वितर्क अलंकार.

ઉક્ત ઉભય ઉદાહરણ તો સંભાવ્યમાન અપોહનાં છે.

યથા.

ઉર્ધ્વગતિ છે અગ્નિની, તિર્યગ્ગતિ દિનકંત;
અધ અધ આવત તેજ આ, શું છે જગત કહંત.

આહીં આકાશ માર્ગથી આવતા નારદનું વર્ણન છે. પૂર્વોક્ત બન્ને ઉદાહરણોમાં તો સંભવ કરેલનો અપોહ છે. કેમકે રાજામાં દિનમણિ ઇત્યાદિની શંકા કરીને એનો અપોહ કરેલ છે અને "ઉર્ધ્વગતિ" ઇતિ. આ ઉદાહરણમાં તો અગ્ન્યાદિની શંકા થઇ શકે છે. એનો અપોહ એ છે કે અગ્નિ ઉર્ધ્વગતિ છે. એથી એની શંકા નથી થઇ શકતી. તે અપોહ અર્થાત્ નિરાકરણમાં પર્યવસાન કરે તો આક્ષેપ અલંકાર છે.

## विधि.

"વિધિ" એટલે "વિધાન." પ્રતિષેધ અલંકારના પ્રતિદ્વન્દ્વીભાવમાં પ્રાચીનો વિધિને અલંકારાન્તર માને છે.

ચન્દ્રાલોક પરમતથી આ લક્ષણ આપે છેઃ—

**सिद्धस्यैव विधानं, यत्तदाहुर्विध्यलंकृतिम् ॥**

જે સિદ્ધનું વિધાન એ વિધિ અલંકાર. વૃત્તિમાં લખે છે કે સારી રીતે જાણેલનું વિધાન નિરર્થક હોવાથી બાધિત થઇને અર્થાન્તરને ગર્ભમાં રાખવાથી ચારૂતર થઇને અલંકાર પદવીને પ્રાપ્ત થાય છે.

યથા.

કોકિલ કોકિલ થાય છે, આવ્યે સમય વસંત;

કોકિલના કોકિલત્વનું વિધાન, કોકિલને કોકિલ સમજવાને માટે નથી, કિન્તુ વસન્તમાં અતિ મધુર પંચમ સ્વરવાળા હોવાથી સમસ્ત જનોને પ્રિયકરતા પ્રતીતિ કરાવવાને માટે છે, આ વસંતકાલના સંબંધથી સ્પષ્ટ થાય છે.

પ્રાચીનો કહે છે કે આક્ષેપ અલંકારમાં નિષેધ અને વિધિ આભાસરૂપ છે. આહીં તો વાસ્તવ હોવાથી સ્થિરરૂપ છે, આ એનો ભેદ છે. અમારા મતથી ઈતર સમયમાં કોકિલાદિકોનાં કોકિલત્વ આદિની નિષેધ વિવક્ષા હોય ત્યારે તો આક્ષેપ અલંકારજ છે, અને પોતપોતાના યોગ્ય સમયમાં પોતપોતાના કાર્યના વિધાનની વિવક્ષા હોય તો એના અજ્ઞાત જ્ઞાપકરૂપ વિધિમાં અંતર્ભાવ થશે.

## विध्याभास.

વિધિના આભાસને પ્રાચીનો વિધ્યાભાસ નામનો અલંકારાન્તર માને છે. "રત્નાકરકાર" આ લક્ષણ આપે છે:—

अनिष्टविधाने विध्याभासः

અનિષ્ટના વિધાનમાં વિધ્યાભાસ અલંકાર છે.

યથા.

સુખથી પતિ સિધાવો, પગ પગ પ્રતિ કલ્યાણ સદા થાઓ;
હોએ જન્મ પ્રભુ ત્યાં મુજ, જ્યાં પ્રયાણ કરો આપ નાથ જાઓ.

આહીં નાયકના વિદેશગમનનું વિધાન, નાયિકાનું અનિષ્ટ હોવાથી વાસ્તવમાં વિવક્ષિત નથી. કિન્તુ આભાસરૂપ છે. અમારા મતથી આ સર્વ આભાસનો ધોરીએ માનેલ આભાસ અલંકારમાં અન્તર્ભાવ છે.

## विनोद.

આમાં વિનોદ એટલે નિકાલવું અર્થાત્ કાઢવું છે. ચિન્તામણિ કોષકારે કહ્યું છે કે "विनोदः अपनोदे" "अपनोदनं दूरिकरणे." કોઈ નિમિત્તથી આનંદપૂર્વક સમય વિતાવવામાં વિનોદ શબ્દની રૂઢિ છે. પ્રાચીન વિનોદ નામનો અલંકારાન્તર કહે છે.

રત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ બતાવે છે:—

अन्यासङ्गात्कौतुकविनोदो विनोदः ।

અન્યના આસંગ અર્થાત્ પ્રસંગથી કૌતુક અર્થાત્ આનંદથી વિનોદ અર્થાત્ સમય વીતાવવો એ વિનોદ અલંકાર છે. વૃત્તિમાં લખેલ છે કે અનુભવમાં આવેલ અથવા નહી આવેલ ચાહનાવાળી વસ્તુના પ્રતિબિમ્બથી અથવા એના સદૃશ વસ્તુના દર્શનથી આનંદપુર્વક સમય વિતાવવો એ વિનોદ અલંકાર.

યથા.

બેઠી રોષે પીઠ દઈ, રત્ન મહેલમાં નારી;
પ્રિયતમ સુખ પામે સહજ, મુખપ્રતિબિમ્બ નિહાળી.

આમાં અનુભવમાં આવેલ પ્રિયામુખના સન્મુખ ન રહેવાથી મુખના પ્રતિબિમ્બને દેખીને નાયક વિયોગનો સમય આનંદથી વિતાવે છે.

અમારા મતથી આ વિનોદ તો પ્રતિમામાં અંતર્ભૂત છે.

## વિપર્યય.

**વિપર્યય** એટલે વિપરીત ભાવ. પ્રાચીનો વિપર્યયને અલંકારાન્તર માને છે. “ રત્નાકરકાર ” આ લક્ષણ આપે છે:—

“ धर्मधर्मिभावस्य धर्माणां वा विनिमयो विपर्ययः ”

ધર્મ ધર્મી ભાવનો અથવા ધર્મોનો વિનિમય અર્થાત્ ઉલટ પુલટ થવું એ વિપર્યય અલંકાર.

યથા.

કાચ મણિ મણિ કાચ છે, મૂઢ આગળે મિત્ર;
કાચ કાચ મણિ મણિ નિરખ, બુધજન આગળ નિત્ય.

આહીં પહેલાં તો કાચ ધર્મીમાં મણિનો ધર્મભાવ છે. પછી મણિ ધર્મીમાં કાચનો ધર્મભાવ છે. આ રીતિથી ધર્મ ધર્મીભાવનો વિપર્યય છે.

યથાઃ

જલક્રીડા કરતી સુમહિલા, અધરરાગ અંજનની લીલા;
રક્તોત્પલતા નીલકમલમાં, નીલકમલતા રક્તોત્પલમાં

આમાં રક્તોત્પલતા નીલોત્પલતારૂપ ધર્મમાત્રનો વિપર્યય છે.

યથા.

તુજ ધનુર્વિદ્યા નૃપતિ વખાણી, માર્ગણ આવી જાય ગુણ જાણી.

અન્ય ધનુષધારીઓના માર્ગણ અર્થાત બાણોનું તો જવું થાય છે. અને ગુણ અર્થાત પ્રત્યંચાનું આવવું થાય છે. અપૂર્વ ધનુષધારી રાજાના માર્ગણ અર્થાત્ માગવાવાળા આવે છે અને ઉદારતાદિ ગુણ ફેલાય છે. આહીં ક્રિયારૂપ ધર્મનો વિપર્યય છે કે જવાવાળો આવે છે અને આવવાવાળો જાય છે. અમારા મતથી નામાર્થાનુસાર જવાવાળો આવે છે ઇત્યાદિ આમ વિપર્યયમાં પર્યવસાન કરે ત્યારે એનો પરિણામમાં અંતર્ભાવ છે. કેમકે અન્યથા ભાવ થાય છે. અને લક્ષણાનુસાર વિનિમયમાં પર્યવસાન કરે ત્યારે આનો અન્યોન્યમાં અન્તર્ભાવ છે.

## विभावना.

વિભાવનાને પ્રાચીનો અલંકારાન્તર માને છે.

विभाव्यते कारणान्तरमस्यामिति विभावना ॥

જે રચનામાં કારણાન્તરની વિશેષે કરીને ભાવના અર્થાત્ કલ્પના હોય એ વિભાવના. વિભાવના શબ્દની એવી વ્યુત્પત્તિ કરનાર વેદવ્યાસ ભગવાન આ પ્રમાણે લક્ષણ આપે છેઃ—

प्रसिद्धहेतुव्यावृत्या यत्किंचित्कारणान्तरम् ।
यत्र स्वाभाविकत्वं वा विभाव्यं सा विभावना ॥

જ્યાં પ્રસિદ્ધ કારણ ન રહેવાથી જે કોઇ કારણાન્તરની અથવા સ્વાભાવિકતાની વિભાવ્યં અથવા વિભાવના કરવામાં આવે એ વિભાવના. આહીં ભાવના શબ્દનો અર્થ કલ્પના છે. ચિન્તામણિકોષકારે કહેલ છે કે " भावना कल्पनायाम् " અને આહીં કલ્પનાની કારણા-

ન્તરમાં રૂઢિ માનવામાં આવી છે, આચાર્યદંડીએ તેમજ મહારાજા ભોજે પણ એજ લક્ષણ રાખેલ છે:—

મત્ત મરાલો પાન વિણુ, શુદ્ધ અનૌષધ વારિ;
વિણુ પ્રક્ષાલન વિમલનભ, થયું વિશ્વ મનોહારિ.

મત્તતાનું મદ્યપાન, વારિશુદ્ધતાનું કતકાદિ ઔષધ અને નિર્મલતાનું કારણ પ્રક્ષાલન પ્રસિદ્ધ છે, એના વિના પણ મત્તતા આદિ કાર્યની ઉત્પત્તિ છે, એથી કારણાન્તરની જીજ્ઞાસા અર્થાત્ જાણવાની ઇચ્છા થાય છે. જેથી શરદઋતુરૂપ કારણાન્તરની વિભાવના થાય છે.

આચાર્યદંડી કારિકામાં આ પ્રમાણે લખે છે:—

यदपीतादिजन्यं स्यात्क्षीवत्वाद्यन्यहेतुजम् ।
अहेतुकं च तस्येह विवक्षेत्यविरुद्धता ॥

પાનાદિકોના વિના અન્ય હેતુથી અને અહેતુથી અર્થાત્ સ્વભાવથી ઉત્પન્ન થએલ મત્તતા આદિની આહીં વિવક્ષા છે. એથી અવિરોધ છે.

સર્વસ્વકાર આ લક્ષણ આપે છે:—

कारणाभावे कार्योत्पत्तिर्विभावना ॥

કારણના આભાવમાં કાર્યની ઉત્પત્તિ એ विभावना.

સર્વસ્વકારે પણ વૃત્તિમાં કહ્યું છે કે વિરોધ પરિહારને કારણાન્તરનો આક્ષેપ કરી લેવો. "રત્નાકરકાર" આદિ પણ વેદવ્યાસ ભગવાનના અનુસારી છે.

સર્વસ્વકાર વિભાવનાના બે ભેદ માને છે.

१. उक्तनिमित्ता २. अनुक्तनिमित्ता.

યથા.

વિના આભરણુ આભરણુ, વિણુ આસવમદ ભારી,
વિના પુષ્પ મદનાસ્ત્ર આ, નવ વય પ્રાપ્ત સુનારી.

આમાં નવ વય કારણાન્તર ઉક્ત છે.

યથા.

અંજન વિણુ લોચન અસિત, અધર અરંજીત લાલ;
આકર્ષણુવિણુ વક્રભ્રૂ, અલિ ! આશ્ચર્ય વિશાલ.

આમાં સ્વભાવરૂપ કારણાન્તર અનુક્ત છે. "રત્નાકરકાર" અનુક્ત નિમિત્તાના બે ભેદ કહે છે.

૧. चिन्त्यनिमित्ता–૨. अचिन्त्यनिमित्ता.

યથા.

વિના ધૂમ રતિ અશ્રુજનની;
હરનયનાગ્નિ અપૂરવ કરણી.

આહીં ધૂમ વિના અશ્રુઉત્પત્તિરૂપ કાર્યમાં મદનદહનરૂપ કારણાન્તર અનુક્ત છે. પરન્તુ એ પ્રસિદ્ધ હોવાથી ચિન્ત્ય છે. અર્થાત્ ચિન્તવન સિદ્ધિ છે.

યથા.

વિના ભીતિ જગ ચિત્ર બનાવે;
એ સર્વજ્ઞ કાં ન મન લાવે.

આહીં ભીતિ વિના ચિત્ર બનાવવા રૂપ કાર્યમાં અનુક્ત કારણાન્તર અચિન્ત્ય છે. ચિન્ત્ય નિમિત્તામાં નિમિત્ત પોતાના સ્વરૂપથી ચિન્તવનમાં આવી જાય છે. અચિન્ત્ય નિમિત્તામાં કોઇ નિમિત્ત થશે. એ સામાન્યરૂપથી ચિન્તવનમાં આવે છે. પણ વિશેષ સ્વરૂપથી એ ભેદ નથી.

કાવ્યપ્રકાશમાં આ પ્રમાણે લક્ષણ આપે છે:—

क्रियायाः प्रतिषेधेऽपि फलव्यक्तिर्विभावना।

ક્રિયાના અર્થાત્ કારણના નિષેધમાં પણ ફલનું અર્થાત કાર્યનું પ્રકટ થવું એ विभावना અલંકાર છે.

કાવ્યપ્રકાશગતકારિકાકારે કારણાન્તરનો આક્ષેપ કહેલ નથી. એના મતથી વિભાવના નામનો આ અર્થ છે કે विगता भावना यस्याम् सा विभावना. જેમાં ભાવના જતી રહી છે એ વિભાવના. અહીં वि ઉપસર્ગ ગત અર્થમાં છે, ભાવના શબ્દનો અર્થ ભાવ-

નાનુકૂલ વ્યાપાર અર્થાત્ થવાને અનુકૂલ ક્રિયા. તાત્પર્ય એ છે કે કારણનો અભાવ. ચન્દ્રાલોકકારે વિભાવના છ પ્રકારની માની છે.

विभावना विनापि स्यात् कारणं कार्यजन्मचेत्

કારણના વિના પણ જે કાર્યોત્પત્તિ થાય તે प्रथम विभावना.

યથા.

વિવિધ હર્ષ તહેવાર વિણ, વિણ વસંત મન મોજ;
વિના દંડ હુકમી પ્રજા, રામ રાજમાં રોજ.

हेतूनामसमग्रत्वे कार्योत्पत्तिश्च सा मता

અસંપૂર્ણ કારણથી કાર્યોત્પત્તિ એ પણ द्वितीय विभावना

યથા.

શસ્ત્ર ન તીક્ષણ નહી કઠોર,
જીતે મદન જગત કરી જોર.

આહીં જગતજયરૂપ કાર્યમાં કારણ શસ્ત્રોની તીક્ષ્ણતા અને કઠોરતા ગુણનો અભાવજ કારણની અસમગ્રતા અર્થાત્ અસંપૂર્ણતા છે.

कार्योत्पत्तिस्तृतीयास्यात् सत्यपि प्रतिबन्धके ॥

પ્રતિબન્ધક રહેતાં પણ કાર્યની ઉત્પત્તિ થાય એ तृतीय-विभावना થશે.

યથા.

અતિ વિચિત્ર ગતિ આપની, સૂર ભૂપ શિવરાજ;
છત્રધારીને તેજ તુજ, દે છે તાપ દરાજ.

આહીં છત્ર પ્રતિબન્ધક રહેતાં છતાં શિવરાજનું તેજ અન્ય અવનિપતિને અસહ્ય તાપ આપે છે. પ્રતિબન્ધક એટલે રોકવાવાળો. આહીં તાપ રોકવાવાળું છત્ર હોવા છતાં તાપ કાર્યનું હોવું, એ બાધક છતાં કાર્યનું થવું છે.

अकारणात्कार्यजन्म चतुर्थीस्याद्विभावना

અકારણથી કાર્યનો જન્મ એ चतुर्थविभावना થશે.

યથા.

વીણાનાદ સુશંખથી, અતિ અદ્ભુત ગતિ નારી;

વીણાનાદનું કારણ વીણા છે, શંખ તો વીણાનાદનું અકારણ છે. તેથી આહીં શંખથી વીણાનાદનો જન્મ અકારણથી કાર્ય છે.

### विरुद्धात्कार्यसंपत्तिर्दृष्टा काचित्विभावना

વિરૂદ્ધ કારણથી કાર્યની ઉત્પત્તિમાં કોઇ (પંચમ) વિભાવના જોવામાં આવેલ છે.

યથા.

તન્વીને શીતાંશુ આ, તાપ કરે ગતિ કોણ;

શીતલતા કરવાવાળાથી તાપની પ્રાપ્તિ એ વિરૂદ્ધ કારણથી કાર્યની ઉત્પતિ થએલ છે.

### कार्यात्कारणजन्मापि दृष्टा काचित्विभावना

કાર્યથી કારણનો જન્મ પણ કોઈ અર્થાત્ છઠ્ઠી વિભાવના જોવામાં આવેલ છે.

યથા.

કરકલ્પદ્રુમથી કર્યો, યશસમુદ્ર ઉત્પન્ન,
ધરણીમાં એથી થયા, શ્રી રઘુપતિ ધન્ય ધન્ય.

સમુદ્ર કારણ છે, એથી ઉત્પન્ન થએલ કલ્પદ્રુમ કાર્ય છે. તે કલ્પદ્રુમથી સમુદ્રની ઉત્પત્તિરૂપ કાર્યથી કારણનો જન્મ છે.

કારણ વિના કાર્ય હોવું એ તો આચાર્ય દંડી અને મહારાજા ભોજના મતાનુસાર ચિત્રહેતુનો પ્રકાર છે. અમારા મતથી એનો વિચિત્રમાં અન્તર્ભાવ છે. એ રીતે વિભાવના ભિન્ન અલંકાર હોવાને યોગ્ય નથી. વિભાવનાના છએ પ્રકારમાં કારણનો અભાવ છે. ૧ કારણ વિના કાર્યની ઉત્પત્તિ. ૨ અસમગ્ર કારણ પણ કારણાભાવજ છે.

યથા.

તેજ છત્રધારી પરે, અસહ્ન તાપ કરન્ત,

આહીં બાધ છતાં કાર્યમાં તાપનો હેતુ તો છત્રનો અભાવ છે એ ન રહેતાં તાપ હોવો એ કારણનો અભાવ છે. અકારણથી થવામાં પણ પ્રસિદ્ધ કારણનો અભાવ છે. વિરોધી કારણથી થવામાં પણ પ્રસિદ્ધ કારણનો અભાવ છે. કાર્યથી કારણના થવામાં પ્રસિદ્ધ કાર-

ણુનો અભાવ છે. એ રીતિથી વિભાવનાના નામરૂપ સામાન્ય લક્ષણુમાં એ છએનો સંગ્રહ થાય છે. એથી એ સર્વે વિભાવનાના પ્રકાર છે. કદાચ અન્ય પાંચ પ્રકારોમાં કારણુ વિના કાર્યોત્પત્તિ માનીને પ્રથમ વિભાવના, દ્વિતીય વિભાવના એમ છ વિભાવના માનીએ તોપણુ સર્વમાં કારણુ સંબંધી ચિત્રતા છે. અને એમાંચમત્કારનું પર્યવસાન છે. એથી એ સર્વ ચિત્રહેતુમાં અન્તર્ભૂત છે.

યથા.

ગંદુ પણુ ગંગાજલ, દિવસ ભલે રજયુક્ત;
સાંકળીયો પણુ સિંહ છે, નિર્ધન પણુ રજપૂત.

અમારા મતથી આહીં ગંદાપણું રહેતાં પણુ ગંગાજલ આદર યોગ્ય છે. ઇત્યાદિ આ રીતે:—

कार्योत्पत्तिस्तृतीयास्यात् सत्यपि प्रतिबन्धके

આ લક્ષણુથી લખાએલ તૃતીય વિભાવના નથી કેમકે પ્રાચીનોની માનેલ છએ વિભાવનાઓમાં અલંકાર હોવાને યોગ્ય ચમત્કાર કાર્ય કારણુની દુર્ઘટતારૂપ આશ્ચર્યનું હોવું છે. એથી મહારાજા ભોજે એવી કાર્ય કારણુની દુર્ઘટતાઓનો ચિત્રહેતુ નામનો હેતુ અલંકારનો પ્રકાર માનીને એને અસંખ્ય કહેલ છે. તેથી આહીં ગંગાજલ આદિનો આદર આદિ સ્વતઃ સિદ્ધ અસાધારણુ હોવાથી આશ્ચર્યરૂપ ચમત્કાર થતો નથી. એથી આહીં કાર્ય કારણુની દુર્ઘટતા ન હોવાથી વિભાવના નથી. કિન્તુ આહીં તો અત્યંતાભાવના નિષેધની વિવક્ષા છે અને એમાં ચમત્કારનો પર્યવસાન છે. ગંદુ છે તોપણુ સર્વથા ગંગાજલ અનાદર યોગ્ય નથી. રજોવૃષ્ટિયુક્ત છે તોપણુ દિવસ સર્વથા પ્રકાશરહિત નથી. શૃંખલાબદ્ધ છે, તોપણુ સિંહ સર્વથા બલહીન નથી. એમજ રજપૂત નિર્ધન હોય ( વિપત્તિમાં હોય ) તોપણુ સર્વથા દાન આદિ શકિતહીન નથી એથી આહીં આક્ષેપ અલંકાર છે. જો કે આહીં અત્યંતાભાવના નિષેધમાં અલ્પાભાવ અર્થસિદ્ધ છે. તથાપિ આહીં ચમત્કારની પ્રધાનતા અત્યંતાભાવના નિષેધમાં હોવાથી આક્ષેપ અલંકાર છે. અલ્પઅલંકાર નથી.

## विरोधाभास.

કેટલાક પ્રાચીનો વિરોધાભાસને અલંકારાન્તર માને છે. ચન્દ્રાલોકકાર આ પ્રમાણે લખે છે:—

आभासत्वे विरोधस्य विरोधाभास इष्यते ॥

જ્યાં વિરોધનો આભાસ હોય ત્યાં विरोधाभास અલંકાર છે.

યથા.

વિના હાર વક્ષોજ તુજ, છે હારી વૃજવામ;

આહીં હારી શબ્દમાં શ્લેષ છે. હારવાળા અને મનોહારી. વિનાહાર હારી અર્થાત્ હારવાળા એ શ્રવણ માત્રમાં વિરોધ ભાસે છે, પરન્તુ વિચારદશામાં વિરોધ નથી. કેમકે આહીં હારી શબ્દનો અર્થ મનોહારી વિવક્ષિત છે. મોતીની માળા વિના પણ નવોઢાના કુચો મનોહારી હોય છેજ. અમારા મતથી વિરોધના આભાસનો પણ આભાસ અલંકારમાં અન્તર્ભાવ છે.

## विवृतोक्ति.

વિવૃત એટલે "ઉઘાડું" ચિન્તામણિકોષકારે કહેલ છે કે:—"विवृतः उद्घाटिते" વિવૃતોક્તિ શબ્દસમુદાયનો અર્થ વિવૃતં કરવાને માટે ઉક્તિ છે. પ્રાચીનો વિવૃતોક્તિને ભિન્ન અલંકાર માને છે. "ચન્દ્રાલોકકાર" આ લક્ષણ આપે છે:—

विवृतोक्तिः श्लिष्टगुप्तं कविनाविष्कृतं यदि ॥

જો શ્લેષથી ગુપ્ત થએલી વસ્તુ કવિથી પ્રકટ કરવામાં આવે તો એ विवृतोक्ति અલંકાર થાય છે.

યથા.

વૃષ ભાગ્યો પરક્ષેત્રથી, સૂચન કરી કહંત;

આહીં ગૂઢોક્તિની પેઠે ગોપન કરેલ વસ્તુને પ્રકટ કરેલ છે, કે આ એવું કામુકને સૂચના કરવાને કહે છે.

અમારા મતથી આટલી વિલક્ષણતા માત્રથી ગૂઢોક્તિથી અન્ય અલંકાર નથી થઇ શકતો, આહીં ચમત્કાર તો ગૂઢોક્તિમાંજ છે,

જેમકે ઉન્મીલિતમાં ચમત્કાર તો મીલિતનોજ અનુભવસિદ્ધ થાય છે, એથી વિવૃતોક્તિ ગૂઢોક્તિમાં અંતર્ભૂત અને ગૂઢોક્તિ સૂક્ષ્મમાં અંતર્ભૂત છે.

## विवेक.

વિવેક એટલે પરસ્પરની વિલક્ષણતાથી વસ્તુઓના સ્વરૂપનો નિશ્ચય છે. "ચિન્તામણિકોષકારે" કહ્યું છે કે:—"विवेकः मिथोव्यावृत्या वस्तुस्वरूपनिश्चये" પરસ્પર વિલક્ષણતાથી વસ્તુના સ્વરૂપનો નિશ્ચય એ વિવેક શબ્દનો અર્થ છે. પ્રાચીન વિવેકને અલંકારાન્તર માને છે. "રત્નાકરકાર" આ લક્ષણ આપે છે:—

तस्यां कुतश्चिद्विवेको विवेकः ॥

ગુણસામ્યથી ભેદની પ્રતીતિ ન થતાં છતાં કોઇ નિમિત્તથી વૈલક્ષણ્યનું જ્ઞાન થાય એ विवेक अलंकार.

યથા.

સાલક્તક પદચિન્હ તુજ, માણક શિલા મોઝાર;<br>
નવજલધર પ્રતિબિમ્બ સમ, નજર પડે છે નાર.

અમારા મત પ્રમાણે આવા વિષયમાં ઉન્મીલિત અથવા વિશેષ થશે. ઉક્ત ઉદાહરણમાં ઉન્મીલિત છે, ઉન્મીલિત મિલિતથી ભિન્ન નથી અને વિશેષ સામાન્યથી ભિન્ન નથી.

## विशेष.

આંહીં વિશેષ શબ્દનો અર્થ "અતિશય" વિવક્ષિત છે. "ચિન્તામણિ કોષકાર" કહે છે:—"विशेषः अतिशये" પ્રાચીનોએ વિશેષ ને અલંકારાન્તર માનેલ છે.

"કાવ્ય પ્રકાશ" માં આ પ્રમાણે લક્ષણ છે.

विना प्रसिद्धमाधारमाधेयस्य व्यवस्थितिः<br>
एकात्मा युगपद्वृत्तिरेकस्यानेकगोचरा ॥<br>
अन्यत्प्रकुर्वतः कार्यमशक्यान्यस्य वस्तुनः<br>
तथैव करणं चेति विशेषस्त्रिविधः स्मृतः ॥

૧ પ્રસિદ્ધ આધાર વિના આધેયની સ્થિતિ. ૨ એક વસ્તુના એક સ્વરૂપથી એક સંગ અનેક સ્થલમાં વર્તવું, ૩ અન્ય કાર્ય કરનારથી અશક્ય અન્ય વસ્તુનું એ યત્નથી થઈ જવું, એ રીતે વિશેષ ત્રણ પ્રકારનો છે, લોક વિલક્ષણતાને માટે અશક્ય કહેલ છે.

યથા.

આપ વસે સુરપુર સુખમાણી, ગુણ અનલ્પયુત જેની વાણી;
જગને સુખ દે જ્યાં લગિ શશિ રવિ, ધન્ય ધન્ય એ વાલ્મીક સુકવિ.

વાણીનો પ્રસિદ્ધ આધાર મુખ છે, તે સ્વર્ગવાસ કરેલ વાલ્મીકાદિ કવિઓની વાણી હાલ એના મુખ વિના પણ જગતમાં છે.

અમારા મતથી આ અતિશય આશ્ચર્યકારી હોવાથી વિચિત્ર અલંકારમાં અંતર્ભૂત છે. વિચિત્રતા અસંખ્ય છે.

યથા.

મન વચ નયનોમાં સદા, વનિતા કરીં રહીં વાસ;
ક્યાં વસવાનો અન્યને, કહો રહ્યો અવકાશ.

અમારા મતથી એક સમયમાં એક વસ્તુ એક આધારમાં રહે છે. આહીં એક સમયમાં મન, વાણી અને નયનરૂપ આધારમાં વનિતાએ વાસ કર્યો. એ આધારની સંખ્યા અધિક થવાથી આહીંતો અધિક અલંકાર છે. અને ક્યાંઇ આવા વિષયમાં આશ્ચર્યમાં પર્યવસાન થઇ જાય તો વિચિત્રતાની પ્રધાનતા હોવાથી વિચિત્ર અલંકાર થશે.

યથા.

કાચ મહેલમાં કંતને, નિરખીં નવોઢાનાર;
ભાનુબિમ્બ પ્રતિબિમ્બ વિણુ, વિધવિધ કરે વિચાર.

આહીં અધિકથી અનુપ્રાણિત વિચિત્ર અલંકાર છે. પ્રાચીના કહે છે કે લાંબું લાકડું ઉપાડવાવાળા અનેકના શિર ઉપર એક સમયમાં રહે છે પરન્તુ ત્યાં વિશેષ અલંકાર નથી.

રત્નાકરકાર તૃતીય વિશેષના બે પ્રકાર કહે છે.

**संभावितादधिकस्य विरुद्धस्य वोत्पातिश्चविशेषः**

સંભાવના કરેલ અધિકની અથવા વિરૂદ્ધની ઉત્પત્તિ એ

વિશેષ. આહીં સંભાવના તો એ છે કે એવું હોવું જોઇએ, એવું કરવું. જોઇએ, એવું મળવું જોઇએ ઇત્યાદિ.

યથા

બનાવતાં તેજસ્વી ભૂપ, વિધિથી બની ગયું રવિ રૂપ;

આહીં રાજાના રચનારંભમાં એકઠી કરેલી સામગ્રીથી અશક્ય સૂર્યનું રૂપ બની ગયું અર્થાત્ સંભાવના કરેલથી અધિકની ઉત્પત્તિ થઈ ગઇ.

સંભાવના કરેલથી વિરૂદ્ધની ઉત્પત્તિનું આ ઉદાહરણ છે.

યથા.

ચિત્તવૃત્તિ છે વર્તિકા, સુણુ મુગ્ધે ! મુજ વાણી
કરે સૂક્ષ્મ ત્યમ ત્યમ વધે, છે પ્રત્યક્ષ પ્રમાણ.

નાયિકાને પૂર્વાનુરાગ દશામાં સખીની શિક્ષા છે. તું ચિત્તવૃત્તિને સૂક્ષ્મ કરતી ન જા. અર્થાત્ અમને કહી દે. પ્રસિદ્ધ હોવાના ભયથી ચિત્તમાંજ વિચારને સૂક્ષ્મ સૂક્ષ્મ કરતી જઇશ તો નિરન્તર અભ્યાસથી એ ચિત્તવૃત્તિ વધશે જેથી અત્યંત દુઃખ થશે. ચિત્તવૃત્તિ વર્તિકાના સમાન છે. વર્તિકા દીપક કરવાની રૂની વાટ છે. વાટ હાથે ઘસવાથી સૂક્ષ્મ સૂક્ષ્મ કરવામાં આવે છે, તેમ તેમ તે વધતી જાય છે અર્થાત્ લાંબી થતી જાય છે એ પ્રત્યક્ષ પ્રમાણ છે. આહીં સૂક્ષ્મ કરવાથી વૃદ્ધિ હોવી એ નાયિકાની સંભાવના કરેલથી વિરૂદ્ધની ઉત્પત્તિ છે.

રત્નાકરકાર કહે છે કે આહીં ઇષ્ટથી અનિષ્ટ અને અનિષ્ટથી ઇષ્ટની ઉત્પત્તિ ન હોવાથી વિષમ નથી. અમારા મતથી વિપરીતોપમાનું આ પ્રમાણે લક્ષણ છે.

विचित्रं तत्प्रयत्नश्चेद्विपरीतफलेच्छया

જો વિપરીત ફળની ઇચ્છાથી તેનો પ્રયત્ન કરવામાં આવે તો **विचित्रअलंकार.**

આ લક્ષણથી બતાવેલ પ્રાચીનોના વિચિત્રમાં અંતર્ભાવ થશે. આ રીતે આ વિશેષ ભિન્ન અલંકાર હોવાને યોગ્ય નથી. પરંતુ લક્ષણ અને ઉદાહરણના અનુસાર તો અન્ય અલંકારોમાં અન્તર્ભૂત છે.

# द्वितीय विशेष.

સામાન્ય વસ્તુઓમાં પરસ્પર ભેદ બતાવવાવાળાને વિશેષ કહે છે. ચિન્તામણિ કોષકાર કહે છેઃ—

"विशेषः इतरव्यावर्तके" અન્યથી ભેદ બતાવવાવાળાને વિશેષ કહે છે. આ વિશેષને પણ પ્રાચીન અન્ય અલંકાર માને છે. "ચન્દ્રાલોકકાર"ઉન્મીલિતનું અને વિશેષનું એકત્ર લક્ષણ આપે છે.

" भेदवैशिष्ट्ययोः स्फुर्तावुन्मीलितविशेषकौ ॥

ભેદની સ્ફૂર્તિમાં ઉન્મીલિત અને વિશેષની સ્ફૂર્તિમાં વિશેષ અલંકાર છે.

યથા.

જો સુગંધિવશ સુન્દરિ, ભ્રમર ન બેસત આવીં,
ચંપકકલિકા અઁગુલિગત, મુશ્કિલ હતી નિરખાવીં.

પ્રકાશકારે આવું ઉદાહરણ સામાન્ય અલંકારમાંજ આપીને કહેલ છે કે નિમિત્તાન્તરથી ઉત્પન્ન થએલ જે ભેદ પ્રતીતિ એ પ્રથમ જાણેલ અભેદનું નિરાકરણ કરવાને ચાહતી નથી અને રસ ગંગાધરકાર કહે છે કે ઉત્તર ભેદ પ્રતીતિથી પૂર્વોત્પન્ન અભેદ પ્રતીતિનો તિરસ્કાર હોવાથી ઉત્તર પ્રતીતિના અનુસાર વ્યપદેશયુક્ત છે. અન્યથા વ્યતિરેકનું પણ ઉપમા થવું યોગ્ય થશે. અમારી સંમતિ આ વિષયમાં કાવ્યપ્રકાશગતકારિકાકારની સાથે છે. કેમકે આવા વિષયમાં કવિની વિવક્ષા ભેદ જ્ઞાનમાં નથી, કિન્તુ અભેદજ્ઞાન દૃઢ કરવામાંજ છે.

યથા.

પદ્માકર પેઠી પ્રિયા, જલક્રીડાને કાજ;
ઇન્દુઉદયથી જાણ્યું, મુખને પંકજ આજ.

આહીં ઇન્દુના ઉદયથીજ કમલાકરમાં પ્રવેશેલી સુંદરીના મુખનું જ્ઞાન થાય છે. અન્યથા નથી થઇ શકતું. આહીં ચમત્કારનું પર્યવસાન સામાન્યતામાંજ છે, પણ વિશેષતામાં નથી. અને વ્યતિરેકમાં તો કવિનો આરંભ પૃથક્ કરવા માટેજ થાય છે. અને ત્યાં ચમત્કારનું પર્યવસાન પણ પૃથક્ ભાવમાંજ થાય છે. આહીં સહૃ-

દયોનાં હૃદયજ સાક્ષિ છે. એથી આ વિશેષ સામાન્યમાંજ અન્તર્ભૂત થવાને યોગ્ય છે અને સામાન્ય મિલિતમાં અન્તર્ભૂત છે.

## विशेषोक्ति.

विशेषोक्ति ને પ્રાચીનો અલંકારાન્તર માને છે. વિશેષને માટે ઉક્તિ એવો નામાર્થ કરતાં વેદવ્યાસ ભગવાને વિશેષોક્તિનું આ લક્ષણ આપેલ છે.

**गुणजातिक्रियादीनां यत्तु वैकल्यदर्शनं**
**विशेषदर्शनायैव सा विशेषोक्तिरुच्यते ॥**

જે વર્ણનીયના વિશેષને માટે કારણમાં ગુણ જાતિ અને ક્રિયાદિકોના વૈકલ્ય અર્થાત ન્યૂનતાનું દેખાડવું એ **विशेषोक्ति.** આહી કારણમાં ગુણ જાતિ અને ક્રિયાદિની ન્યુનતામાં વિશેષની રૂઢિ માની છે. આચાર્યદંડીએ એજ લક્ષણ રાખીને આવું ઉદાહરણ આપેલ છે.

### गुणविकलता—यथा.

શસ્ત્ર ન તીક્ષણ નહી કઠોર, જીતે મદન જગત કરી જોર

તીક્ષ્ણતા, કઠોરતા શસ્ત્રનો ગુણ છે અને એની ન્યૂનતા દેખાડવી એ વર્ણનીય કામદેવને માટે છે.

### जाति विकलता—यथा.

નથી યદ્યપિ નિર્જરસુતા, નથી અહિસુતા નિહાળી;
તદપિ મુનિતપભંગમાં, છે સમર્થ આ નારી.

દેવતા આદિ જાતિ છે, ન્યૂનતા બતાવવી એ વર્ણનીય નાયકાનું વિશેષ બતાવવાને માટે છે.

### क्रिया विकलता यथा.

ભ્રકુટિ ચડે અરૂણ દ્રગ, અધર ન ફરકે લેશ,
તદપિ શત્રુબળને તમે, કરતા હરણ નરેશ.

આમાં ભ્રૂભંગ ઈત્યાદિ ક્રિયા છે, એની ન્યૂનતા દેખાડવી એ વર્ણનીય રાજાનું વિશેષપણુ બતાવવાને માટે છે. તેથી એતો ચન્દ્રાલોકકારની માનેલ અન્ય વિભાવનાજ છે. અને તેનો ચિત્રહેતુનો પ્રકાર છે.

વિશેષથી વેદવ્યાસ ભગવાને એનું નામ વિશેષોક્તિ રાખ્યું છે. એ ભૂલ છે. વર્ણનીયના વિશેષ અનેક પ્રકારથી થાય છે. એવી રીતિથી તો સર્વત્ર વિશેષોક્તિ નામ થશે. આવું વિશેષ તો ફલ છે, અલંકાર નથી. અને અહીં વિ ઉપસર્ગગત અર્થમાં છે. શેષ શબ્દનો અર્થ કાર્ય છે. શેષ શબ્દના કાર્યમાં પ્રયોગ ન્યાયસૂત્ર ભાષ્યકારે કરેલ છે. શેષવત્ એવો અનુમાનનો પ્રભેદ કહીને કાર્યથી કારણના અનુમાનનું ઉદાહરણ આપેલ છે. વિશેષોક્તિ એ શબ્દ સમુદાયનો અર્થ જેનું કાર્ય ગએલું છે તેની ઉક્તિ; અર્થાત્ કારણ રહેતાં કાર્ય નહી. વિભાવનાના પ્રતિદ્વન્દ્વી ભાવમાં આ અલંકાર છે. વિભાવનામાં કારણ નથી. અને આહીં કાર્ય નથી. વિશેષોક્તિ નામનો ઉક્ત અર્થ માનીને કાવ્ય પ્રકાશગત કારિકાકાર આ લક્ષણ આપે છે:—

विशेषोक्तिरखण्डेषु कारणेषु फलावचः

અખંડ અર્થાત્ સંપૂર્ણ કારણ રહેતાં ફલનું અકથન અર્થાત્ કાર્યનું ન થવું એ विशेषोक्ति. કારણમાં અખંડતા તો ન્યૂનતાનો અભાવ છે.

" ચન્દ્રાલોકકાર " આ પ્રમાણે લક્ષણ આપે છે:—

" कार्याजनिर्विशेषोक्तिः सति पुष्कलकारणे "

પુષ્કલ અર્થાત્ સંપૂર્ણ કારણ રહેતાં કાર્યનું ન થવું એ વિશેષોક્તિ.

યથા.

સખી શિખ દઇ હારી, મેઘમાલ ડર દઈ દઈ હારી;
ચપલા ચમકી હારી, માનિનીં પણ નહિ માન થકી હારી.

આહીં સખીની શિક્ષા અને મેઘમાલા ઇત્યાદિ ઉદ્દીપન માનમોચનનું કારણ રહેતાં માન મોચનરૂપ કાર્યનું ન થવું છે.

રત્નાકરકાર કહે છે કે ચિન્ત્યત્વ અને અચિન્ત્યત્વ વસ્તુનો ધર્મ નથી. એક પુરૂષને અચિન્ત્ય હોય છે તે અન્ય વિદ્વાન પુરૂષને ચિન્ત્ય થઇ જાય છે. અને કોઇ વસ્તુ સર્વને માટે અચિન્ત્યજ છે. એમાં પ્રમાણ નથી. એથી ચિન્ત્ય નિમિત્તા અચિન્ત્ય નિમિત્તા એ બે ભેદ કહેવાની જરૂર નથી. કાવ્યનું લક્ષણ એક પુરૂષને માટેજ નથી.

અમારા મતથી આ વિષયમાં ચમત્કાર તો કારણ રહેતાં કાર્ય નથી એ છે. ત્યાં કાર્યની અનુત્પત્તિમાં નિમિત્ત ઠરાવવાથી પ્રત્યુત ઉક્ત ચમત્કારમાં હાનિ થાય છે અને જે પ્રાચીનો વિરોધ પરિહારને માટે આ યત્ન કરે છે, તે વૃથા છે; કેમકે આ શાસ્ત્રમાં અતિશયોક્તિનો બહુધા અંગીકાર છે. કારણથી કાર્યોત્પત્તિ ન થવી એ પણ એક ચિત્ર હેતુનો પ્રકાર છે. તે વિચિત્ર હેતુમાં અન્તર્ભૂત છે.

## वैधर्म्य.

**वैधर्म्य** એટલે વિરૂદ્ધ ધર્મ. પ્રાચીન વૈધર્મ્ય નામનો અલંકારાન્તર માને છે. " રત્નાકરકાર " આ લક્ષણ ઉદાહરણ બતાવે છે.

**उद्दिष्टप्रतिपक्षतया निर्देशो वैधर्म्यम्**

**उद्दिष्ट** " અર્થાત્ પ્રથમ કહેલની પ્રતિપક્ષતાથી **निर्देश** અર્થાત્ પાછળથી કહેવું એ **वैधर्म्य अलंकार.** આ વ્યતિરેક નથી, કેમકે આહીં સાધર્મ્યનો ગંધ પણ નથી. અને ઉપમાનોપમેય ભાવની વિવક્ષા પણ નથી.

યથા.

ધનુઆરંભથીં હજી, જેહના હસ્ત લાલ છે,<br>
સૂકયું નથીં હજૂ દૂધ, ઓષ્ઠ વયે બાલ છે;<br>
કરો આપના કઠિણ, અમિત ધનુસંગ ઘસાઇ,<br>
શિરે શ્વેત છે વાળ, વિચારો ઉરમાં કાંઇ;<br>
યાચો છો યુદ્ધ રામથી, ગર્વ ધરીને ગાજતા.<br>
ઓ ભૃગુનંદન ઉરમહીં, લેશ કાં નથી લાજતા.

આહીં રામચન્દ્રના ધનુર્વિદ્યાભ્યાસનો આરંભ છે, પરશુરામ સિદ્ધાભ્યાસ છે, ઇત્યાદિ વૈધર્મ્ય છે અને બાલ્યાવસ્થા તથા વૃદ્ધાવસ્થાવાળા વિરૂપ રામચન્દ્ર અને પરશુરામની સંઘટના અર્થાત્ મળવું છે. એથી **विषम** અલંકારનો સંસર્ગ છે.

અમારા મતથી ઉન્મત્તના જેવા ઉદ્દિષ્ટ કથનનું પ્રાતપક્ષી નિર્દેશ કથન તો અચારૂ હોવાથી અલંકાર નથી થતો. કોઇ યુક્તિથી અલંકાર થાય છે. તેથી એ વૈધર્મ્યમાં પર્યવસાન પામે ત્યાં તો

વ્યતિરેકજ થશે. અમે પણ પ્રાચીન મતાનુસાર વ્યતિરેક પ્રકરણમાં લખેલ છે કે સમાન વસ્તુઓના પૃથક ભાવમાં વ્યતિરેક અલંકાર થાય છે; પરન્તુ આહીં વિચાર કરવાથી આના વૈધર્મ્યનો પણ વ્યતિરેકમાં અંતર્ભાવ છે. કેમકે ધોરીના માનેલ અભેદ અલંકારના વિપરીત ભાવમાં ભેદ અલંકાર થવાની યોગ્યતા છે, અને ભેદ અને વ્યતિરેક એક છે. મહારાજા ભોજે વ્યતિરેકનું નામ "ભેદ" પણ કહેલ છે. એથી આહીં વૈધર્મ્યનું પર્યવસાન અયથાયોગ્યતામાં હોવાથી विषम अलंकार છે.

## व्यत्यास.

"व्यत्यास" શબ્દનો અર્થ વિપર્યય છે. પ્રાચીન "વ્યત્યાસ" નામનો અલંકારાન્તર માને છે. રત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ આપે છે:—

दोषगुणयोरन्यथात्वं व्यत्यासः ।

દોષ અને ગુણનું અન્યથાપણું અર્થાત્ દોષનું ગુણ થઇ જવું અને ગુણનું દોષ થઇ જવું એ व्यत्यास અલંકાર છે. આ દેશ અને કાળભેદથી ચાર પ્રકારનો છે.

યથા.

મંગલ મરણ વિરહિણી જનનું.

અન્ય નાયિકારૂપ દેશમાં મરણ અમંગલરૂપ દોષ છે. વિરહિણી નાયિકારૂપ દેશમાં મરણ મંગલરૂપ ગુણ થઇ જાય છે.

યથા.

યોગીમાં સમદ્રષ્ટિ ગુણ, બને ભૂપમાં દોષ.

યોગીરૂપ દેશમાં સમદ્રષ્ટિતા ગુણ છે એ રાજારૂપ દેશમાં દોષ થઇ જાય છે.

યથા.

અવર સમય ભૂષણ ક્ષમા, જાહિર જાણો આપ;
પરિભવ સમય પરાક્રમ, ઉરમાં આણો આપ.

પુરૂષમાં અન્ય સમયમાં ક્ષમા ભૂષણ છે, એ અપમાન સમયમાં ક્ષમા દૂષણ થઇ જાય છે.

યથા.

સાક્ષર જનને સર્વથા, દીધાં માન મહાન;
બન્યાં શલ્ય એ ભોજ વિણ, હા ! વિધિગતિ બળવાન.

સન્માન સુખકર હોવાથી ગુણરૂપ હતું, તે ભોજ રાજાના પરલોકવાસ કરવાથી એની સ્મૃતિ આપનાર હોઇને દુઃખકર હોવાથી દોષ થઈ ગયો છે.

અમારા મતથી ગુણનું દોષ થઈ જવું અને દોષનું ગુણ થઈ જવું એ તો અવસ્થાન્તર પ્રાપ્તિ છે. એથી આ પરિણામથી ભિન્ન નથી.

## व्याजनिन्दा.

"व्याजनिन्दा" એટલે કપટથી નિન્દા. વ્યાજનિન્દાને કેટલાક પ્રાચીનો ભિન્ન અલંકાર માને છે "ચન્દ્રાલોકકાર" આ પ્રમાણે લખે છે:—

निन्दाया निन्दया व्यक्तिर्व्याजनिन्देति गीयते ।

નિન્દાથી નિન્દાનું પ્રકટ થવું એ व्याजनिन्दा છે.

યથા.

છે હર નિન્દાલાયક, જેણે વિધિનું એક શીશ કાપ્યું.

આમાં બ્રહ્માના એકજ મસ્તકછેદન કરવાવાળા મહાદેવની નિન્દાથી વિષમ પરિણામવાળા જગતની રચના કરવાવાળા બ્રહ્માની નિન્દા છે.

અમારા મતથી નિન્દા અંશમાત્રમાં તો ચમત્કાર નથી અને નિન્દાથી નિન્દાની ગમ્યતા વ્યંગ્ય છે, અલંકાર નથી. નામાર્થથી વ્યાજ નિન્દાનો મિષ અલંકારમાં અને લક્ષણથી હેતુ અલંકારમાં અન્તર્ભાવ છે. નિન્દા માત્ર વિશેષથી ભિન્ન અલંકાર નથી થઈ શકતો. અને જો આહીં એવી વિવક્ષા કરવામાં આવે કે અન્યની નિન્દાથી અન્યની નિન્દા. તે તો ચિત્રહેતુ બનીને વિચિત્ર અલંકારમાં અંતર્ભાવ પામશે.

## વ્યાજસ્તુતિ.

ઘણા પ્રાચીનો વ્યાજસ્તુતિ ને અલંકારાન્તર માને છે. આચાર્ય દંડી આ પ્રમાણે લખે છે:—

यदि निन्दन्निव स्तौति व्याजस्तुतिरसौ स्मृता ।
दोषाभासा गुणा एव लभन्ते ह्यत्र सन्निधिम् ॥

જાણે નિન્દા કરતો હોય એમ સ્તુતિ કરે એ વ્યાજસ્તુતિ છે, આમાં દોષનો આભાસ ગુણજ છે. એથી આહીં ( અલંકારશાસ્ત્રમાં ) દોષનો આભાસ સન્નિધિ અર્થાત્ પ્રવેશને પામે છે.

યથા.

જો તપસી શ્રી રામે, જીતી દુઃસહ બળથી દુનિયાને;
તો રાજા બની આપેં, જીત્યું જગ એ ગરવ કરો શાને?

આમાં શ્રવણ માત્રથી રાજાની નિન્દા ભાસે છે, પરન્તુ વિચારદશામાં ઇશ્વરના અવતાર પરશુરામે જે જગતને જીત્યું, તે જગતને તમે મનુષ્ય હોઇને જીત્યું છે. આ સ્તુતિમાં પર્યવસાન છે.

કાવ્યપ્રકાશકાર આ પ્રમાણે લખે છે:—

व्याजस्तुतिर्मुखे निन्दा स्तुतिर्वा रूढिरन्यथा ।

મુખે અર્થાત્ શ્રવણ માત્રમાં નિન્દાનો બોધ અથવા સ્તુતિનો બોધ, અને રુઢિ અર્થાત્ પર્યવસાન અન્યથા. અર્થાત્ નિન્દાનું પર્યવસાન સ્તુતિમાં અને સ્તુતિનું પર્યવસાન નિન્દામાં થાય ત્યાં વ્યાજસ્તુતિ. આ બન્નેમાં નામાર્થની સંગતિ આ રીતિથી છે કેઃ-

व्याजरूपा व्याजेन वा स्तुतिः व्याजस्तुतिः

વ્યાજરૂપા સ્તુતિ અર્થાત્ સ્તુતિ તો વ્યાજ છે. વાસ્તવમાં નિન્દા છે, વ્યાજથી સ્તુતિ અર્થાત્ નિન્દાની વ્યાજથી સ્તુતિ. સ્તુતિ મુખ નિન્દાનું આ ઉદાહરણ છે.

યથા

દૂતીપરઉપકારિણી, ઉરમા કરૂં ઉચાટ;

અતિ સુકુમાર શરીરમાં, સહ્યા ક્ષતો મુજ માટ.

અમારા મતથી દંડી અને કાવ્ય પ્રકાશકાર એ બન્નેના લક્ષણ ઉદાહરણથી નિન્દા અને સ્તુતિનો આભાસ સિદ્ધ થાય છે. એ તો આભાસ અલંકારમાં અન્તર્ભૂત છે.

સર્વસ્વકાર આ પ્રમાણે લખે છે:-

स्तुतिनिन्दाभ्यां निन्दास्तुत्योर्गम्यत्वे व्याजस्तुतिः ।

સ્તુતિ નિન્દાથી નિન્દા સ્તુતિની ગમ્યતામાં વ્યાજસ્તુતિ અલંકાર.

“ ચન્દ્રાલોકકાર ” આ પ્રમાણે લખે છે.

उक्तिर्व्याजस्तुतिर्निन्दास्तुतिभ्यां स्तुतिनिन्दयोः

નિન્દા સ્તુતિવડે સ્તુતિ નિંદાની જે ઉકિત તે વ્યાજ સ્તુતિ.

આવું લક્ષણ કહીને વ્યાજસ્તુતિના પાંચ પ્રકાર માને છે. ૧ એની નિન્દાથી એનીજ સ્તુતિ. ૨ એની સ્તુતિથી એની નિન્દા ૩ અન્યની નિન્દાથી અન્યની સ્તુતિ ૪ અન્યની સ્તુતિથી અન્યની નિન્દા ૫ અન્યની સ્તુતિથી અન્યની સ્તુતિ.

“ જો તપસી શ્રી રામે ” આમાં એજ રાજાની નિન્દાથી એનીજ સ્તુતિ છે.

“ દૂતી પરઉપકારિણી ” આમાં એ દૂતીની સ્તુતિથી એ દૂતીની નિન્દા છે.

યથા

પ્રશ્ન—તમે કોણ છો ?

ઉત્તર—શ્રી રામચન્દ્રજીના રાજ્યભુવનને વિષે સન્દેશો લઇ જનાર વાનર છું.

પ્રશ્ન—આગળ આવીને લંકા નગરીને બાળી હતી તે હનુમાન ક્યાં છે ?

ઉત્તર—ઇન્દ્રજીતથી બન્ધન પામ્યો એથી કપિઓવડે સારી

રીતે તાડિત તથા તર્જીત થએલો અને લજ્જાથી પરાભવ પામેલો તે વાંનર ક્યાં છે એ જાણવામાં નથી.

આહીં અંગકૃત હનુમાનની નિન્દાથી ઇત્તર વાનરોની સ્તુતિ છે.

યથા.

ધન્યમૃગો વનકેરાં, જેહ અન્યને કદી ન આધીન

આહીં મૃગોની સ્તુતિથી પરાધીન પુરૂષોની નિન્દા છે.

યથા.

શુકશિશુએ તપ શું કર્યું ? તારા અધરસમાન;
દંશે છે નિત્ય બિમ્બફલ, જો સખી સહિત નિદાન,

આમાં શુકશિશુની સ્તુતિથી સુન્દરીના અધરની સ્તુતિ છે.

અમારા મતથી સર્વસ્વકારાદિના ઉદાહરણાનુસાર તો હેતુ અલંકાર છે, અને સ્તુતિથી નિન્દા ઇત્યાદિમાં પર્યવસાન કરે તો હેતુનો પ્રકાર ચિત્ર હેતુ છે અને નામાર્થાનુસાર પર્યવસાન કરે તો મિષ અલંકાર છે. વ્યાજ સ્તુતિ ભિન્ન અલંકાર નથી.

## व्याजोक्ति.

व्याजोक्ति શબ્દનો અર્થ "વ્યાજરૂપ ઉક્તિ" પ્રાચીનો વ્યાજોક્તિને અલંકારાન્તર માને છે. કાવ્યપ્રકાશમાં આ લક્ષણ આપેલ છે.

व्याजोक्तिश्छद्मनोद्भिन्नवस्तुरूपानिगूहनं

उद्भिन्न અર્થાત્ પ્રકટ થયેલ વસ્તુના રૂપનું છલથી છુપાવવું એ व्याजोक्ति.

યથા.

ગિરિજાપાણિગ્રહણ સમય, કંપ પુલક ભય આવ્યો;
અહો હિમાચલ શીતતા, વદ્યા વિહસી હર વાણી.

સર્વસ્વકારનું આ લક્ષણ છે:—

उद्भिन्नवस्तुनिगूहनं व्याजोक्तिः

પ્રકટ થએલ વસ્તુનું છુપાવવું એ व्याजोक्ति. "પ્રકટ થએલ"

એ વિશેષણ લગાડવાનું એ તાત્પર્ય છે કે છુપાએલ વસ્તુનું છુપાવવું એ તો અનાવશ્યક છે. પ્રકટ થએલનુંજ છુપાવવું આવશ્યક થાય છે. રત્નાકરકારાદિનું પણ એવુંજ લક્ષણ છે. અમારાં મતથી છળથી ગોપન, ઉક્તિથી ગોપન, પ્રકટ થવાની આશંકાથી ગોપન અને પ્રકટ થએલનું ગોપન એ કિંચિદ્વિલક્ષણતા અપન્હુતિથી ભિન્ન અલંકાર હોવાની સાધક નથી. એતો અપન્હુતિનું ઉદાહરણાન્તર છે; એને પ્રાચીનો અપન્હુતિનો અને વ્યાજોક્તિનો એ ભેદ બતાવે છે કે અપન્હુતિમાં સામ્ય છે અને એ સામ્ય પ્રકૃતના ઉત્કર્ષને માટે છે અને વ્યાજોક્તિમાં તો પ્રકૃત વસ્તુનું અપ્રકૃત વસ્તુથી ગોપન કરવામાં આવે છે. "ગિરિજાપાણિગ્રહણ" આમાં પુલકાદિ સાત્વિક ભાવથી પ્રકટ થએલ રતિભાવને હિમાચલ સંબંધી શીતલતા કારણાન્તર કહીને છુપાવેલ છે. અમારા મતથી એ સમાધાન પણ સમીચીન નથી કેમકે:—

યથા.

આ આકાશ નથી પણ સમુદ્ર છે.
આ તારા નથી પણ ફીણના કટકા છે.

આ ચન્દ્ર નથી પણ કુંડાળુંવાળી સૂતેલો ફણીન્દ્ર છે.

આમાં રહેલ કલંક નથી પણ વિષ્ણુભગવાન સૂતા છે. ઈત્યાદિ ઉદાહરણોમાં સામ્યમાં વિવક્ષા હોય ત્યાં તો રૂપકાદિ અલંકાર થશે. અને અપન્હવમાં વિવક્ષા હોય ત્યારે અપન્હુતિ અલંકાર થશે.

## વ્યાપ્તિ.

વ્યાપ્તિ શબ્દ વ્યાપન અર્થમાં છે. પ્રાચીનો વ્યાપ્તિને અલંકારાન્તર માને છે. રત્નાકરકાર આવું લક્ષણ ઉદાહરણ બતાવે છે:—

**सर्वथा संभवासंभवौ व्याप्तिः ।**

**सर्वथा** અર્થાત્ વિરુદ્ધ પક્ષદ્વયમાં પણ વ્યાપ્તિ એ વ્યાપ્તિ અલંકાર. એ બે પ્રકારનો છે. ૧ સંભવમાં વ્યાપ્તિ. ૨ અસંભવમાં વ્યાપ્તિ.

યથા.

મિત્ર ભલો નહિ રિપુ ભલો, ખલજન એહ નિદાન;
દુઃખદાયી બન્ને દશા, ચાટે કાટે શ્વાન.

આમાં બન્ને પક્ષમાં વર્જનીયતાનો સંભવ અર્થાત્ વિધાન છે. અસંભવનું આવું ઉદાહરણ છે.

યથા.

જોતાં બને ન જોવું, જોયા વિણુ ઉર અકળાયે દાડી;
આ દુખિણી આંખોને, સરજ્યું નથી સુખ માનું છું માડી.

આમાં મધ્યમા નાયિકાના નેત્રોને પતિના સમાગમ અસમાગમ બન્ને પક્ષોમાં સુખનો અસંભવ અર્થાત્ નિષેધ છે.

અમારા મતથી આતો અમે સ્પષ્ટ કરેલ તુલ્યયોગિતા અલંકાર છે. અલંકારાન્તર હોવાને યોગ્ય નથી.

## व्यासंग.

વ્યાસંગ એટલે વિક્ષેપ. ચિન્તામણિકોષકારે કહ્યું છેઃ—"व्यासंगः विक्षेपे" પ્રાચીનોએ વ્યાસંગ નામનો અલંકારાન્તર માન્યો છે. રત્નાકરકાર આ લક્ષણ ઉદાહરણ બતાવે છેઃ—

अनुभवस्मृत्यादेरन्यासङ्गात्प्रत्यूहो व्यासङ्गः ।

અનુભવ અને સ્મૃત્યાદિકનું અન્યના આસંગથી અર્થાત્ પ્રસંગથી પ્રત્યૂહ અર્થાત્ વિઘ્ન એ व्यासंग अलंकार. વૃત્તિમાં લખ્યું છે કે આરંભ થવાવાળા અથવા આરંભ થએલ અનુભવનું અથવા સ્મૃતિનું; આદિ શબ્દથી ક્રિયાન્તરનું, અન્ય આસંગથી અર્થાત્ પ્રસંગથી વિઘ્ન એ व्यासंग अलंकार.

કયમ પટ ઝટ પહેરાયે, સ્નાનસમય ઉભા મોહન આવી;
પૂર્યાં નયન પરાગેં, નિજ કરથી કમલોને કંપાવી.

આહીં કૃષ્ણને ગોપીઓનાં વસ્ત્રહીન શરીરના થવાવાળા અનુભવના કમલપરાગ પ્રસંગથી વિઘ્ન છે.

યથા.

આવ્યા પતિ પ્રભાતે, આલિંગન દે પ્રિયા વિનયસાથ;
નિરખી સુરતિનાં ચિન્હો, વિસર્યો મુદ ઢીલા પડિયા હાથ.

આમાં સુરતચિહ્નના થએલ અનુભવના આલિંગન પ્રસંગથી વિઘ્ન છે.

યથા.

મૃગીદ્રગ જોઇ પ્રિયાદ્રગ, કોકિલધ્વનિ સુણી કાન્તાની વાણી;
કરે સ્મૃતિની વિસ્મૃતિ, ત્યાગી વનમાં વસનારો પ્રાણી.

આમાં સ્ત્રીદ્રગાદિકોના સ્મૃતિ સંસ્કારનું મૃગીદ્રગાદિ સદૃશ અનુભવથી વિઘ્ન છે.

યથા.

તજી શિક્ષા સંગીત કો, કોઇ તજી ગૃહકામ;
નિરખે નટવરલાલને, પધારતાં પુરવામ.

આંહી આરંભ કરેલ સંગીતાદિ ક્રિયાઓના નટવરલાલના અવલોકનકૌતુકથી વિઘ્ન છે, રત્નાકરકારે કહ્યું છે કે જ્યાંસુધી ભાવનો ઉદય ન હોય અથવા ભાવનો ઉદય થઇ ચૂકયો હોય એ ભાવોદય નથી, કિન્તુ ભાવના ઉદય સમય અર્થાત્ ઉદય થતો ભાવ ભાવોદય છે, એવીજ રીતે શાન્ત નહી થએલ ભાવ અથવા શાન્ત થએલ ભાવ ભાવશાન્તિ નથી; કિન્તુ ભાવની નિવૃત્તિ અવસ્થા અર્થાત્ શાંત થતો ભાવ ભાવશાન્તિ છે. એથી "મૃગદ્રગ" ઇત્યાદિ આમાં નિવૃત્ત થએલ સ્મૃતિ વિવક્ષિત છે તેથી ભાવશાન્તિ નથી; કિન્તુ અલંકાર છે. અમારા મતથી આ વિષય આક્ષેપ અલંકારમાં અન્તર્ભૂત હોવાને યોગ્ય છે. કોઈ કામમાં વિક્ષેપ કરવો અથવા કોઇ કામને રોકવું એ તો કામનો નિષેધ કરવો એજ છે. મહારાજા ભોજે રોધ અલંકારને આક્ષેપ અલંકારમાં અન્તર્ભૂત કર્યો છે. આક્ષેપના લક્ષણમાં આજ્ઞા કરી છે:—रोधो नाक्षेपतः पृथक्।

રોધ અલંકાર આક્ષેપ અલંકારથી ભિન્ન નથી અને મહારાજાએ રોધનું આ ઉદાહરણ બતાવ્યું છે.

યથા.

પનઘટ પથ સામી મળી, લઇ ખાલી ઘટ બાલ.

આહીં અપશુકનદ્વારા પ્રિયગમનને રોકવું છે. "કયમ પટ ઝટ પહેરાયે" ઇત્યાદિ. અને "આવ્યા પતિ પ્રભાતે" આમાં મિષની સંકીર્ણતા છે. "મૃગોદ્રગ જોઇ પ્રિયાદ્રગ" આહીં પ્રતિમાની સંકીર્ણતા છે. "તજી શિક્ષા સંગીત કો" ઇતિ. આહીં સંગીત આદિથી નટવરલાલના દર્શનમાં આનંદનું આધિક્ય હોવાથી અધિકની સંકીર્ણતા છે.

## संदेहाभास.

સંદેહના આભાસને પ્રાચીનોએ અલંકારાન્તર માનેલ છે.

"રત્નાકરકાર" આ લક્ષણ આપે છે:—

संदिह्यमानयोरेकत्र तात्पर्येच्छा संदेहाभासः ।

સંદેહની થએલ વસ્તુઓમાંથી એકત્ર તાત્પર્ય ઇચ્છામાં સંદેહાભાસ અલંકાર છે.

યથા.

સત્ય પ્રકાશો આપ આ, તજીને પક્ષપ્રસંગ;
સ્રીસ્તન સેવા યોગ્ય છે, અથવા ગિરિવરશ્રંગ.

આ વિરક્તની ઉક્તિ હોય તો એના ગિરિસેવન કરવામાંજ નિશ્ચય છે. કામીની ઉક્તિ હોય તો એના કુચસેવન કરવામાં જ નિશ્ચય છે. એથી સંદેહ નથી પરંન્તુ સંદેહવાચક શબ્દ રહેવાથી સંદેહ ભાસે છે. આવા પ્રશ્નનું પ્રયોજન તો અન્ય પક્ષનો ત્યાગ કરીને પોતાના પક્ષનું વિશેષ પ્રતિપાદન કરે છે.

અમારા મતથી આ આભાસ અલંકારમાં અન્તર્ભૂત છે.

## सजातिय व्यातिरेक.

સજાતિય વ્યાતિરેક ને પ્રાચીનો અલંકારાન્તર માને છે. રત્નાકરકાર આ લક્ષણ આપે છે.

सजातीयस्यातद्धर्मत्वे च व्यतिरेकः ॥

સજાતીયની અતદ્‌ધર્મતામાં ચ અર્થાત્ અન્ય વ્યતિરેક: અતદ્‌ધર્મતામાં અર્થાત્ એના ધર્મનું ન હોવું અને એનાં વિજાતીય ધર્મનું હોવું.

યથા.

શંખ અસંખ્ય સમુદ્રે, થયા થશે ને થાયે હાલ અતિ;
હરિમુખ લાગે નિત્યે, પંચજન્યની ધન્ય ધન્ય સુકૃતિ.

શંખ સર્વ સજાતિય છે, પાંચજન્યમાં "વિષ્ણુ" ને મુખે લાગવું એ ઇતર શંખોથી વિજાતીય ધર્મ છે.

"રત્નાકરકાર" કહેછે કે પૂર્વે કહેલ વ્યતિરેકમાં એનો અન્તર્ભાવ નથી. કેમકે પૂર્વે કહેલ વ્યતિરેક ઉપમેય ઉપમાન ભાવમાં થાય છે. આ સજાતિય હોવાથી આંહી ઉપમેય ઉપમાનભાવ નથી. ઉપમેયોપમાન ભાવ તો વિજાતિયમાં થાય છે. તે અમારા મતથી વ્યતિરેકનું સ્વરૂપ તો પૃથક્ભાવ છે. ઉપમેયોપમાન ભાવ તો વિજાતીયમાં થાય છે, તે અમારા મતથી વ્યતિરેકનું સ્વરૂપ તો પૃથક્ભાવ છે. ઉપમેયોપમાન ભાવનું હોવું ન હોવું માત્ર કિંચિત્ વિલક્ષણતા પ્રકારાન્તરની સાધક છે, અલંકારાન્તરની સાધક નથી.

## समता.

સમતા ને પ્રાચીન ભિન્ન અલંકાર માને છે. "રત્નાકરકાર" આ લક્ષણ ઉદાહરણ બતાવે છે:—

दोषगुणयोस्तदन्याभ्यां समाधानं समता

દોષ અને ગુણોનું અન્ય ગુણ દોષોથી જે સમાધાન તે સમતા અલંકાર. અન્ય પ્રકારથી થએલનું પાછું પૂર્વવત્ કરી દેવામાં સમતા નામની સંગતિ છે.

યથા.

હોમધૂમથી દિગ્વદન, મલિન કરે શ્રી રામ;
ફરી પોતાની કીર્તિથી, ક્ષાલન કરે સુદામ.

આહીં મલિનતા દોષનું કીર્તિ ગુણથી સમાધાન કરવામાં આવ્યું છે.

યથા.

કરી વસંતે દીર્ઘ દિન, લીધું પ્રવાસી પાપ;
કોક શોકને કમ કરી, મટાડયું પાતક આપ.

વસંતઋતુમાં દિવસ વધે છે; રાત્રિ ઘટી જાય છે. એ પ્રવાસી-ઓનો વિરહ અધિક કરવા રૂપ દોષનું કોકવિરહ ઓછો કરવારૂપ ગુણુથી સમાધાન છે.

અચિન્ત્ય અલંકારમાં, એક વસ્તુથી બે વિરૂદ્ધ કાર્યની ઉત્પત્તિ થવી એ છે, તે આહીં પણ છે. પરન્તુ આહીં દોષ ગુણુથી કરીને ગુણુ દોષનાં સમાધાનરુપ વિલક્ષણુતા છે. અમારા મતથી આવા સમાધાનથી પણ પાછું પૂર્વવત્ કરવું અથવા પાછું પૂર્વવત્ થવું છે. તે તો પૂર્નરુપનોજ વિષય છે. "હોમધૂમ્રથી દિગ્દહન" ઇતિ. આહીં સમાધાનથી દિશાઓનું ફ્રરી પૂર્વવત્ કરવું એ છે અને "કરી વસંતે દીર્ઘદિન" ઇતિ. આહીં સમાધાનથી પોતાનું પાછું પૂર્વવત્ નિષ્પાપ થવું છે. અને ગુણુ દોષરૂપ વિશેષ પણુ અલંકારાન્તરનું સાધન નથી.

## समाधि.

આહીં सम् ઉપસર્ગનો અર્થ "સમ્યક્" છે. "आधि" એટલે બેસાડવું. "ચિન્તામણિકોષકારે" કહ્યું છે કેઃ—"आधिः अधिष्ठाने अधिष्ठानं अध्यासने" આધિ શબ્દનો અર્થ અધિષ્ઠાન છે, અને "अधिष्ठान" શબ્દનો અર્થ અધ્યાસન અર્થાત્ બેસાડવું છે. અન્યના ધર્મને સારી રીતે અન્યત્ર બેસાડવામાં समाधि શબ્દની રૂઢિ માનીને વેદવ્યાસ ભગવાન સમાધિ નામનો અલંકારાન્તર માનતાં આ લક્ષણુ આપે છેઃ—

अन्यधर्मस्ततोऽन्यत्र लोकसीमानुरोधिना ।
सम्यगाधीयते यत्र स समाधिरिहस्मृतः ॥

જ્યાં અન્યનો ધર્મ લોકસીમાનુસાર એનાથી અન્યત્ર સારી રીતે સ્થાપિત કરવામાં આવે એ આ શાસ્ત્રમાં સમાધિ અલંકાર સ્મરણુ કરવામાં આવેલ છે.

કૈટભને માર્યો પ્રથમ, કે ક્ષુર માર્યો કંસ;
તમે શૂર શિવાજી નૃપ, સૂર્યવંશ અવતંસ.

આહીં રાજામાં વિષ્ણુના ધર્મનો આરોપ છે. અમારા મતથી આ લક્ષણનો તો પર્યાયમાં અન્તર્ભાવ થશે અને આ ઉદાહરણમાં અ-ભેદ અલંકાર છે. અન્યના ધર્મના અન્યત્ર આરોપસ્થળમાં જયદેવ કવિએ તો લલિતોપમા નામનો ઉપમાનો પ્રકાર માનેલ છે, એ ઉદા-હરણ નિદર્શના પ્રકરણમાં લખેલ છે, ઉક્ત સમાધિ, પર્યાય, અભેદ અને ઉપમાથી ભિન્ન અલંકાર હોવાને યોગ્ય નથી.

## समाहित.

આહીં सम् ઉપસર્ગનો અર્થ "સમ્યક્" છે. "आहित" એટલે "ઉપાર્જન કરેલ" ચિન્તામણિકોષકારે કહ્યું છે કે:—"आहितः संपादिते" "સમાહિત" શબ્દસમુદાયનો અર્થ "સારી રીતે ઉપા-ર્જન કરેલ" પ્રાંચીનો સમાહિતને અલંકારાન્તર માને છે.

સૂત્રકાર વામન આ લક્ષણ આપે છે:—

यत्सादृश्यं तत्संपत्तिः समाहितम् ॥

જે વસ્તુનું સાદૃશ્ય ગ્રહણ કરવામાં આવે એ વસ્તુની સંપત્તિ અર્થાત્ પ્રાપ્તિ એ समाहित અલંકાર.

ચિન્તામણિકોષકારે કહ્યું છે:—संपत्तिः इष्टप्राप्तौ

યથા.

વાદળનીરથી આર્દ્ર સુપલ્લવ, અશ્રુથી જે ધોતાધર એવી,
પુષ્પનો ઉદ્‌ભવ કાલવિહીન છે, અંગ છે શૂન્ય વિભૂષણ જેવી;
રાજતી ષટ્‌પદના રવવર્જિત, કોપથી મૌન્ય ધરે મુખ તેવી,
વેલિથી લાગ્યો તહાં પ્રિય ઉર્વશી, આવી મળી વિધિએ કરી કેવી.

વામને આ ઉદાહરણ વિક્રમોર્વશી નાટકનું આપ્યું છે, ત્યાં આ પ્રસંગ છે કે ઉર્વશી કોપાયમાન થઇને ચાલી ગઇ, એના વિયો-

ગમાં રાજપુરૂરવા તાદૃશ ઉર્વશીનું સાદૃશ્ય વલ્લીમાં જોઇને આલિંગન કરવા લાગ્યો, એટલામાં ઉર્વશી આવી મળી. અમારા મતથી સદૃશ વસ્તુથી વિનોદ કરતાં સાક્ષાત્ વસ્તુનું અકસ્માત્ મળી જવું પણ પ્રહર્ષણ અલંકાર છે. પ્રહર્ષણના પ્રાચીનોક્ત ત્રણજ પ્રકાર નથી, કિન્તુ પ્રહર્ષણ અનેક પ્રકારથી થાય છે. આ અમે પ્રહર્ષણ પ્રકરણમાં સ્પષ્ટ કરી આપ્યું છે.

## सामान्य.

સમાનના ભાવને સામાન્ય કહે છે. સમાન અર્થાત્ તુલ્ય. આહીં સમાન હોવાથી વિશેષનું જ્ઞાન ન હોવામાં સામાન્ય શબ્દની રૂઢિ છે.

કાવ્યપ્રકાશગતકારિકાકારાદિક ઘણા પ્રાચીનોએ સામાન્યને મીલિતથી ભિન્ન અલંકાર માનેલ છે.

" કાવ્યપ્રકાશગતકારિકાકાર " આ પ્રમાણે લખે છે:—

प्रस्तुतस्य यदन्येन गुणसाम्यविवक्षया ।
एकात्म्यं वध्यते योगात्तत्सामान्यमिति स्मृतम् ॥

જે પ્રસ્તુતની અપ્રસ્તુતની સાથે ગુણસામ્યવિવક્ષા કરીને योगात् અર્થાત્ સબંધથી એકાત્મતાનું નિબંધન કરવામાં આવે એ सामान्य કહેવાય છે.

" ચન્દ્રાલોકકાર " આ લક્ષણ આપે છે:—

सामान्यं यदि सादृश्याद्विशेषो नोपलक्ष्यते ॥

જે સાદૃશ્યથી વિશેષ ન જાણવામાં આવે એ सामान्य अलंकार.

તથા.

ઘેર્યો શત પ્રતિબિંબથી, રત્નમહેલ મોઝાર;
જાણ્યો નહીં લંકેશને, વાલીસુતે લગાર.

પ્રતિબિમ્બ રૂપ લંકેશ્વરોના અને બિંબરૂપ લંકેશ્વરના સમાન ભાવનું વર્ણન છે.

પ્રકાશકારાદિકોનો આ સિદ્ધાન્ત છે કે સમાનતાથી એક વસ્તુ વડે અન્ય વસ્તુનું આચ્છાદન થઇ જવાથી એ વસ્તુનું જ્ઞાનજ ન થાય; એતો મીલિત અલંકારનું સ્વરૂપ છે. અને જુદી જુદી વસ્તુઓ રહેતાં સમાનતાથી અમુક કોણ ? અમુક કોણ ? એવું જ્ઞાન થાય નહિ એ સામાન્ય અલંકારનું સ્વરૂપ છે. “ રત્નાકરકાર ” કહે છે, કે સામાન્ય મીલિત અલંકારથી ભિન્ન નથી. અને આ કારિકામાં લખે છે કેઃ—

“ भेदेनानुपलम्भस्य बलवद्गुणसंगतिः ।
सामान्ये मीलिते तुल्यो हेतुस्तन न भिन्नता ॥

ભેદવડે ન જાણવાનો હેતુ બળવાન ગુણવાળાની સંગતિ છે. તે તો સામાન્ય અને મીલિતમાં તુલ્ય છે. એથી એમાં ભિન્નતા નથી. વૃત્તિમાં રત્નાકરકાર લખે છે કે વસ્ત્વંતરનું આચ્છાદન હોવાથી સામાન્ય પણ મીલિતનો ભેદ હોવાને યોગ્ય છે. તાત્પર્ય એ છે કે મીલિતમાં તો વસ્તુનું આચ્છાદન છે. સામાન્યમાં વસ્તુની અન્યતાનું આચ્છાદન છે; એથી ભિન્ન નથી. તેથી અમારી સંમતિ પણ રત્નાકરકારની સાથે છે, ક્ષીરનીર ન્યાયથી વસ્તુઓના મળવાને મળી જાવું કહેવામાં આવે છે. અને રત્નરાશિમાં સજાતીય રત્ન નાંખવામાં આવે એનું ભિન્ન જ્ઞાન ન હોય ત્યારે પણ મળી જવું કહેવામાં આવે છે. આતો મળી જવાનો પ્રકારાન્તરજ છે. એથી સામાન્ય મીલિતમાં અંતર્ભૂત છે.

## साम्य.

સામ્ય એટલે “ સમતા ” પ્રાચીનો સામ્ય
ન્તર માને છે મહારાજા ભોજ આ લક્ષણ આપે છે

द्वयोर्यत्रोक्तिचातुर्यादौपम्यार्थोवगम्यते ।
उपमारूपकान्यत्वे साम्यमित्यामनन्ति तत् ॥

જ્યાં બન્નેની ઉક્તિની ચતુરાઇથી ઉપમા રૂપકથી અન્ય બની ને ઓપમ્યાર્થ જાણવામાં આવે એને સામ્ય કહે છે.

યથા.

બેસે ત્યારે બેસે, ચાલે ત્યારે સંગે ચાલે છે.
છાયાસમ ઋષિધેનુ, વનમાં રાજા દિલીપ ચાલે છે.

રૂદ્રટે સામ્ય અલંકાર બે પ્રકારનો માન્યો છે. પ્રથમ પ્રકારનું આ લક્ષણ ઉદાહરણ છે:—

अर्थक्रियया यस्मिन्नुपमानस्येति साम्यमुपमेयम् ।
तत्सामान्यगुणादिककारणया त वेत्साम्यम् ॥

જ્યાં ગુણાદિ સમાન ધર્મ કારણથી પ્રાપ્ત થએલ જે અર્થક્રિયા અથવા કાર્યકારિતા એથી ઉપમાનની સમતા હોવાથી ઉપમેય હોય ત્યાં સામ્ય અલંકાર થશે.

યથા

શું પૂરવ દિશિ દેખતી, અભિસર મળ પતિ જાય;
શશિના સહુ કારજ કરે, તુજ આનન સુખદાય.

આહીં કાન્તિરૂપ સમાન ગુણ કારણથી પ્રાપ્ત થએલ જે પ્રકાશ-રૂપ કાર્યકારિતા એથી શશી ઉપમાનની સમતા હોવાથી આનન શશિનું ઉપમેય થયું છે.

રૂદ્રટે સામ્યના બીજા પ્રકારનું આ લક્ષણ ઉદાહરણ આપ્યું છે:-

सर्वाकारं यस्मिन्नुभयोरभिधातुमन्यथा साम्यम् ।
उपमेयोत्कर्षकरं कुर्वीत विशेषमन्यत्तत् ॥

જ્યાં બન્નેનું અન્યથા અર્થાત્ અન્ય પ્રકારથી સર્વાત્મ સામ્ય કહેવાને માટે ઉપમેયનો ઉત્કર્ષ કરવાવાળો વિશેષ કહે એ દ્વિતીય સામ્ય.

યથા

મૃગનું અંક સહજ સદા, ધારે ઇન્દુ નિહાળ;
મૃગમદ આહાર્યને કદા, ધારે તુજ મુખ નાર.

આહીં ઉપમાન ઇન્દુમાં મૃગરૂપ અંક સહજન્મા અથવા સર્વદા છે. ઉપમેય મુખમાં મૃગમદ પત્ર રચના આહાર્ય અર્થાત્ આરોપિત

અને કદાચિત્ છે. આ ઉપમેયનો વિશેષ કહેવાથી નયનાનંદકરત્વાદિ ઉપમેયનું અન્યથા સર્વોત્તમ સામ્ય સિદ્ધ કરવામાં આવ્યું છે.

અમારા મતથી આ વિષયમાં વ્યતિરેક અથવા અમે સ્પષ્ટ કરેલ વિશેષોક્તિ અલંકાર છે. એથી રૂદ્રટોક્ત સામ્ય પણ ભિન્ન અલંકાર નથી.

## रसवदादि अलंकार.

વ્યંગ્ય બે પ્રકારના છે. ૧. પ્રધાન. ૨. ગૌણ. તેમાં પ્રધાન વ્યંગ્ય તો કાવ્યના જીવનરૂપ છે. એથી કાવ્યને શોભારૂપ બને છે. પરન્તુ જીવરૂપ હોવાથી એને અલંકાર વ્યવહાર નથી પણ અલંકાર્ય વ્યવહાર છે; એ પ્રથમ સવિસ્તર લખેલું છે. ગુણીભૂત વ્યંગ્ય પ્રધાન નથી; પણ શોભાકર છે. એથી ગુણીભૂત વ્યંગ્યને અલંકાર વ્યવહાર છે. એ સિદ્ધાન્તાનુસાર મહારાજા ભોજ આદિ સર્વેએ રસ આદિની અંગતામાં રસવદાદિ અલંકાર કહેલા છે. રસવત્ અર્થાત્ રસ જેવું. આહીં રસ અન્યનું અંગ થઇ જાય છે. રસ સ્વયં પ્રધાન રહેતો નથી. એથી આહીં રસ નથી કિન્તુ રસ જેવું છે, એમ બતાવવાને માટે રસવત્ કહેલ છે. અન્યનું પોષણ કરે ત્યારે અંગ છે. પોષણ કરવું એ તો આહીં શોભા કરવી છે. આ રીતિથી કાવ્યને શોભાકર હોવાથી રસ અલંકાર થાય છે.

કાવ્યપ્રકાશગતકારિકાકારે એજ રસ પ્રકરણમાં કહેલું છે કે:—

रसभावतदाभासभावशान्त्यादिरक्रमः ।
भिन्नो रसाद्यलंकारादलंकार्यतया स्थितः ॥

રસ, ભાવ, અને એ બન્નેનો આભાસ અને ભાવશાન્તિ આદિ જે અલક્ષ્ય ક્રમવાળા છે તે રસાદિ અર્થાત્ રસવદાદિ અલંકારોથી ભિન્ન હોઇને અલંકાર્યતાથી સ્થિત છે. મતલબ રસાદિ પ્રધાન હોય ત્યાં અલંકાર્ય છે અર્થાત્ અલંકારવાળા છે. અને રસાદિ સ્વયંપ્રધાન ન હોય ત્યાં બીજાને શોભા કરવાથી અલંકાર થઈ જાય છે. જ્યાં રસ રસનું અથવા ભાવનું અંગ થઇને પોષણ કરે એ રસવત્ અલં-

કાર. સિદ્ધ થએલ રસ કોઇનું અંગ નથી થતું. કેમકે એ તો સ્વયં પ્રધાન છે. એથી આહીં રસ શબ્દથી સ્થાયીભાવ જાણવો જોઇએ. અને રસ તો બ્રહ્માનંદ સદૃશ છે. એ રસ કાવ્યના શ્રોતાઓને થાય છે ત્યારે શ્રોતાઓનો આત્મા એ સમયમાં જે રસ હોય છે તેમાં તન્મય થઇ જાય છે. અને તે વખતે અન્યનું ભાન રહેતું નથી. અને અંગાંગી ભાવવ્યવસ્થા તો બન્નેના ભાનમાં થાય છે. એથી રસ દશા પ્રાપ્ત હોવાથી પ્રથમ અંગાગીભાવ છે. એ સમયમાં અંગીપણુ રસ નથી. એથી સ્થાયી ભાવનો અંગીપણુ સ્થાયીભાવ એમ જાણવું જોઇએ. અને ભાવનું અંગ રસ, આ કથનથી આહીં રાજરતિભાવ આદિ જે ભાવોની રસદશા નથી થતી એને ભાવ જાણવો જોઇએ. આ રીતિથી સ્થાયીભાવનું અંગ સ્થાયીભાવ અને ભાવનું અંગ સ્થાયીભાવ હોય ત્યાં રસવત્ અલંકાર.

યથા.

રંગાયો શ્રોણીતેં જે રસેંથી લપટાતો,
રતિસ્વેદકણે ભીંજી અંગરાગને લગાવતો;
તેજ તડફડી આજ તોડે ચિત્તધીરજને,
ચંચલ ચાહેથી જેહ નીવીભણી આવતો;
દેખું આજે કેવી વિધિકેરી વિપરીત ગતિ,
તાપને તજાવનારો તાપથી તપાવતો,
ભેટ્યો એ ભૂમિને ભુજસંગરમાં શર ખાઈ;
ભેટતો મુને જે સ્મર શરખાઈ ભાવતો.

આંહી ભૂરિશ્રવાની સ્રીઓનો શોક સ્થાયીભાવ છે. રણમાં કાપેલો ભૂરિશ્રવાનો હાથ આલંબન વિભાવ છે. અને એ હાથનું તડફડાવવું ઇત્યાદિ ઉદ્દીપન વિભાવ છે. ભૂરિશ્રવાની સ્રીઓનો વિલાપ અનુભાવ છે. વિષાદ દીનતાદિ સંચારી ભાવ છે. આહીં શોકસ્થાયી ભાવ પ્રધાન હોવાથી અંગી છે. રતિ સ્થાયીભાવ અંગ છે.

## પ્રેય.

"પ્રિયતરં પ્રેયઃ" અત્યન્ત પ્રિયને પ્રેય કહે છે. તે ભાવ,

સ્થાયીભાવનું અથવા ભાવનું અંગ થાય ત્યાં પ્રેય અલંકાર છે. સંચારીભાવ તેમજ ગુરૂદેવતા અને રાજા ઇત્યાદિવિષયક રતિભાવ ભાવ છે.

યથા.

એકલી જાઉં મહાવન અંદર, એકજ ત્યાં મુજ પાછળ આવે,
ઉત્તમ આનન ચન્દ્રની ચાંદની, એ પહેલાં તનતાપ બુઝાવે;
ફૂલ કલંદિની કુંજ મનોહર, મિષ્ટ અમોલ સુબોલ સુણાવે,
જેમ હરે નિરખી હસિને ઉર, તેમ હસી હરિ ઉર લગાવે.

આમાં રતિસ્થાયીભાવનું વર્ણન છે, નાયકવિષયક નાયિકાની રતિ તો સ્થાયીભાવ છે, નાયિકાઆલંબન વિભાવ છે. આમાં વર્ણન કરેલ નાયકની ચન્દ્રાનનતા ઉદ્દીપન વિભાવ છે. ચિન્તાસ્મૃત્યાદિ વ્યભિચારી ભાવ છે. મૌનાદિગમ્ય અનુભાવ છે. ચિન્તા ચિન્તન છે. એ વિચારનો વિશેષ છે. ચિન્તામણિકોષકારે કહ્યું છે કે "चिन्ता चिन्तने" આહીં હાસ્યથી પ્રતીયમાન નાયકનો હર્ષભાવ નાયિકાના રતિસ્થાયી ભાવનું અંગ છે. એવી શંકા ન કરવી જોઇએ કે રસની અવયવભૂત સંચારી સર્વત્ર હોય છે તે પણ શું પ્રેય અલંકાર છે? કેમકે જે વ્યભિચારી ભાવ એજ અધિકરણમાં સ્થાયી ભાવની સાથે હોઇને રસને સિદ્ધ કરે છે, એ તો અવયવરૂપ છે, અલંકાર નથી. અહીં રતિસ્થાયી તો નાયિકામાં છે. ચિન્તા આદિ પણ નાયિકામાંજ છે. એતો સંચારી ભાવ છે, અને નાયકમાં રહેલ જે હર્ષ તે આહીં નાયિકાની રતિસ્થાયી ભાવનો પોષક હોવાથી પ્રેય અલંકાર છે.

## ऊर्जस्वी.

ऊर्ज એટલે બલ. ચિન્તામણિકોષકારે કહ્યું છે કે 'ऊर्जः बले' ऊर्जस्वी એટલે બલવાળા. આહીં બલવત્તા તો એ છે કે અનુચિત રસ દૂષણ હોવાને યોગ્ય છે; એનું ભૂષણ થઇ જવું એ અનુચિત રસ રસાભાસ છે. અને અનુચિત ભાવ ભાવાભાસ છે. તે રસાભાસ,

ભાવાભાસ, સ્થાયીભાવનું અથવા ભાવનું અંગ હોય અર્થાત પોષક હોય ત્યાં ऊर्जस्वी अलंकार.

યથા.

નૃપ અરિવધૂના વિપિનમાં, હરતા પટો પુલિન્દ;
અદ્ભુત અંગ નિહાળીને, સ્મરવશ થાય સ્વૅચ્છન્દ.

આમાં અરિરાજસુન્દરીઓ આલંબનવિભાવ છે, વનરૂપ એકાન્તસ્થાન ઉદ્દીપન વિભાવ છે, હર્ષાદિ સંચારી ભાવ છે, અનંગોત્પત્તિના બોધક રોમાંચાદિગમ્ય અનુભાવ છે. અને અરિરાજસુન્દરીવિષયક પુલિન્દોની રતિ સ્થાયી ભાવ છે. આહીં લૂંટતી વખતે દુઃખથી અત્યંત વિમુખ થએલ અરિસુન્દરીઓથી શબરોને રતિની ઉત્પત્તિ અનુચિત છે. અને રાજકન્યાઓનો અને શબરોનો રસોત્પત્તિ સબંધ પણ અયોગ્ય હોવાથી અનુચિત છે. આ રસાભાસ કવિના રાજરતિભાવનું અંગ હોવાથી ऊर्जस्वी अलंकार છે.

યથા.

આવ્યા સજી આયુધ પ્રબલ, નૃપથી લડવા કાજ;
થયા સફ્લ તવ દર્શને, વધા લાવીને લાજ.

આહીં યુદ્ધને માટે ભૂમિમાં આવેલ શત્રુઓનો નરેશ્વર પ્રતિ રતિભાવ અનુચિત હોવાથી ભાવાભાસ છે. એ કવિવિષયક રાજરતિભાવનું અંગ હોવાથી ऊर्जस्वी અલંકાર છે.

## समाहित.

समाहित શબ્દનો અર્થ સમાપ્તિ છે. ચિન્તામણિકોષકારે કહ્યું છે કે "समाहितः समाधाने समापनं समाप्तौ, समाधाने" તેથી જ્યાં ભાવની શાંત અવસ્થા સ્થાયીભાવનું અથવા ભાવનું અંગ હોય એ समाहित अलंकार છે.

યથા.

ભ્રકુટિ ચઢાવી ગર્જતા, કર તોળી કરવાલ;
આવે અરિનૃપદલ નિરખી, તજે ગર્વ તતકાલ.

આહીં શાન્ત થતો રાજાની અરિસ્ત્રીઓનો 'ગર્વ' સંચારીભાવ કવિના રાજરતિભાવનું અંગ હોવાથી **સમાહિત** અલંકાર છે. આનું નામ **ભાવશાન્તિ** પણ છે.

## ભાવોદય.

ભાવની ઉદય અવસ્થા અપરનું અંગ હોય એ **ભાવોદય** અલંકાર.

યથા.

નૃપ! તુજઅરિ કરતા હતા, મિત્રો સહ મદપાન;
સુણી નિશાનધ્વનિ આપની, વિવિધ બન્યા ભયવાન.

આહીં રાજાના શત્રુનો ઉદય થતો ભય સ્થાયીભાવ કવિના રાજરતિભાવનું અંગ હોવાથી **ભાવોદય અલંકાર** છે.

## ભાવસન્ધિ.

સન્ધિ એટલે બેનું મળવું છે. પરન્તુ આહીં ભાવ શબલતાથી વિલક્ષણતાને માટે વિરૂદ્ધ ભાવોના સંમેલનની વિવક્ષા છે. તે સ્થાયીભાવનું અથવા ભાવનું અંગ ભાવસન્ધિ બને ત્યાં ભાવસન્ધિ અલંકાર છે.

યથા.

થયા સલોમ કપોલ દ્વય, મળી પ્રિય ચડતાં જંગ;
છે એક મંગલપાલિકા, એક સ્મરબાણનિષંગ.

માટીના કુંડામાં વાવેલા જવ અથવા ઘઉં જેને લોકભાષામાં જવારા કહે છે. શુભકાર્યને માટે જનાર પુરૂષના શકુનોને માટે ઉક્ત કુંડા સામા લાવે એને મંગલપાલિકા કહે છે. કુંડું અને નિષંગ બન્ને ગોલાકૃતિ હોય છે. એનું કપોલોની સાથે રૂપક છે. અને તદ્ગત જવારા અને બાણોના પુંખારોની સાથે રોમાંચનું રૂપક છે. સ્ત્રીઓની સાથે મળીને યુદ્ધે ચઢનાર રાજાના સુભટોનો યુદ્ધવિષયક ઉત્સાહ સ્થાયીભાવ અને સ્ત્રીવિષયક રતિસ્થાયીભાવ થએલ છે; તેથી એ સુભટવિષયક કવિના રતિભાવનું અંગ હોવાથી ભાવસન્ધિ

અલંકાર છે. અને એ વિરૂદ્ધ ભાવોની સન્ધિ છે. કેમકે યુદ્ધવિષયક ઉત્સાહ અને સ્ત્રીવિષયક રતિ આપસમાં પરસ્પર વિરૂદ્ધ પ્રસિદ્ધ છે.

## भावशबलता.

શવલતા એટલે ઘણાઓની મિલાવટ અથવા એકઠા થવું. એ ભાવોની શબલતા સ્થાયીભાવનું અથવા ભાવનું અંગ બને ત્યાં भावशवलता अलंकार.

યથા.

ગ્રહે ગહન વન વિચરતાં, શબરો કર રતિકાજ;
થાય એક સંગ રિપુસ્ત્રીને, ગ્લાનિ કોપ ભય લાજ.

આહીં નૃપતિની રિપુરમણીઓના ગ્લાનિ, ભય, ક્રોપ અને વ્રીડા વ્યભિચારી ભાવોની શબલતા કવિના રાજરતિભાવનું અંગ હોવાથી भावशवलता अलंकार છે.

## प्रमाणालंकार

ઇશ્વર આદિના નિર્ણયને માટે પ્રમાણ માનવામાં આવેલ છે. જેમાં ચાર્વાક અથવા નાસ્તિક તો એક પ્રત્યક્ષ પ્રમાણજ માને છે, વૈશેષિક શાસ્ત્રના કર્તા કણાદ મુનિ અને બૌધમતવાલા પ્રત્યક્ષ અને અનુમાન નામનાં બે પ્રમાણ માને છે. સાંખ્ય શાસ્ત્રવાલા પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ એ ત્રણ પ્રકાર માને છે. ન્યાય શાસ્ત્રના કર્તા ગૌતમ પ્રત્યક્ષ, અનુમાન શબ્દ અને ઉપમાન એ ચાર પ્રમાણ માને છે. મીમાંસા શાસ્ત્રના એકદેશી પ્રભાકર પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન અર્થાપત્તિ એ પાંચ પ્રમાણ માને છે. મીમાંસક ભટ્ટ અને વેદાંતી પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એ છ પ્રમાણ માને છે. પૌરાણિક લોક પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ, સંભવ અને ઐતિહ્ય એ આઠ પ્રમાણ માને છે.

મહારાજા ભોજે અને અપય્યદીક્ષિતે એ પ્રમાણોના અનુસાર અલંકાર માનેલ છે. પ્રમા શબ્દનો અર્થ યથાર્થાનુભવ. ચિન્તામણિ કોષકારે કહ્યું છે કે " प्रमा यथार्थानुभवे प्रमैव प्रमाणम् "

જે પ્રમા છે એજ પ્રમાણ છે અથવા યથાર્થાનુભવ પ્રમાણ છે. સ્મૃતિથી અન્ય જ્ઞાનને અનુભવ કહે છે.

## प्रत्यक्ष

પ્રતિ શબ્દનો અર્થ સન્મુખતા છે. ચિન્તામણિકોષકારે કહ્યું છે કે "प्रति आभिमुख्ये" અક્ષ એટલે નેત્ર આદિ ઇન્દ્રિયો. જ્ઞાન આત્માને થાય છે. તેથી પ્રત્યક્ષ એટલે અક્ષની સન્મુખતાથી અર્થાત્ ઇન્દ્રિયોના દ્વારા જ્ઞાન થાય એ પ્રત્યક્ષ.

મહારાજા ભોજ પ્રત્યક્ષ અલંકારનું આ લક્ષણ આપે છે.

प्रत्यक्षमक्षजं ज्ञानं मानसं चाभिधीयते ।
स्वानुभूतिमत्रं चैवमुपचारेण कथ्यते ॥

અક્ષ અર્થાત્ ઇન્દ્રિયોથી ઉત્પન્ન થએલ જ્ઞાનને પ્રત્યક્ષ કહે છે. માનસજ્ઞાન અને પોતાની અનુભૂતિથી ઉત્પન્ન થએલ જ્ઞાન પણ ગૌણવૃત્તિથી પ્રત્યક્ષ છે. સ્વાનુભૂતિ એટલે પોતાનો અનુભવ અર્થાત્ યોગાભ્યાસાદિથી પોતાના આત્માના સ્વરૂપનું જ્ઞાન. દીક્ષિતે આ બન્ને ભેદ કહેલ નથી.

યથા

શબ્દ સ્વરૂપ સુગંધિ અતિ, સ્પર્શ સ્વાદ સુમહાન,
સહુ શરીરને સુખ સખી, કરે એક મધુ પાન.

સુરાહીથી નીકળતાંજ મધુનો રમણીય શબ્દ થાય છે. એનું વર્ણન પારસી કવિતામાં ઘણુંજ છે. એનું જ્ઞાન શ્રવણ ઇન્દ્રિયથી થાય છે. આસવનો રંગ અને સ્વરૂપનું જ્ઞાન નેત્ર ઇન્દ્રિયથી થાય છે. આસવની સુગન્ધિનું જ્ઞાન ઘ્રાણ ઇન્દ્રિયથી થાય છે. અને આસવના સ્પર્શનું જ્ઞાન ત્વચા ઇન્દ્રિયથી થાય છે, અને આસવના સ્વાદનું જ્ઞાન રસના ઇન્દ્રિયથી થાય છે. આ પાંચે ઇન્દ્રિયોથી પ્રત્યક્ષનું ઉદાહરણ છે

યથા.

થકિત થયો જ્યાં જોયું ત્યાં, ભલ સ્વરૂપ છબિ ભાળી;
શિખનખ લગિ કોઈ દિવસ, ન શકયો કંથ નિહાળી.

આહીં રૂપગુણગર્વિતા નાયિકાની ઉક્તિમાં કેવળ નેત્રોથી પ્રત્યક્ષ છે.

યથા.

સંગીત સન્મુખ ઉભય બાજુપર,
દક્ષિણ દેશતણા પંડિત વર;
પાછળ ચામરકરણિ વલયરવ,
નહિ તો લે સન્યાસ છોડિ ભવ.

આહી ગાન, કવિતા અને કંકણરવ એ સર્વ શ્રવણથી પ્રત્યક્ષ છે.

યથા.

રચિત મનોરથ સર સરિત, વનપ્રાસાદ પુનીત;
કેલિકુતૂહલ કરિ કરે, વાસર સુખેં વ્યતીત.

આહીં મનથી દેખે છે, એથી એ માનસજ્ઞાન પણ ગૌણવૃત્તિથી પ્રત્યક્ષ કહેવાય છે.

યથા

યોગકળાથી ઉરકમલ, ખોલી પૂર્ણ પ્રકાશ;
નિરખ્યો જેણે નેહથી, એ પૂરો મમ આશ.

આહીં યોગાભ્યાસથી અજ્ઞાનરૂપ આવરણનિવૃત્તિના અનંતર આત્માનું સ્વપ્રકાશરૂપ જ્ઞાન પણ ગૌણવૃત્તિથી પ્રત્યક્ષ કહેવાય છે.

## अनुमान.

આહીં अनु શબ્દનો અર્થ લક્ષણ છે. ચિન્તામણિકોષકારે કહ્યું છે કે “ अनु लक्षणे ” લક્ષણ ચિહ્નનું નામ છે. “ चिह्नं लक्ष्म च लक्षणम् ” इत्यमरः “ मा ” ધાતુનો અર્થ મિતિ છે, મિતિ અર્થાત્ જ્ઞાન. અનુમાન આ શબ્દસમુદાયનો અર્થ ચિહ્નથી જ્ઞાન છે.

યથા

વિદ્યુતજ્વાલા ધૂમ્રઘન, જગનું સ્ફુલિંગ દરાજ;
લાગ્યો સ્મરદવ જાણિયે, વિરહી વૃક્ષમાં આજ.

આહીં વિદ્યુતજ્વાલા, ઘનધૂમ્ર અને ખદ્યોતરૂપ ચિહ્નથી વિરહી-જન વૃક્ષોમાં કામદવ લાગવાનું જ્ઞાન થએલ છે. મહારાજા ભોજ અનુમાનનું આ લક્ષણ આપે છે:—

लिङ्गाद्यल्लिङ्गिनो ज्ञानमनुमानं तदुच्यते ।
पूर्ववच्छेषवच्चैव दृष्टं सामान्यतश्च यत् ॥

લિંગથી જે લિંગીનું જ્ઞાન અર્થાત્ ચિહ્નથી ચિહ્નવાળાનું જ્ઞાન એ અનુમાન કહેવાય છે. જે પૂર્વવત્, શેષવત્ અને સામાન્યતઃ દ્રષ્ટ એવા ત્રણ પ્રકારનું છે. કારણથી કાર્યનું જ્ઞાન હોય એ પૂર્વવત્, કાર્યથી કારણનું જ્ઞાન હોય એ શેષવત્ અને કાર્યકારણ ભાવ વિના અવિનાભાવથી એકથી બીજાનું જ્ઞાન હોય એ સામાન્યતઃ દ્રષ્ટ છે.

યથા

ઘનગર્જન દામિનિદમક, ધુરવા ગણુ ધાવંત;
આવ્યો વર્ષા આણુવા, વિરહિણિઓનો અંત.

આહીં વર્ષાકાલરૂપ કારણથી વિરહિણીનાં મરણરૂપ કાર્યનું જ્ઞાન છે.

યથા

મનાવવા માનિનિને, પડ્યા પાયમાં લાગો છો લાલ;
હરપાવકસમ જાવક, જોઉં છું હું આપ તણે ભાલ.

આહીં લલાટમાં જાવક લગાડવારૂપ કાર્યથી સપત્નીના પાદપતનરૂપ કારણનું જ્ઞાન થાય છે.

યથા

અંબર છાયું ઘનથી, ગિરિશિખરે નાચતી મયૂર માલ;
ધરપર કદંબ ફૂલ્યાં, આનંદપ્રદ આવ્યો વર્ષાકાલ.

આહીં ઘન આદિથી વર્ષાઋતુનું જ્ઞાન છે. ઘન આદિનો અને વર્ષાઋતુનો કાર્યકારણ ભાવ નથી, કિન્તુ અવિનાભાવ સબંધ માત્રથી છે. અવિનાભાવ એ છે કે એકના વિના બીજાનું ન થવું, તેથી આહીં વર્ષાકાલ વિના ઘનાદિનું થવું નથી, આ અવિનાભાવથી વર્ષાઋતુનું અનુમાન થયું છે.

## શબ્દ.

શબ્દથી જે યથાર્થ જ્ઞાન થાય છે તે શબ્દપ્રમાણ.

દેવો અદેવો જાય વારી, મૂર્તિ જોઇ મોહમયી,
તેને નચાવે નાચ છોકરીઓ, અહીરની છાશ દઈ.

આહીં છાશને માટે નૃત્ય કરવાવાળા કૃષ્ણ ગ્વાલનો પરબ્રહ્મનો અવતાર થવો એ વેદવ્યાસાદિકોના વચનથી પ્રમાણ છે. સત્પુરૂષોના આચરણને સદાચાર કહે છે. એને પણ કોઇએ પ્રમાણ માનેલ છે.

યથા.

નયને નિરખી જોતાં, આ ચપલાનું ચમત્કારી ચિત્ર;
મુજ મન સાક્ષિ પૂરે, કદી ન હોયે ઋષિકન્યા મિત્ર.

રાજર્ષિ વિશ્વામિત્રથી અપ્સરાના ઉદરમાં ઉત્પન્ન થએલ શકુન્તલાનું કણ્વઋષિ પુત્રીવત્ પાલન કરતા હતા. એના ઉપર આસકત થએલ દુષ્યન્તરાજાની આ ઉકિત છે.

## उपमान.

મહારાજા ભોજ ઉપમાનનું આ લક્ષણ આપે છે:-

" सादृश्यात् सदृशज्ञानमुपमानम् "

સાદૃશ્ય જ્ઞાનથી સદૃશનું જે જ્ઞાન થાય એ ઉપમાન.

યથા.

એ રોહિણી જાણો સખા, જે છે શકટ સમાન;

આમાં શકટના સાદૃશ્યજ્ઞાનથી આ રોહિણી નામનું નક્ષત્ર છે એવું જ્ઞાન થાય છે.

## अर्थापत्ति.

अर्थापत्ति એટલે અર્થનું આવી પડવું. આનું લક્ષણ એ છે કે:—

अनुपपद्यमानेनार्थेनोपपादककल्पनमर्थापत्तिः ન થતો એવો અર્થ કરીને એના થવાવાળા અર્થની કલ્પના એ अर्थापत्ति પ્રમાણ છે.

યથા.

છે શ્યામા તુજને કટિ, જાણુ કરી વિચાર;
જો ન હોય તો કયમ રહે, ભારે આ સ્તન ભાર.

મીમાંસા શાસ્ત્રવાળા તો અર્થાપત્તિ પ્રમાણુને ભિન્ન માને છે. અને ન્યાયશાસ્ત્રવાળા અર્થાપત્તિ પ્રમાણુનો અનુમાન પ્રમાણુમાં અન્તર્ભાવ કરે છે.

## अनुपलब्धि.

अन् ઉપસર્ગનો અર્થ વર્જન છે. उप ઉપસર્ગનો અર્થ સમીપ છે. लब्धि શબ્દનો અર્થ લાભ છે. अनुपलब्धि આ શબ્દસમુદાયનો અર્થ સમીપમાં લાભ નહીં." એવો છે. તાત્પર્ય એ છે કે ન દેખાવું; વસ્તુના નહી દેખાવાથી એના અભાવનો નિશ્ચય એ अनुपलब्धि प्रमाण છે.

યથા.

નથી તારે કટિ સહુ કહે, કુચ સ્થિત વિણુ આધાર;
ઇન્દ્રજાળ છે કામિની, આવે એમ વિચાર.

અનુપલબ્ધિ પ્રમાણુનો ન્યાયશાસ્ત્રવાળાઓએ પ્રત્યક્ષ પ્રમાણુમાં અન્તર્ભાવ કર્યો છે.

## संभव.

ચિન્તામણિકોષકારે संभव શબ્દનો અર્થ આ પ્રમાણે કર્યો છે:—" संभवति अस्मात् " આથી સંભવે છે અર્થાત્ જેમાંથી સિદ્ધ થાય છે, એ संभव. અને ચિન્તામણિકોષકારે સંભવનું આવું ઉદાહરણ આપ્યું છે. सहस्रे शतम् " સહસ્રમાં એકશત સંભવે છે. એથી સોને માટે સહસ્ર સંભવ પ્રમાણુ છે.

યથા.

જે છે મુજ ગુણુ સમજણુહારો, એ માટે નથી પરિશ્રમ મારો,
છે થાશે કોઇ મુજસમ કરણી, નિરવધિકાલ વિપુલ છે ધરણી.

કાલ અવધિરહિત છે અને પૃથ્વી વિપુલ છે. જેથી આ કવિના સમાન ધર્મવાળા કોઇની આગળ થવું અથવા હવે થવું સિદ્ધ છે. એથી આહીં નિરવધિકાલ અને વિપુલા પૃથ્વી સંભવ પ્રમાણુ છે. આ રીતિથી આ સંભવ પ્રમાણુ અનુમાનાદિ પ્રમાણોથી

વિલક્ષણ છે. ન્યાયશાસ્ત્રમાં તો સંભવ પ્રમાણ અનુમાન પ્રમાણમાં અંતર્ભૂત છે.

## ऐतिह्य.

ऐतिह्य એટલે પરંપરાથી ચાલતો આવેલો ઉપદેશ. આને **अनिर्दिष्टवक्तृक** કહે છે કે જેના વકતા જાણેલ નથી અર્થાત્ નિ-શ્ચય નથી કે આવું કોણે કહ્યું છે.

યથા.

"પ્રીતિ કરનારા પસ્તાય"

આ શ્રુતિ સ્મૃતિનું વચન નથી. લોક કહેવત ચાલી આવે છે. મહારાજા ભોજે લોક કહેવતને શબ્દ પ્રમાણનો પ્રકાર કહેલ છે, તે યોગ્ય છે. કેમકે લોક કહેવત પણ શબ્દરૂપ હોવાથી શબ્દમાંજ અંતર્ભૂત છે.

## संसृष्टि संकर.

એક કાવ્યમાં અનેક અલંકારોની સ્થિતિ હોય ત્યાં પ્રાચીનો સંસૃષ્ટિ અને સંકર નામક અલંકારાન્તર માને છે.

કાવ્યપ્રદીપકાર કહે છે કે લોકમાં સુવર્ણમય ભૂષણ અને રત્ન-મય ભૂષણ ભિન્નભિન્ન છે. પરન્તુ સુવર્ણના કંકણ આદિમાં રત્ન જડવામાં આવે તો ત્રીજી વિલક્ષણ શોભા થાય છે. એ ન્યાયથી કાવ્યના અલંકારોની મિલાવટમાં પણ ચારૂતાંતર જોવામાં આવે છે, એથી અલંકારાન્તર છે. સંસૃષ્ટિ શબ્દનો અર્થ સંગ. ચિન્તામણિ કોષકાર કહે છે કે **संसृष्टिः संसर्गे, संसर्गः संगे** તેથી આહીં સંસૃષ્ટિ શબ્દથી પ્રાચીન તિલતંદુલ ન્યાયથી અલંકારોની મિલાવટ ઇચ્છે છે અને સંકર શબ્દનો અર્થ કોષકાર વ્યામિશ્રત્વ કહે છે. ચિન્તામણિ કોષકાર" કહે છે: **संकरः व्यामिश्रत्वे** "वि" ઉપસર્ગનો અર્થ વિશેષ: आङ् ઉપસર્ગનો અર્થ તમામ તરફથી "મિશ્ર" શબ્દનો અર્થ મળેલ. ચિન્તામણિકોષકાર કહે છે કે:–"**मिश्रः संयुक्ते**" આ રીતિથી "વ્યામિશ્રત્વ" આ શબ્દ સમુદાયનો અર્થ તમામ તર-

ક્થી અત્યંત મિલાવટ. આ અક્ષરાર્થાનુસાર સંકર શબ્દથી પ્રાચીન નીરક્ષીર ન્યાયથી અલંકારોની મિલાવટ ઇચ્છે છે. તાત્પર્ય એ છે કે સંબંધ રહિત અનેક અલંકારોની એકત્ર સ્થિતિમાં संसृष्टि અને સંબધ સહિત અનેક અલંકારોની એકત્ર સ્થિતિમાં संकर છે.

## संसृष्टि—यथा.

છે સમર સમરસ સુભટ નરપતિ, પૃથ્વીપર સુપ્રસિદ્ધ;

આમાં ચરણના પૂર્વ ભાગમાં પ્રાચીન મતનો યમક અને ઉત્તરભાગમાં અનુપ્રાસ હોવાથી શબ્દાલંકારોની संसृष्टि છે.

યથા.

મહારાજ વીતી રજની ખોલે તરલ તારક નેણ,
અલિયુક્ત અબ્જો સદૃશ સુણિયે સુકવિના આ વેણ;
તુજ વદન શોભાથી પરાભવ પામિ આ રજનીશ,
બને મહાસિન્ધુ નિમગ્ન જાણે નિરખીયે નરઈશ.

આ કાવ્યમાં ઉપમા અને ઉત્પ્રેક્ષા એ અર્થાલંકારોની સંસૃષ્ટિ છે.

યથા.

સત્ય કહું પછિથી પછિતાઈશ, પામીશ સંગતિ તુલ્ય સ્વભાવે,
આ મૃગનેણિની કર્ણ સુણે ધ્વનિ, કોઇક પૂરણ પુણ્ય પ્રભાવે;
વખ્ત વિયોગતણો વિતતાં, તુજને ફરિને નહિ આ ઘડિ આવે,
કાં ન વદે મતિમંદ તું વાયસ, હંસગતિ વર બાલ બોલાવે.

આમાં શબ્દાલંકાર અનુપ્રાસ અને અર્થાલંકાર અપ્રસ્તુત પ્રશંસા અને સમની સંસૃષ્ટિ છે. ઉત્તમ અનુત્તમનો વિપરીત ભાવ સંબંધ છે, જેનું સહ કથન અનુભવસિદ્ધ રોચક થાય છે. એથી આહીં કાકની સાથે હંસગમની આવો સંબંધ દેખાડવો એ ઉક્ત રીતિથી યથાયોગ્ય હોવાથી આહીં સમ અલંકાર છે.

## संकर—यथा.

શશિ સુરસરિથી સિત થયા, ભવભૂષણ સુભુજંગ;
જાણી સુયશ શ્રી રામનો, સ્તવતા સુર સહુ સંગ.

આહીં તદ્ગુણ ભ્રાન્તિનું કારણ છે. પ્રથમ તદ્ગુણ ન હોય તો ભ્રાન્તિ હોયજ નહિ. એથી ભ્રાન્તિનો અને તદ્ગુણનો કાર્યકારણ ભાવ સંબંધ છે. સંસૃષ્ટિઉદાહરણોની અપેક્ષા અહીં તદ્ગુણ અને ભ્રાન્તિની મિલાવટ અત્યંત હોવાથી આ મિલાવટ નીરક્ષીર ન્યાયથી છે, એથી આહીં સંકર છે. સંસૃષ્ટિનાં ઉદાહરણોમાં તો એકાધારતા માત્ર સબંધ હોવાથી અલંકારોની મિલાવટ તિલતંદુલ ન્યાયથી છે.

કાવ્યપ્રકાશગતકારિકારનું આ લક્ષણ છે.

सैषा संसृष्टिरेतेषां भेदेन यदिह स्थितिः ॥

એ આ સંસૃષ્ટિ છે કે એ કહેલા અલંકારોની અર્થાત્ પ્રથમ કહેલ જે શબ્દાલંકાર અને અર્થાલંકાર તેની इह અર્થાત્ અહીં કાવ્યમાં ભેદ કરીને સ્થિતિ. આ કારિકાકારે भेदेन यदिह स्थितिः ॥ આ સંસૃષ્ટિના લક્ષણથી ઉક્ત અલંકારોની અભેદથી સ્થિતિ એ संकर अलंकार. આવું અર્થસિદ્ધ સંકરનું લક્ષણ માનીને અંગાંગીભાવ ઇત્યાદિ સંકરના ત્રણ પ્રકાર કહે છે. ૧ અલંકારોની મિલાવટમાં એક અંગ હોય અને બીજો અંગી હોય એ अंगांगीभाव संकर. ૨ આહીં આ અલંકાર છે કે આ અલંકાર છે આવો સંદેહ એ संदेह संकर. ૩. બન્ને અલંકારોનો એક વચનમાં પ્રવેશ હોય એ एकवाचकानुप्रवेशसंकर.

યથા.

શશિ સુરસરિથી સિત થયા, ભવભૂષણ સુભુજંગ;
જાણી સુયશ શ્રીરામનો, સ્તવતા સુર સહુ અંગ.

આહીં તદ્ગુણ ભ્રાન્તિનું કારણ છે. એથી એ બન્નેનો અંગાગીભાવ संकर છે. અંગાગીભાવ પણ એક પ્રકારનો સબંધ છે.

યથા.

નીલમણિ દીપકથી થાય ધૂમધાર તેની,
શ્યાહીથી સઘન શ્યામ ચિકુર બનાવીને;
જોઇને લે જ્યારે લાલ પ્રકટ પ્રવાલ બાલ,
સારથી અધર રંગ ભરે ચિત્ત લાવીને.

અરે પ્રાણ પ્યારી તારૂં આનન અનુપ રૂપ,
તુલ્ય ત્યારે તેમ છબિ રચે સરસાવીને;
સુખમા સરોજ સાર સૌરભ બનાવે જ્યારે,
ચતુર ચિતારો ચન્દ્ર ચહેરો ચઢાવીને.

આંહી જો આટલી સામગ્રી હોય તો વર્ણનીય નાયકાના સદૃશ મૂર્તિ બની શકે છે. એવો કવિનો આશય હોય તો સંભાવના અલંકાર છે. અને ઉક્ત સામગ્રી મિથ્યા હોવાથી વર્ણનીય નાયકાના સદૃશ મૂર્તિ બનવાનું મિથ્યાત્વ સિદ્ધ કરવામાં આવે તો મિથ્યાધ્યવસિતિ અલંકાર છે. આ રીતિથી આહીં સંભાવના અલંકારનું અથવા મિથ્યાધ્યવસિતિ અલંકારનું કોઇ સાધક બાધક ન હોવાથી એ નિશ્ચય નથી થતો કે આંહીં સંભાવનાજ છે અથવા મિથ્યાધ્યવસિતિજ છે. એથી આહીં એ બન્ને અલંકારોનો સંદેહ સંકર છે. સંદેહ સ્થલમાં સંદેહવાળી વસ્તુઓનો પરસ્પરમાં સંદેહરૂપ સંબંધ છે.

યથા.

ઇન્દ્રસમાન ઉદાર છે, અવિમાં આ અવનિપ;

આમાં જે વચનથી અર્થાલંકાર ઉપમા થાય છે, એજ વચનથી શબ્દાલંકાર અનુપ્રાસ થાય છે. આ રીતિથી આહીં એકજ વચનમાં શબ્દાલંકાર અને અર્થાલંકાર બન્ને હોવાથી एकवाचकानुप्रवेश संकर છે.

કુવલયાનંદકારે સમપ્રધાનસંકર નામનો સંકરનો ચોથો પ્રકાર કહેલ છે કે પ્રધાનતાથી સમ થએલ અનેક અલંકારોનું એક સાથે ભાન થાય એ सम प्रधान संकर

યથા.

આ રવિની તુરગાવલિ મનહર, કરતી લંઘન પીન પયોધર;
મધ્યગતારૂણ મરકતમાલા, નભશ્રી ઈવ રક્ષે ભુવિપાલા.

આહીં પયોધર શબ્દના શ્લેષથી ઉત્પન્ન થએલ અભેદાતિશયોક્તિ અંગ કરીને ઉઠાવેલ રવિની તુરગાવલિમાં મરકત માલાની જે ઉત્પ્રેક્ષા એ નભલક્ષ્મીમાં નાયિકા વ્યવહાર સમારોપરૂપ સમાસોક્તિ

ગર્ભિત છે, અર્થાત સમાસોક્તિની સાથે ઉઠાવવામાં આવે છે. પયોધર શબ્દનો શ્લેષ બન્ને જગાએ ઉપયોગી છે. એથી ઉત્પ્રેક્ષા અને સમાસોક્તિ બન્નેનો સમકાલ છે. અને પરસ્પર અપેક્ષા કરીને ચારૂતાની જાગૃતિ બન્નેની તુલ્ય છે. આ રીતિથી વિનિગમનાવિરહથી અર્થાત્ એકની પ્રધાનતાસાધક યુક્તિ ન હોવાથી સમ પ્રધાન છે. અને કોઇ પ્રાચીને કહ્યું છે કે અંગાંગી ભાવસંકર તો તરૂબીજ ન્યાયથી છે. આમાં એક અલંકાર બીજા અલંકારનું કારણ થાય છે. સંદેહસંકર દિવસનિશાન્યાયથી છે. દિવસ હોય ત્યારે નિશા નથી હોતી. અને નિશા હોય ત્યારે દિવસ હોતો નથી. एक वाचकानु प्रवेश संकर નૃસિંહન્યાયથી છે. નૃસિંહ ભગવાનના એકજ શરીરમાં નરની અને સિંહની આકૃતિ છે એમ એકજ વચનમાં બે અલંકાર. सम प्रधान संकर દિવસરવિ ન્યાયથી છે. દિવસ અને રવિ સાથેજ પ્રકાશે છે.

